શ્રીયુત

# ગો. વ. ર્ધ. ન. રા. મ


કાન્તિલાલ છગનલાલ પંડયા

સંપાદક

ઉપેન્દ્ર છ. પંડયા





એન. એમ. ત્રિપાઠી પ્રાઇવેટ લિમિટેડ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

પહેલી આવૃત્તિ ૧૯૬૦
સંશોધિત સંવર્ધિત બીજી આવૃત્તિ ૧૯૬૫



સાત રૂપિયા

મુદ્રક
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય : સાદરા

પ્રકાશક
અરવિન્દ સ. પંડ્યા
એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

'..... the prophetic soul
of the wide world dreaming on things to come!'

—Shakespeare

આર્ષદ્રષ્ટા
ગોવર્ધનરામને

अन्या जगद्धितमयी मनसः प्रवृत्ति-
रन्यैव काऽपि रचना वचनावलीनाम् ।
लोकोत्तरा च कृतिराकृतिरार्तहृद्या
विद्यावतां सकलमेव गिरां दवीय ॥

—जगन्नाथ पडित

" In the service of mankind to be
A guardian god below, still to employ
The mind's brave ardour in heroic aims,
Such as may raise us o'er the grovelling herd,
And make us shine for ever—that is life."

—Thomson

" Blessed is he who has found his work in the world and does it, making his claim to wages a zero " —Carlyle

" Farewell ! With him alone may rest the pain,
If such there were—with you, the moral of his-Strain "

—Byron

લોકહાર્ટકૃત 'સર વૉલ્ટર સ્કૉટનું જીવનચરિત્ર'નું
અવલોકન કરતાં કાર્લાઇલ લખે છે :

"One thing we hear greatly blamed in Mr. Lockhart, that he has been too communicative, indiscreet and has recorded much that ought to have lain suppressd. Persons are mentioned, and circumstances not always of an ornamental sort. It would appear that there was far less reticence than was looked for. Various persons, name and surname, have 'received pain.' Nay, the very hero of the biography is rendered unheroic; unornamental facts of him, and of those he had to do with, being set forth in plain English: hence *'personality,' 'indiscretion,'* or worse, 'sanctities of private life,' etc How delicate, decent, is English biography, bless its mealy mouth! A Damocles' sword of *Respectibility* hangs for ever over the poor English lifewriter and reduces him to the verge of paralysis... The English biographer has long felt that if in writing his biography he wrote down anything that could by possibility offend any man, he had written wrong. The plain consequence was that, properly speaking, no biography whatever could be produced. The poor biographer, having the fear *not* of God before his eyes, was obliged to retire as it were into vacuum, and write in the most melancholy straitened manner, with only vacuum for a result. Vain that he wrote, and that we kept reading volume on volume. There was no biography, but some vague ghost of a biography, white, stainless, without feature or substance: *vacuum* as we say, and wind and shadow......Of all the praises copiously bestowed on Mr. Lockhart's work, there is none in reality so creditable to him as this same censure which has also been pretty copious. It is a censure better than a good many praises. He is found guilty of having said this and that, calculated not to be entirely pleasent to this man and that, in other words, calculated to give him and the thing he worked in a living set of features, not to

leave him vague in the white beatified ghost condition... For our part we hope all manner of biographies that are written in England will henceforward be written so If it is fit that they be written otherwise, then it is still fitter that they be not written at all. To produce not things, but the ghosts of things, can never be the duty of man... The biographer has this problem set before him : to delineate a likeness of the earthly pilgrimage of a man. He will compute well what profit is in it, and what disprofit; under which latter head, this of offending any of his fellow fellow creatures will surely not be forgotten. Nay, this may so well swell the disprofit side of his account, that many an enterprise of biography otherwise promising shall require to be renounced. But, once taken up, the rule before all rules, is to do *it*, not to do the ghost of it. In speaking of the man and men he has to do with, he will of course keep all his charities about him, but all his eyes open. Far be it from him to set down ought *untrue*; nay, not to abstain from, and leave in oblivion, much that is true. But having found a thing or things essential for his subject, and well computed the for and against, he will in very deed set down such thing or things, nothing doubting, *having*, we may say, the fear of God before his eyes, and no other fear whatever. Censure the biographer's prudence; dissent from the computation he made, or agree with it; be all malice of his, be all falsehood, nay, be all offensive avoidable inaccuracy condemned and consumed; but know that by this plan only, executed as was possible, could the biographer hope to make a biography; and blame him not that he did what it had been the worst fault not to do."

---

# બીજી આવૃત્તિ માટે લેખકની પ્રસ્તાવના

સન ૧૯૦૭ની શરૂઆતમાં જ — જાન્યુઆરીની ચોથી તારીખે — ગોવર્ધનરામભાઈનો દેહ એમના એક મોટામાં મોટા મિત્ર પ્રોફેસર ગજ્જર(હાલના ડૉ કાળાભાઈ ગજ્જરના પિતા)ને ત્યા મુબઈમા પડ્યો હુ તે વખતે જૂનાગઢમા હતો અને બીએનો અભ્યાસ કરતો હતો. ગોવર્ધનરામના નાનાભાઈ નરહરિરામે (એન એમ ત્રિપાઠી એન્ડ કુ ના માલિક અને સ્થાપક) એક ખાસ સ્મારક-અંક 'સમાલોચક'ના વિશેષ અક તરીકે પ્રગટ કર્યો એમના બીજા પ્રિય મિત્ર પ્રોફેસર આનન્દશકર ધ્રુવે પણ 'વસન્ત'નો એક વિશેષાક સ્મારક તરીકે પ્રકટ કર્યો આ બન્ને અકોમા ગોવર્ધનરામના જીવન વિષે પુષ્કળ હકીકત આવી નરહરિરામે મોટાભાઈનુ અક્ષરશ્રાદ્ધ હજી વધારે સારી રીતે કરવા ધાર્યું એમનો વિચાર એક નાનકડુ જીવનચરિત્ર, આશરે ૫૦-૭૫ પાનાનુ, સરસ-સરળ રીતે લખાયલુ ને કિમતમા માત્ર ચાર-છ આનાનુ જ થાય એવુ, પ્રકટ કરવાનો હતો તેવામા (સન ૧૯૦૮મા) અમે નડિયાદના ઘણા યુવકો મુબઈમા અભ્યાસ કરતા હતા તેમા થી ચન્દ્રશકર પડ્યાને (જેમની કલમ સારી — આ સૌમા સારી — ગણાતી હતી તેમને) આ કામ સોંપાયુ

પ્રખ્યાત બર્નાર્ડ શૉ કહે છે તેમ "હમેશા અણધાર્યું જ બને છે"[1] ચન્દ્રશકર ને હુ બન્ને મુબઈમાં પ્રોફેસર ગજ્જરની લેબોરેટરીમા એમ એ (કેમિસ્ટ્રી)નો અભ્યાસ કરતા હતા આમ તો તેઓ મારી આગળ હતા, કારણ કે તેઓ બી એ મા ૧૯૦૬મા પસાર થયા ને હુ ૧૯૦૭મા પણ એમણે બી એ મા ફિ સફી લીધેલી એટલે કેમિસ્ટ્રીમા બી એ લગીનો અભ્યાસ કરી લેવામા ૧૯૦૭ની સાલ ગઈ તે સમયે બગભગ, સ્વદેશી, બૉયકોટ વગેરેનો જુસ્સો

[1] 'The unexpected always happens'

ઘણા યુવાનોમાંય ઊતર્યો હતો. જેઓ સાધારણ સરકારી નોકરીમાં જ ગયા હોત તેવા ઘણા યુવાનો સ્વદેશી ઉદ્યોગો અંગે ભણવામાં પડ્યા. તે માટે અત્યાર લગી વિજ્ઞાન-રસાયન જેમણે જરાયે ના કર્યું હોય તેવાઓ પણ, પ્રોફેસર ગજ્જરની રસાયન-પ્રયોગશાળામાં એક વર્ષ વધારે રહીનેય ઉદ્યોગોમાં પડવાની આશા સેવતા હતા. કેટલાકોએ મારી પેઠે બી.એ.માં રસાયન લઈ વધારે સજ્જતા મેળવવાની ગણતરી કરી હતી. ચન્દ્રશંકર અમારા તો એક અગ્રણી હતા. તે ઉપરાંત ગોવર્ધનરામની સાથે એમને બહુ પ્રસંગો અને ચર્ચાઓ થયેલાં; એટલે તેઓ આ જીવનચરિત્રના લેખક તરીકે યોગ્ય પાત્ર હતા.

પણ થોડા દિવસમાં એમની આંખ સખ્ત દુખવા આવી, તેથી જે કામ થોડા જ વખતમાં કરવા ધારેલ તેમાં બહુ વખત જશે એમ લાગ્યું. એમની અશક્તિ જાહેર થઈને એમણે તથા નરહરિરામે એ કામ મને સોંપ્યું. પૂરી જાણ ને જરાય અનુભવ વિના જ, માત્ર મારી ફરજની દૃષ્ટિએ, મેં આનાકાની વગર તે સ્વીકાર્યું. જેમ જેમ એ લખવા માંડ્યું તેમ તેમ તે હનુમાનજીના પૂંછડાની પેઠે વધુ લાંબું થતું ગયું. નાના મામાએ ને ચન્દ્રશંકરે તેમાં મને ઉત્તેજન જ આપ્યું, ને મેં મારા એમ.એ.ના અભ્યાસમાંથી દોઢેક વર્ષ કાઢીને આશરે ૨૫૦-૩૦૦ પાનાનું પુસ્તક "શ્રીયુત ગોવર્ધનરામ" ગુજરાતને ચરણે ધર્યું. ચન્દ્રશંકરને પણ, જે મને મળી તે, બંની જ છૂટ જરૂર મળી હોત. મને વારંવાર થાય છે કે મોડું મોડું પણ એમણે જ એક નાનકડું પુસ્તક લખી નાખ્યું હોત તો આપણા સાહિત્યને તથા આપણી ગુજરાતી પ્રજાને વધુ લાભ થયો હોત.[*]

'શ્રીયુત ગોવર્ધનરામ'નું પુસ્તક ૧૯૧૦ના ઑગસ્ટમાં છપાઈ બહાર પડ્યું. મારી ઉંમર તે વખતે ૨૪ વર્ષની માંડ હતી—લખવાનું શરૂ કર્યું ત્યારે તો ૨૪થીય ઓછી હતી. તેથી તે સમયે મારું જે જ્ઞાન,

* ૨. આ વિષે ચન્દ્રશંકર પંડ્યાનો પોતાનો અભિપ્રાય ટાંકવા જેવો છે:

'ગોવર્ધનરામનું જીવનચરિત્ર લખવાનું મૂળ તો મને જ સોંપાયેલું, પણ હું તે ન લખી શક્યો. કાન્તિભાઈએ અસાધારણ ખંત ને ચીવટથી કામ હાથ ધર્યું ને પૂરું કર્યું. આવી તટસ્થતાથી, આવી સમતોલતાથી, તો હું પણ કદાચ ન લખી શકત. એટલે ઈશ્વરી સંકેત આ બાબતમાં શુભ જ હતો, એમ જણાય છે.'

—ચ. કાન્તિલાલ છ. પંડ્યા-સ્મારકગ્રંથ પૃ. ૨૭

વિચારો વગેરે હતાં તેમાંનું જ ખરું એમાં દાખલ કરેલ. એ પુસ્તક પ્રકટ થયું પછીથી મારા પર વડીલો તેમ જ સ્નેહીઓ અને અન્ય સાક્ષરોના પુષ્કળ અભિનંદનપત્રો તે વખતે આવ્યા હતા. તેમાંના થોડાઘણા આજેય સચવાયેલા છે જે હજીય મને આનન્દ આપે છે. તે પત્રો ફરીથી વાંચતાં ઉત્તેજનાની જબરી ઊર્મિ આવી ગઈ કે આ પુસ્તકની નવી આવૃત્તિ કરવી.

પહેલી આવૃત્તિની ત્રણ હજાર નકલો કઢાવી હતી, તે બધી ધીરે ધીરે ખપી ગઈ. હું એમ.એ.નો અભ્યાસ પૂરો કરીને ૧૯૧૧માં બેંગલોર ગયો ને ૧૯૧૩માં આવી ગયો. તે પછી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) તરફથી શ્રી. રમણભાઈ નીલકંઠે લખ્યું કે "આવું જ, English Men of Letters Series ના ધોરણ ઉપર તમે બીજું જીવનચરિત્ર લખો ને સભા તમને એમાં મદદ કરશે.' આ દરખાસ્ત ઘણી સારી હતી. કોઈકે તો આવું લખવું જ જોઈએ. પણ આવા પગે પગે હું તે કરી શક્યો નહિ. ગોવર્ધનરામના જીવનકાર્યનું ઘણું સાહિત્ય નરહરિરામ પાસે ને પ્રોફેસર ગજ્જરને ત્યાં હતું. તેમાંનું થોડુંક મેં જરૂર જોયેલું. પણ, એ બધાનો ઉપયોગ મારા પુસ્તકમાં કરવા જઉં તો રસાયન, જે આજીવિકા માટે લીધેલ, તેનો અભ્યાસ છોડવો પડે વળી આ બધી સામગ્રીનો ખૂબ અભ્યાસ કરવો પડે અને અતિ મોટું પુસ્તક વળી લખાય કે નાય લખાય. મારા મનમાં હતું કે ગોવર્ધનરામને શોભે એવું મોટું જીવનચરિત્ર તો એમની બધી સામગ્રી જોઈને કોઈ પ્રૌઢ વિદ્વાન લખે તો સારું.

૧૯૨૦માં હું લંડન ગયો એટલે મારી ઘણી પ્રવૃત્તિઓ અટકી પડી, તેમ આ વાત પણ રહી ગઈ. વિલાયતથી પાછા આવ્યા પછી નરહરિરામ કહેવા લાગ્યા કે પહેલી આવૃત્તિની બધી નકલો ખપી ગઈ છે અને હવે બીજી આવૃત્તિનો વિચાર કરવાનો છે. તે સમયે (૧૯૨૪મા) હુ વિલાયતથી પાછો આવી ગયેલો ૧૯૨૬ની શરૂઆતમાં મારાં પત્નીનું અવસાન થયું – ને ઘણો સમય પછી તો શોકમા વીતી ગયો. તેમા ૧૯૩૪માં મારી લાડકી મોટી પુત્રી કુંજબાળા લાંબી બીમારી ભોગવીને ગઈ. હું તદ્દન ભાગી પડયો. ન રસાયણના સંશોધન-કાર્યમાં પડાય, ન ભણાવાય કે ન લખાય.

આજે મને લાગે છે કે ૧૯૨૪માં, વિલાયતથી પાછા આવ્યા પછી, જો તે કામ (બીજી આવૃત્તિનું) મેં માથે લીધું હોત તો અત્યારે એ પુસ્તક આમ અપ્રાપ્ય ન થયું હોત.

[* બીજી આવૃત્તિની આ કાચી પ્રસ્તાવના દુર્ભાગ્યે અહીંથી અધૂરી રહી જણાય છે.*]

*   *   *   *

[*નીચેની કંડિકા સ્વ. કાન્તિભાઈની 'શ્રીયુત ગોવર્ધનરામ'ની Interleaved copyમાં (જેમાં બીજી આવૃત્તિ માટે નોંધો ૧૯૫૫માં કરેલ છે) ટાંકેલી મળી આવી છે.*]

'ક્ષમાપ્રાર્થના—બીજી આવૃત્તિ કાઢવા માટે નહિ, પણ ૪૫ વર્ષ લગી કશું ન કરવા માટે. નિષ્ક્રિયતાનાં કારણોમાં જવાને બદલે એ જોઉં છું કે આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાંથી ભૂંસાઈ ગયું છે, ગુજરાતી જીવનકથામાં જે અસર કરી શક્યું હોત તેનો એને લાગ જ ન મળ્યો (પુસ્તક અપ્રાપ્ય થવાથી), ત્યારે એ નિષ્ક્રિયતા ગંભીર ભૂલ લાગે છે—એક રીતે ગોવર્ધનરામનો ને ગુજરાતી સાહિત્યનો દ્રોહ લાગે છે.

આ ૪૫ વર્ષમાં એટલું બધું બની ગયું છે કે એ સર્વનો ઉલ્લેખમાત્ર બહુ સમય ને અભ્યાસ માગે. એ મારાથી અત્યારે બને એમ નથી, (ગોવર્ધનરામની દશ વર્ષની વધુ આયુષ્યની ગેરંટી મને મળે એવી ઇચ્છા) '...

[ *૪૫ વર્ષ પછી એટલે ૧૯૫૫માં ઉપરનું લખાયેલું. તે પછી આજે ૧૦ વર્ષે–કાન્તિભાઈએ ઝંખેલી પુનરાવૃત્તિ તો થાય છે—પણ તે એમની ગેરહાજરીમાં ને એમણે પોતે નવ-સંશોધિત-સંવર્ધિત રૂપે પ્રકટ કરી હોત એ રૂપે તો નહિ જ ! મનોરથાનામતટપ્રપાત *]

*

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् ॥

'ક્યાં ભગવાન સૂર્યનારાયણમાંથી ઉદ્ભવ પામેલો દિવ્ય વંશ! અને ક્યાં મારી અલ્પવિષયવાળી મતિ! અરે, હું તો મોહને વશ થઈ, એક ત્રાપાની મદદ વડે આખો દુસ્તર સાગર તરી જવાની ઇચ્છા રાખું છું!' અયોધ્યાના સૂર્યવંશી નૃપતિનાં ચરિત્રનો વૃત્તાન્ત લખતી વેળાએ, રઘુવંશના આરંભમાં કવિકુલગુરુ કાલિદાસ આ પ્રકારે લેખના નાયક તથા લેખક વચ્ચે રહેલી અતિ અસમાનતા જાહેર કરે છે. શ્રીયુત ગોવર્ધનરામ જેવા એક મહાન આત્મા, જેમનું પુણ્યશાલી નામ ગુજરાતમાં ઘેરઘેર પરિચિત છે અને જેમના મહાકાર્યનો પરિમલ ગુજરાતની બહાર ઘણે દૂર સુધી પણ પ્રસરી ચૂક્યો છે, તેમના મહિમાનું આલેખન કરતી વેળાએ, લેખકના હૃદયની ક્ષોભ તથા અશ્રદ્ધાની વૃત્તિઓ, કવિ કાલિદાસની ઉપરની ઉક્તિમા પોતાનું કાંઈક સામ્ય જુએ અને તેના પ્રતિધ્વનિતુલ્ય કાંઈક ઉદ્ગાર કાઢે તો શું આશ્ચર્ય? પરંતુ શ્રીયુત ગોવર્ધનરામના ચરિત્રનું તથા જીવનનું સંપૂર્ણ ચિત્ર આપવાને બદલે તેને આ લેખની પેઠે સંક્ષિપ્ત તથા મર્યાદિત કરવું, એ માર્ગ, જોકે એક પક્ષે ગોવર્ધનરામના નામને ઓછો અનુરૂપ જણાશે, તોપણ અન્યપક્ષે લેખકના વર્તમાન અવકાશ તથા શક્તિઓને વિશેષ અનુકૂલ હોવાથી, ઉક્ત ક્ષોભને કાંઈક શમાવે છે.

આ લેખના સ્વરૂપ અંગે જે પ્રકારની મર્યાદાઓ સ્વીકારાઈ છે તેનો આશય તથા પ્રકાર નીચે સ્ફુટ થશે એ મર્યાદાઓ સ્વયંકૃત હોવાથી, તેમાંથી ઉત્પન્ન થતી અપૂર્ણતા પણ લેખકે જાણીને માન્ય કરી છે. તે વિનાની અન્ય ન્યૂનતાઓ સંબન્ધી, મિ. જેમ્સ પ્રાયરે મહાન એડમન્ડ બર્કનું જીવનચરિત લખતી વેળાએ જે વચનો લખ્યાં

છે તેનો જ પ્રયોગ ઉચિત છે. તે લખે છે—'That this attempt to sketch the life and character of one of the greatest statesmen of modern times, or perhaps of any age, is quite worthy of a man so distinguished, I am by no means vain enough to believe. To render full justice to his various genius and acquirements, demands some of his own powers *But the design may indicate desire at least to appreciate true greatness.*'[1]

વળી, જીવનવૃત્તાન્ત લખવો એ એક પ્રકારે સન્તસેવા છે. અને ગોવર્ધનરામે પોતે જ શું નથી કહ્યું કે સેવાનું મૂલ્ય સામગ્રીના હાકથી થતુ નથી, પરંતુ અન્તરની શુદ્ધ ભક્તિથી થાય છે? તેથી 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' એ ન્યાયે, આ સદ્‌ગત મહાન નરની એક સેવા, યથોચિત ન હોય તોયે, શુદ્ધભાવથી સમર્પિત છે એમ વાચકવૃન્દ સ્વીકારે એવી આશા છે.

પ્રાચીન તેમ અર્વાચીન ગુજરાતમાં, શ્રીયુત ગોવર્ધનરામ ઘણી ઘણી દૃષ્ટિએ અદ્વિતીય સ્થાન ભોગવે છે. લેખક તથા વિચારક, કવિ તથા તત્ત્વચિન્તક, પૂર્વ તથા પશ્ચિમના ગંભીર તથા ઉત્કર્ષક પ્રવાહોના પવિત્ર સંગમતીર્થ સમાન ગોવર્ધનરામ, પોતાની શક્તિઓ તથા કૃતિઓની અસાધારણતાથી સહેલાઈથી ગુર્જર અગ્રેસરની પંક્તિમાં આવ્યા છે. તેમ પોતાના હૃદયની તથા ભાવનાઓની ઉત્કૃષ્ટ મહત્તાથી તે કોઈ પણ દેશમાં ને કોઈ પણ કાળમા લોકસપૂજ્ય થયા વિના રહેત નહિ. એ દ્રષ્ટાની પ્રવૃત્તિઓ, એમની શક્તિઓની પેઠે, ઉચ્ચ, સંગીન તથા અનેકદેશીય હતી, તેવી જ રીતે, એમના હૃદયની પેઠે, વિશાળ, નિ:સ્વાર્થ તથા હિતમયી હતી આવા મહાન પુરુષને ઉચિત જીવન-

1. 'અર્વાચીન કાળના, અથવા તો કદાચિત્ કોઈ પણ કાળના, મોટામાં મોટા રાજપુરુષોમાના એક (મિ. બર્ક)ના જીવન તથા ચરિત્રનો સંક્ષિપ્ત વૃત્તાન્ત આપવાનો આ પ્રયાસ, આવા વિખ્યાત મહાપુરુષને જેવો શોભે તેવો જ તદ્દન છે, એમ માનું એવો હું કોઈ રીતે મિથ્યાભિમાની નથી. તેની વિવિધ પ્રકારની નૈસર્ગિક પ્રતિભા તથા સિદ્ધિ–શક્તિઓને સંપૂર્ણ ન્યાય આપવા માટે તો કાંઈક એના જેવી જ શક્તિની અપેક્ષા રહે છે. પરંતુ આ યોજના બીજું કાંઈ નહિ તો શુદ્ધ મહત્તાની કદર કરવાની ઇચ્છા તો સૂચવશે.'

ચરિત્ર તો તે જ હોઈ શકે, જેમાં એમના જીવનને ધડનાર સિદ્ધાન્ત, સૂત્રો તથા ભાવનાઓનું બને તેટલું સંપૂર્ણ નિરૂપણ થાય, જેમાં એમના જીવનપ્રવાસની મહત્ત્વની તેમજ પ્રકૃતિસૂચક સર્વ હકીકતોનો સમાવેશ થાય, અને જેમાં યૂરોપ તરફ જીવનચરિત્રનાં જે ધોરણ શિષ્ટ મનાયાં છે તેમાંનાં શ્રેષ્ઠ ધોરણ અનુસાર ચરિત્રનું આલેખન કરવામાં આવે.

આવા જીવનચરિત્રની અપેક્ષા સંબંધી તો મતભેદ ભાગ્યે જ સંભવે. તેમ તે માટે જે સામગ્રી જોઈએ તેમાંની ઘણી સામગ્રી પણ સુલભ છે. પોતાના જીવનની ઘણી હકીકત ગોવર્ધનરામ પોતે જ મૂકતા ગયા છે; જ્યારે એમના સ્નેહીઓ તથા ઓળખીતાઓનું વિશાળ મંડળ જે હજી અસ્તિત્વમાં છે તે બીજી ઘણી મૂલ્યવાન હકીકત પૂરી પાડી શકે. પરંતુ આ કાર્ય એવા ગૌરવનું છે કે ધાધલથી અથવા ઉપરટપકે થવું ઘટતું નથી. ગોવર્ધનરામની સર્જનચિંતનલીલાનું પરિપૂર્ણ ને પરિપક્વ અધ્યયન, વિશાળ મનોદૃષ્ટિ, ધર્મ–રાજ્ય–સાહિત્ય–ગૃહસંસાર ઇત્યાદિ અનેક વિષયોનું અને તે તે વિષયમાં હિન્દની હાલની અવસ્થાનું બને તેટલું સાચું જ્ઞાન, મનના વિચારો તથા આશયોનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવાની શક્તિ, દીર્ઘ સમય તથા અનન્ત શ્રમનું પ્રેમાર્પણ કરવાની તત્પરતા, વગેરે ઉપરાંત, ન્યાયીપણું, હિંમત, રાગદ્વેષથી વિમુક્તિ, હૃદયની પવિત્રતા, અને – જો બની શકે એમ હોય તો – શ્રીયુત ગોવર્ધનરામનો પોતાનો થોડો પણ સહવાસ—એ લક્ષણો આવા જીવનચરિત્રના લેખકમા સર્વથા આવશ્યક છે.

કાંઈક આવા ધોરણ ઉપર ગોવર્ધનરામનુ ચરિત્ર રચાવવા માટે એમના સહૃદય મિત્ર પ્રો ગજ્જરે પ્રયત્ન આદર્યો હતા, અને રા. રણજિતરામ વાવાભાઈ જેવા તીવ્ર વિવેચનશક્તિવાળા, વ્યાપક મનોદૃષ્ટિવાળા, ઉત્સાહી વિદ્વાનને તે કાર્ય સોંપ્યું હતુ. આ પ્રયાસમાં આઠદશ વર્ષ સહેજે વીતી જશે એમ માનવામા આવતુ. પરતુ એએક વર્ષમા અણધાર્યાં વિઘ્ન આવ્યા અને એ યોજના બધ પડી. એ યોજના સિદ્ધ થાઓ એવી ઉત્કટ ઇચ્છા આ લેખકની હોવા છતા, તે વિષે કોઈ પણ વાત ચોક્કસ રીતે કહી શકાય એવું હોય તો તે એ છે કે તેનું ભવિષ્ય અત્યારે તદ્દન અનિશ્ચિત છે.*

* શ્રી રણજિતરામનુ અકાળ અવસાન થતા એ યોજના અતે અસિદ્ધ જ રહી! (સ.)

આના કોઈ પણ મોટા જીવનચરિત્રથી પ્રસ્તુત લેખ તદ્દન ભિન્ન પ્રકારનો છે અને તે હેતુપૂર્વક છે તે હેતુ કયા છે, લેખનો પ્રકાર કેવો છે, અને તેને માટે કઈ સામગ્રી ઉપયોગમા લેવાઈ છે તે વાચકને જણાવવુ આવશ્યક છે

પ્રો ગજ્જરનો પ્રયાસ આકસ્મિક આપત્તિથી મૂર્છા પામ્યો, પછી શ્રીયુત ગોવર્ધનરામના અનુજ રા રા નરહરિરામના હૃદયમા એક અભિલાષ સ્ફુર્યો શ્રીયુત ગોવર્ધનરામની પાછળ 'વસન્ત' તથા 'સમાલેચક' બન્ને પત્રોએ સ્મારક-અક પ્રગટ કર્યાં છે તે અકો માસિકો સાથે જોડાયા હોવાથી અને સખ્યામા નાના તથા મૂલ્યમા મોટા હોવાથી ગુજરાતના સામાન્ય વાચનારને તે દુર્લભ થઈ પડ્યા છે વળી બન્નેમાથી એકમા પણ ગોવર્ધનરામનો સમગ્ર જીવનવૃત્તાન્ત નથી તેથી તેમાથી અથવા સ્વતન્ત્ર રીતે એક લઘુ લેખ તૈયાર કરાવી જુદા પુસ્તકરૂપે છપાવ્યો હોય તો ઘણુ શ્રેય થાય એમ રા રા નરહરિરામને લાગ્યુ વળી તે લેખ ઘણો નાનો થશે એમ લાગવાથી 'સરસ્વતીચન્દ્ર'ની નવીન આવૃત્તિ છપાતી હતી તેના આરભમા તે મૂકવો એવો વિચાર હતો સકલ્પ ક્રમે ક્રમે દૃઢ થયો અને રા ચન્દ્રશકર નર્મદાશકર પડ્યાને તે કાર્ય સોંપવામા આવ્યુ પરતુ થોડા દિવસમા એમને નેત્રનો વ્યાધિ તથા પરીક્ષાની ઉપાધિ નડવાથી આખરે તે કાર્ય આ લેખકને સ્વાધીન કરવામા આવ્યુ મૂળ યોજનાની મર્યાદાઓને પોતાને યોગ્ય લાગ્યા પ્રમાણે વધારી-ઘટાડી આ લેખકે કાર્યનો આરભ કર્યો જેનુ મુદ્રાકિત પરિણામ વાચકના હાથમા મૂકી ઈશ્વરકૃપાથી લેખક ઋણમુક્ત થાય છે

આ પ્રમાણે શ્રીયુત ગોવર્ધનરામના મોટા શિષ્ટ જીવનચરિત્ર હોવાનો આ લેખનો કોઈ રીતે ઇરાદો કે દાવો નથી વળી જો એ મોટ ચરિત્ર કદી લખાય તો તેને આ લેખ બાધકારક નહિ પણ સહાયકારક થશે એવી આશા છે

લેખનુ સ્વરૂપ આવા જુદા પ્રકારનુ નક્કી કરવામા ઘણા હેતુ હતા આ લેખકનો એક અભિપ્રાય એ છે કે જેઓ ખરેખર મોટા માણસો થઈ ગયા હોય તેઓ સબધી સાચી હકીકત જેટલી પ્રકાશમા આવે તેટલો જનસમાજને લાભ છે એવી રીતે ગોવર્ધનરામનુ મોટુ સંપૂર્ણ જીવનચરિત્ર તૈયાર થઈ ચૂક્યુ હોય તોપણ જુદા જુદા

આણમે એમની સાથેના પોતાના જુદા જુદા અનુભવ પ્રકટ કરે અને જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી એમનું અવલોકન કરે એ બહુ ઈષ્ટ છે. ગટેએ પણ કહ્યું છે ને કે 'On the lives of remarkable men ink and paper should least be spared.'—'નામાંકિત નરોના જીવનચરિત પાછળ શાહી કે કાગળની સહેજ પણ કસર કરવી જોઈએ નહિ.' વળી અત્યારે જણાય છે તે મુજબ, ગોવર્ધનરામનું મોટું ચરિત્ર થોડાં વર્ષની અંદર ભાગ્યે તૈયાર થશે, અને જ્યારે થશે ત્યારે પણ તે પ્રધાનપણે વિદ્વદ્યોગ્ય જ થશે. તેથી, તે ગ્રંથ પ્રકટ થતાં પહેલાં, ગુર્જરપ્રજા સમક્ષ કોઈક પણ પ્રમાણરૂપ લેખ રહે, અને તે ગ્રન્થ પ્રકટ થયા પછી પણ, સામાન્ય લોકોને ઉપયોગી લેખ તરીકે તે સ્થાન જાળવી શકે, એવો एका क्रिया द्वयर्थकरी થાય એ પ્રકારનો, લેખ લખવાનો ખાસ આશય હતો. વળી, એક પ્રધાન ઉદ્દેશ એ પણ હતો કે ગોવર્ધનરામે પોતાના જીવનમાં કેવું મહાન કાર્ય કર્યું છે તેનું આપણા ગુજરાતીઓને પણ ભાન થાય, અને આવું મહાન કાર્ય કરવા છતાં એમનું જીવન કેવું પવિત્ર, ઉદાત્ત તથા સ્વાર્પણુગીન હતું તે વાત આપણા સાક્ષર તથા અ-સાક્ષર સર્વ બન્ધુઓના જાણવામાં આવે. તેમ, આ શ્રેષ્ઠ પુરુષના જીવન તથા જીવનકાર્ય પ્રતિ પૂજ્યભાવ જાગે, તો એમના જીવનનું તથા જીવનકૃતિનું વિશેષ સામીપ્યથી અભિજ્ઞાન કરવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય; તેમ થવાથી એમની કૃતિઓનો વિશેષ બારીક તથા વિચારપૂર્વક અભ્યાસ થાય; અને તે અભ્યાસ થયાથી તેમની અનેક રીતે ઉન્નતિ થાય; ગોવર્ધનરામના સન્દેશ તેમના હૃદયમાં વધારે સહેલાઈથી ઊતરે, અને 'મોહકાળનાં ઉદયમાન કિરણો' જે ગોવર્ધનરામે પ્રત્યક્ષ કર્યાં હતાં તે વિશેષ બળવાન થઈ પ્રજાહૃદયના ખૂણેખૂણાને પણ પ્રકાશિત કરે—એ આ લેખના 'સર્વ ઉદ્દેશોનો કેન્દ્રસ્થ ઉદ્દેશ' છે.

આ ઉદ્દેશો અનુસાર, એ સ્મારક-અંકોમાંથી એક સંક્ષિપ્ત જીવનવૃત્તાન્ત તૈયાર કરવાના રા. રા. નરહરિરામના મૂળ વિચારમાં લેખકે નીચે પ્રમાણે ફેરફાર કરવાનું યોગ્ય ધાર્યું: ૧. આ કથા બને તેટલી લોકોપયોગી તથા લોકપ્રિય-popular-કરવી. ૨. તે માટે ભાષા તથા વિચાર બની શકે તેટલા સરળ રાખવા. ૩. લેખને જીવનના પ્રસંગો, ટૂચકાઓ વગેરે રસદાયક સામગ્રીથી બને તેટલો ભરપૂર રાખવો. ૪. લેખ બને તેટલી ઓછી કિંમતે બહાર પાડવો,

જેથી તે સૌને સુલભ થઈ શકે ૫ કેવળ એ સ્મારક—અ કોમા પ્રકટ થયેલી હકીકત કે મુદ્દાઓથી બધાઈ ન જવુ, પરતુ એમના જીવનના વિશેષ પ્રસગો તથા વિશેષ રૂપો, જે ઉપરના ઉદ્દેશોને અબાધક હોય, તેનો પણ બને તેટલો સ્વીકાર કરવો

આ મર્યાદાઓ નિયત કરવામા એક અન્ય વિશિષ્ટ ઉદ્દેશ હતો, જે અહીં પ્રકટ કરવો ઉચિત છે સામાન્ય મનુષ્યો સમજી શકે તેવુ સરલ અને સામાન્ય મનુષ્યો લઈ શકે તેવુ મોઘુ, પરતુ તે એની સાથે બની શકે તેટલા ઊચા પ્રકારનુ, લોકભોગ્ય ને લોકપ્રિય સાહિત્ય રચવામા લેખકે પોતાનો બને તેટનો હિસ્સો આપવો સાહિત્યના બે ભાગ પાડી શકાય લોકભોગ્ય અને પડિતભોગ્ય ગોવર્ધનરામે પણ આવો ભેદ પાડ્યો છે અલબત્ત કેટલાક લેખ ઉભયભોગ્ય પણ હોઈ શકે પરતુ તે સિવાયના બીજા લેખ સામાન્ય રીતે આ બેમાથી એક વર્ગમાના હોય છે વાસ્તવિક રીતે આ બે વર્ગ વચ્ચે કાંઈ પણ વિરોધ નથી સાહિત્ય મન્દિરમા પ્રત્યેકનુ સ્વકીય ઉચ્ચ સ્થાન છે અને લોક કલ્યાણાર્થે ઉભયની આવશ્યકતા અનિવાર્ય છે તેથી સમજુ માણસ એવો એકપક્ષી આગ્રહ કદી નથી કરતા કે સાહિત્યમાથી આમાના એક ઇમારતનો તદ્દન બહિષ્કાર થાય અને બીજીનુ સર્વત્ર પ્રવર્તન થાય પરતુ હાલમા એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે કે પ્રજાહિતની દૃષ્ટિથી આ બે પ્રકારના સાહિત્યની વચ્ચે જે સમતોલ પ્રમાણ રહેવુ જોઈએ તે રહ્યુ નથી, અને લોકોપયોગી સાહિત્યની જરૂર વધતા છતા તેવા સાહિત્યની છત થઈ નથી આપણી પ્રજાનો મોટામા મોટો ભાગ નિરક્ષર છે, અને જેઓને વિદ્યાના કાઈક પણ સસ્કાર મળે છે તેમાનો મોટો ભાગ, અનેક જુદા કારણોથી, પોતે જે ભાષા બોલે છે તેનુ ઘણુ અધૂરુ ને ઉપરચોટિયુ જ જ્ઞાન પ્રાપ્ત કરે છે આ પ્રમાણે પ્રજાના જુદા જુદા વર્ગોનુ શાત ચિત્તથી પૃથક્કરણ કરતા એમીએ, અને આપણી જ ભાષાનુ સારુ જ્ઞાન સપાદિત કરવામા આપણને કેવી કેવી મુસીબતો નડે છે તેનો બરોબર વિચાર કરીએ, તો, 'સાક્ષરી' ભાષા પૂર્ણ રીતે સમજી શકે એવો વર્ગ તો બહૂ જ અલ્પ જણાશે આટનો વિચાર કર્યા પછી એટલુ સમજવુ કઠિન નહિ થાય કે આ વર્ગના કુડાળાની બહાર રહેલા, ભણેલાઓ, થોડુ ભણેલાઓ તથા સમૂળગુ નહિ ભણેલાઓની સખ્યા અતુલ વિસ્તારવાળી છે આપણા શરીરમા ધડ

તથા માથાને એવો સંબન્ધ છે કે ગમે તેવા ઉન્નત પ્રદેશોમાં ઊડવાને માથાની ઇચ્છા થાય, પરંતુ ધડને છોડીને અથવા તો ધડને તેવી શક્તિ આપ્યા વિના શરીરની કાંઈ પણ ગતિ થઈ શકે નહિ. તેવી રીતે પ્રજાદેહના શીર્ષ સમાન વિદ્વાન લોકો ગમે તેવા ઉચ્ચ પ્રદેશોમાં વિહરવા આતુર હોય, પરંતુ પ્રજાના ધડ સમાન લોકોના બીજા વર્ગો અશક્ત હશે, તો આખો પ્રજાદેહ કોઈ પણ રીતે ઉત્કર્ષ પ્રાપ્ત કરી શકશે નહિ. આ મહાન સિદ્ધાન્ત, રાજકીય, નૈતિક, આર્થિક, ધાર્મિક, ઇત્યાદિ સર્વ વિષયો માટે સત્ય છે. તે અનુસાર શિક્ષણના તથા જ્ઞાનના પ્રસારની આવશ્યકતા આપણી સમગ્ર રાષ્ટ્રીય જાગૃતિને અર્થે હવે સ્વીકારાવા લાગી છે. એ પ્રસારનાં સાધનોમાં, શાળાઓ, વ્યાખ્યાનો, સભાઓ, વગેરેની સાથે, સરલ લોકપ્રિય પુસ્તકો અગત્યનું સ્થાન ધારણ કરે છે. લેખકના આ વિચારો, પ્રસ્તુત વિષયને આવી શૈલીમાં ઉતારવાની અનુકૂળતા, અને ઉપર વર્ણવેલા અન્ય ઉદ્દેશો સાથે આ ઉદ્દેશનું સામંજસ્ય—એ સર્વેને પરિણામે, આ લેખકને બની શકે તેટલો લોકોપયોગી તથા લોકપ્રિય કરવો એ લેખકને એક પવિત્ર કર્તવ્યરૂપે પ્રતીત થયું.

આ પ્રમાણે, ઉપર ગણાવેલી પાંચ મર્યાદાઓથી લેખનું સ્વરૂપ વિશેષ નિશ્ચિત કરી, સ્થળે સ્થળે લાલિત્ય-સૌન્દર્ય-ગહનતા-આદિને ગૌણ સ્થાન આપ્યું છે અને યથાશક્તિ સરલતા સાચવવા પ્રયાસ કર્યો છે. આપણી ભાષાની વર્તમાન સ્થિતિમાં આ કાર્યની કઠિનતા વિચારવન્ત વાચકની તો દૃષ્ટિબહાર નહિ જ હોય. ખરે, સહેજ ખેદસહિત લેખકને કબૂલ કરવું પડે છે કે જે સરલ શૈલીની લેખકે પોતે આશા રાખી હતી, તે લેખના સર્વ પ્રકરણોમાં એકસરખા પ્રકારે સચવાઈ નથી. "સામાન્ય વિકાસ" (ખંડ ૧, પ્ર. ૫), "બુદ્ધિ" (ખંડ ૨, પ્ર. ૨), "જીવનની ભાવના" (ખંડ ૨, પ્ર. ૫), તથા "સાક્ષરજીવન" (પૃ. ૨૪૦થી આગળ), વગેરે પ્રકરણોમાં કઠિન શબ્દોનો પ્રયોગ કર્યો વિના ચાલ્યું નથી. કિન્તુ વિષયનું સ્વરૂપ એ જ તેનું મુખ્ય કારણ છે. અને એ સ્વરૂપનું સરળ રીતે વર્ણન કરવા પ્રયાસ કરવો એ એટલું જ અઘટિત તથા લેખની મૂળ મર્યાદામાં અસહ્ય વૃદ્ધિ કરવા જેવું લેખકને જણાયું. પાદદીપના ઉપયોગથી આ કઠિનતા જેટલી ઓછી થઈ શકે તેટલી કરવા બનતો પ્રયત્ન કર્યો છે.*

* આ આવૃત્તિમાં આવી પાદદીપ બિનજરૂરી ગણી રદ કરી છે. (સ.)

'તુલના 'ના વિભાગમાં સમાયલા વિષયો પરત્વે પણ આ સિદ્ધાન્તો દૃષ્ટિ સમક્ષ રાખ્યા છે, અને ઉપર કહેલા ઉદ્દેશોની ગળણીથી ગળી લઈને સ્વીકાર્યો છે. સમાજ, રાજ્ય, ધર્મ, કેળવણી, વગેરે માટે ગોવર્ધનરામના શા અભિપ્રાયો હતા તે વિશે ઘણાને તીવ્ર જિજ્ઞાસા થતી હશે. એ જિજ્ઞાસાનું તથા એ અભિપ્રાયોનું ગૌરવ ઘટાડવાના હેતુથી નહિ, પરંતુ તેમાં વિસ્તારથી ઊતરવા જતાં લેખનું મૂળ સ્વરૂપ કદાચ —વિકૃત થાય એમ લગવાથી ' પ્રકીર્ણ 'ના પ્રકરણ (પૃ. ૨૭૦–૨૮૪)માં તેને જે સ્થાન આપ્યું છે તેથી વિશેષ આપવું ઉચિત જણાયું નથી.

'તુલના' શબ્દનો લેખકે જે અર્થમાં પ્રયોગ કર્યો છે તે સ્પષ્ટ કરવાની જરા જરૂર છે. એ શબ્દના બે અર્થ થઈ શકે છે. પહેલો અર્થ 'સરખામણી' 'બરાબરી' વગેરે જેવો થાય. બીજો અર્થ, માપણી, તોલ જેવો થાય. આ લેખમાં તેનો બીજો અર્થ જ ઉપયોગમાં લીધો છે તેનો અંગ્રેજી પર્યાય 'Estimate' છે. અંગ્રેજી જીવનકથાઓમાં 'Life and Estimate of ..' એવી રીતે જે પ્રયોગ થાય છે તે અર્થમાં 'જીવનકથા અને તુલના'નો પ્રયોગ છે. પ્રથમ અર્થ પ્રમાણે તો બીજા મોટા માણસોની સાથે ગોવર્ધનરામની સરખામણી કરવાની હોત. દાખલા તરીકે, નવલકથાકારરૂપે એમને મૂલવતાં, ગુજરાતી કે અંગ્રેજી કે સંસ્કૃત કથાકારોની તુલનામાં ગોવર્ધનરામ કથાકારરૂપે કેવા હતા, તે જોવાનું થાત. અહીં એ તો સાપેક્ષ તુલનાનો પદ્ધતિ સ્વીકારી નથી. પરંતુ નિરપેક્ષ રીતે નવલકથાકારરૂપે ગોવર્ધનરામના લાક્ષણિક ગુણદોષ કયા હતા તે કહેવાનું જ અવલોકન કર્યું છે.

જનસામાન્યને માટે લખાયલા લેખોમાં બે વસ્તુની ખાસ જરૂર છે. પહેલી વસ્તુ એ કે વાંચનાર સમજી શકે એવી સહેલી રીતે તે લખાવી જોઈએ, અને બીજી એ કે વાચનાર ખરીદી શકે એવી સોંઘી કીમતે તે વેચાવા જોઈએ. પહેલી સંબન્ધી ઉપર લખાઈ ચૂક્યું છે. બીજી સંબન્ધી લખવાનું બાકી છે, અને તે એ કે, 'સમાલોચક' પત્ર સાથે શ્રીયુત ગોવર્ધનરામનો ગાઢ સંબન્ધ હોવાથી, તે પત્રના ગ્રાહકોને 'ગોવર્ધન–સ્મારકમાલા'નો આ ત્રીજો મણકો પણ ઉપહારરૂપે આપવાની વ્યવસ્થા થઈ છે, અને ગ્રાહક ન હોય તેવા મનુષ્યોને લગભગ પડતર ભાવે આપવાનો ઠરાવ થયો છે અને પળાયો છે.

આ લેખના આશય તથા સામાન્ય પ્રકાર વિષે આટલું જણાવવું પર્યાપ્ત ગણી, એક જીવનકથારૂપે તેનું સ્વરૂપ કેવા પ્રકારનું છે અને તે માટે કયાં ધોરણો લેખકે સ્વીકાર્યાં છે તે હવે સંક્ષેપમાં દર્શાવીશું.

જીવનકથા કે જીવનચરિત્રની રચનાના જે જે નિયમો છે તે તે સર્વ નિયમોના આધારરૂપ મહાનિયમ તો એ જ હોઈ શકે કે ચરિત્ર-લેખકે નાયકની તાદશ પ્રતિમા પોતાના લેખમાં ખડી કરવી. એક કુશળ ચિત્રકાર પોતાના કેનવાસ ઉપર એવી આબેહૂબ છબી ઉતારે છે કે છબીમાં રહેલો મનુષ્ય જાણે જીવતો જ હોય એમ જોનારને આભાસ થાય છે. તેને ઓળખનાર મનુષ્યને, છબી જોતાં, એમ જ લાગે છે કે, આ તે પેલો મનુષ્ય સાક્ષાત્ અહીં વિરાજે છે કે શું? અને તેને ન ઓળખનારને એની પ્રતિમા – જીવરહિત હોવા છતાં – એવી તાદશ લાગે છે કે જાણે જીવતી આકૃતિ જ જોઈ હોય એમ તેના મન ઉપર સંસ્કાર પડે છે. અરે, એટલું જ નહિ, પણ કેટલાક પૂતળાં બનાવનારાઓ એવી શ્રેષ્ઠ કલાથી પૂતળાં ઘડે છે કે તે જાણે હમણાં બોલશે કે હાલશે એટલે સુધી જોનારને ભ્રમ થાય છે. આવી શ્રેષ્ઠ તાદશતા ચિત્રમાં, ફોટોગ્રાફમાં કે, વિશેષ સ્થૂલ, મૂર્તિરચનામાં ઘણી વાર દૃષ્ટિગોચર થાય છે. જીવનકથાકારનાં કલા ને કર્તવ્ય પણ આવા પ્રકારનાં છે. તેનાં સાધન, અલબત, વિશેષ સૂક્ષ્મશક્તિવાળાં છે. પરંતુ તેની કૃતિ તો તત્ત્વત: શબ્દચિત્ર જ છે. પોતાના નાયકને કેમ વધારે સુન્દર બનાવવો તથા કેમ ઓછા દોષવાળો દેખાડવો એ એને જોવાનું નથી. એનું મુખ્ય કર્તવ્ય તો એ જ છે કે નાયકનું સત્ય સ્વરૂપ શું છે તે બને તેટલી સંપૂર્ણતાથી સમજવું અને બને તેટલી કુશળતાથી કાગળ ઉપર ઉતારવું. નાયકના ચરિત્રનું સત્ય, સ્વાભાવિક અને તાદશ નિરૂપણ કરવામાં આ ચિત્રની ઉત્કૃષ્ટતા અને સુન્દરતા રહેલી છે, – નાયકને સર્વ ગુણોથી અસત્ય રીતે સંપૂર્ણ બનાવવામાં નહિ.

જીવનચરિત્રની લેખનપદ્ધતિના આ મુખ્ય સિદ્ધાન્તને માન્ય કર્યાથી, બીજા બે સિદ્ધાન્તોનું પાલન આવશ્યક બને છે: ૧. નાયકના સદ્‌ગુણોની અત્યુક્તિ તથા દુર્ગુણોની અનુક્તિથી દૂર રહી, ઉભયની સત્ય તુલના કરવી, અને ૨. નાયકની "personality" સ્ફુટતાથી પ્રકાશમાં આણવી.

૧. કેટલાક લેખકો, જાણ્યે અજાણ્યે, આ પહેલા નિયમનો ભંગ

કરી એવી રીતે જીવનચરિત્ર લખે છે કે નીતિશાસ્ત્રમાં વર્ણવેલા સર્વ સદ્‌ગુણો જાણે નાયકમાં ભરાઈ ગયા હોય એમ વાચકના ચિત્ત ઉપર સંસ્કાર પડે છે. નાયકમાં આવી રીતે ઈશ્વરત્વનો આરોપ કરતાં તેઓ વીસરી જાય છે કે સંપૂર્ણતા એ મનુષ્યને લલાટે લખેલી વસ્તુ નથી, અને મહત્તા તથા સંપૂર્ણતા એ બે વચ્ચે ઘણું તથા ઓળંગી ન શકાય તેવું અન્તર છે. કોઈનેય દુઃખ લાગે નહિ તથા કોઈનુંયે ખોટું દેખાય નહિ એવા હેતુથી, નાયકની તથા તેના સંબન્ધમા આવેલાં મનુષ્યોની નિર્બલતાને ઢાંકી દઈ, બધું ચિત્ર સુવર્ણરંગી આલેખવું, એ કોઈ રીતે અઘરું કામ નથી. પરંતુ તે માર્ગ સ્વીકારતાં સત્યનો નાશ જ થાય છે, જીવનકથાકાર પોતાના કર્તવ્યમાંથી ભ્રષ્ટ થાય છે, અને જીવનકથા નીરસ તથા શ્રમજનક બને છે. આવી રીતે કોઈની અતિકોમલ વૃત્તિઓને આઘાત કરવાના ભયથી કેવલ એકપક્ષી ચિત્ર આલેખવું, તે કરતાં તો બહેતર છે કે એ જીવનચરિત્ર સમૂળગું લખવું જ નહિ. પણ એક વાર તે હાથમા લીધું એટલે પછી લેખકનો ધર્મ તો એ જ છે કે નાયકને લગતી કોઈપણ મહત્ત્વની હકીકત પોતાના નાજુક ત્રાજવાની બહાર રહી જાય નહિ, અને આવી દરેકેદરેક વીગતનો બરોબર હિસાબ લેવાય — પછી તે વીગત ગુણરૂપ નીવડો કે દોષરૂપ નીવડો. આ વિષે ટોમસ કાર્લાઈલનાં જે વચનો પ્રસ્તાવનાની શરૂઆતમાં ઉતાર્યાં છે તે બહુ મનનીય છે.

આ સિદ્ધાન્તનું પાલન શ્રીયુત ગોવર્ધનરામની બાબતમાં તો ખાસ આવશ્યક છે કેમ કે એમનું પોતાનું ચરિત્ર એવું ઉદાત્ત તથા પવિત્ર હતું કે તેમના સંબન્ધી કોઈ વાત ઢાંકવી પડે અથવા પ્રકટ કરતાં શરમાવું પડે એવું નથી. સભ્યતા, પ્રશ્રય, વિનય, ચાતુર્ય, કુનેહ ઇત્યાદિ પ્રજાના ઉચ્ચ વર્ગમાં વસતા કુલીન ગુણો ગોવર્ધનરામમાં કોઈ રીતે ગેરહાજર ન હતા, પરંતુ આ ગુણો એમની સત્ય ઉપરની પ્રીતિને તથા નિષ્પ્રપંચ પ્રકૃતિને કોઈ રીતે પ્રચ્છન્ન કરી શક્યા નથી. એટલા માટે એ ખાસ ઉચિત છે કે એમના જીવનની નિરીક્ષા તદ્દન પક્ષપાતરહિત થાય. એમના જીવનના કેટલાક વિશેષ ખાનગી પ્રસંગો આ લેખમાં લઈ શકાયા નથી, તેનું કારણ એ નથી કે તે જાહેર કરવા જતાં ગોવર્ધનરામનું કાંઈ ખોટું દેખાય. એ પ્રસંગો તો ઊલટા એમના ચારિત્ર્યની શુદ્ધતા ઉપર સમર્થ પ્રકાશ નાખે છે। પણ તે પ્રસગો

સાથે જોડાયલાં અન્ય મનુષ્યોને તથા તેમનાં સંબન્ધીઓને ક્ષોભ કે ત્રાસ આપવો એ અત્યારે નિરર્થક છે. તેમ આ સંક્ષિપ્ત જીવનકથા હોવાથી તેમાં સામાન્ય પ્રકારની હકીકતો જ આવી શકે, બધી ઝીણી ઝીણી વીગતો નહિ. બાકી, એ સત્ય તો સર્વમાન્ય છે કે 'જે ગ્રંથકારોનાં અન્તઃકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડાં મૂકી શકાય, જેમને કાંઈ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઈ નાંખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહાપ્રયાસની કીર્તિ ગાતાં અન્તે વિજય જ વર્ણવવાનો છે, એવાઓની જીવનકથા સાધુકીર્તન જેવી છે, અને તે લખનાર વાંચનારને આનન્દનું કારણ છે.' ગોવર્ધનરામનું ચરિત્ર જોનાર કોણ એમ નહિ કહે કે રા. રા. નવલરામ સંબન્ધી આ વાક્ય લખતાં ગોવર્ધનરામે એવું લખી દીધું છે જે એમને પોતાને પણ પૂરેપૂરી રીતે લાગુ પડે ?

૨. અંગ્રેજીમાં મહાન માણસોનું મૂલ્યાંકન કરતાં બે શબ્દો વપરાય છે. તેમનું 'Work' અને તેમની 'Personality.' 'Work' એટલે તેમણે પોતાના જીવનમાં જે મહાકાર્ય કર્યું હોય તે. આ મહાકાર્ય એમની મહત્તાને પ્રકટ કરે છે. જગતના ઇતિહાસના અમર પૃષ્ઠો ઉપર ચિરંજીવ અક્ષરે તે મુદ્રિત થાય છે અને ભવિષ્યની સર્વ પ્રજા મુખ્યત્વે એ મહાકાર્યથી એમની સ્મૃતિ સાચવી શકે છે. આ મહાકાર્ય જ એમની પ્રતાપી કીર્તિનો ખરો સ્મરણસ્તંભ છે, અને એ સ્મરણસ્તંભને રોપનાર તથા તેનું રક્ષણ કરનાર ઇતિહાસ છે. 'Personality' શબ્દથી તે પુરુષોની પ્રકૃતિ, એમની ટેવ તથા ગીનભાનનું સમગ્ર પુદ્‌ગલ, હમેશ નાનામોટા પ્રસંગોએ અચૂક દૃષ્ટિએ પડતા એમના નાનામોટા ગુણોનો સમૂહ, વગેરે તદ્દન અંગત-Personal-વિશિષ્ટ તથા માનુષિક ગુણદોષોનો સમુદાય સૂચિત થાય છે. 'Personality' એમને અન્ય નાના તથા મોટા માણસોથી જુદા પાડે છે. એક જ ક્ષેત્રમાં એકસરખું પરાક્રમ કરનારાઓ 'Personality'ના બળથી જ અન્યોન્યથી ઓળખી શકાય છે. સામાન્ય રીતે, ઇતિહાસ આ 'Personality'ની નોંધ રાખતો નથી. જોકે તેઓના મહાકાર્યથી જ તેઓની 'Personality' આકર્ષક બને છે, છતાં તે 'Personality' તેમના સમાગમમાં આવેલા તથા અન્ય સમકાલીન મનુષ્યોના હૃદય ઉપર જ દૃઢરૂપે મુદ્રિત થાય છે, અને જો આ મનુષ્યો

પોતાના મન પર પડેલી મુદ્રાઓનુ પત્ર ઉપર સ્થાયીરૂપમાં સ્થાનાન્તર કરતા ચૂકે છે, તો તે 'Personality' ધીમે ધીમે ઝાંખી અસ્પષ્ટ થઈ, અપૂર્ણ, અને અસત્ય રૂપે પણ, ભવિષ્યના જિજ્ઞાસુઓ સમીપ રહે છે જેમની અદ્‌ભુત કૃતિ જગત અતિ પૂજ્યભાવથી વન્દે છે, પરંતુ જેઓના જીવન, પ્રકૃતિ વગેરે સબન્ધી કેટલાક તર્ક-તરગોથી વધારે વિશ્વાસપાત્ર સામગ્રી ભાગ્યે જ મળે છે, એવું ઘણાંગે મહાન માણસો વિશે પણ બન્યુ છે

મહાન પુરુષોના મહાન જીવનકાર્યની સાથે તેમની 'Personality'નુ વાસ્તવિક આલેખન કરવું એ જીવનચરિત્રનુ કર્તવ્ય છે એ આલેખન જેમ કર્તવ્યરૂપ છે તેમ તે અતિ સહાયક તથા જ્ઞાનપ્રદ છે હિન્દુ મુસલમીન વગેરે પોતાની પ્રજાના સર્વ વર્ગ તરફ સમાનદૃષ્ટિ, સર્વ ધર્મ તરફ સહિષ્ણુતા, અને દૃઢ, કુશલ તથા કૃપાવન્ત અનુશાસન – એ ત્રણ પ્રચડ સ્તભ ઉપર, મુગલાઈ શહેનશાહીને મહાન અકબર બાદશાહે સ્થિર કરી, અને પોતાની પ્રજાનુ સપૂર્ણ ઐકય કરવા પ્રયત્ન કર્યો, એ એનુ મહાકાર્ય ઇતિહાસ દ્વારા સર્વને વિદિત છે જ પરતુ એટલુ જ આપણે જાણ્યુ હોત અને તેટલા જ જ્ઞાનથી તે મહાન શહેનશાહ પ્રતિ આપણે જે માનભરી દૃષ્ટિ કરતા હોત તેના કરતા હવે—જ્યારે અબુલ ફઝલ આદિએ, તે મહાન નૃપતિની વીરતા, કૃપાલુતા, દૃઢતા, ઉદારતા, સૌમ્ય મધુરતા, પ્રજા હિતની તીવ્ર ચિન્તા, સર્વ વિદ્યામા ઊંડી આસક્તિ, વિદ્યા તથા ધર્મની મહાન ચર્ચાઓ, ઇત્યાદિ જે લક્ષણો તથા લક્ષણસૂચક પ્રસગો પ્રકટ કર્યા છે, તે જાણ્યા પછી—મહાન અકબરની પરાક્રમી મૂર્તિ કેટલી વિશેષ ગૌરવયુક્ત, આદરયોગ્ય તથા ચિત્તાકર્ષક લાગે છે!

આવી જીવન્ત મૂર્તિઓ જ હૃદયમાં ઉત્સાહ પ્રેરી હૃદયને પુરુષાર્થપ્રેમી બનાવે છે જીવનચરિત્રમા આવુ જીવમય ચિત્ર ઉતારવા માટે, નાયકના સ્વભાવની સારીનરસી તથા વિચિત્ર સર્વ હકીકત, એનુ ગૃહજીવન, એનુ કુટુમ્બજીવન, એના ધધાસંબન્ધી વીગત, વગેરે, જે એના સમાગમમા આવનાર સારી પેઠે અનુભવે તથા જુએ, તે સામગ્રીનો છૂટથી ઉપયોગ કરવો જોઈએ આવી માનુષિક તથા લાક્ષણિક હકીકતને આપણા ઘણા મનુષ્યો લાઘવયુક્ત તથા જીવન-ચરિત્રની ગભીરતામા ઊનતાકારક માને છે ખરે, નાયકના જીવનકાર્યની

અપેક્ષાએ તો આ સામગ્રી ઓછા ગૌરવવાળી તથા ઓછી ગંભીરતાવાળી છે જ. પરંતુ તેથી તેની ઉપયોગિતા કોઈ રીતે ઓછી થતી નથી. નાયકની તાદૃશ છવિ તે સામગ્રી વિના કદી આલેખી શકાતી નથી અને કાબેલ જીવનચરિત્રકારના હસ્તમાં, આ નજીવી દેખાતી બીનાઓ, મર્મગ્રાહી ઉપદેશનું તથા હૃદયને હચમચાવી નાખે તેવા ઉચ્ચ રસનું આલય થઈ પડે છે. આ કલામાં અંગ્રેજ જીવનકથાકારોએ અદ્ભુત નિપુણતા સંપાદિત કરી છે; અને અમુક અંશે નવલકથાનાં પાત્રોની પેઠે, પરંતુ સત્યનું ઉલ્લંઘન કર્યો વિના, નાયકનું સ્વરૂપ તાદૃશતાથી સજીવન કરવાની આ કલાથી, અંગ્રેજી જીવનકથાનું સાહિત્ય, અનેક પ્રકારના મનુષ્યોને, પરમ આનન્દ તથા દૃષ્ટિ આપનાર થયું છે.

પણ આપણા દેશમાં, આપણા જીવનની વર્તમાન રચનામાં, આવી અંગત સૂક્ષ્મ હકીકતોના નિરીક્ષણ માટે બહુ થોડો અવકાશ છે. છતાં તેવા નિરીક્ષણ તથા આલેખનની ઉપયોગિતાની કદર યથાર્થ તે અવકાશ ધીમે ધીમે વધશે, એમ પણ આશા રાખી શકાય. સદ્ભાગ્યે ગોવર્ધનરામ સંબન્ધી આવા પ્રકારની ઘણી સામગ્રી અપ્રાપ્ય નથી.

જીવનચરિત્રના સ્વરૂપ સંબન્ધી બીજી એક વાત યાદ રાખવા જેવી છે. જે જીવનચરિત્ર નીતિને પોષક ન હોય, અર્થાત્ જે વાચકના હૃદયના મલિન ભાવોને નિર્મળ કરી ઉચ્ચ ભાવને ઉત્તેજિત કરે નહિ અથવા તો મહાન પ્રતિભાનું પ્રતિબિમ્બ બતાવી વાચકની શક્તિઓને વિકસાવે નહિ, અથવા તો વ્યવહારમાં ઉપયોગી થઈ શકે તેવું પણ કાંઈ જ્ઞાન આપી શકે નહિ, તે જીવનચરિત્ર વંચાય કે ન વંચાય, તોયે સર્વથા સરખું જ છે. તેમ એ પણ એટલું જ અગત્યનું છે કે જીવનચરિત્ર એ કોઈ રીતે નીતિશાસ્ત્રનો નિબન્ધ નથી. સ્થળે સ્થળે પ્રસ્તુત-અપ્રસ્તુત વિચાર્યા વિના, લાંબા નીતિના નિબન્ધોમાં લેખક ઊતરી પડે એ જીવનચરિત્રના શુદ્ધ સ્વરૂપ તથા રસ પરત્વે સખ્તમાં સખ્ત પ્રહાર કરવા બરોબર છે. તે જ પ્રમાણે તેથી વિપરીત કોટિમાં ઊતરી જઈ, ચરિત્રને અનેક વીગતો-હકીકતો-બનાવો તથા પ્રસંગોનું, સન્ધાન વિનાનું શુષ્ક નીરસ દફતર બનાવી દેવું એ પણ કલા તથા કર્તવ્ય ઉભયને પૂર્ણ તે વિઘાતક છે. પ્રસંગોનો મર્મ દર્શાવવો એ જીવનકથાકારનું કર્તવ્ય છે, અને તે કાર્ય ઉચિત સ્થાને મિતાક્ષર વચનોથી વધુ સારી રીતે સિદ્ધ થાય છે.

*

શ્રીયુત ગોવર્ધનરામની આ સક્ષિપ્ત જીવનકથા તથા તુલના તૈયાર કરવામા લેખકના જે જે આશયો હતા તથા જે જે સિદ્ધાન્તોનો આશ્રય એણે લીધો છે, તે સક્ષેપમા આ પ્રકારના હતા તે આશયો તથા સિદ્ધાન્તોની પરીક્ષા, તેમ જ તેનુ પાલન આ લેખમા કેટલે સુધી થઈ શકે તથા કેટલે સુધી થયુ છે તેનો વિચાર, એ ઉભય સદસદ્વિવેક યુક્ત સુજ્ઞ વાચકવર્ગને સોપવુ ઉચિત છે વિશેષમા કાઈ કહેવા જેવુ હોય તો અગ્રેજ કવિ પોપે એક ઘણુ સત્ય વચન લખ્યુ છે ‘He who expects to see perfection wants to see something that never was before and never shall be in the future’ અર્થાત્ ‘જે મનુષ્ય સપૂર્ણતા જોવા માગે છે તે એવુ જોવા ઇચ્છે છે જે પહેલા કદી થયુ નથી ને આગળ ઉપર કદી થવાનુ નથી’ અર્થાત્ જે આકાશકુસુમની પેઠે સર્વદા અસભવિત તથા અશક્ય છે આ વચન આ લેખના નાયક શ્રીયુત ગોવર્ધનરામના સબન્ધમા પણ સત્ય છે અને તેથી વિશેષ સત્ય પ્રસ્તુત લેખના સબન્ધમા છે શ્રીયુત ગોવર્ધનરામમા જેટલી અપૂર્ણતા હતી તેથી પણ વિશેષ અપૂર્ણતાઓ એમની આ લઘુ જીવનકથામા છે એ વાત આ લેખક વીસરી શકે એમ નથી

અન્તમા, આ લેખની સામગ્રી તથા સહાયકો સબધી બે વચન ઉચિત છે ઉપર જણાવ્યા પ્રમાણે ઘણે ભાગે ‘વસન્ત’ અને ‘સમાલોચક’ પત્રોના ગોવર્ધન સ્મારક અકોમાથી સામગ્રી પ્રાપ્ત કરી છે વળી ગોવર્ધનરામ પોતે પોતાના જીવનની જે સામગ્રી રચી ગયા છે તે બે પ્રકારની છે એક પ્રકારની, એમની ડાયરીઓ, સ્ક્રેપ બુક્સ, વગેરે નોધોમાં સ્વહસ્તલિખિત છે તે ઘણી વિસ્તૃત તથા મહત્ત્વની છે અલ્પ સમયમા તે બધી તપાસી જવી એ અશક્ય હતુ, અને આ સક્ષિપ્ત લેખને માટે તેમ કરવુ બહુ આવશ્યક પણ નહોતુ તેથી તેમાના કેટલાક અગત્યના ભાગોની જ સહાયતા લેવામા આવી છે અને ઉપયોગી પ્રકાશ નાખે તેવા અવતરણ પણ સ્થળે સ્થળે કરવામા આવ્યા છે બીજા પ્રકારની સામગ્રી ગોવર્ધનરામની સાથેના અગત સહવાસમા તથા એમની વાતચીતમા જળવાઈ રહી છે ગોવર્ધનરામને આમેય વાત કરવાનો ઘણો શોખ હતો, અને તેમા, પોતાના જીવનમા બનેલા તથા પોતે જોયેલા પ્રસગો તો તે વારવાર

ઘણા રસથી કહેતા. મળતાવડો સ્નેહાળ સ્વભાવ અને છૂટથી વાત કરવાની ટેવ, એ બન્નેને લીધે એમના જીવનની તથા સ્વભાવની ઘણી હકીકતો ઘણા મનુષ્યોના જાણવામાં આવતી. શ્રીયુત ગોવર્ધનરામ સાથેના પોતાના નિકટ સમ્પર્કને લીધે, લેખકને તો આ લાભ સારી પેઠે મળ્યો છે, અને તેનો યથોચિત ઉપયોગ આ લેખમાં કર્યો છે. આ સિવાય ગોવર્ધનરામનાં બીજાં સંબન્ધીઓ તથા સમાગમમાં આવનાર મનુષ્યોમાંથી કેટલાકોએ બહુ ઉપયોગી સામગ્રી પૂરી પાડી છે.

આવી રીતે આ પુસ્તકની રચનામાં અનેક સજ્જનો ભિન્ન ભિન્ન રીતે ઉપકારી થયા છે, અને તે સૌનો પૃથક્ પૃથક્ ઉલ્લેખ કરવાને બદલે તેઓની સહાયતા લેખક આભારસહિત સ્વીકારે છે. પરંતુ આ સર્વ સહાયકોમાં બે મનુષ્ય એવા છે જેઓની મદદનું મૂલ્ય કોઈ રીતે આંકી શકાય એમ નથી ગાને જેમને વિષે સહેજ વિસ્તારથી લખવું અસ્થાને નથી.

તેમાં પ્રથમ, આ લેખના પ્રકાશક, ગોવર્ધનરામના અનુજ રા. રા. નરહરિરામ છે, જેમની ઇચ્છા વિના આ લેખનો જન્મ પણ થયો હોત નહિ. એમના સંબન્ધી અહીં વિશેષ લખવું એ એમના વિનયશીલ હૃદયમાં સખ્ત કચવાટ ઉત્પન્ન કરવા જેવું છે, તે જાણવા છતાં શુદ્ધ ન્યાયને ખાતર તે વેઠી લેવાની જરૂર પડે છે. પોતાના જ્યેષ્ઠ ભ્રાતા પ્રતિ જે અગાધ પૂજ્યભાવ એમના હૃદયમાં વસે છે તે એમના સહવાસમાં આવનાર સર્વને આશ્ચર્યનું કારણ થઈ પડે છે. આ શુદ્ધ ભ્રાતૃભક્તિ, જે ગોવર્ધનરામના અવસાન પહેલા, ઉભયના વ્યવહારમાં પ્રકટ થતી હતી, તે હવે ધીમે ધીમે ગોવર્ધનરામના મહત્કાર્યનું અભિજ્ઞાન આપણી પ્રજા પાસે કરાવવાની ઇચ્છાનું સ્વરૂપ ધારણ કરી, સાહિત્યપ્રદેશમાં પગસંચાર કરવા મડી છે. એકલે હાથે પ્રકટ કરેલો પંચોતેરસો પાનાંનો સ્મારક અંક, ગોવર્ધનરામના આચાર–સૂત્રો (અંગ્રેજી), રા. દયારામ ગિદુમલ સાથેનો પત્રવ્યવહાર અને આ જીવનકથા – એ સર્વ પ્રકટ થયાં તે એ જ આડમ્બર વિનાના ભક્તિભાવનું પરિણામ છે ઈશ્વરેચ્છા તો, 'ગોવર્ધનસ્મારકમાલા 'મા વિશેષ મણકા ઉમેરવાના એમના અભિલાષ સિદ્ધ થશે પ્રસ્તુત લેખ માટે એમણે ઘણી અગત્યની હકીકત પૂરી પાડી છે, મુદ્રાંકિત થતા પહેલાં સમગ્ર લેખ લક્ષથી વાંચી ચૂક્યા છે, અને લેખને ઓછી કીમતે વેચવાની લેખકની યોજનાને, દ્રવ્યની હાનિ વેઠીને પણ, સંમતિ આપી છે.

બીજું નામ આ લેખકના પરમ પ્રિય મિત્ર રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનું છે. આ સહૃદય સ્નેહીએ આ લેખને જે સહાયતા આપી છે તે સહાયતા, તેની પાછળ રહેલા તેના પ્રેરક સ્નેહ તથા ઉદારતાને પૂર્ણ રીતે અનુરૂપ છે. શ્રીયુત ગોવર્ધનરામના નિવૃત્તિસમયમાં, એમનો જે દીર્ઘ તથા પવિત્ર સહવાસ ભોગવવા અને એમના હૃદયકથનનું સાત્ત્વિક ને શ્રદ્ધેય આલંબન બનવા, આ સન્મિત્ર ભાગ્યશાલી થયા છે, તેનો ઘણો લાભ, જેમ મિત્રભાવથી તેમ આ ઉદાત્ત કાર્યમાં બને તેટલા સહાયભૂત થવાની શુદ્ધ આકાંક્ષાથી પણ, આ લેખકને આપ્યો છે. અરે, એટલું જ નહિ પણ, આ ઉભય આશયની પ્રેરણા એમને એટલી બલવાન હતી કે આ જીવનકથાની રચનામાં, પ્રધાન વિષયથી માંડીને તે નાનામાં નાની વીગત સુધીની નાનીમોટી ઘણી-ખરી બાબતો સંબન્ધી એમણે તીવ્ર કાળજી રાખી છે, અને તે વિષે સલાહ તથા સૂચનાઓ મેળવવામાં લેખકને તે શ્રદ્ધેય આશ્રયરૂપ થયા છે ગોવર્ધનરામ સંબન્ધી એમનું જ્ઞાન લેખકને જેટલું ઉપયોગી થયું છે – અને તે કેટલું થયું છે તે માપી શકવું કઠિન છે – તેના કરતાં પણ વિશેષ ઉપયોગી, આ સુહૃદની ઉચ્ચ રસિકતા, ઉત્કૃષ્ટ વિવેકશક્તિ (Judgment) અને ઉદાત્ત પ્રોત્સાહન થયાં છે ખરેખર, એ અત્યુક્તિ નથી જ કે એમની ઉદાર સહાયતા વિના આ લેખ આ સ્વરૂપમાં ભાગ્યે પ્રકટ થયો હોત પહેલા એ મિત્રવર્ય પોતે આ લેખ લખવાના હતા*—જોકે તે આથી ઘણો જ નાનો હતો— અને પછીથી જ આ લેખકને આ કાર્ય સોંપાયું, એનું સ્મરણ કરતાં, એમણે નિઃસંકોચ આપેલી આ અમૂલ્ય સહાયતા, લેખકના હૃદયમાંથી આભાર તથા ધન્યવાદ જ વર્ષાવે છે.

મુંબઈ, ગિરગામ
સંવત્ ૧૯૬૬ના જ્યેષ્ઠ વદિ ૧૨ કાન્તિલાલ છગનલાલ પંડ્યા

---

* એમ તો, આવા જીવનચરિત્ર માટે આ પૂર્વે પણ યોજના થઈ હતી ગોવર્ધનરામની અનિચ્છા છતાં અન્ય વિદ્વાનોની ઇચ્છાથી આ કાર્ય શ્રી. નરસિંહરાવ દીવેટિયાને સોંપાવાનું હતું ને 'સમાલોચક'માં ક્રમશઃ પ્રકટ થવાનું હતું. નરસિંહરાવ, આનન્દશંકર ધ્રુવ, મણિશંકર રત્નજી ભટ્ટ તથા અન્ય એક સુજનની મરજીને પણ આ કાર્ય સોંપાવાનો અભિપ્રાય ગોવર્ધનરામને આવેલો. જુઓ એમની રોજનીશી ભાગ ત્રીજો પૃ. ૫૧, પૃ. ૫૫ ને પૃ ૫૬. (સંપાદક) *

# સંપાદકીય

'શ્રીયુત ગોવર્ધનરામ' ઈ. ૧૯૧૦માં પહેલી વાર પ્રગટ થયું ત્યારે ગુજરાતમાં સારો આવકાર પામ્યું હતું. આજે પણ ગોવર્ધનરામના એકમાત્ર જીવનચરિત્ર તરીકે એનું મહત્ત્વ અનલ્પ છે. પણ અભ્યાસકાળ દરમિયાન સ્વ. કાન્તિભાઈએ આ જીવનચરિત્ર લખ્યું તેથી કેટલીક મર્યાદાઓ સ્વીકારીને જ એમને આ કાર્ય કરવું પડ્યું. જીવનચરિત્ર ઘણું ટૂંકું જ લખવાનું હતું, એટલે વિસ્તાર ટાળવા માટે, તત્કાલ (ઈ ૧૯૦૭થી ઈ. ૧૯૧૦ના અરસામાં) ઉપલબ્ધ કે ઉપલભ્ય ઘણી સામગ્રી એમને લાચારીથી જતી કરવી પડી આથી ગોવર્ધનરામની અપ્રગટ 'સ્ક્રેપબુક'નો ઉપયોગ એ નિમિત્તે ન કરી શક્યા. જાન્યુઆરી ૧૮૮૫થી (પ્રગટ ફેબ્રુઆરી ૧૮૮૮થી) નવેમ્બર ૧૯૦૬ સુધીની સુરેખ નોંધ એમાં મળે છે ને ગોવર્ધનરામના આંતરજીવનના અતિ ઉપયોગી આલેખની ગરજ સારે છે વળી એ સમયે જેમનો મેળાપ જીવનચરિત્ર માટે ખૂબ ઉપકારક નીવડ્યો હોત, તેવી વ્યક્તિઓનો સંપર્ક પણ – પુસ્તકના કદની મર્યાદાને લીધે – આ જીવનચરિત્રકાર બહુ સાધી ન શક્યા. સદ્‌ગતે જણાવ્યું છે તેમ, આ પછી આજની ગુજરાત વિદ્યાસભા દ્વારા ગોવર્ધનરામનું વિસ્તૃત જીવનચરિત્ર લખવા સ્વ રમણભાઈ નીલકંઠ તરફથી એમને સમયસર સૂચન થયેલું પણ એમની ઇચ્છા પ્રાપ્ય સઘળી સાધનસામગ્રીનું પુનરીક્ષણ કરી, બહુ તોળાતપાસ્યા પછી જ વિસ્તૃત જીવનચરિત્ર લખવાની હતી આ કાર્ય 'સરસ્વતીચંદ્ર' ઉપરાંત ગોવર્ધનરામની તમામ પ્રગટ-અપ્રગટ કૃતિઓના કોઈ સમર્થ અભ્યાસી હાથમાં લે તે વધુ ઇષ્ટ, એમ સદ્‌ગત માનતા હતા તેમ છતાં એમણે આ દિશામાં આરંભ કરવા તેમ જ કૌટુંબિક જિજ્ઞાસાથી ગોવર્ધનરામની 'સ્ક્રેપબુક' મેળવવા સતત પ્રયત્ન કરેલા, પણ આશામાં રહ્યે રહ્યે એ એટલું સફળ ન બન્યું શ્રી. બળવંતરાય ઠાકોર પાસે આ

સામગ્રી ઘણા દશકા સુધી પડી જ રહી ઉત્તરાવસ્થામાં, નિવૃત્ત થયા પછી, કાન્તિભાઈને આ સ્ક્રૅપબુકનું સંપાદન કરવાનું પ્રાપ્ત થયું, એથી જીવનચરિતનું સમ્પૂર્ણ કરવાનું તો બોરભાયું જ પણ સ્ક્રૅપબુકનું પ્રકાશન એવું તો દુર્ઘટ કાર્ય હતું કે જો તત્કાલ તે ન થયું હોત તો એ કીમતી સામગ્રી કદાચ કાલગ્રસ્ત બની જાત પરિણામે તબિયત નબળી પડતી હોવા છતાં, આગ્રહથી ભાર આવ્યા પછી એમણે એમની બધી શક્તિ એકાગ્રતાથી સ્ક્રૅપબુકના પ્રકાશનમાં, એની શુદ્ધ વાચના તૈયાર કરવામાં જ કેંદ્રિત કરી આ કારણે જીવનચરિતની બાબતમાં એ આગળ ન વધી શક્યા પણ એમણે જે કંઈ શરૂઆત કરેલી તેના પ્રતીકરૂપે બીજી આવૃત્તિની – જોકે તે અધૂરી જ જણાય છે – પ્રસ્તાવના તથા એમણે નવેસરથી લખેલા પહેલા બે પ્રકરણો અહીં પ્રગટ કર્યાં છે ત્રીજું પ્રકરણ એમણે ફરી લખવા માંડેલું, પણ તે અધૂરું હોવાથી, મૂળ સાથે સાંકળી લીધું છે

'શ્રીયુત ગોવર્ધનરામ' ના પ્રકાશન વેળા સદ્ગતને ઘણા અભિનંદનપત્રો મળેલા તેમાંથી જે સૂચનરૂપ હતા તે એમણે જુદા તારવેલા છે શ્રી બળવંતરાય ઠાકોર, શ્રી કમળાશંકર પ્રા ત્રિવેદી તથા શ્રી મૈસિંગરાય ત્રિ મહેતાએ આ જીવનચરિતની બીજી આવૃત્તિ અંગે વિવિધ સૂચન કરેલાં છે તદનુસાર જે ફેરફારો કાન્તિભાઈને યોગ્ય લાગ્યા હતા તે એમણે જ કર્યો હોત તો કર્યો હોત એ ન થઈ શક્યું એટલે આ જીવનચરિત એના અસલ રૂપમાં, જેવું છે તેવું, એમના કર્તૃત્વની સ્મૃતિરૂપે પ્રગટ કરવું યોગ્ય ગણ્યું છે અન્યથા તુલનાનો ભાગ જરા ટૂંકાવીને, એમાંથી પુનરુક્તિ ટાળીને ઉપર્યુક્ત એમ થી પહેલા ખંડમાં જ સમાવી લઈને આ જીવનચરિત વધુ સુશ્લિષ્ટ બનાવી શકાયું હોત સદ્ગતનીયે ઇચ્છા એવી હતી જ પણ 'હરિ કરે સો હોય'

છતાં આ સ્થિતિમાં આ બીજી આવૃત્તિ વેળાએ અર્થની સદી ખાતર જ્યાં વાક્યરચનાકે શબ્દ રચના બદલવી આવશ્યક લાગી છે ત્યાં ત્યાં તેમ કર્યું છે તે ઉપરાંત કશું કાઢી નાખ્યા વિના, 'સ્ક્રૅપબુક' તથા 'વસન્ત' ને 'સમાલોચક'ના સ્મારક-અંકોને આધારે તેમ જ સદ્ગતની કોઈ નોંધ પરથી, જરૂર જણાઈ ત્યાં ત્યાં કેટલીક પૂર્તિ કરી છે એ બધા ઉમેરા કૂંડીના પ્રતીકથી દર્શાવ્યા છે

પણ જે મેળવવા કાન્તિભાઈએ તથા એન એમ. ત્રિપાઠી લિ ના સંચાલક શ્રી સન્મુખલાલ પંડ્યાએ અથાગ પ્રયત્નો કર્યાં તે – લગભગ

નિયમિત લખાયેલી — ગોવર્ધનરામની ડાયરીઓ આજે ક્યાં હશે? આ ડાયરીઓનો ઉલ્લેખ ગોવર્ધનરામે એમની સ્ક્રેપબુકના છેલ્લા વર્ષમાં તો અવારનવાર કર્યો છે. આ સંપાદકે સ્વ. શ્રી. રમણીયરામ ગો૦ત્રિપાઠી પાસે કેટલીક ડાયરીઓ નડિયાદમાં ઈ. ૧૯૪૭–૧૯૪૮ના અરસામાં જોઈ હતી. તેમાંની એક પાકા પૂઠાની ડાયરીને તો મજબૂત કળ હતી, જેથી કૂચી દેતાં ડાયરી ઊઘડે કે બંધ થાય. ગોવર્ધનરામે એમાં કોઈ નવી જ લિપિ ઉપજાવીને કેટલુંક ગુપ્ત લખાણ કર્યું હતું. અરીસામાં જોવાથીયે કંઈક જ સ્પષ્ટ થતું. શ્રી. બળવંતરાય ઠાકોરે એ લિપિ ઉકેલવા ઘણી કોશિશ કરેલી ને નણચાર લીટીનું ગુજરાતી નીચે લખેલુંયે ખરું; પણ એથી આગળ એ વધી શક્યા નહિ. આજે આ ડાયરીઓયે સુલભ નથી, તેમ ગોવર્ધનરામના પ્રત્યક્ષ પરિચયમાં આવેલી, એમની પછીની પેઢીની વ્યક્તિઓ હવે ઝડપથી વિલીન થવા લાગી છે. પરિણામે આજે પંચાવન વર્ષેયે ગોવર્ધનરામના વિસ્તૃત જીવનચરિત્રની અપેક્ષા તો વણપૂરી જ છે!

— તેમ છતાં, ગોવર્ધનરામનું જે જીવનચરિત્ર, પહેલી આવૃત્તિ પછી, છેક આજ સુધી અપ્રાપ્ય હતું તે હવે સુલભ થાય છે એ સુખકર છે. સ્વ. કાન્તિભાઈનું કદાચ એ જ એમને અતિ પ્રિય એવું તર્પણ હશે. આ નવી આવૃત્તિના પ્રકાશનમાં ઊંડી સૂઝથી અનેરો રસ લેનાર, ગોવર્ધનરામના સાચા ભક્ત શ્રી. સન્મુખલાલ પંડ્યા પણ આજે નથી!... આ કાર્યમાં કાન્તિભાઈનાં પુત્રી—સૌ. રશ્મિબાલા તથા રજનીબાલાએ જે ચીવટ ને ચોકસાઈ દાખવ્યા છે તે ખરે જ અસાધારણ છે શ્રી. રામભાઈ બક્ષીએ તથા શ્રી લક્ષ્મીનારાયણ પંડ્યા ને શ્રી ચંદ્રકાન્ત યાજ્ઞિકે આ પુસ્તકના પુન:પ્રકાશનમા, આત્મીયતાથી ને પરિશ્રમપૂર્વક જે રસ લીધો છે તેનું મહત્ત્વ પણ જરાયે ઓછું નથી એમનો સૌનો હાર્દિક આભાર માનું છું.

રાજકોટ
૩૦–૫–'૬૫

ઉપેન્દ્ર છ. પંડ્યા

# પંચાવન વર્ષ પછી

ગુજરાતી સાહિત્યમાં અને સમાજમાં નર્મદથી શરૂ થયેલા પશ્ચિમ-તરફી ઝોકને વાળી લઈ, પ્રજાની વિચારસરણીને તલસ્પર્શી પર્યેષણા રૂપે ગોવર્ધનરામે જે સમતોલ અને સમન્વયશીલ નવો વળાંક આપ્યો તેના પરિણામે લેનિન માટે જેમ ટૉલ્સ્ટૉયે પૂર્વભૂમિકા સર્જી તેમ ગાંધીજી માટે, વધુ નહિ તોયે ગુજરાત પૂરતી, ગોવર્ધનરામે વિચાર-જાગૃતિની પાર્શ્વભૂ રચી એમ કહીએ તો એ અત્યુક્તિ નહિ લેખાય.

ઈ. ૧૯૫૫માં એમની શતાબ્દી ગુજરાતે ગૌરવભેર ઊજવી ત્યારથી આ સર્જક અને તેમના સાહિત્ય પ્રત્યે જાણે નવો રસ જાગ્યો છે. આ દાયકા દરમ્યાન 'સરસ્વતીચન્દ્ર'ના આઠેક હજાર સેટ વેચાઈ ચૂક્યા છે એ ઘડીભર માન્યામાં ન આવે એવી નક્કર તેટલી જ નિશ્ચિત હકીકત છે.

પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે આપેલાં પાંચ મનનીય વ્યાખ્યાનો 'ગોવર્ધનરામ, સર્જક અને ચિંતક' તથા ડૉ. રમણલાલ જોશીએ ડૉક્ટરેટ માટે લખેલો મહાનિબંધ 'ગોવર્ધનરામ – એક અધ્યયન' એ સાહિત્યજગતમાં સદ્ગતનું જે નવેસરથી પુનર્મૂલ્યાંકન થઈ રહ્યું છે તેની પ્રતીતિ કરાવે છે. સાહિત્ય અકાદમીએ પણ પ્રા. ઉપેન્દ્ર પંડ્યાકૃત 'સરસ્વતીચન્દ્ર'નો બૃહત્સંક્ષેપ ગુજરાતીમાં તેમ જ હિન્દીમાં પ્રસિદ્ધ કર્યો છે એ એની વધતી જતી લોકપ્રિયતાની નિશાની છે.

આ નવજાગૃતિના સુખદ પરિણામે પંચાવન વર્ષ પછી આ પુસ્તક પુનઃ પ્રકટ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે એ અમારે માટે પરમ સંતોષની વાત છે. જોકે જીવનચરિત્રકાર શ્રી. કાન્તિલાલ છ. પંડ્યા તેનું પુનઃસંપાદન ને પ્રકાશન કરવા કે જોવા ન રહ્યા! તેમ જ ગોવર્ધનરામનાં પ્રકાશનોમાં ઊંડો રસ લેનાર શ્રી. સન્મુખલાલ પંડ્યા પણ આજે નથી, એ હકીકત આ પ્રકાશન-ટાણે થોડીક ખિન્નતા જન્માવે છે.

આ બીજી આવૃત્તિમાં ગો.મા.ત્રિ.ની Scrap-Books માંથી તેમ જ 'વસંત' અને 'સમાલોચક'ના સ્મારક અંકોમાંથી ચૂંટેલી વિવિધ કંડિકાઓ સંપાદકે શ્રમપૂર્વક ઉમેરી છે. આવા ઉમેરા આગળ * ફૂદીની નિશાની મૂકી છે ઉપરાંત પુસ્તકને અંતે થોડાંક પરિશિષ્ટો, વિષયસૂચિ અને શબ્દસૂચિ તથા ગો.મા.ત્રિ.ના જીવનની તુલનાત્મક સાલવારી ઉમેરી છે. શ્રી. દયારામ ગિડુમલવાળી અધૂરી પત્રધારા પણ અહીં પૂર્ણરૂપે પ્રગટ કરી છે. આશા છે કે અભ્યાસીઓને એ બધું ઉપયોગી થઈ પડશે.

પદ્મશ્રી રવિશંકર રાવળ જેવા કલાગુરુના સૌજન્યથી પુસ્તકના પૂંઠા પર ગો.મા.ત્રિ.નું રેખાચિત્ર મૂકી શક્યા છીએ એની અહીં સાભાર નોંધ લઈએ છીએ. વધુમાં શ્રી. મનુભાઈ ડુંગરશી જોશી જેવા સાહિત્યપ્રેમી સજ્જને તેમના કરાંચીના વસવાટ દરમ્યાન સ્વ. શ્રી દયારામ ગિડુમલના વારસો પાસેથી મેળવેલા ગો.મા.ત્રિ. સાથેના પત્રવ્યવહારમાંના બાકીના પત્રોની અંગ્રેજી નકલો અમને પૂરી પાડી છે જે પરિશિષ્ટમાં સંપાદકના ગુજરાતી અનુવાદ સાથે સામેલ છે. શ્રી. જોશીના સૌજન્ય બદલ અમે તેમના ઋણી છીએ.

લેખકની પ્રસ્તાવનાઓમાં અને સંપાદકીય નોંધમાં આ પુસ્તક વિશે વીગતે કહેવાયું છે એટલે કંઈ વિશેષ ઉમેરવાનું રહેતું નથી. સુજ્ઞ ગુજરાત આ પ્રકાશનને આવકારશે એવી અમને શ્રદ્ધા છે.

મુંબઈ
તા. ૪-૬-૧૯૬૫

પ્રકાશકો

# અનુક્રમ

## જીવનકથા (૧-૧૪૩)



## તુલના (૧૪૪-૩૦૧)



## કુટુમ્બી તથા સ્નેહીરૂપે જીવન (૧૯૨-૩૦૧)

## પરિશિષ્ટ (૩૦૨—૬૯૩)

कुल पवित्रं जननी कृतार्था वसुन्धरा पुण्यवती च येन



## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

| જન્મ | અવસાન |
| --- | --- |
| સંવત્ ૧૯૧૧ વિજયાદશમી | સંવત્ ૧૯૬૩ પૌષ વદ ૫ |
| તા ૨૦મી ઑક્ટોબર ૧૮૫૫ | તા ૪થી જાન્યુઆરી ૧૯૦૭ |

# ૧. જીવનકથા

## પ્રકરણ ૧

### કુટુમ્બ અને જન્મ

૨૦ ઑક્ટોબર ઈ. ૧૮૫૫

નાગર લોકોએ પુરાતન કાળથી ગુજરાત–કાઠિયાવાડની વસ્તી-ની સાથે બહુ નિકટ સંબન્ધ રાખ્યો છે, તેમ તેના ઇતિહાસમાં પણ તેઓએ ઘણું ઊંચું પદ ભોગવ્યું છે. ઉત્તર હિન્દમાં રાજા છબીલરામ જેવા કેટલાક સેનાપતિઓ તથા યોદ્ધાઓ પણ થયા છે. આજે આ જાતિ હિન્દના ઘણા ભાગોમાં – પશ્ચિમ, ઉત્તર ને પૂર્વમાં ખાસ વસેલી છે, ને એકંદરે એની સ્થિતિ સારી છે.

શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા વિદ્વાન માણસ લખે છે કે "નાગર બ્રાહ્મણની જાતિએ અતિ પ્રાચીન કાળથી હિન્દુ વિચારકો, તત્ત્વજ્ઞો, કવિઓ ને રાજપુરુષોની હારમાળા આપણને આપી છે."[૧] 'કલમ, કડછી અને બરછી' એ નાગરનો મંત્ર છે અને એ ત્રણેની સિદ્ધિમાં નાગરપણું રહેલું મનાતું આવ્યું છે. પુરુષસૂક્તમાં કહ્યું છે કે "ब्राह्मणोऽस्य मुखमासीत्।" તેવી રીતે સૈકાઓ લગી નાગર જાતિ ગુજરાતમાં અગ્રપદે રહી છે. છેલ્લા પાંચસો વર્ષનો ઇતિહાસ જોવા જઈએ તો તેજસ્વી નાગરવીરોની હારની હાર નજર આગળ તરી આવે છે. માત્ર વિદ્વાન નાગરોની નામાવલિ પણ કેટલી ઉજ્જ્વળ છે! સૈકાઓ થયા નાનામોટા સૌની ઉપર પોતાનું જાદુ ચલાવનાર, અને આપણા મહાત્મા ગાંધીજીને મુક્તિમન્ત્રનું એક સુન્દર ગાન આપનાર[૨] ભક્ત કવિ નરસિંહ મહેતા, કરણઘેલાનો અભિમાની કુશળ

૧ "The Nagar Brahman community has, from times immemorial, supplied the ranks of Hindu thinkers, philosophers, poets and politicians"

—'East & West', Jan 1907

૨. 'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે' વગેરેથી શરૂ થતું–

પ્રધાન માધવ અને તેનો બહાદુર ભાઈ કેશવ લડાઈમાં તેમ જ રાજનીતિમાં સમ્પૂર્ણ બાહોશી ધરાવનાર, જૂનાગઢની નવાબીને સુદૃઢ સ્થાપનાર અમરજી દીવાન 'કાનડદે-પ્રબન્ધ'ના કર્તા પદ્મનાભ આગી આગીને વખતે મહિસાગર રાજ્યોને તારનાર છતાં આગ વેદાન્તી ગગા ઓઝા તથા નૂતન ગોકુળજી ઝાલા 'ગુજરાતના આયરન' એવા બિરુદ નામથી ઓળખાતા, મોહક ગીતો ને ભક્તિગાનો લખનાર દયારામ, કવિ, સુધારક અતિ પ્રમાણિક તથા ગુજરાતી ગદ્યના પિતા (અને 'કોની કોનો છે ગુજરાત નુ ગુજરાત સ્તવનગીત આપનાર) નર્મદાશંકર પ્રખ્યાત વાર્તિકકાર ને વિવેચક નવલરામ શ્રેય સાધક વર્ગના સ્થાપક શ્રીનૃસિંહાચાર્ય, પહેલા ગુજરાતી નવલકથાકાર નંદશંકર પ્રખ્યાત શાસ્ત્રી ઝવેરીલાલ રસિક ગર્જકીય તેમ જ સાહિત્ય-વેદાન્ત વગેરેમા વિશારદ મનસુખરામ 'અમૃતમાર્ગપ્રવાસી', ફિલસૂફી અને સંસ્કૃતના પ્રોફેસર પ્રતિષ્ઠિત લેખક મણિભાઈ નભુભાઈ ને એમના જોડિયા 'મસ્ત કવિ' બળાશંકર ઉલ્લાસરામ વડોદરા વગેરે રાજ્યોના દીવાન મણિભાઈ જશભાઈ 'ઇશ્વર પ્રાર્થનામાળા'થી હૃદયને સ્પર્શનારા ભોળાનાથ સારાભાઈ કવિ તથા વિવેચક નરસિંહરાવ દિવેટિયા ગુજરાતમા સુધારાના અગ્રણીઓ મહીપતરામ તથા રમણભાઈ 'સરસ્વતીચન્દ્ર'થી ગુજરાતના હૃદયમા પેસી જનાર ગોવર્ધનરામ 'વસન્ત'ના તત્રી તથા અનોખી શૈલી ને વિચારણા પ્રકટ કરનાર આનંદશંકર ધ્રુવ 'કાન્ત કવિ'ના નામથી દિલને હરી લે એવા કાવ્યો ગુજરાતને આપનાર મણિશંકર રત્નજી ભટ્ટ 'અદ્વિતીયસુંદર ભાષાન્તરકાર' છગનલાલ પંડ્યા ભોગીન્દ્રરાવ દિવેટિયા તથા ગગનમોહનરાય દેસાઈ ભાવનગરના રાજ્યની સેવા કરનાર પ્રભાશંકર પટ્ટણી ને જૂનાગઢના પુરુષોત્તમરાય 'રાયજી' ઝાલા ગાંધીયુગના ગુજરાતના એક મોટા નવલકથાકાર રમણલાલ વ દેસાઈ પહેલા ગુજરાતી આઈ સી. એસ વિનાયક નન્દશંકર મહેતા વગેરે વગેરે[3] આ ઝગઝગતા હારમા એક દિવ્ય કાન્તિવાળો મણિ છે આ મણિએ પોતાની સૌમ્ય સુધામયી

3 મારા એક બે મિત્રો કહે છે કે "આ નવી આવૃત્તિમાંથી નાગરસ્તવન કાઢી જ નાખો એમના અભિપ્રાયને માટે સમ્પૂર્ણ માન ધરાવતા છતા મારે કહેવુ જોઈએ કે આ નથી આત્મગૌરવ કે નથી બીજી ન્યાતોની નિન્દા બીજી જ્ઞાતિઓમાં નીવડ્યા હો। નીકળી આવશે ગોવર્ધનરામ નાગર હતા અને બને ત્યા સુધી નાત જ આચારવિચાર રાખતા તે અજાણ્યુ નથી

પ્રભાથી લોકોના હૃદય અને જીવન ઉપર એવો તો અપૂર્વ પ્રકાશ નાખ્યો છે કે તેને લીધે તેની યોગ્યતા સિદ્ધ થઈ ચૂકી છે વાચક, આ મણિ તે કોણ તે તને કહેવુ પડશે ? તે મણિ અન્ય કોઈ જ નહિ પણ સાક્ષરવર્ય ગોવર્ધનરામ

ગુજરાત કાઠિયાવાડના મુખ્ય મુખ્ય શહેરોમા નાગરની સારી વસ્તી રહેલી છે તેમા અમદાવાદથી વીસેક ગાઉ દૂર આવેલી નડિયાદ નગરીમા વડનગરા નાગરબ્રાહ્મણોના આશરે પચાસેક ઘર છે. જ્યારે નડિયાદ અંગ્રેજ લોકોના હાથમા આવ્યુ ત્યારે વડનગરા નાગરનો ગૃહસ્થવર્ગ ત્યાથી જતો રહેવા લાગ્યો, અને હવે આશરે ત્રીસેક જમાના થયા એકનો વૈદિક વર્ગ જ ત્યા રહ્યો છે આ લોકો સાધારણ રીતે નાજરકતરનો ધધો કરે છે, કેટલાક અગ્રેજ સરકારની નોકરીમા કે પાસેના રજવાડામા મુસદી કામ કરે છે અને કેટલાક વેપારમા પણ ગૂથાયા છે એકદરે એમની સ્થિતિ ઘણી સારી રહી છે બીજે સ્થળે તો વૈદિક નાગરો યજમાનવૃત્તિને લીધે પરાધીન થઈ પડ્યા છે જ્યા ગૃહસ્થવર્ગ ઉપર જ તેમનો બધો આધાર રહ્યો, ત્યા ઊચી વિદ્યા મેળવવા કરવાનુ તો તેઓનાથી ક્યાથી જ બની શકે ? સ્વાતંત્ર્યને લીધે નડિયાદી નાગરોનુ આવુ કાઈ થવા પામ્યુ નથી ઈમર્સન કહે છે કે "પરાધીનતાથી માણસનો સ્વાભાવિક વિકાસ અટકી પડે છે અને સ્વાતંત્ર્યને લીધે જ આત્મવિકાસ થાય છે" નડિયાદી નાગરોએ આ શબ્દોને ઘણા અંશે ખરા પાડ્યા છે અને આના પ્રત્યક્ષ ફળ તરીકે તેમણે પાચ મોઘા રત્નો દેશના સેવામા અર્પણ કર્યા છે આ પચરત્ન તે — રસ્તુખાતામા તથા બીજી અનેક રીતે ઘણી લોકસેવા કરનાર લોકપ્રિય ઝવેરીલાલ વેદાન્તના પૂરા અભ્યાસી, રાજનીતિમા બાહોશ અને સસ્કૃતમયી ગુજરાતીના પિતા મનઃસુખરામ ગુજરાતીઓના અમત કરી એમના જીવનને વધારે વિચારવાળુ અને વધારે ઉન્નત કરનાર 'સાક્ષરશિરોમણિ' ગોવર્ધનરામ નવલકથા નાટક તથા કાવ્ય એ ત્રણે સાહિત્યના અગોમા કુશળતા મેળવનાર, અને વ્યાવહારિક અર્થશાસ્ત્ર તથા રાજનીતિનુ ઊડુ જ્ઞાન ધરાવનાર દેવતરામ તથા અદ્વિતીયસુદર ભાષાન્તર કર્તા[4] છગનલાલ

4 વસન્ત ' ગોવર્ધનરામ સ્મારક અક, પૃષ્ઠ ૧૬ * મણિલાલ નભુભાઈ તથા બાલાશકર, એ બે રત્ન પરાગત જ (સ )

૧ નડિયાદમા આશરે ત્રણ જમાના પહેલાં ' ધીરજરામ તરવાડી "નુ નામ મશહૂર હતુ

* શ્રી રણજિતરામ વાવાભાઈ ગોવર્ધનરામના કુટુમ્બનો નીચે પ્રમાણે સુરેખ ચિતાર આપે છે

" વેપારી કુટુબ વૈષ્ણવ હતુ અને ઠાકોર પડોશમા હોવાથી ભક્તિભાવવાળુ હતુ મોહનરામના ભાઈ પ્રભુરામના પુત્ર બાલકૃષ્ણ ઠાકોરના ભટજી મહારાજ નામના ભક્તના સમાગમથી વિરક્ત થઈ કુટુમ્બનો ત્યાગ કરી વૃન્દાવન પાસે ગિરિનાગ પર જઈ રહ્યા હતા ત્યાર પછી શ્રીનાથજીના તેઓ ભડારી થયા હતા ગ રા મન સુખરામના પિતામહ અને ગોવર્ધનરામના પિતામહ ધીરજરામના જ્યેષ્ઠ ભ્રાતા શિવરામ પણ સન્યાસી થયા હતા સાધુસતાને સારા આસરો આ કુટુબ તરફથી મળતો કુટુબના ઠાકોરજીના માફક ભક્તિની જ્વાળા વશપરપરા સેપાતી ગોવર્ધનરામના પિતા અને પિતામહ પરમ ભાવિક હતા૫ આવા કુટુબમા જન્મનાર નાનપણથી જ વૈષ્ણવ સપ્રદાયના સસ્કાર પામેલો વિરક્તિ એના લોહીમા ઓઘે ઊતરેલી, વૈષ્ણવ ભજનો અને પદો ગવાતા સાભળી સગીત અને ગુજરાતી તથા હિદી સાહિત્યના રસ જીવનમા ઉતારેલા ( વસત , ગો સ્મા અક, ૬ ૨૦૨ )*

ધીરજરામના પિતા — ગોવર્ધનરામના પ્રપિતામહ—મોહનરામ વેપારી હતા સુરત તથા માડવી રતનામ અને મદ્રાસ સુધી મોટો વેપાર ચલાવતા હતા અને સુરત રતનામ અને નડિયાદમા દુકાનો રાખી હતી કાળે કરીને આ દુમન ભાગી તે જ વખતે મોહનરામનુ મૃત્યુ થયુ બાપનુ દેવુ વાળવાને ધીરજરામને એમદ દિવસ કાચી જેલમા પણ રહેવુ પડ્યુ થોડા વર્ષ પછી સન ૧૮૧૫ના અરસામા પેઢીનુ પૂરુ કરવાને માટે તે સાહસ કરીને મુબઈ આવ્યા

તે જમાનામા અને હાલના જમાનામા આસમાન જમીનનો ફેર પડી ગયો છે તે વખતે આગગાડીનુ નામ પણ કોઈ જાણતુ ન હતુ મુબઈ જવા માટે નડિયાદથી સુરત સુધી બળદની ગાડામા બેસીને આવવુ પડતુ સુરતથી વહાણમા — દરિયાઈ ગાડામા — બેસીને કેટલેય

૫ લીલાવતીના મામાના દ્વારા ધર્મ હિંદુ મુસલમાન સર્વ દેવની બાધા રાખતાં (સ )

દિવસે મુંબઈ પહોંચાતું; તેમાં પણ તે વખતનાં વહાણ સમુદ્રની તથા પવનની લહેર ઉપર તથા દયા ઉપર જ ટકી રહેતાં હતાં. તે વખતે નહિ તાર કે નહિ ટપાલ,[1] નહિ આગબોટ કે નહિ આગગાડી; પરદેશ પહોંચવાનાં કે પરદેશથી ખબરઅંતર મેળવવાનાં સાધનાં જેવાં ત્વરાવાળાં બિલકુલ સાધન નહિ. આવે વખતે પરદેશ જવું એ સ્નેહીને મનથી મૃત્યુ જેવું જ લાગતું. આ સમયે મુસાફરીમાં તથા પરદેશ જવામાં શાં શાં દુઃખો પડતાં તે હાલના જુવાનિયાઓના તો ખ્યાલમાં પણ કદાચિત્ નહિ આવે. કારણ કે હવે તો એક દિવસમાં જ—એક આંખના મિચકારામાં જ— નડિયાદથી મુંબઈ પહોંચી જવાય છે. કેમ જાણે અલ્લાદ્દીનનું જાદુઈ કોડિયું ઘસ્યું ન હોય! તે વખતના ભલાભોળા લોકો જો આ બનાવ જોવા પામ્યા હોત તો તેમને તો આ બધું પરીઓના ને દેવદેવીઓના વાતો જેવું જ લાગત! જો કે આથી ગોવર્ધનરામને પ્રવાસ વેળા સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરવાનો ઘણો લાભ થયો હતો.

આ વેપારી નાગરો મુંબઈમાં કેવી રીતે રહેતા હતા એ પણ જાણવા જેવું છે, કેટલાક ઘરડાઓ એ વિષે હજી રસથી વાત કરે છે. 'ધનાન્યર્જયધ્વં ધનાન્યર્જયધ્વમ્' એ તેમની જિંદગીનો જાણે મોટો સિદ્ધાન્ત હતો. 'જેટલું બચાવ્યું તેટલું નવું કમાયા' એ બીજો સિદ્ધાન્ત સ્થાપ્યો હતો. એક નાની સરખી ઓરડીમાં બધા એકઠા રહેતા અને પોતાને હાથે જ રાંધી ખાતા. રસોઇ પણ દરેક માણસને કેટલી રોટલી જોઈશે તેનો હિસાબ ગણીને મુકાતી, અને ચાર જણ વચ્ચે પાંચ રોટલી વધતી તો દરેક જણ સવા સવા રોટલી લઈ લેતા! પોતાની થોડી કમાઈને વધારવા માટે તે પણ વ્યાજે મૂકતા અને સાંજ પડે એટલે રોજ 'દિનિયું વ્યાજ' ઉઘરાવવા નીકળી પડતા. તે વખતે રોજનું વ્યાજ રોજ ઉઘરાવી લવાતું અને પ્રતિદિન ઉઘરાવાતું હોવાથી તેને 'દિનિયું વ્યાજ' કહેતા. આ

[1] ટપાલ તે વખતે ચાલુ હતી તો ખરી; ૧૮૫૪માં શરૂ થયેલ; પણ તે કેવી જાતની હતી તે વિષે ગોવર્ધનરામના પોતાના જ શબ્દો અત્રે ઉતારીશું. "ટપાલનો દર જાસ્તી હતો. અને નડિયાદથી મુંબઈ કાગળ આવતા ઓછામાં ઓછા ચાર આના બેસતા અને દશ પંદર દિવસ થતા. ટપાલના ઝીણા ચિનાઈ કાગળ લોકો લખતા અને એક લખાણમાં ઝીણી ઝીણી લાગણીની ટૂંકનો પણ જુદા જુદા મળી દશ પંદર કાગળ બીડતા."

રોજનું વ્યાજ પણ બીજું વ્યાજ ઉત્પન્ન કરવાના કામમા લેવાતુ. વ્યાજ ઉતરાવી પાછા ફર્યા પછી રાત્રે ઘડીએ ક્રમ્ડો સળગાવી ઓરડીમા બધી વસ્તુ ઠેકાણે છે કે નહિ તે જાઈ લેતા, અને પછી તરત ક્રમ્ડો હોલવી નાખતા રાત્રે જમવા જવા માટે દીવાના અજવાળાની જરૂર રહેતી નહિ, તો પછી સૂવા માટે તો હાયજ કેની? આ પ્રમાણે દીવા માટે કાઈ દિવસ એક પાઈ ખરચી પણ ખરચવી પડતી નહિ આવી અનેક કરકસરી ખમીને તે અમની માણુમો મોટી પૂજી ભેગી કરતા ધીરજરામને પણ આ પવન લાગેલો હતો. પણ "અમ્બના પ્રમાણમા તેમની ઉદારતા વધારે હતી, વખાણાતી અને ધોરણવાળી હતી" એમ ધીમે ધીમે મુબઈ સુરત નડિયાદ ને ગોવા સુધી એમણે વેપાર જમાવ્યો તથા પુષ્કળ પૈસો એકઠો કર્યો

ધીરજરામ પડે એક નોંધ લેવા જેવા પુરુષ થઈ ગયા છે આપણા જૂના જૂના સમયના માણસોમા પશ્ચિમના નવા વિચારોની કાઈ પણ છાયા વિનાના જે જૂના સદ્‌ગુણો જોવામા આવે છે તે સર્વ ધીરજરામનામા હતા ગોવર્ધનરામના પોતાના શબ્દો પ્રમાણે "તેઓ યશસ્વી, દીર્ઘદ્રષ્ટિવાળા અને ખબરદાર મરદ આદમીમા ખપના ધારેલુ કામ પાર ઉતારવુ કોઈની દરકાર રાખવી નહિ, દરેક કામમા ધોરણ બાધી તે પ્રમાણે ચાલવુ, વગેરે તેમની પ્રકૃતિના અધારણ ગણાયા છે તે છતા પોતાના ધોરણ કાઈ સમજે નહિ તેમ ચાલવાનો તેમને શોખ હતો" જાતમહેનતથી બધુ સપાદન કરેલુ હતુ તેથી જાતે બહુ ટેકીલા અને પુરુષાર્થવાળા હતા આકાશ ને પાતાળ એક થાય તો પણ ધીરજરામ પોતાનુ ધાર્યું છોડતા નહિ. એમની શાખ પણ આવી જ પડી ગઈ હતી વળી ધનનો પણ કાઈક મદ હતો, તેથી તથા તામસી સ્વભાવને લીધે કેટલીક જગ્યાએ તો એમના નામનો ત્રાસ પણ પડતો હતા તેમનુ દિલ બહુ ઉદાર અને ઉદાર હતુ મનમા આવે ત્યારે તને ન્યાલ કરી નાખતા પણ એમના હૃદયમા વેરભાવ કદી પણ ટકી શકતો નહિ પોતાની નાખુશી કે ક્રોધ જેના વેગથી બતાવતા તેટલા જ વેગથી પોતાની પ્રસન્નતા અને સ્નેહ બતાવવામા પણ તે ચૂકતા નહિ અને આ વાત લોકો જાણતા હતા ડોસા પોતે પણ પોતાનો સ્વભાવ સમજતા અને સાધારણ ક્રોધ થતા છે એવુ ભાન થતુ કે એકદમ ઘરમા દોડી જઈ માથા ઉપર ટાઢુ પાણી નાખો "મને નવરાવો" એમ બૂમો પાડતા 'શુ થયુ? શુ થયુ?' એમ કોઈ

પૂછે તો જવાબ દેતા કે " મને ચાંદાએ અભડાવ્યો છે." આ પ્રમાણે ક્રોધને ચાંડાળ ગણીને ટાઢા પાણીના ઘડેઘડાથી નાહી લેતા. ધીરજરામ જ્યાં જતા ત્યાં એમનું ઘણું વજન પડતું. અંગ્રેજ લોકો જેને 'Strong character' અથવા 'Powerful personality' કહે છે તેના જ તે હતા. મરતા સુધીમાં એમણે ઘણી સખાવત કરી હતી અને પોતાના દ્રવ્યનો અર્ધો ભાગ પરોપકારમાં આપી દીધો હતો. તેમના મૃત્યુસમયે તેમના પુત્ર માધવરામની ઉમર ફક્ત બાર વર્ષની હતી. તેથી પોતાના જમાઈ નવલરામને દુકાનમાં ભાગ આપી 'નવલરામ માધવરામની પેઢી' એ નામની દુકાન ચાલે એવી ગોઠવણ કરી. પુત્રની ચિન્તા કરતી પત્ની ઉમિયાકુંવરને દિલાસો આપી " રણછોડરાયે મારી સંભાળ લીધી તેમ એનું પણ થશે" એમ કહી, આ " ધર્માત્મા અને પુરુષપ્રયાસી વીર ડોસો " સંવત ૧૮૪૭માં વિદેહ થયા.

આ બનાવ બન્યે થોડા મહિના થયા એવામાં નડિઆદના શ્રીહાટકેશ્વરના મન્દિરમાં એક સંન્યાસી આવ્યા. તે કાશીના નાગર બ્રાહ્મણ હતા અને કુટુંબકલેશ કે એવા કોઈ કારણને લીધે ત્યાંથી નાસી આવ્યા હતા. તેમનું મૂળ નામ બુદ્ધેશ્વર હતુ. બોલવાની શક્તિ હોવા છતા ઘણાં વર્ષ સુધી 'મુનિવ્રત' — મૌનવ્રત ધારણ કરીને રહ્યા અને માત્ર ઇશારતથી જ વાત કરતા તે ઉપરથી એમનું નામ 'મુનિ મહારાજ" પડી ગયુ તેઓ શરીરે ગોરા, દેખાવડા અને પ્રતાપી હતા. તેમની આકૃતિને લીધે, તેમના મૌનને લીધે તથા તેમની પૂર્વાવસ્થા ગુપ્ત હોવાને લીધે આ ભેદભર્યા સાધુ તરફ ઘણાનું ધ્યાન ખેંચાયું. તેમના પ્રભાવની અને ચમત્કારની કઈ કઈ વાતો લોકોમા ચાલવા લાગી. વિધવા ઉમિયાકુંવરને એમના તરફ ખાસ સદ્ભાવ થયો. ધીરજરામે મરતા મરતા કહ્યુ હતુ કે છોકરાની સંભાળ ઈશ્વર કરશે, તે ઉપરથી ભોળા ડોસીએ જાણ્યુ કે આ તો ઈશ્વર જ મુનિ થઈને આવ્યા. તે ઉપરથી આ મુનિ મહારાજને ઘરમા વાસ આપ્યો. મુનિ મહારાજે શ્રીનાથજીની મૂર્તિની ઘરમા સ્થાપના કરી, બાળક માધવરામને ઉછેરવાનુ કામ પોતાના હાથમા લીધુ અને વૈષ્ણવ ભક્તિનો રસ બાળકના અણઘડ હૃદયમા રેડવા માંડ્યો દુકાનનુ કામ પણ યથાપ્રકાર ચાલતુ હતુ. કેટલાક વર્ષ પછી માધવરામના બનેવી નવલરામનુ મૃત્યુ થયું. ત્યાર પછીથી 'નવલરામ માધવરામ'નુ નામ બ'

'શ્રીકૃષ્ણ વાસુદેવજી'ની પેઢી એવું નામ રાખી માધવરામે 'પેઢીનું' કામ ચાલુ રાખ્યું.

માધવરામના પત્નીનું નામ શિવકાશી હતું. પતિપત્નીના સ્વભાવ લગભગ બધી બાબતમા એકબીજાથી જુદા હતા માધવરામમા મોટો ગુણ ભક્તિનો-ધાર્મિકતાનો હતો. કાંઈક સ્વભાવથી અને કાંઈક મુનિ મહારાજના સમાગમથી માધવરામ આરૂઢ વૈષ્ણવ થયા હતા. એમના હૃદયની ઊંડામા ઊંડી ઇચ્છા જુઓ તો હરિરાયજીની સેવા કરવી, ભજન ગાવા અને ભક્તિમા જ આખું જીવન ગાળવું. વ્યવહારની ખટપટમા એમનુ ચિત્ત પેસતું નહિ. સ્વભાવે બહુ નરમ, દિલના બહુ ભોળા, અને "મન્તાને પણ મેર કહે નહિ એવા ભલા" હતા. સર્વ કોઈને માટે એમના વિશાળ હૃદયમા દયા અને માયા જ હતા. શિવકાશીમાં મોટો ગુણ વ્યવહારનિપુણતાનો હતો માધવરામ જેમ રગેરગ વિરાગી ભક્ત હતા તેમ શિવકાશી રગેરગ વ્યવહારી સસારી જીવ હતા. આપણામા સ્ત્રીઓ સાધારણ રીતે પાઠ પૂજા કરે કે દેવદર્શન જાય કે જરા આભડછેટ સાચવે એટલે 'ધર્મિષ્ઠ' ગણાય છે આ રીતે તો શિવકાશી પણ ધર્મિષ્ઠ હતા પરતુ માધવરામનુ ભાવિક હૃદય બીજી સર્વ વસ્તુનો તુચ્છકાર કરી જે અનન્ય ભક્તિભાવથી હરિચરણમા રમતું અને અન્તે હરિપદમા જ લીન થવા તૃષ્ણા રાખતુ, તેનું શિવકાશીના હૃદયને કદી સ્પર્શ થયુ હશે કે નહિ તે મ દેહભરેલું છે શિવકાશીના હૃદયની ઊંડી ઇચ્છા તો રાજ્ય ચલાવવાની—અધિકાર ભોગવવાની હતી, અને તે પણ પરલોકના નહિ પણ આ જ લોકમા. એમની વ્યાવહારિક બુદ્ધિને પરલોકનું રાજ્ય ઝાખુ, ચ્યાખુ, અને અધ્રુવ દેખાતું, તેથી એ રાજ્યના કરતાં વધારે પાસેનું, અને ઝટ મેળવાય એવું આ લોકનું જ રાજ્ય ભોગવવુ એ એમને વધારે ડહાપણભરેલું લાગતુ. તે બહુવાતે કુશળ હતા અને કોઈથી પણ ગાજ્યા જાય એવા ન હતા માધવરામમા જે ચ્યાગ દક્ષતા અને તીવ્ર બુદ્ધિની ખોટ હતી તે શિવકાશીએ બધી રીતે પૂરી પાડી

શિવકાશીના આ સ્વભાવનો એક જ દાખલો બસ થશે એમ કહેવાય છે કે જ્યારે તેમને પહેલી વાર મહિના હતા ત્યારે આરાસુરી અમ્બા માતાના દર્શન કરવાની એમને બહુ જ તીવ્ર ઇચ્છા થઈ. અમ્બાજીનો રસ્તો ચોમાસામાં ઘણો વિકટ હોય છે અને ક્યાવી

સ્થિતિમાં શિવકાશી ત્યાં જાય એ ઘણું જોખમભરેલું હતું. તેથા બધાંએ એમને સમજાવવાને ઘણું કર્યું; પણ એ એકના બે થાય જ નહિ. છેવટે થાકીને આગાસુરી માતા ઉપર શ્રદ્ધા રાખી એમને આ દસ્તુ યાત્રા કરવા જવા દેવાં પડ્યાં. શરીરના બળથી કહો, મનના બળથી કહો કે પછી અમ્બા ભવાનીની કૃપાથી કહો, પણ એમને કોઈ પણ વાતે ઊની આંચ આવી નહિ. એમને સહીસલામત પાછાં આવેલાં જોયાં ત્યારે જ બધાંના જીવમાં જીવ આવ્યો.

આ યાત્રાએથી પાછા ફર્યા પછી થોડા દિવસ રહીને સંવત ૧૯૧૧ના દશેરાને દિવસે શિવકાશીએ ગોવર્ધનરામને જન્મ આપ્યો. દશેરાનો દિવસ આખી હિન્દુકોમમાં મોટા તહેવારનો દિવસ છે. દશેરાને દિવસે જ રામચન્દ્રજીએ શમીપૂજન કરી લંકા ઉપર ચઢાઈ કરી હતી. દશેરાને દિવસે જ પાંડવોએ શમીવૃક્ષ નીચે પોતાનાં આયુધો સંતાડી વેશ બદલી વિરાટ નગરમાં પ્રવેશ કર્યો હતો, તેમ દશેરાને દિવસે જ પાંડવોએ પ્રકટ થઈ પોતાનું રાજ્ય પાછું મેળવવા તૈયારી કરવા માંડી હતી ખાસ કરીને ક્ષત્રિયો આ દિવસ મોટા ઉત્સવથી પાળે છે. અસલમાં રજપૂત રાજાઓ દશેરાને દિવસે પોતાના લશ્કરને ફરીથી એકઠું કરી યુદ્ધને માટે તૈયાર કરતા હતા, અને મહાન શિવાજી પણ પોતાના પહાડી મરાઠાઓને આ દિવસે જ એકઠા કરી પોતાની મહેચ્છાઓને પૂર્ણ કરવા ઉત્સાહવચનોથી પ્રેરતો હતો આ સર્વ સંસ્કારને લીધે આ ઉત્સવ હિન્દુઓના મનમાં કાંઈ વિલક્ષણ ઉત્સાહ પૂરે છે. વિજયાદશમીનો દિવસ ખરેખર આશાનો અને ઉત્સાહનો, પ્રવૃત્તિનો અને વિજયનો જ મનાય છે આવા વિજયાદશમી જેવા વિજયદિને દેશને મન્દતામાથી ઢંઢોળી ચચળ કરનાર તથા વિજય-માર્ગનું દર્શન કરાવનાર પરાક્રમી ગોવર્ધનરામનો જન્મ થયો.

## પ્રકરણ ૨

### બાલ્યાવસ્થા તથા ગુજરાતી અભ્યાસ

### ઈ. ૧૮૫૫થી ઈ. ૧૮૬૫

ગોવર્ધનરામ ચાર વર્ષના હતા ત્યાં લગી નડિયાદમાં રહ્યા. પછી સન ૧૮૫૯ના અરસામાં તે મુંબઈ આવ્યા ને ત્યાંની બુદ્ધિવર્ધકશાળામાં ગુજરાતી અભ્યાસ એમણે શરૂ કર્યો. સન ૧૮૬૫મા દશ વર્ષની ઉમરે આ અભ્યાસ પૂરો કરી એ પાછા નડિયાદ આવ્યા.

ગોવર્ધનરામનાં માતુશ્રી શિવકાશી જેમ પોતે મજબૂત હતાં તેમ એમને સુન્દર, બળવાન છોકરાઓનો મોહ હતો. પોતાનાં છોકરાં બહુ ગોરા ને બહુ દેખાવડા હોય એવી એમની તીવ્ર ઇચ્છા હતી. પરન્તુ ગોવર્ધનરામ તો જન્મથી જ ઢીલા દેખાતા ને માદલા રહેતા કોઈ કહેતું કે "એ તો જાણે પોદળો હોય એમ બેસે." શરૂઆતમાં એમને જોઈને શિવકાશીનું મન લગારેય પ્રસન્ન થતું નહિ. કહે છે કે ગોવર્ધનરામ વર્ષેક દિવસના હતા ત્યારે ન્યાતના એક બીજા સરખી વયના પણ હૃષ્ટપુષ્ટ બાળકની સાથે એમને બદલવાનો શિવકાશીએ પ્રયત્ન પણ કર્યો હતો. પરન્તુ એ સાગ બાળકની માતાએ સાફ ના પાડી, અને આ મનસૂબો ને પ્રયત્ન ભાગી પડ્યા. આમ થવાથી તાત્કાલિક ઘણી નિરાશા થવા છતાં એક રીતે જીવનભરનું સુખ ને કીર્તિ શિવકાશીને પાછળથી મળ્યા, જે નહિ તો સહેજમાં એમણે ખોઈ નાખ્યા હોત.

શિવકાશીનો આ અણગમોયે ધીરે ધીરે નાશ પામ્યો; જેમ જેમ ગોવર્ધનરામ ઉમરે વધતા ગયા તેમ તેમ પોતાના ગુણોથી એમણે માનું હૃદય સર્વ રીતે વશ કરી લીધું અને પુત્રનાં સત્કાર્યોની કીર્તિ સાંભળી માનું સ્નેહાળ હૃદય વારંવાર હર્ષાભિમાનથી ઊભરાઈ જતું. છતાં ગોવર્ધનરામ પ્રસંગ આવ્યે, આ બાબત શિવકાશીની મીઠી મશ્કરી કરવાનું ચૂકતા નહિ, અને ચીખળી સ્વભાવથી, ધીમે રહીને મીઠી

સુચ્ચાઈથી કહેતા ... "પણ, આ હું તે તારો દીકરો નથી ને? તારો દીકરો તો છે." શિવકાશી પણ આ મશ્કરી સમજી જતા અને "જે થયું છે તે સારુ જ થયું છે" એમ સૂચવી ખડખડ હસી પડતા મા-દીકરાની વચ્ચે છેક લગી અસાધારણ પ્રેમ હતો.

ગોવર્ધનરામની પછી શિવકાશીએ બે પુત્રીઓને તથા એક પુત્રને જન્મ આપ્યો. મોટી પુત્રી મારા માશી શાણુગૌરલક્ષ્મી હતા, ને નાની જે ગોવર્ધનરામની ખાસ કાળજી ને પ્રીતિને પાત્ર થઈ તે મારી બા હતી; એનુ નામ સમર્થલક્ષ્મી હતું. ગુજરાતી જીભે એ નામને 'સમરી' કરી નાખ્યુ હતુ! સૌથી નાના પુત્ર એ મારા નાના મામા નરહરિરામ હતા, જે પાછળથી પ્રખ્યાત એન એમ ત્રિપાઠીની બુકસેલર અને પબ્લિશર્સ (પુસ્તક-વિક્રેતા અને પ્રકાશક) સંસ્થાના સ્થાપક અને માલિક થયા.

ગોવર્ધનરામ આશરે બે વર્ષના હતા તેવામા એમના વડિયાઈ, પિતામહી, વૃદ્ધ ઉમિયાશંકરનુ મૃત્યુ થયુ. મરતા વખતે ઉમિયાશંકર પુત્રને (માધવરામને) તથા પુત્રવધૂને (શિવકાશીને) આજ્ઞા કરતા ગયા કે મુનિ મહારાજને બધી વાતે પ્રસન્ન રાખજો મુનિ મહારાજે ઘરમા રહ્યા પછી વૈભવ ઘણો વધારી દીધો હતો વૈષ્ણવ મહારાજનો બધો ઠાઠ ધનના ધાગો હતો અને સમર્થ ધીરજરામનુ ઘણુ ધન આ માર્ગે વાપરી નાખ્યુ હતુ મુનિ મહારાજ ઘણી બાબતમા, શિવકાશીને પૂછ્યા કર્યા વિના તથા એમને ગમે છે કે નહિ તેની દરકાર કર્યા વિના, પોતાની રુચિ પ્રમાણે જ વર્તતા આ બધું શિવકાશીને પસંદ પડતું નહિ, પણ સાસુનો હુકમ પાળવો જોઈએ કરીને કાંઈ બોલતા નહિ. છેવટે જ્યારે વધુ સહન થઈ શક્યુ નહિ ત્યારે લાગ જોઈને મહારાજને તેમણે જણાવ્યુ કે "મહારાજ, ઠાટ તો એનુ એ છે, પણ વાણિયો બદલાયા છે હો" ચતુર મુનિ મહારાજ આ શબ્દોનો મર્મ તરત સમજી ગયા અને ઘરની બધી વ્યવસ્થા શિવકાશીને સોંપી, પોતાનો બાકીનો કાળ ગોવર્ધનરામને અને એમના નાના બહેન શાણુગૌરલક્ષ્મીને ઉછેરવામા ગાળવા લાગ્યા કોઈ મોટા રાજપુરુષને શોભે એવી આ હિંમતભરી યુક્તિથી ઘરમા મીઠાશ અને મુનિ મહારાજ બન્ને છેવટ સુધી ટકી રહ્યા મુનિ મહારાજ પંચત્વ પામ્યા ત્યારે ગોવર્ધનરામની ઉમર આશરે પાંચથી સાત વર્ષની હશે

દરેક બાળકને વાર્તાઓ કથાઓ વગેરે સાંભળવાનો બહુ શોખ

જે સમયે ખર્ચાળ નિનેમાઓ કે નાટકો ન હતા થિયેટરો ન હતા તેવે સમયે માણભટ્ટોએ લેકોની ખૂબ સેવા કરી છે બાળ ને સ્ત્રી ને પુરુષ, અભણ અને ગામડિયા એ સૌ સમજી શકે ને રસ લઈ શકે એ રીતે આપણા હિન્દના જૂના ખજાનાને માણભટ્ટોએ જ જાળવી રાખ્યો છે લેખનવાચન કરી ન શકતા એવા માણસો પણ ધર્મ ને પુરાણોનું સારું જ્ઞાન મેવાળ માનથી જ પામી શકતા, અને એ પ્રાપ્ત કરેલ જ્ઞાન જાળવી રાખતા ધર્મપુસ્તકોનું આ દાન જ્ઞાન આપવું, પુરાણોનો પ્રચાર કરવો અને એવા ધર્મનીતિના બોધને હૃદયમાં ઉતારવો — આ બધાનું એક સમળ સાધન જેવી માણભટ્ટોની સસ્થા હતી હજુ ગુજરાતમાં ઘણા હશે જેઓના માનમાં

"રૈનપયન એણી પેર બોલ્યા
સુણ જનમેજય રાય"

એ શબ્દો તાદ્દશ રમતા હશે બદલાતા જમાનાના બદલાતા, નવી પદ્ધતિઓ રચવાની અશક્તિને લીધે, હવે માણભટ્ટોની સંસ્થા માત્ર ઇતિહાસના અવશેષ રૂપે રહી છે

બાળપણથી જ રામ, કૃષ્ણ પાંડવો વગેરેની વાતો ગોવર્ધનરામે બહુ રસથી સાભળી અને પ્રાચીન હિન્દના નાયકોને માટે એમના હૃદયમાં માનવૃત્તિ જાગી હોવી જોઈએ કે તે આઠનવ વર્ષની ઉમરના હતા ત્યારે મન સુખરામે — જે એમના વડીલ હતા ને જેમને બાળકોની પરીક્ષા કરવાનો બહુ શોખ હતો એમણે — મહાભારતની કોઈ પણ વાત કહી જવાનું ફરમાવ્યું એ ઉપરથી ગોવર્ધનરામે નળદમયન્તીની વાત એવી તો મનોરજક રીતે કહી સભળાવી કે બાળકના જ્ઞાન ને બુદ્ધિચાતુર્યથી આ વડીલ પણ છક થઈ ગયા

પાચમે વર્ષે (સન ૧૮૫૮ ઈ સ મા) ગોવર્ધનરામે મુબઈમાં પહેલી વાર પગ મૂક્યો અને ત્યાંની બુદ્ધિવર્ધક શાળામાં ગુજરાતી ભણવાનું શરૂ થયું એ સમયનો એ પ્રસગ જાણવા જેવો છે બાળ ગુજરાતી ભણતે ભણતે કવિશ્રી દલપતરામની 'સારી ચોપડીઓ શોભાય' વાળી કવિતા એમના વાચવામાં આવી અફસોસ આ કવિઓનો તથા તેઓની કવિતાનો હાલની નવી નવી વાચનમાળાએ

લગભગ બહિષ્કાર જ કર્યો છે છતાં, મારા જેવા, એ હોપની વાચનમાળાની ઘણી કવિતાઓ તથા પાઠોને યાદ કરનારા ને તે હવેના બાળકો નથી ભણતા તેથી ખેદ પામનારાય હશે! ગોવર્ધનરામે આ પહેલી જ કવિતા વાંચી, વાચનાને વાર એવી કવિતા જાતે લખવા માટે એમનું દિલ ઊછળી રહ્યું અને ૭ વર્ષની વયે જ માતુશ્રીને પહેલો કાગળ આવી ચોપાઈની કવિતામાં લખ્યો!

માણભટ્ટની કથાઓનો રસિયો હવે ધીરે ધીરે 'કાવ્યદોહન' વગેરેમાં તલ્લીન થવા લાગ્યો, અને કથાઓમાં આનન્દ પામનાર હવે કવિતાના ઊંચા સ્વરૂપ તરફ વળવા લાગ્યો. કાવ્ય તરફનું આમ કુદરતી આકર્ષણ વધવા લાગ્યું.

સન ૧૮૬૧માં એક એવો બનાવ બન્યો જેની અસર ગોવર્ધનરામની ઉપર અંત લગી રહી. મનસુખરામ ત્રિપાઠીના દાદા શિવરામ તથા માધવરામના પિતા ધીરજરામ બન્ને સગા ભાઈ થાય.[1] એટલે મનસુખરામ ને ગોવર્ધનરામ પિતરાઈ ભાઈ જ થાય, પણ ઉંમરમાં સારો ફેર. એટલે કે મનસુખરામ જ્યારે ૨૦–૨૧ વર્ષના હતા ત્યારે ગોવર્ધનરામ ૬ વર્ષના બાળક જ હતા. તેથી ગોવર્ધનરામ એમને 'બાળુકાકા'[2] ના નામથી જ સંબોધતા ને તેમને પોતાના વડીલ ગણતા. તે મનસુખરામ મુંબઈમાં 'એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ'માં (જેમાંથી હાલની એલ્ફિન્સ્ટન કોલેજ થઈ છે તેમાં) ભણવાને મુંબઈ આવ્યા. નિકટ સંબંધને લીધે તથા મનસુખરામની ખાસ વિદ્યાપ્રીતિ જોઈને શિવરામદાદાએ મનસુખરામને ગોવર્ધનરામની સુપરત કરી, અને એમણે આ બાળકના હુન્નર અને બુદ્ધિને પ્રેમથી ખીલવવા માંડ્યા. બન્નેનો સહવાસ ને લાગણી આ વર્ષથી શરૂ થયાં.

આ મહાન પુરુષની પૂર્વાવસ્થા તથા ઉત્તરાવસ્થા અનુમોદનાર મહાસિદ્ધાન્તના દૃષ્ટાન્તરૂપ જ છે. તનતોડ મહેનતને લીધે મહિને અર્ધા રૂપિયાના જ પગારથી તેમને કમાણીની શરૂઆત કરી પછી હતી ને ત્યારે પગારમાં એક રૂપિયો વધી એ તો ઘણું મોટું પ્રમોશન હતું! અને

૧ જુઓ વંશવૃક્ષ

૨ 'બાળુકાકા' એવું પરસ્પર વિરોધી નામ મનસુખરામને દેવ રહ્યું (બાપ પિતાશ્રી એમને બાળુ કાકા કહે, એટલે માટે તો એક રીતે બન્ને નામ વાપરવાનાં હતાં) ને પાડ્યું હોય.

અનાધારણ મુશ્કેલીઓ છતાં દૃઢ નિશ્ચય અને અસામાન્ય સ્વાશ્રયથી તેમણે ગુજરાતી તથા અંગ્રેજીનું સારું જ્ઞાન સંપાદન કર્યું અને આગળ અભ્યાસ કરવા સારુ એકવીસમે વર્ષે મુંબઈમાં પ્રવેશ કર્યો. બે વર્ષ મુંબઈમાં ભણ્યા પછી આંખોમાં ગરમી ભિપડી આવી તેથી શાળાનો અભ્યાસ છોડી દેવો પડ્યો. પછીથી વેપારમાં જોડાઈ 'શ્રીકૃષ્ણ વાસુદેવ'ની પેઢીનું કેટલુંક કામ તેમણે કરવા માંડ્યું.

મન સુખરામને ગુણની ઘણી કદર હતી. બાળકો કે યુવાનો કોઈમાં પણ ચમત્કારક બુદ્ધિ તેઓ જોતા તો ઘણા પ્રસન્ન થતા તથા તેમને ખાસ ઉત્તેજન આપતા. મન સુખરામનો આ ગુણાનુરાગ એમના આખા જીવનમાં દૃષ્ટિગોચર થાય છે. મોટી ઉંમરે તથા સારી સ્થિતિએ પહોંચ્યા પછી પણ, એમણે ઘણા શિક્ષકો લેખકો, વિદ્વાનો તથા રાજપુરુષોને અમૂલ્ય સહાયતા કરી છે અને ઘણા ઉગતા તારાઓને આકાશમાં વિહાર કરવાની સગવડ કરી આપી છે. તો પછી આવી, તીવ્રદૃષ્ટિથી ગુણોને શોધી કાઢનાર તથા સ્નેહથી તેનું પાલન કરનાર મન સુખરામ પોતાના જ કુટુંબના આ રત્નની બહુ પ્રીતિથી સંભાળ લે તેમાં શું આશ્ચર્ય ?

પોતાનાં પહેલા દશ વર્ષની અંદર ગોવર્ધનરામ ત્રણ મોટી શક્તિઓની અસર નીચે રહ્યા. (૧) પોતાના પિતા તથા મુનિ મહારાજની ઈશ્વરભક્તિથી ધર્મમા તથા ઈશ્વરમા એમને આસ્થા બેઠી. (૨) માણ-ભટ્ટની કથાઓમાથી આપણી પ્રાચીન સંસ્થાઓનુ જ્ઞાન મેળવવાની તથા ઇતિહાસ પુરાણ વગેરે જાણવાની તીવ્ર આતુરતા જન્મ પામી ને કવિતા તરફ પણ રુચિ થઈ (૩) મન સુખરામના સહવાસને લીધે એમના મનનો વિકાસ આ માર્ગે થવા માંડ્યો, દૃષ્ટિ વિશાળ થતી ગઈ અને પ્રજાજીવનમા જે જુદા જુદા તથા નવા નવા તરંગો ઉછળા આવતા હતા તેનો ધીમે ધીમે સાક્ષાત્કાર થવા લાગ્યો

આવ્યો. સુન્દર પુત્ર, પોતાની મરજી માફક, ન મળ્યો તોય સુન્દર બેઉ – ફરતી કન્યા – તો મળી કરીને શિવકાશીએ સન્તોષ માન્યો.

આમ ગોવર્ધનરામ ગર્ભરૂપે જ વિવાહિત થયા અને એમનાં પહેલી વારનાં પત્ની હરિલક્ષ્મી કેટલેક અંશે એમનાથી મોટાં હતાં![1] બાળલગ્નની સામે સખ્ત પોકાર ઉઠાવનાર ને પોતાના કુટુમ્બમાં તે ન બને માટે અતિશય કાળજી રાખનાર ગોવર્ધનરામ પોતે જ જન્મ્યા પહેલાં જાણે વિવાહિત થયા હતા! પોતાને સર્વથી શ્રેષ્ઠ માનતી નાગરજ્ઞાતિમાંય કેટલાક રિવાજ કેટલી હદ સુધી પ્રવર્તે છે તેનોય આ નમૂનારૂપ દાખલો છે. સૌથી વધારે નવાઈની વાત એ છે કે આ વિચિત્ર સંજોગોમાં વિવાહિત થનાર દંપતીની વચ્ચે અસાધારણ સ્નેહ જામ્યો, ને અન્ત લગી તેમાં કશી કચાશ દાખલ થઈ ન શકી!

લગ્ન પછી ગોવર્ધનરામ મુંબઈ આવ્યા અને અંગ્રેજી અભ્યાસ આગળ વધારવાને માટે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં તેમણે પ્રવેશ કર્યો. ગોવર્ધનરામની નિશાળની કારકિર્દી કોઈ રીતે તેજસ્વી ન હતી. વર્ગમાં હમેશાં પહેલો નંબર રાખી એમણે શિક્ષકોને પ્રસન્ન કર્યા હોય એમ લાગતું નથી. તેમ એવુંયે જણાતું નથી કે તેમની સુશીલતાથી અને ચંચળ બુદ્ધિથી તે લોકો તદ્દન અજાણ રહ્યા હોય. ઊલટું એટલું ચોક્કસ છે કે કેટલાએક શિક્ષકોના મન ઉપર પોતાના સદ્‌ગુણોની તેમણે ઊંડી છાપ પાડી હતી. આ જોવા માટે એક જ પ્રસંગ બસ થશે.

આશરે બત્રીસ વર્ષ પછી, એની એ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ગોવર્ધનરામના પુત્ર રમણીયરામે અભ્યાસ માટે પ્રવેશ કર્યો. તે વખતે નિશાળના એક પુરાણા શિક્ષક મિ. પન્નજી કાવસજી સંજાણાએ, રમણીયરામની અટક ત્રિપાઠી છે એમ સાંભળી, ઘણી આતુરતાથી અંગ્રેજીમાં સવાલ પૂછ્યો કે "ત્યારે મિ. ત્રિપાઠી, પેલા જુવાન પણ ભલા અને હોશિયાર ગોવર્ધન ત્રિપાઠીના તમે કંઈ સગા થાઓ કે?"

રમણીયરામે એકદમ જવાબ દીધો, "હા, સાહેબ હું એમનો પુત્ર થાઉં."

આ સાંભળીને તે માયાળુ શિક્ષકે ઘણા ઉમળકાથી ગોવર્ધનરામના

1. આના દાખલા બીજા પણ મળી આવે છે. નાની બેન બહેન ચંચળ(?) બ્હેન ને ભાઈ અન્દ્રશંકર પંડ્યાને પરણી તેને વિષે પણ આમ થયું હતું. તે ઘણીક માસ મોટી હતી.

પ્રશ્નોત્તર પૂછ્યા અને છેવટે કહ્યું કે "મિ ત્રિપાઠી, જ્યારે જ્યારે તમારા મારા ઉપર તમે પત્ર લખો ત્યારે ત્યારે મારા જિગરની ખરી દુવા મારા વહાલા ગોવર્ધનને જરૂર લખજો, અને એમની તન્દુરસ્તીના અને એમના વિદ્યાવાળા મનના મને હમેશ સમાચાર આપતા રહેજો "

બત્રીસ વર્ષ સુધી પણ જૂના શિષ્ય ઉપર આવી મમતા રાખનાર શિક્ષકને જેટલો ધન્યવાદ ઘટે છે તેટલો જ ધન્યવાદ આ મમતાના પાત્ર થનાર શિષ્યને પણ ન ઘટતો નથી? ગોવર્ધનરામને પોતાને પણ આ ગુરુને માટે દેહ સુધી સારી લાગણી હતી

પોતાને વિષે વારવાર વાત કરવાની ગોવર્ધનરામને ટેવ હતી, અને આવી જે વાતો કહેતા તેમા પોતના અભ્યાસના સબન્ધની વાતો ઘણી આવતી તે કહેતા હતા કે " હુ અગ્રેજી નિશાળમા હતો ત્યારે નિશાળના 'લેસન' ઉપર કદી ઝાઝુ ધ્યાન આપતો નહિ મારો ઘણો વખત તો બીજું બહારનુ વાચવામા જતો, અને પરીક્ષા પાસે આવતી ત્યારે જ બહારનુ વાચવાનુ રહેવા દઈ પરીક્ષાની તૈયારી કરતો. વર્ગમા નબરની મને દરકાર નહોતી, અને પરીક્ષામાયે સાધારણ સારી રીતે પાસ થવા ઉપરાત વધારનો લાભ હુ ગણતો નહિ તેથી કરીને પહેલે નબર તો હુ ક્વચ્ચિત જ આવુ, પણ દરેક વર્ષે સારી રીતે પાસ થઈ જવામા કાઈ મહેનત પડતી નહિ '

આ સબન્ધી એક રમુજી વાત પોતે જ કહેતા ઉપર જણાવ્યા પ્રમાણે ચાલતા લેસન ઉપર તો ધ્યાન નહિ જેવુ જ અપાતું, તેને લીધે ગોવર્ધનરામનો નબર ઘણી વાર છેક ઊતરી જતો અને કદાચિત્ તે છેલ્લા પણ આવતા પણ આ વિષે પોતે વિચાર કરીને નિશ્ચય કર્યો હતો તેથી, અને પોતાની બુદ્ધિમા વિશ્વાસ હતો તેથી, નબર ઊતરી જવા માટે એમના મનમા કાઈ લાગતુ નહિ પણ તેમના એક શિક્ષક શ્રી ચન્દુલાલ મથુરાદાસ દૌલતજાદા જણાતા હતા કે ગોવર્ધનરામ બુદ્ધિશાળી છે, તેથી તેમને પોતાના પાસે બોલાવી એ ઠપકો આપતા અને લેસન બરોબર કરી લાવવાને ખૂબ શિખામણ આપતા. આવું થાય ત્યારે ગોવર્ધનરામના મનમા કોઈક વાર લાગી આવતું, તેથી બીજે દિવસથી બરોબર વાચીને જતા અને એક કે બે દિવસમા પહેલે નબરે આવતા આમ થોડા દિવસ ઊચો નબર ભોગવ્યા પછી, બહારનુ વાચવાનો શોખ પાછો એમના ઉપર સત્તા મેળવતો, નબર

ધીમે ધીમે ઊતરવા માંડતો, અને પવનના જોરમાં જ ઊંચે ચડેલા કાગળના કટકા જેમ પવન બન્ધ થતાં, પોતાની મેળે ધીમે ધીમે નીચે ઊતરી છેવટે જમીન ઉપર જ રહે, તેમ ગોવર્ધનરામ પણ આખરે છેક છેલ્લા આંકડા ઉપર આવી રહેતા. થોડાક દિવસ પછી ચન્દુલાલ માસ્તર વળી પાછા ચાનક આપતા, તેથી પંખિયા તારાની પેરે, થોડાક દિવસ સુધી પહેલા આંકડા ઉપર ઝબૂકે અને વળી પાછા બીજું વાંચવામાં પડવાથી ત્યાંથી અદૃશ્ય થઈ જાય! આ પ્રમાણે આ શિક્ષકના વર્ગમાં ઘણી વાર બન્યું હતું.

સાહિત્ય તેમ તત્ત્વજ્ઞાન તરફ વલણવાળા ઘણા બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને ગણિત તરફ બહુ જ અણગમો હોય છે, અને નિશાળમાં તેમને તે આવડતું પણ હોતું નથી. ગોવર્ધનરામને પણ આવું કાંઈક થયું હતું. એક વાર તો ગણિતની પરીક્ષામાં બસેંમાંથી ફક્ત આઠ માર્ક મળ્યા! પણ તે ઉપરથી, નિશાળમાં ગણિત દાખલ કરનારને ગાળો દેવાને બદલે, જાતે વાંચીને ગણિત તૈયાર કર્યું. આ ઉપરથી તે મોટપણમાં કહેતા કે "આપણા લોકોને ગણિત નથી આવડતું તેનું મુખ્ય કારણ આળસ અને બેફિકરાઈ છે. હું ગણિત શીખ્યો તે મારી મેળે જ શીખ્યો છું. એ કાંઈ જાતે એવું કઠણ નથી કે મહેનત કર્યા છતાં પણ ન આવડે. એની પાછળ લોકો જરાયે મહેનત લેતા નથી તેથી જ એ વિષય કાચો રહે છે. બાકી આપણે હિન્દુ લોકો તો હિસાબના જ્ઞાન માટે જૂના વખત થયાં પંકાયા છીએ, પછી આપણને એ ન આવડે એમ તે હોય?"

ગોવર્ધનરામની અભ્યાસ કરવાની પદ્ધતિ જોયા પછી હવે એમના વખતમાં શિક્ષકો, પુસ્તકો વગેરે કેવા હતા તે જોઈએ.[1] એમના વખતમાં સ્કૂલના 'પ્રિન્સિપાલ' તરીકે કર્ટિસ સાહેબ હતા, અને 'વાઈસ પ્રિન્સિપાલ' તરીકે બેરેટ સાહેબ હતા. બીજા શિક્ષકોમાં રા. નગીનદાસ તુલસીદાસ મારફતિયા, રા. નાગરદાસ નરોત્તમદાસ નાણાવટી (જે પછીથી સરકારી હાઈસ્કૂલમાં હેડમાસ્તર નિમાયા હતા અને છેવટે મુનસફ થયા હતા. મિ પાલણજી

૧ આમાંની ઘણીખરી હકીકત ગ. રા. રણજિતરામ વાવાભાઈ મહેતાના લેખમાંથી લીધી છે. જુઓ 'વસન્ત'નો ગોવર્ધનરામ-સ્મારક-અંક પૃ ૨૦૩.

કક્કાવારી પ્રમાણે તપાસાય છે આમ હોવાથી ગોવર્ધનરામનો વારો લગભગ એક મહિને આવ્યો તે દરમ્યાન પુષ્કળ મહેનત કરીને, ઘણા ઉજાગરા કરીને સંસ્કૃત વ્યાકરણ બધુ કંઠ કર્યુ જ્યારે મૌખિક પરીક્ષા આપવા ગયા ત્યારે એમની પહેલાંના છોકરાઓની પરીક્ષા ચાલતી હતી, તેથી ગોવર્ધનરામને ઓરડાની બહાર ઘણો વખત બેઠા રહેવુ પડ્યુ આ બેસી રહેવાનો વખત સાધારણ રીતે ઘણા છોકરાઓને બહુ ભારે લાગે છે અધીરાઈ અને ચિન્તાની ખરેખર અવધિ તે વખતે આવે છે આવે વખતે ગોવર્ધનરામ તો આગલી રાતોના ઉજાગરાને લીધે ત્યા જ ઊંઘી ગયા ! તે વખતે પ્રો રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પરીક્ષક હતા ગોવર્ધનરામનો વારો જ્યારે આવ્યો ત્યારે તેમણે "ત્રિપાઠી" કરીને પરીક્ષા લેવાના ઓરડામાથી બૂમ પાડી એ બૂમ નિષ્ફળ ગઈ એટલે બીજી પાડી તોયે જવાબ ન મળ્યો તેથી તેનુ કારણ તપાસવા તે જાતે બહાર આવ્યા અને જુએ છે તો બાંકડા ઉપર એક વિદ્યાર્થી ઘસઘસાટ ઊંઘે છે ! પ્રો ભાંડારકરના હૃદયમા રસિકતા અને કોમળતા બન્ને હશે બીજા પરીક્ષકને આવે વખતે ચીડ ચડે તેને બદલે એમના મનમા કાંઈક આશ્ચર્ય અને લાગણી દયા ઉત્પન્ન થયા લગાર માથાથી ગોવર્ધનરામને હડોળી જાગ્રત કર્યા ગોવર્ધનરામ ઝબકીને જુએ છે તો 'પરીક્ષક સાહેબ પોતે જ એમના પાસે ઊભેલા ! આશ્ચર્યની અને ગભરાટની લાગણી હજી તો પૂરી શમી નથી ત્યા તો પ્રશ્ન કાને પડ્યો, "ત્રિપાઠી તમારુ નામ કે ?"

"જી, હા"

કાંઈક કુતૂહલથી ફરી પ્રશ્ન પુછાયો 'તમે કેમ ઊંઘતા હતા ?"

ગોવર્ધનરામ હવે પૂરેપૂરા સ્વસ્થ થઈ ગયા હતા તેમણે જરા પણ ગભરાયા વિના પૂરી શાન્તિથી જવાબ દીધા, સાહેબ મને ઉજાગરા ઘણો હતો અને અહીં બેસી રહેવુ પડ્યુ, તેથી આંખ મળી ગઈ"

વ્યાકરણ પાછળ ગોવર્ધનરામે આખો મહિના ગાળ્યો હતો, તેથી એમણે જે જે જવાબ આપ્યા તેથી ભાંડારકર ઘણા પ્રસન્ન થયા

માફક સ્થિર ટકી રહી હતી તે જ ભાવનાઓ અને તે જ સસ્થાઓ હવે જાણે જડમૂળથી જ હાલવા લાગી હોય એમ દેખાયુ નવા આચાર અને નવા વિચારને યુરોપની એક મહાપ્રજામા જોયાથી આપણા પોતાના આચારવિચારની બારીક પરીક્ષા થવા માડી દેશમા કાઈ નવુ ચેતન આવ્યુ – કાઈ નવી પ્રવૃત્તિ જાગી

યુરોપની જાહોજલાલીથી તથા યુરોપની સસ્થાઓની નવીનતાથી ઘણા અજાઈ ગયા અને 'સુધારા ના નામનો ઝડો ઉપાડી ચાલતા રીતરિવાજો ઉપર સખતાઈથી પણ કેટલેક અશે શુદ્ધહૃદયથી પ્રહાર કરવા માડ્યા આપણા રિવાજો જગલી છે અને આપણા શાસ્ત્રો ટાટા પહોરના ગપ્પા છે દેશને જે જૂના બાવા નડ્યા છે તે લાગીઝૂડી સાફ કરી નાખ્યા વિના દેશની ઉન્નતિ થવાની નથી એમ તરેહ તરેહના પોકાર થવા માડ્યા પણ ધર્મને સુવા ના જતા ઘણાઓએ ધર્મમા આસ્થા ખોઈ સ્વત ત્રતા મેળવવા જતા સ્વચ્છદ દીપક સ્થાપ્યુ, ધર્મના બન્ધન બરાબર ગોઠવવા જતા કેટલાક નબળા અને આછળા મનનાઓએ ત બધન સમૂળગા તોડી જ નાખ્યા અને સારા ધર્મ સ્થાપવાને બદલે કેટલેક સ્થળે અધર્મ નિરકુશપણે રાજ્ય ચલાવવા લાગ્યો

એમણે એકી રગ ગીથી આખા જનસમુદાયમા ભડકો ઊઠ્યો આ ભડકાથી દાઝેલા રુઢિના ચુસ્ત પૂજકોએ પોતાની દેવીના રક્ષણ સારુ અગ્રેજી વિદ્યા અને સુધારાવાળા બન્નેની ઉપર સખત હુમલો કરવા માડ્યો 'રુઢિ એ જ પ્રમાણ છે અગ્રેજી વિદ્યા ધર્મનો નાશ કરે છે માણસને વટલાવે છે ઉદ્ધત તથા નાસ્તિક બનાવે છે એવી એવી પ્રતિગર્જનાઓ સુધારાની સામી થવા માડી

આ બે પક્ષની તકરારમાથી એક ત્રીજો પક્ષ ઊભો થવા માડ્યો મિશનરી અને કોલેજ મારફત સસ્કૃત સાહિત્યનો પ્રચાર પાછો શરૂ થયો હતો અને સર વિલિયમ જોન્સ અને તેની પછીના વિદ્વાનોએ પ્રાચીન આર્ય સસ્કૃતિના યશોગાન કરી યુરોપના વિદ્વાનોનુ તેમ જ હિન્દના વિચારકોનુ ધ્યાન એ તરફ ખેચ્યુ હતુ પરદેશી વિદ્વાનોને મોઢે આર્ય દેશના બહુ વખાણ સાભળીને સ્વદેશપ્રેમીઓના હૃદયમા આત્મમાનનો અંશ ફરીથી ફૂટ્યો અને પ્રાચીન આર્યસસ્કૃતિ તરફનો ઊડો પૂજ્યભાવ બમણા વેગથી જાગ્રત થયો આપણા બાપદાદાઓ પણ ડાહ્યા હતા એવી ખાતરી થવાથી આપણી પ્રાચીન સસ્થાઓનો અભ્યાસ કરવાઈ



મન સુખરામ સૂર્યરામ ગો મા ત્રિ. માધવરામ ધીરજરામ
ત્રિપાઠી ઉ વ. ૧૨ ત્રિપાઠી

માફક સ્થિર ટકી રહી હતી તે જ ભાવનાઓ અને તે જ સંસ્થાઓ હવે જાણે જડમૂળથી જ હાલવા લાગી હોય એમ દેખાયું. નવા આચાર અને નવા વિચારને યુરોપની એક મહાપ્રજામાં જોયાથી આપણા પોતાના આચારવિચારની બારીક પરીક્ષા થવા માંડી. દેશમાં કાંઈ નવું ચેતન આવ્યું – કાંઈ નવી પ્રવૃત્તિ જાગી.

યુરોપની જાહોજલાલીથી તથા યુરોપની સંસ્થાઓની નવીનતાથી ઘણા અંજાઈ ગયા, અને 'સુધારા'ના નામનો ઝંડો ઉપાડી ચાલતા રીતરિવાજો ઉપર સખતાઈથી, પણ કેટલેક અંશે શુદ્ધહૃદયથી, પ્રહાર કરવા માંડ્યા. "આપણા રિવાજો જંગલી છે અને આપણાં શાસ્ત્રો ટાઢા પહોરનાં ગપ્પાં છે. દેશને જે જૂનાં બાનાં વળગ્યાં છે તે વાળીઝૂડી સાફ કરી નાખ્યા વિના દેશની ઉન્નતિ થવાની નથી" એમ તરેહ તરેહના પોકાર થવા માંડ્યા. પણ ધર્મને સુધારવા જતાં ઘણાઓએ ધર્મમાં આસ્થા ખોઈ, સ્વતંત્રતા મેળવવા જતાં સ્વચ્છંદીપણું સ્થાપ્યું. ધર્મનાં બન્ધન બરોબર ગોઠવવા જતાં કેટલાક નબળા અને આકળા મનનાઓએ તે બન્ધન સમૂળગાં તોડી જ નાખ્યાં, અને સારો ધર્મ સ્થાપવાને બદલે કેટલેક સ્થળે અધર્મ નિરંકુશપણે રાજ્ય ચલાવવા લાગ્યો.

એમણે મૂકેલી ચિનગારીથી આખા જનસમુદાયમાં ભડકો ઊઠ્યો. આ ભડકાથી દાઝેલા રૂઢિના ચુસ્ત પૂજકોએ પોતાની દેવીના રક્ષણ સારુ અંગ્રેજી વિદ્યા અને 'સુધારાવાળા' બન્નેની ઉપર સખત હુમલો કરવા માંડ્યો. 'રૂઢિ એ જ પ્રમાણ છે,' 'અંગ્રેજી વિદ્યા ધર્મનો નાશ કરે છે, માણસોને વટલાવે છે, ઉદ્ધત તથા નાસ્તિક બનાવે છે' એવી એવી પ્રતિગર્જનાઓ સુધારાની સામી થવા માંડી.

આ બે પક્ષની લડાલડીમાંથી એક ત્રીજો પક્ષ ઊભો થવા માંડ્યો. નિશાળ અને કૉલેજ મારફત સંસ્કૃત સાહિત્યનો પ્રચાર પાછો શરૂ થયો હતો, અને સર વિલિયમ જોન્સ અને તેની પછીના વિદ્વાનોએ પ્રાચીન આર્ય સંસ્કૃતિનાં યશોગાન કરી યુરોપના વિદ્વાનોનું તેમ જ હિન્દના વિચારકોનું ધ્યાન એ તરફ ખેંચ્યું હતું. પરદેશી વિદ્વાનોને મોઢે આર્યદર્શનનાં બહુ વખાણ સાંભળીને સ્વદેશપ્રેમીઓના હૃદયમાં આત્મમાનનો ઝરો ફરીથી ફૂટ્યો અને પ્રાચીન આર્યસંસ્કૃતિ તરફનો ઊંડો પૂજ્યભાવ ઘણા વેગથી જાગ્રત થયો. 'આપણા બાપદાદાઓ પણ ડાહ્યા હતા' એવી ખાતરી થવાથી આપણી પ્રાચીન સંસ્થાઓનો અભ્યાસ કરવા



મનઃસુખરામ સૂર્યરામ ગો. મા ત્રિ. માધવરામ ધીરજરામ
ત્રિપાઠી ઉ ૧. ૧૨ ત્રિપાઠી



બેઠેલા સૌ હરિલક્ષ્મી, સૌ શણગારલક્ષ્મી, શ્રી. માધવરાવ, સૌ. શિવકાશી
ઊભા રહેલા ગોવર્ધનરામ, સમર્થલક્ષ્મી, નરહરિરામ

જુદી જુદી પ્રકૃતિવાળા છતા પણ એકંદર બહુ ઊંચી જાતની બુદ્ધિવાળા એવા દેશના ધુરંધર નાયકોના સમાગમમાં નાનપણથી જ આવવાનું સદ્‌ભાગ્ય ગોવર્ધનરામને પ્રાપ્ત થયુ હતું બહુ થોડાને મળે એવા આ લાભથી એમની જ્ઞાનદૃષ્ટિ ઊઘડવા માડી, બુદ્ધિ વધારે વિશાળ તથા વ્યવહારુ થવા લાગી, ચારે પાસથી જોવાની ટેવ પડતા, "મારો જ કક્કો ખરો છે" એવા સાંકડા મનના દુરાગ્રહ તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો, અને દેશની બારીક સ્થિતિનું બરોબર ભાન થતા તેના ઉદ્ધાર સારુ પુરુષાર્થ કરવા ઉત્સાહી હૃદય હલમલી રહ્યું.



* "'સ્નેહમુદ્રા' માની પરિચયની ફિલસૂફી કે શ્રદ્ધા એ અશાંમાં ભિન્ન છે એ શ્રદ્ધા શિથિલ નથી, પણ પ્રતિદિન કસોટીએ ચડે છે ધંધો ને આર્થિક ચિંતા, મિત્રો ને મુરબ્બીઓ સાથે સબંધો, માતપિતા પત્ની અને બાળકો પ્રતિ કર્તવ્યોના કટુ સઘર્ષો, ચાલુ વિવિધ માદગીની વ્યથા, એ બધાથી એ ફિલસૂફી શેકાયા કરે છે એમા અંગતતા અને સહજતા છે તો ધૂંધળાપણુ પણ છે એનો પ્રવાહ પ્રસન્ન નથી ડહોળો છે ગોવર્ધનરામ વારવાર તરતિ શોકમ્ આત્મવિત્ ! તરતિ મોહમ્ આત્મવિત્ ! એનું રટણ કરે છે, પણ એમના મથનની ગ્લાનિ અને જીવનનો વિષાદ પ્રતિકારના પ્રયત્નમા જ બળપૂર્વક તરી આવે છે"

—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('ગોવર્ધનરામ' પૃ ૨૪)

* * *

"I wish to produce, or see produced, not any this or that event but *a people who shall be higher and stronger than they are*, who shall be better able to look and manage for themselves than is the present *helpless* generation of my educated and uneducated countrymen"

G. M. Tripathi ('Scrap book' Vol I P. 29)

* * *

"કોઈએ શું કામ નથી કર્યું તેની પરીક્ષા હોતી નથી કોઈએ કેટલું નાનું કામ કર્યું એટલુ જ માત્ર જોવા જવું એવી પરીક્ષા કોઈ સુપરીક્ષક આપે એમ નથી. ફૂલની સુવાસના જોનાર હોય છે –દુર્ગંધ શોધનાર અભાગિયા હોતા નથી."

–ગો. મા. ત્રિ. ('નવલગ્રંથાવલી ઉપોદ્‌ઘાત' પૃ. ૩૬)

# પ્રકરણ ૪

## કૉલેજમાં

### ઈ. ૧૮૭૨–ઈ. ૧૮૭૫.

ગોવર્ધનરામ સન ૧૮૭૨માં સત્તર વર્ષની ઉમરે એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા સન ૧૮૭૩માં એફ. ઈ. એ. ની પરીક્ષામાં પાસ થયા અને બી. એ નો અભ્યાસ શરૂ કર્યો. સન ૧૮૭૪માં વિપત્તિનું પ્રથમ દર્શન થયું અને પ્રેમાળ હરિલક્ષ્મીનું મૃત્યુ થયું. પછીથી થોડે જ મહિને માધવરામની દુકાન ભાંગી. આગમાં પૂળો, દુઃખ દુઃખાનુષંગી હોય તેમ, બી. એ. ની પરીક્ષામાં પોતે તે જ વર્ષે નાપાસ થયા છતા સન ૧૮૭૫માં બી. એ ની પરીક્ષા બીજી વાર આપી અને તેમાં પાસ થયા તે વખતે તેમની ઉંમર વીસ વર્ષની હતી.

ગોવર્ધનરામ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા ત્યારે મન સુખરામે એમને સિવિલ સર્વિસ માટે ઇંગ્લંડ મોકલવાનો વિચાર કર્યો. ગોવર્ધનરામની ઉમર પહોંચતી હતી, અને એમની બુદ્ધિ તથા બીજા ગુણો જોઈને મન સુખરામને એમ લાગ્યું જણાય છે કે સિવિલ સર્વન્ટ તરીકે ગોવર્ધનરામ માન આબરૂ મેળવી સરકારની તેમ જ લોકોની સારી સેવા બજાવશે. પરંતુ ગોવર્ધનરામે આમ કરવાની દૃઢતાથી ના પાડી–[1] નહિ કે વિલાયત જવાથી વટલાવાશે એમ કરીને, પરંતુ–"મારે સ્વતંત્ર ધંધો કરવો છે, 'કોઈની નોકરી કરવી નથી" એ સંકલ્પ પોતે સોળ વર્ષની કાચી વયે પણ કરી રાખ્યો હતો તે પાળવાના હેતુથી જ. સિવિલ સર્વિસમાં સારું કમાવાની તથા ઊંચી પદવી, કીર્તિ

---

૧. સ્વ. મન્તિભાઈએ પોતાના હસ્તાક્ષરમાં આ અંગે પાછળથી આ પ્રમાણે નોંધ્યું છે—"'સિવિલ સર્વિસ માટે ના પાડી'–એ સત્ય નથી. એમના કાગળોમાં અરજીની એક નકલ ઉપરથી પ્રવાસઠરાવ સુધી પહોંચ્યા લાગે છે." પણ કદાચ એમ ન બને કે અરજીનો મુસદ્દો ઘડ્યા પછી વિચાર પૂરેપૂરો બદલાયા હોય? (સ.) *

વગેરે મેળવવાની હજારો લાલચો મન સુખરામે બતાવી પણ ગોવર્ધન રામ ડગ્યા નહિ માધવરામનુ મન પણ આ બાબતમા મોળુ હતુ તેથી આ વિચાર આખરે મૂકી દેવો પડયો

ગોવર્ધનરામ સિવિલ સર્વિસમા ગયા હોત તો તે પહેલા નાગર સિવિલિયન થયા હોત યુરોપ જઈ, પશ્ચિમના વિચારો અને ભાવના ઓના વાતાવરણમા જ રહ્યાથી, એમના મનનુ બધારણ કેવા પ્રકારનુ થયુ હોત, તેમ સિવિલિયન તરીકે ગોવર્ધનરામનુ આખુ જીવન કેવા પ્રકારનુ થયુ હોત, એ પ્રશ્નો – એક રીતે વ્યર્થ છે તો પણ – તદ્દન સ્વાભા વિક છે અને વિનોદને ખાતર જરા વિચારવા જેવા છે આ બાબતમા છાતી ઠોકીને આમ કે તેમ કહેવુ એ જોખમભરેલુ છે, તેમ છતા ગોવર્ધનરામની પૂરી પિછાન કર્યા પછી સિવિલિયન ગોવર્ધનરામની રૂપરેખા, ઝાખી ઝાખી પણ, આકી શકાય ખરી એમ લાગ્યા વિના રહેતુ નથી

આવી રીતે સન ૧૮૭૨ની શરૂઆતમા પોતાની ઇચ્છા પ્રમાણે, ગોવર્ધનરામે એલ્ફિન્સ્ટન કોલેજમા પ્રવેશ કર્યો તે વખતે આ કોલેજ ભાયખળે હતી, અને હાલના કરતા તેની પ્રતિષ્ઠા ઘણી વધારે જામી હતી અદ્દભુત શક્તિવાળા અનેક વિદ્યાર્થીરત્ન એ કોલેજમા પાકયા હતા, જેઓએ તથા જેઓના સમર્થ શિક્ષકોએ "એલ્ફિન્સ્ટોનિયન" એ નામમા એવુ ગૌરવ મૂકયુ હતુ કે જે હજી સુધી પણ થોડેઘણે અશે જળવાઈ રહ્યુ છે

એક મઝાને ખાતર ગોવર્ધનરામ થોડો વખત કોલેજની "હોસ્ટેલ"માં રહ્યા હતા. તે વખતે એક ઓરડીમા બે વિદ્યાર્થી સાથે રહેતા, તેથી ગોવર્ધનરામના સોબતી તરીકે જૂનાગઢવાસી છોટા લાલ મથુરદાસ બક્ષી હતા, જે હાલમા (ઈ ૧૯૧૦મા) જૂનાગઢ સસ્થા-નના હજૂર સેક્રેટરી છે "હોસ્ટેલ'ના વિદ્યાર્થીઓ, હાલની પેઠે, તે વખતે ઘણા તોફાની હતા, અને તેમના તોફાન વિષે ગોવર્ધનરામ ઘણી રમૂજી વાતો કહેતા

ગોવર્ધનરામની કૉલેજની કારકિર્દી બહુ તેજસ્વી ન હતી તોપણ એક દરે સારી હતી કૉલેજમાં દાખલ થયા તે વખતે જ તેમને "વેસ્ટ સ્કૉલરશિપ" નામની શિષ્યવૃત્તિ મળતી ત્યાર પછીથી "કલેર સ્કૉલરશિપ" મળતી, અને છેવટે "એલ્ફિન્સ્ટન સ્કૉલરશિપ" મળતી. તે વખતે

કૉલેજનો શિક્ષણક્રમ હાલની પેઠે ચાર વર્ષનો ન હતો પણ ફક્ત ત્રણ વર્ષનો હતો; તેમ કૉલેજમાં ગયા પછી બે જ પરીક્ષા દોઢ દોઢ વર્ષે આપવાની હતી – પહેલી એફ. ઈ. એની અને બીજી બી. એ.ની. આ પરીક્ષામાં પાસ થનારા વિદ્યાર્થીઓના હાલની પેઠે ત્રણ વર્ગ પાડવામાં આવતા નહિ, પરંતુ પહેલો વર્ગ અને બીજો વર્ગ એમ બે વર્ગ પાડવામાં આવતા; અને ગોવર્ધનરામ હમેશાં બીજા વર્ગમાં ઊંચે નંબરે પાસ થતા. આ સિવાય એલ્ફિન્સ્ટન કૉલેજમાં બહારના-ઇતર-વાચનની એક જુદી પરીક્ષા લેવાતી. તેને માટે યુનિવર્સિટીએ નહિ નીમેલા છતાં સાહિત્યમાં ઉત્તમ ગણાતા એવા ગ્રન્થો પસંદ કરવામાં આવતા. આ પરીક્ષામાં જે વિદ્યાર્થીઓની ઇચ્છા હોય તેઓ જ બેસતા, બધાને ફરજિયાત બેસવાનું ન હતું. એમાં ઊંચે નંબરે પાસ થનારને ઇનામ કે શિષ્યવૃત્તિ આપવામાં આવતાં. ગોવર્ધનરામ આ પરીક્ષામાં ખાસ કરીને સારે નંબરે પાસ થતા. આવી રીતે તેમની કૉલેજમાંની કારકિર્દી, પરીક્ષાઓની દૃષ્ટિએ જોઈએ તો, કાંઈ પહેલા નંબરની ન હતી, તેમ છતાં કૉલેજમાં રહ્યા તે બધોય વખત ગોવર્ધનરામ ઊંચી બુદ્ધિવાળા વિદ્યાર્થીમા ખપતા, અને શિક્ષકો તથા બીજા વિદ્યાર્થીઓ તેમના તરફ હમેશાં માન અને સ્નેહ રાખતા.

આમ બન્યુ તેનું મુખ્ય કારણ એમની વિદ્યાર્થી તરીકેની ઉજ્જવળ રીતિ. આ પદ્ધતિ કૉલેજમાં ગયા પછી પણ પહેલાંના જેવી જ રહી હતી. ઘણા હોશિયાર છોકરાઓના મોટા કોડ એ હોય છે કે દરેક પરીક્ષામાં પહેલે નંબરે પાસ થવું અને જેટલાં લેવાય તેટલાં ઇનામો અને સ્કૉલરશિપો મેળવી લેવા. સાધારણ રીતે આ વૃત્તિમાં દોષ કાઢવા જેવું કશું નથી હોતું; એટલું જ નહિ પણ કીર્તિની આકાંક્ષાને લીધે મોટાં મોટાં કામ કરવાનો ઉત્સાહ આવે છે. વળી પરાક્રમશીલ પ્રકૃતિનું એ એક લક્ષણ છે. તેથી બુદ્ધિમાન વિદ્યાર્થીઓને આવી મોટી ઇચ્છા હોય એ તદ્દન સ્વાભાવિક છે. કાર્લાઇલ જેવો મહાન પુરુષ પણ પોતાના સંબન્ધમાં લખે છે કે "જ્યારથી કોઈ પણ જાતની એષણા રાખવાની મારામાં શક્તિ આવી, ત્યારથી મારી મોટામા મોટી ઇચ્છા એ હતી કે હુ પ્રસિદ્ધ થાઉં."[૨] ઘણા મોટા મોટા માણસોની આવી ગતિ-સ્થિતિ થઈ છે એમ તેમનાં જીવનચરિત્ર ઉપરથી અને ઇતિહાસ

---

૨. "Heaven knows that ever since I have been able to form a wish, the wish of being known has been the foremost."

Carlyle's Early Life, by J. A. Froude. Vol. I, P. 38.

ઉપરથી આપણને જણાય છે પરતુ ઘણી વાર, એવુયે બને છે કે આ ઇચ્છા, હદ બહાર પ્રબળ થઈને વિદ્યાર્થીના હૃદય ઉપર સર્વોપરિ સત્તા ભોગવવા લાગે છે જ્ઞાનને બદલે યશ મોટામા મોટો દેવ મનાઈ જાય છે અને તેથી જ્ઞાન મેળવવાને બદલે,યશ સાધવા તરફ જ દૃષ્ટિ રહે છે તેમા વળી આપણી યુનિવર્સિટીની પરીક્ષા વગેરેની પદ્ધતિ એવા પ્રકારની છે કે તે આ વૃત્તિને સારી પેઠે સતેજ કરે છે પણ આને પરિણામે તો ઊલટુ પહેલા નબર માટે મથનાર કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષાનાં પુસ્તકોમાં જ પોતાની બધી શક્તિ વાપરી નાખે છે અને એક મશ્કરાએ "ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ" વિદ્યાર્થીની જે ચમત્કારક વ્યાખ્યા આપી છે તેને અક્ષરે અક્ષર ખરી પાડે છે આ વ્યાખ્યા નીચે પ્રમાણે છે "A first class student is a creature to be admired at first and pitied ever after"

ગોવર્ધનરામના વિદ્યાર્થીજીવનની તુલના કરનારે એટલુ ખાસ ધ્યાનમા રાખવુ ઘટે છે કે, પોતાનામા ઊચા પ્રકારની શક્તિ હોવા છતા, ગોવર્ધનરામે આવો એકમાર્ગી અને માત્ર કીર્તિની લાલસાવાળો અભ્યાસ કરવાનુ જાણી જોઈને પસદ કર્યુ નહિ તે સારી પેઠે સમજતા કે ભણવાનો હેતુ હૃદયને ઉન્નત કરવાનો અને મનની શક્તિઓને ખીલવવાનો છે તેથી એ હેતુ જેમ બને તેમ સફળ થાય તેવી રીતે જ તે અભ્યાસ કરતા પરીક્ષામા પાસ થઈ જવુ એ એક ઋણ છે અને આ ઋણ ગમે તેમ કરીને પણ પતાવી દેવુ જોઈએ એમ તે કબૂલ કરતા. પણ એની આથી વધારે અગત્ય છે એમ માનવાની તે સાફ ના પાડતા એકની એક ચોપડીઓ ઘૂટી ઘૂટીને પી જવી, પરીક્ષા સિવાયના બીજા સર્વ જ્ઞાનના તથા રસના વિષયો તરફ આખ મીચવી અને દરેક વિચારશીલ મનુષ્યના હૃદયમા તરુણ અવસ્થામા જે પ્રબળ આત્મમન્થન ચાલે છે — જે મોટા મોટા ગૂચવાડા ઊઠે છે — તે સર્વને એમના એમ જ બેસાડી દેવા — એ ક્રમ ગોવર્ધનરામના મ નથી તો શિક્ષણના ઉદ્દેશને ઊધો વાળનારો જ જણાતો

એમની જિદગીના પાછલા વર્ષોમા તે વારવાર કહેતા કે 'પહેલે નબરે પાસ થનારની કિમત હુ પૂરેપૂરી સમજુ છુ પરતુ સસારમા જે માણસો મોખરે આવે છે અથવા જે માણસો ખરા ઉપયોગી કાર્યો કરે છે તેઓ કાંઈ ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ જ હોતા નથી દરેક વર્ષે આટઆટલા છોકરાઓ ઇનામો લઈ જાય છે અને પહેલા

વર્ગમા પાસ થાય છે, પરતુ તેઓનુ પછવાડેથી શુ ' ઉર્તુ ઘણી વાર તો એમ બને છે કે જેઓએ પોતાની કારકિર્દીથી આખા વિશ્વવિદ્યાલયને ચકિત કર્યું હોય છે તેમને, કૉલેજ છોડયા પછી, કોઈ ઓળખતુયે નથી હોતુ " આવા પુષ્કળ દાખલા આપીને, પરીક્ષાના પ્રશ્નપત્રકમા બતાવેલી પ્રવીણતા અને સસારક્ષેત્રમા બતાવવાની નિપુણતા એ બે વચ્ચે કશોય આવશ્યક સબન્ધ નથી – બિલકુલ કાર્યકારણભાવ નથી – એવુ ઉત્સાહી અને ચાલાક જુવાનિયાઓના મગજ ઉપર ઠસાવતા ગોવર્ધનરામ કદી પણ થાકતા નહિ

ગોવર્ધનરામની અભ્યાસ કરવાની પદ્ધતિનુ આટલુ અવલોકન કર્યા પછી, એમને ભણવાના પુસ્તકો, એમનુ મિત્રમડળ અને એમનુ શિક્ષકમડળ એ સબન્ધી વાત કરીશુ આ સર્વ જાણ્યાથી, આ વખતે એલ્ફિન્સ્ટન કૉલેજ કેવી હતી તેનો તથા આ વખતે ગોવર્ધનરામનુ જીવન કેવુ હતુ તેનો ખ્યાન આવી શકશે

ગોવર્ધનરામને કૉલેજમા નીચેના પુસ્તકો શીખવાના હતાં જ્હોન્સનની 'લાઈવ્ઝ ઑફ ધી પોએટ્સ', સર વૉલ્ટર સ્કૉટની રસભરી નવલકથા 'ટેલિસ્માન', કવિવર મિલ્ટનનુ 'પૅરેડાઈઝ લૉસ્ટ' ભાગ ૫-૬, ટૉમ્સનની 'સીઝન્સ' મહાન વિચારક બેકનનુ 'ઍડવાન્સમેન્ટ ઑફ લર્નિંગ', ઍડિસનના સુદર 'ઍસેઝ', સ્પેન્સરની 'ફેરી ક્વીન', અને ઇગ્લડના અદ્વિતીય કવિ શેક્સપિયરના કેટલાક નાટકો આટલા પુસ્તકો અગ્રેજી અભ્યાસ માટે હતા સસ્કૃતમા નાગાનન્દ, ભર્તૃહરિશતક, હિતોપદેશ શાકુન્તલ, ઉત્તરરામચરિત, માલતીમાધવ, રામાયણ વગેરે ગ્રન્થો હતા બી એ મા ઐચ્છિક વિષય તરીકે ઇતિહાસ અર્થશાસ્ત્ર ન્યાય અને નીતિશાસ્ત્ર એમણે પસદ કર્યા હતા તે વખતે ગણિતનો વિષય બી એ મા ફરજિયાત હતો એકદર તે વખતનો બી એ નો અભ્યાક્રમ હાલના કરતા વધારે લાબો અને વધારે અઘરો હતો એમ ગોવર્ધનરામ પોતે કહેતા

આ અરસામા ગોવર્ધનરામે સાહિત્યનો તથા કવિતાનો બહુ સારો અભ્યાસ કર્યો સંસ્કૃત માટે પણ એમનો શોખ વધતો જ ગયો અને તેની સાથે તે લખવા વાચવામા અદ્ભુત પ્રવીણતા મળવા માડી

ઇતિહાસ ઉપર પણ એમને ખાસ પ્રીતિ હતી, તેથી તે પણ બહુ ધ્યાનથી અને બહુ વિસ્તારથી વાચ્યો – ખાસ કરીને રોમના ઇતિહાસનો અને મરાઠી ઇતિહાસનો ઘણો પાકો અભ્યાસ કર્યો તે ઉપરાંત નીતિશાસ્ત્ર અને ન્યાય પણ પોતાની પદ્ધતિ પ્રમાણે સારા વાચ્યા.

હાલના કેટલાક પ્રસિદ્ધ પુરુષો ભણતા ગોવર્ધનરામની સાથે હતા અને કેટલાક તો કૉલેજમાંથી જ મિત્ર થયા હતા રા રા રામચન્દ્ર વિષ્ણુ ગોખલે સસ્કૃતના નિપુણ પડિત રા રા હરિરામ ઉત્તમરામ ભટ્ટ, હાલના યુનિવર્સિટીના રજિસ્ટ્રાર તથા એલ્ફિન્સ્ટન કૉલેજના ગણિતશાસ્ત્રના વિખ્યાત શિક્ષક પ્રો દસ્તૂર, હાલના અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજ રા રા દયારામ ગિડુમલ, 'ટ્રેનિગ કૉલેજ'ના માજી પ્રિન્સિપાલ સદ્‌ગત રા રા માધવલાલ હરિલાલ દેસાઈ, સ્વર્ગસ્થ શ્રી ભીમરાવ ભોળાનાથ, સારાભાઈ દિવેટિયા વગેરે એમની સાથે કૉલેજમા હતા. સસારના જુદા જુદા ક્ષેત્રમા કામ કરીને પ્રખ્યાત થયેલા આ સજ્જનો એક વખતે સહાધ્યાયીના સબન્ધથી બધાયલા હતા, તે વાત પણ જાણવા જેવી છે આવો એક બીજો દાખલો પણ પ્રેરક રૂપે મળી આવે છે ગોવર્ધનરામવાળુ મડળ જ્યારે અભ્યાસ પૂરો કરી કૉલેજની બહાર નીકળ્યુ ત્યારે આ બીજા મડળે કૉલેજમા પ્રવેશ કર્યો આ મડળે પણ દેશના જુદા જુદા ખાતાઓમા સારા આગેવાનો પૂરા પાડ્યા છે તે મડળમા રા રા મણિલાલ નભુભાઈ દ્વિવેદી, રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ રા રા નરસિહરાવ ભોળાનાથ દિવેટિયા, રા રા છગનલાલ હરિલાલ પડ્યા, રા રા છગનલાલ ઠાકોરદાસ મોદી, પ્રો શ્રીધર રામકૃષ્ણ ભાડારકર, પ્રો ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, રા. રા ચીમનલાલ હરિલાલ સેતલવાડ, ખા સા કરીમ અલ્લી ર નાનજીઆણી વગેરે હતા

ગોવર્ધનરામનુ હૃદય ઘણુ સ્નેહાળ હતુ બધા મિત્રોથી છૂટા પડ્યા પછી, મોટી ઉમરે પણ, તેઓની પ્રતિ એમના સ્નેહના ઊભરા તો કાયમ જ હતા રા રા માધવલાલને વિષે એ કહેતા કે તે નોધ બહુ સારી લખતા અને તે માટે એ ખાસ પકાતા હતા. પ્રો દસ્તૂર વિષે તે જ્યારે બોલતા ત્યારે બહુમાનથી બોલતા અને કહેતા કે "He is a man of sterling virtues"–"એ માણસ ઊચા સગીન ગુણોવાળો છે" પરતુ આ બધામા ગોવર્ધનરામના હૃદયનો ખરો ઉમળકો તો બે જ જણ ઉપર હતો – રામચન્દ્ર ગોખલે

અને હરિરામ ભટ્ટ. આ બન્ને રસિક, બુદ્ધિમાન, સ્નેહાળ વિદ્યાર્થીઓ, સાહિત્ય–શોખીન, પરીક્ષાઓમાં મોટાં માન મેળવનારા, ગોવર્ધનરામ ઉપર બહુ મમતા રાખવાવાળા અને ગોવર્ધનરામનાં સુખદુઃખના ખાસ ભાગિયા હતા. આ ત્રિપુટી વચ્ચે કાંઈ ઓર સ્નેહ જામ્યો હતો.

રામચન્દ્ર ગોખલે ઘણા દક્ષણી વિદ્યાર્થીઓની પેઠે ગરીબ, પણ મહેનતુ અને અસાધારણ બુદ્ધિવાળા હતા. એલ્ફિન્સ્ટન કૉલેજના તો તે ભૂષણરૂપ હતા અને મિ. તેલંગ વગેરે શિક્ષકોની ઘણી પ્રીતિને પાત્ર થયા હતા.

હરિરામ ભટ્ટ વધારે વિચક્ષણ મૂર્તિ હતા. સંસ્કૃતમાં તેમણે આશ્ચર્યકારક પ્રવીણતા મેળવી હતી અને તેથી પ્રો. ભાંડારકર તેમના ઉપર બહુ પ્રીતિ રાખતા. યુનિવર્સિટીની જગન્નાથ શંકરશેઠ સ્કૉલરશિપ તથા ભગવાનદાસ પુરુષોત્તમદાસ સ્કૉલરશિપ મેળવનાર પહેલા ગુજરાતી હોવાનું માન હરિરામ ભટ્ટને જ ઘટે છે. હરિરામનું સંસ્કૃતનું જ્ઞાન આવું ઉત્તમ હતું તેની સાથે એમની બીજી શક્તિઓ પણ એવી અસાધારણ હતી કે એમણે જો લાંબું આયુષ્ય ભોગવ્યું હોત તો જરૂર ઘણો ચમત્કાર બતાવત. જેવી વિચક્ષણ તેમની બુદ્ધિ હતી તેવી જ વિચક્ષણ તેમની કેટલીક ટેવ હતી. એવું કહેવાય છે કે બી. એ.ના જુદા જુદા ઐચ્છિક વિષયોમાંથી તે એકેકો પસંદ કરતા અને એકેકી 'ટર્મ'માં તે વિષય પૂરેપૂરો વાંચી નાખતા! આ પ્રમાણે ફરજિયાત વિષયો ઉપરાંત, બી. એ.ની જેટલી ટર્મ તેટલા ઐચ્છિક વિષયો એમણે તૈયાર કર્યા હતા અને ખરી ખૂબી તો એ હતી કે ગમે તેમાં પરીક્ષા આપે તોયે એ પહેલા વર્ગમાં જ પાસ થાય! હાલના ઘણા વિદ્યાર્થીઓ ઐચ્છિક વિષય પસંદ કરવામા "કયો વિષય સહેલો છે," "કયો વિષય ટૂંકો છે," "શેમાં વધારે માર્ક મળવાનો સંભવ છે," એ જ દૃષ્ટિ રાખે છે, તેમને આ દાખલો શું ધડો લેવા જેવો નથી? હરિરામની મહેનત કરવાની શક્તિ પણ એમની બુદ્ધિના જેવી ચમત્કારક હતી. શરીર કદાવર અને કસરતી હતું. એમની પ્રકૃતિએ નિયમિતપણું તો ભાગ્યે જ જાણ્યું હશે. કસરત કરતા ત્યારે ઘણી કરી નાખતા, નહિ તો સમૂળગી કરતા જ નહિ. જોઈએ તે કરતાં વધારે ઊંઘ આવવાની ફરિયાદ ઘણા વિદ્યાર્થીઓને કરવી પડે છે. પણ હરિરામને આવી કાંઈ પીડા ન હતી. મહાન બાદશાહ અકબરની પેઠે

દરરોજ ત્રણ કલાકની ઊંઘ એમને બસ થતી અને એથી વધારે ઊંઘવાની એમને વૃત્તિ જ થતી નહિ. આ લાભકારક ટેવથી, સ્વાભાવિક રીતે, બીજાઓ કરતાં એમને ઘણો વધારે વખત રહેતો. એનો ઉપયોગ તે વાંચવામાં કરતા

આવા પ્રકારના માણસો ગોવર્ધનરામની કદર કરી શકે અને ગોવર્ધનરામ ઉપર સ્નેહ રાખે એ તદ્દન સ્વાભાવિક છે. ત્રણે મિત્રો રોજ સાંજે મળતા અને કાવ્યવિનોદમાં તેમ જ મહાન પ્રશ્નોની ચર્ચામા પોતાનો સમય ગાળતા. જ્યારે વિપત્તિના ઘોર વાદળાંઓએ ગોવર્ધનરામના જીવનમા અન્ધકાર અન્ધકાર ફેલાવ્યો હતો અને તે પહેલાં જ્યારે એમના જીવન ઉપર સુખનો સૂર્ય પૂર્ણ રીતે પ્રકાશતો હતો, એ બન્ને વખતે ખુલ્લી રીતે પોતાનુ હૃદયકથન કરવાનુ એમને આ એક જ સ્થાન હતુ. આ પ્રમાણે સરખે સરખા ગુણોને લીધે અને શુદ્ધ સહૃદયતાને લીધે આ ત્રણે વિદ્યાર્થીરત્નોની મૈત્રી દિવસે દિવસે વૃદ્ધિ પામી ગાઢ થઈ.

આગળ જણાવ્યું છે તેમ પોતાની વિદ્યાર્થીઅવસ્થા સબન્ધી નાનીમોટી સર્વ વાત ઘણા રસથી કહેવાની ગોવર્ધનરામને ટેવ હતી. પણ તેમાયે સાભળનાર ઉત્સાહી હોય તો પોતાના શિક્ષકો, તેમની શીખવવાની ઢબ, તેમની રીતભાત વગેરે સબન્ધી ઘણી ઝીણવટથી વાત કરતા એમને બહુ મોજ આવતી પોતાના શિક્ષકોના બુદ્ધિચમત્કારના, તેઓની ખાસ વિચિત્રતાના તેમ જ તેઓની કોઈ કોઈ ભૂલોના પણ ગોવર્ધનરામ એવા આબેહૂબ વર્ણન આપતા કે સાભળનાર રસમા લીન થઈ જતા. જરૂર પડે ત્યારે વાતમા હાસ્યરસનો છંટકાવ પણ કરી દેતા અને વચ્ચે વચ્ચે પોતાની ચતુરાઈવાળી ટીકાથી આખા પ્રસગ ઉપર કોઈ જુદો જ પ્રકાશ નાખી વાતને ઘણી મનોરજક બનાવતા. આની સાથે જ હાલના શિક્ષકો–પ્રોફેસરો કેવી રીતે શીખવે છે તથા તેઓ કેવા પ્રકારના માણસો છે એ સર્વ જાણવાને અને પોતાના શિક્ષકો સાથે એમને સરખાવી જોવાને તે હમેશા આતુર રહેતા

એમના વખતમા એલ્ફિન્સ્ટન કોલેજમા પહેલા ચેટફિલ્ડ અને પછીથી વર્ડ્ઝવર્થ પ્રિન્સિપાલ હતા રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર તથા ડોક્ટર પીટરસન સસ્કૃતના પ્રોફેસર હતા. જાઈલ્સ, જે પછીથી 'ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન' થયા તે, તથા બેરસ્ટ

ઇતિહાસના પ્રોફેસર હતા ગુજરાતી વ્યાકરણ બનાવનાર ટેલર સાહેબ ન્યાય અને તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા. બેલર્સ અને કર્કહામ અંગ્રેજીના પ્રોફેસર હતા. ડૉ. વર્ડ્ઝવર્થ પણ અંગ્રેજી અને ઇતિહાસ અને શીખવતા. તે ઉપરાંત, શરૂઆતમાં, કાશીનાથ ત્ર્યબક તેલંગ 'દક્ષિણા ફેલો' હતા અને સંસ્કૃત શીખવતા.

આ સર્વ શિક્ષકોમાં જે શિક્ષક તરફ ગોવર્ધનરામની ઊંડી પૂજ્યબુદ્ધિ હતી અને અમુક જાતનો સ્નેહ પણ હતો તે શિક્ષક તો પ્રો ભાંડારકર જ હતા આ મહાન શિક્ષકે પોતાના શિષ્યો ઉપર રસિકતાની ઊંડી છાપ પાડી છે અને સંસ્કૃત અભ્યાસ માટે તેઓના હૃદયમા ખાસ પ્રીતિ ઉત્પન્ન કરી છે જેમ ગોવર્ધનરામનો પોતાના ગુરુ પ્રતિ ઉચ્ચ ભાવ હતો, તેમ પ્રો. ભાંડારકરની પણ ગોવર્ધનરામ ઉપર ખાસ મમતા હતી, અને આ બન્નેનો સ્નેહભાવ અન્ત સુધી કાયમ રહ્યો હતો સંસ્કૃત નાટક શીખવવાની એમની પદ્ધતિ ખાસ કરીને ઉત્તમ પ્રકારની હતી, અને તેનુ વર્ણન કરતી વેળાએ ગોવર્ધનરામના મો ઉપર હર્ષ, આદર અને ભાવનામયતા પૂરજોસમા પ્રકટી નીકળતા. તે કહેતા કે "એક નાટક શીખવતા શીખવતા ભાંડારકર બીજાં અનેક નાટકો અને કાવ્યો — વચ્ચે વચ્ચે જ — શીખવી દેતા. એમની રીત એવી હતી કે એક વસ્તુ સાથે હજાર વસ્તુનુ જ્ઞાન આપવુ એકે નાટક પૂરુ તો થતુ જ નહિ આખા વર્ષમા બે કે ત્રણ અંકથી વધારે કદી શીખવાતુ નહિ પણ જે બે કે ત્રણ અંક એ શીખવતા તે એવી સરસ પદ્ધતિથી શીખવતા કે એ પદ્ધતિ પ્રમાણે બાકીના અંકો તો શુ, પણ બીજા બધાય નાટકો સૌથી સારી રીતે આપણે પોતે શીખી શકીએ." સારામા સારો શિક્ષક કેવો હોય, તે વિષે એક અંગ્રેજ લેખક લખે છે કે "The best teacher is he who teaches how to do without a teacher" અર્થાત્ "સારામા સારો શિક્ષક તો એ કહેવાય જે શિક્ષક વગર જાતે જ કેવી રીતે શીખી લેવુ તે શીખવે છે" આ વ્યાખ્યા ખરી હોય તો પ્રો. ભાંડારકરને એક ઉત્તમ શિક્ષક જ કહેવા જોઈએ ને ?

મિ તેલગને માટે પણ ગોવર્ધનરામને ઘણુ માન હતુ. એમની શીખવવાની રીત સારી હતી, અને ગોવર્ધનરામ તથા ગોખલે અને માટે એમને પણ ઘણો સારો અભિપ્રાય હતો તે વખતે મિ. તેલગ ભર્તૃહરિનુ 'નીતિશતક' પોતાની નોંધ સહિત બહાર પાડવાની

તૈયારી કરતા હતા તેમા મદદ લેવાના હેતુથી તેલગે ગોવર્ધનરામને તથા ગોખલેને કહ્યુ કે "તમને આ પુસ્તકમાં જે શકાઓ હોય તે તે એકઠી કરી મને કહેજો, જેથી નોધ તૈયાર કરતી વખતે હુ તે ધ્યાનમા રાખુ" આ પ્રમાણે બન્ને જણે પોતપોતાની શકાઓનું એક ટિપ્પણ કર્યું દરેક જણે એ પુસ્તક એવા ધ્યાનથી વાચ્યુ હતુ કે દરેકનુ લિસ્ટ બહુ લાબુ થયુ, તેથી એકબીજા પાસે પોતાની મુશ્કેલીઓનો ખુલાસો કરાવવા યત્ન કર્યો—એવા હેતુથી કે આવી રીતે જે જે સદેહ દૂર થાય તે તે પોતપોતાના લિસ્ટમાથી કાઢી નખાય પણ દરેકની શકા એવી વાજબી અને ચતુરાઈવાળી હતી કે કોઈ કોઈનુ સમાધાન કરી શકયુ નહિ અને છેવટે બધા સંદેહોનો સરવાળો કરીને તેલગ પાસે જવુ પડ્યુ ! આ વિષે વાત કરતા ગોવર્ધનરામ કહેતા કે "પ્રોફેસર ત્રિપાઠી અને પ્રોફેસર ગોખલેને એના માથા એકઠા થયા એમને સંદેહો સામસામા ઊડી જવાને બદલે ઊલટા વધી પડ્યા!'

પ્રો વર્ડ્ઝવર્થને માટે તેમ જ એમની શિક્ષણપદ્ધતિ માટે ગોવર્ધનરામ સારો અભિપ્રાય ધરાવતા સાહિત્ય ઉપર વિદ્યાર્થીની પ્રીતિ થાય તેમ જ સાહિત્યનો સારો અભ્યાસ પોતાની મેળે જ વિદ્યાર્થી કરી શકે એવી પદ્ધતિથી એ શીખવતા

જાઈલ્સ સાહેબ ઇતિહાસ શીખવવામા માત્ર નોધ ઉતરાવતા અને તે પણ વિદ્વત્તાભરેલી નહિ તેથી ગોવર્ધનરામ એમના વર્ગમા જતા નહિ એક વાર એવુ બન્યુ કે આ ઉપરથી રીસ ચઢાવીને જાઈલ્સ સાહેબે પ્રિન્સિપાલ આગળ ફરિયાદ કરી કે ગોવર્ધનરામ હમેશા ગેરહાજર રહે છે પણ ગોવર્ધનરામે એવી હિમતથી અને એવી ખૂબીથી પોતાનો કેસ રજૂ કર્યો કે પ્રિન્સિપાલ ખુશ થઈ ગયા અને ઠપકો આપવાને બદલે જાઈલ્સ સાહેબના વર્ગમા ગેરહાજર રહેવાની પોતે જ રજા આપી!

ગોવર્ધનરામ કહેતા કે એમના એક બીજા પ્રોફેસરને વળી એવી ટેવ હતી કે પોતાનુ વ્યાખ્યાન શરૂ કરતા પહેલા હમેશા 'સજ્જનો' કરીને છોકરાઓને સબોધન કરે એક વાર કોઈ ચપળ વિદ્યાર્થીએ આટલા માનથી બધાને બોલાવવાનુ પ્રયોજન પૂછ્યુ તે ઉપરથી એ પ્રોફેસરે જવાબ દીધો કે "મારી આગળ અત્યારે જે વિદ્યાર્થીઓ છે

તે ભવિષ્યમાં મોટાં મોટાં પદ મેળવશે. અત્યારે જોકે બધા સામાન્ય વિદ્યાર્થી જ છે તો પણ આગળ ઉપર આમાંથી કોઈક મહાન પંડિત થશે, કોઈ કવિ થશે, કોઈ વળી બેરિસ્ટર થશે અને કોઈ મહાન ન્યાયાધીશ પણ થશે. તેથી એ ભવિષ્યના મહાન પુરુષોને અત્યારથી જ માનપૂર્વક બોલાવું છું." આ પ્રમાણે આચારવિચારની ઊંચી દિશા બતાવનારા કેટલાક ગુરુઓનો લાભ ગોવર્ધનરામને કૉલેજમાં મળ્યો અને તેઓની કલ્યાણકારી વિશાળ બુદ્ધિની છાયા ગોવર્ધનરામના ઉત્સાહી અને વિચારવન્ત સ્વભાવ ઉપર પડી.

ગોવર્ધનરામની લખવાની પ્રવૃત્તિ – એક રીતે એમનું સાક્ષર-જીવન – આ અરસામાં જ શરૂ થયું હતું. "સારી ચોપડીઓ "ની કવિતાને લીધે એમના હૃદયમાં કવિતા રચવાનો જે ઝરો ફૂટ્યો હતો તે, બીજાઓનાથી ગુપ્ત રહેલા છતાં પણ, વધારે ને વધારે જોરમાં વહ્યાં કરતો હતો. નાનપણથી જ જેમ વાંચવાની અને વિચાર કરવાની ટેવ પડી હતી, તેમ પોતાના વિચારો લખી લેવાની પણ એમને ટેવ પડી હતી. ગુજરાતી કવિતા તો ઘણા વખત થયાં – જેવી આવી તેવી – લખતા હતા. પછીથી જેમ સંસ્કૃતમાં પ્રવીણતા વધતી ગઈ તેમ તેમ સંસ્કૃત શ્લોકો પણ રચવા માંડ્યા. આ પ્રમાણે એફ. ઈ. એ.માં પાસ થયા પછી, ગોકુળજી ઝાલાને ત્યાં લગ્નપ્રસંગે મનઃસુખરામની સાથે એમને જૂનાગઢ જવાનું થયું, ત્યારે ગિરનાર પર્વતનું વર્ણન સંસ્કૃતમાં લખ્યું હતું, અને તે જ વર્ષમાં કાલિદાસના 'મેઘદૂત 'ની પેઠે 'मनोदूत' નામે કાવ્ય લખવા માંડ્યું હતું. આ ઉપરાંત સન ૧૮૭૫ માં 'हृदयरुदितशतक' તથા 'विधिकुब्जित' નામે બે ઉત્તમ રચના સંસ્કૃતમાં કરી. 'हृदयरुदितशतक' હરિલક્ષ્મીની પાછળ લખાયું હતું અને તે ઉપરથી 'स्नेहमुद्रा' ગુજરાતીમાં લખાઈ છે. 'विधिकुब्जित નો લેખ લખીને ગોવર્ધનરામે 'સુન્દરજી જીવાજી એસે પ્રાઇઝ' મેળવ્યું. આ ઇનામ સાઠ રૂપિયાનું છે અને તે વખતે એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી જે વિદ્યાર્થી અમુક વિષય ઉપર સારામા સારો સંસ્કૃત લેખ લખી શકે તેને અપાતું. એમ કહેવાય છે કે ગોવર્ધનરામનો લેખ, ભાષા તથા વિચાર બન્નેમાં, ઘણો સુન્દર હતો. " સંસ્કૃતમા તેમની પ્રવીણતા વિશે ચર્ચા થતાં શ્રી. મનઃસુખરામે જણાવ્યું હતું કે "નડિયાદની શાળામા શાસ્ત્રી રવિશંકર તે વેળા શીખવતા હતા તેમના કરતા પણ રા. રા. ગોવર્ધનભાઈ વધારે નિપુણ છે, — જેનો અર્થ

' શાસ્ત્રીજી ન કરી શકે તેનો તેઓ કરવાને સમર્થ છે!" ( છગનલાલ ન. પંડ્યા, 'વસંત ૨મા અ. પૃ ૧૬૫)*

આ ઉપરાંત ગોવર્ધનરામે બે ત્રણ નિબન્ધ અંગ્રેજીમા પણ લખ્યા હતા, જે એમના આ સમયની માનસિક સ્થિતિને સારી રીતે પ્રગટ કરે છે તે અઢાર વર્ષના હતા તે સમયે કૉલેજની એક મંડળી આગળ વાચવા માટે આ નિબન્ધ લખ્યા હતા પહેલાનો વિષય 'Is there any Creator of this Universe?' અથવા 'આ વિશ્વનો કોઈ કર્તા છે?' એવો હતો આ નિબન્ધમા જગત્કર્તા છે કે નહિ, હોય તો તેને કેવી રીતે ઓળખવો અને તેને શોધી કાઢવા માટે કઈ પદ્ધતિથી વિચાર કરવો એ વિષે ચર્ચા કરી છે, અને છેવટે અમુક પદ્ધતિ કબૂલ રાખી વિશ્વનો રચનાર કોઈક-ઈશ્વર-છે એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો છે બીજા નિબન્ધનો વિષય 'The state of Hindu Society in the Bombay Presidency' અથવા 'મુંબઈ ઈલાકામા હિન્દુ જનસમાજની સ્થિતિ' એવો હતો આ નિબન્ધ અકબંધ છે, અને ગોવર્ધનરામના બધા લેખોમા સૌથી પહેલો છપાયલો લેખ એ છે આ લેખમા હિન્દુ લોકોનુ તથા તેમના રીતરિવાજોનુ કેટલુંક તાદૃશ ચિત્ર ગોવર્ધનરામે ખડું કર્યું છે આ લેખમા જે જે રીતે તથા ચર્ચા કરી છે તે એકંદર એટલી બધી વિચારયુક્ત અને ડહાપણભરેલી છે કે અઢાર વર્ષના છોકરાને આવા આવા વિચાર આવ્યા ક્યાથી હશે એમ નવાઈ લાગ્યા વિના રહે નહિ આ ઉપરાંત કવિતાના સ્વરૂપ સબન્ધી પણ એક નિબન્ધ એમણે લખ્યો હતો

પણ ગોવર્ધનરામે આ નિબન્ધો કાંઈ ભાષણ કરવાને ખાતર લખી નાખ્યા હોય કે પોતાનુ જ્ઞાન બતાવવાને માટે ચીતરી કાઢ્યા હોય એમ નથી ગોવર્ધનરામ જે કાંઈ કરતા તે પૂરા મનથી જ કરતા અઢાર ઓગણીસ વર્ષની ઉમરે – જ્યારે સાધારણ વિદ્યાર્થી પોતાનો નિશાળ સિવાય બીજાનો ભાગ્યે વિચાર કરતો હોય છે તેવે વખતે – ગોવર્ધનરામના મનમા કેવા કેવા મોટા સવાલ સબન્ધી ઘડભાંજ ચાલતી હતી એ ઘડભાંજમા કેટલા આગ્રહથી એમની બુદ્ધિ રોકાઈ હતી અને સાચો નિર્ણય કરવાના માર્ગનુ કેટલે સુધી એમણે દર્શન કર્યું હતુ, આ બધી વાત એ નિબન્ધો ઘણી સ્પષ્ટતાથી બતાવી આપે છે

૧ ગોવર્ધનરામ કૉલેજમા હતા તે દરમ્યાન એમનુ વિદ્યાર્થીજીવન

નથી તે ઉપરાંતનું સાક્ષરજીવન આવા પ્રકારનું હતું. હવે તેમના ગૃહજીવનનું દર્શન કરીને આ પ્રકરણ પૂરું કરીએ. ગોવર્ધનરામ ઓગણીસ વર્ષના હતા ત્યાં સુધી હરિલક્ષ્મી સાથે તેમણે ઘણું સુખ ભોગવ્યું. આ પ્રેમાળ દમ્પતી વચ્ચેનો ગાઢ પ્રેમ તો ઠેઠ સુધી રહ્યો, પણ થોડા વખત પછી સુખના તડકામાં 'એક વાદળું' આવી રહ્યું જેણે એમના ઉપર સુખનો પૂરેપૂરો પ્રકાશ પડવા દીધો નહિ. શરૂઆતમાં ગોવર્ધનરામનાં માતુશ્રીને હરિલક્ષ્મી ઉપર અમુક જાતનો પક્ષપાત હતો, પણ હરિલક્ષ્મીની ઉંમર વધ્યા પછી સાસુવહુનાં મન કોઈક કારણથી ઊંચાં થવા માંડ્યાં, અને ધીમે ધીમે હિન્દુ સંસારનો એક બહુ પરિચિત, પણ બહુ કરુણ ને બહુ ક્લેશમય પ્રસંગ ગોવર્ધનરામના ઘરમાં ઊભો થયો. કોનો વધારે વાંક હતો તે અત્યારે નક્કી કરવું કઠણ છે પરંતુ એટલું ચોક્કસ છે કે બન્ને વચ્ચે કડવાશ વધતી ગઈ અને શાંતિ, સ્નેહ તથા મીઠાશનું જે રાજ્ય અત્યારસુધી ઘરમાં પ્રવર્તતું હતું તે આ રોજના કંકાસથી ભાંગી પડ્યું.

ગોવર્ધનરામની સ્થિતિ આ વખતે બહુ બારીક થઈ પડી હતી. એમને બન્ને બાજુની ફરિયાદો સાંભળવી પડતી, બન્નેના બચાવ સ્વીકારવા પડતા અને બન્નેના મન રાખવાં પડતાં. તે બિચારા કોને કહે અને કોને ન કહે ? એક માતા અને બીજી પત્ની; એક પાસ પુત્રધર્મ તથા વડીલ તરફની હિન્દુઓની આમન્યા, તો બીજી પાસ પતિધર્મ તથા જીવનના સગાથીને સુખી, સંતુષ્ટ અને અન્યાયથી સુરક્ષિત રાખવાની સ્વાભાવિક ઇચ્છા આવા ધર્મસંકટો હિન્દુ લોકોમાં ઘણાને માથે આવી પડે છે, અને છેવટે અકળાઈને ઘણાઓ કાં તો માવડિયા થઈ સ્ત્રીને દુઃખ દે છે અથવા તો સ્ત્રીવશ થઈ માને હેરાન કરે છે. પરંતુ ગોવર્ધનરામને પક્ષે એટલું જણાવવું જોઈએ કે એ કોઈ રીતે ભોળા કે કાચા કાનના ન હતા. મા અને પત્ની બન્ને તરફની પવિત્ર – પણ વસ્તુતઃ સામસામી – ફરજો એમણે એવી ઉચ્ચતાથી પાળી છે કે તે માટે એમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે

આ એક કરુણ પ્રસંગ બાદ કરીએ તો બીજી સર્વ રીતે ગોવર્ધનરામના પહેલા ઓગણીસ વર્ષ ઘણા સુખમાં ગયા. એક પાસથી, આગળ જણાવ્યા છે તેવા, દેશના તથા વિશ્વના મોટા મોટા સવાલોના વિચારમાં એમની બુદ્ધિ વ્યાપૃત હતી; બીજી પાસથી, રસથી છલકાતું હૃદય કાવ્યામૃતનું પાન કરતા કરતા કાવ્યમય થઈ ગયું હતું; અને

ત્રીજી પાસથી, ઊંડા પ્રેમવાળી પત્નીએ તથા સ્નેહાળ મિત્રોએ ગાઢ સ્નેહનો સ્વાદ ચખાડ્યો હતો ને એમના જીવનપ્રવાહમા કોઈ દિવ્ય સુખનુ ઝરણુ મેળવી દીધુ હતુ એવામા એકાએક, જરા પણ અણુસાર વિના, વિપત્તિના પ્રચંડ તરગો ધસી આવ્યા અને સુખનુ આ ઝરણુ ક્યાનુ ક્યાય તણાઈ ગયુ ! મીઠા મોહક સ્વપ્નાં મર્મભેદક ત્વરાથી ભાગી પડ્યા અને દુખને પણ જાણે ગોવર્ધનરામ ઉપર પક્ષપાત થયો હોયને તેમ વારાફરતી અનેક દુખો તેમના ઉપર આવી પડ્યા !

* લગભગ આ અરસામા "મન્મથવિકારના પાશમા બદ્ધ ન થની, શુદ્ધ પ્રેમ – વિકારવાસનાહીન માનવસ્નેહની ભાવના ગુજરાતને અર્પનાની ઉત્કટ ગોવર્ધનરામને થયેલી સ્નેહ અને કામના સ્વરૂપ, પ્રદેશ વગેરે વિશે ગુજરાતીમા કાવ્ય લખવા માંડેલા કામને અગ્રસ્થાન આપનાર કવિઓની ઝાટકણી કાઢી નાખી હતી એ કાવ્યો અપ્રસિદ્ધ છે" પણ નીચેની પક્તિ ઉદાહરણરૂપ છે —

"શ્રીકંઠ ! તુ એક જ ચિત્ત મારે, પવિત્ર તારા યશ કેમ ગાઉ ?
શા રામ ને માધવ સ્નેહમૂર્તિ ! ઔશીનરીનાથનુ નામ પાપી"

"સ્નેહનુ ઉન્નત સ્વરૂપ કલ્પનારને ભવભૂતિ ગમે છે અને બીજા સસ્કૃત કવિઓ ગમતા નથી પ્રથમ લગ્નની ભાર્યા હરિલક્ષ્મીના મૃત્યુથી થયેના શોકને ઓછો કરવા લખેના 'હૃદયરુદિતશતક'મા ભવભૂતિનો પ્રભાવ સ્પષ્ટ અકાયેલો છે કાવ્યમા વહેતે કરુણરસ ગાઢ છે—તન્મયતાથી વ્યાપેલો છે' (રણજિતરામ વાવાભાઈ–'વસન્ત' ૨મા અ ૫ ૨૦૫)*

સન ૧૮૭૪મા હરિલક્ષ્મી સુવાવડમા એકાએક મરણ પામ્યા તે વખતે એ નડિયાદ હતા અને ગોવર્ધનરામ મુબઈ હતા, એટલે સ્નેહાળ દમ્પતીને છેલ્ના દર્શનનુ સુખ પણ મળ્યુ નહિ ! હરિલક્ષ્મીએ પછવાડે એક બાળકી મૂકી હતી, તે પણ થોડા મહિનાની થઈ એટલે માની પાછળ ચાલતી થઈ રસિક અને કોમળ હૃદય ઉપર આ ઘા જાણે ઓછા હોય તેમ તે જ વર્ષમા માધવરામની દુકાન ભાગી ! ઘણા વખત થયાં દુકાનમા અવ્યવસ્થા ચાલતી હતી ભલાભોળા માધવરામ જોઈએ તેવી દેખરેખ રાખી શકતા ન હતા અને આખરે 'શ્રીકૃષ્ણ – વાસુદેવ' ની પેઢી તૂટી ગર્ભશ્રીમન્તને પૂરા દુખના

દિવસ આવ્યા. પ્રેમજીવનના જે જે મીઠા મનોરથો ગોવર્ધનરામે કર્યા હતા તે હરિલક્ષ્મીના મરણથી પાણીમાં ગયા હતા – સંસારયાત્રાનો મીઠો આનન્દ તો જાણે હમેશ માટે જતો જ રહ્યો હતો, એટલામાં તો સંસાર તરવાનું નાવ પણ ભાંગ્યું, અને સુખને કિનારે બેઠેલો, વિપત્તિની કોઈ પણ છોળ નહિ ખાધેલી એવો મુસાફર સંસારસાગરમાં અધવચ ઝબકોળાયો અને તોફાની મોજાંઓ વચ્ચે અફળાવા લાગ્યો. એક વાર આવી ગયેલી વિપત્તિઓ જાણે પોતાની બહેનપણીઓને આમંત્રણ કરી તેડી લાવતી હોય તેમ વિપત્તિઓની હારની હાર આવી પડી. આ વર્ષમાં જ ગોવર્ધનરામ બી. એ ની પરીક્ષામાં નાપાસ થયા!

નાપાસ થવાનું કારણ પણ જાણવા જેવું છે. પરીક્ષા માટેની એમની તૈયારી કાચી હોય એમ જણાતું નથી, પરંતુ મનની વ્યથાને લીધે "સારું નથી વંચાયું," "બરોબર નથી વંચાયું," એમ ચિન્તા રહ્યા કરતો. પરીક્ષામાં એક વિષયના બે સવાલપત્રો હતા. તેમાં પહેલાના જવાબ તો જેમ આવડ્યા તેમ લખી કાઢ્યા, પણ બીજાના સવાલ વધારે અઘરા લાગ્યા. પાસ થવા માટે બન્ને પ્રશ્નપત્રોના જવાબમાં કુલ પચાસ માર્ક મેળવવાની જરૂર હતી. ગભરાયલા મને વિચાર સુઝાડ્યો કે "પહેલો પ્રશ્નપત્ર તો બરોબર લખાયો નથી એટલે એમાં માર્ક આવી આવીને વીસથી વધારે નહિ આવે; માટે બીજા પત્રમાથી ઓછામા ઓછા ત્રીસ માર્ક મેળવવા જોઈએ. પણ એમાથી પંદર માર્ક માંડમાંડ આવશે! એટલે બધા મળીને બહુ તો પાત્રીસ જ માર્ક મળશે." આમ વિચાર ચાલતાં ગૂંચવાડો વધ્યો. છેવટે, આ વિષયમા પાસ નહિ જ થવાય એમ ખાત્રી થઈ ગઈ. "પરીક્ષામા જવાબ આપીને નપાસ થવું તે કરતા તો બહેતર કે જવાબ આપવા જ નહિ" એમ આત્મમાનની લાગણીએ હૃદયને સમજાવ્યું. એટલે બીજા સવાલપત્રના થોડા-ઘણા જવાબ લખ્યા હતા તે પણ ફાડી નાખ્યા, 'પેપર્સ'–ઉત્તરપત્રો પરીક્ષકને આપ્યા નહિ અને પરીક્ષામાથી ઊઠીને એમ ને એમ ઘેર આવ્યા!

બીજે વર્ષે કૉલેજ ઉઘડ્યા પછી ગોવર્ધનરામને વર્ગમાં દાખલ થતા જોઈને પ્રોફેસર ભાંડારકર જરા ફરાગીથી બોલી ઊઠ્યા,

"પોતાને હાથે જ પોતાના મો ઉપર જેણે કાજળ ચોપડ્યો છે એવો માણસ કોઈને જોવો હોય તો તે આ રહ્યો ' આ સાંભળી ગોવર્ધનરામને ઘણી લાગણી થઈ પણ કાંઈ બોલ્યા કર્યા વિના મૂગા મૂગા જ પોતાની જગ્યાએ બેસી ગયા ત્યાર પછી, આવી રીતે જ ઠપકો આપવાને તથા ગોવર્ધનરામ જેવો વિદ્યાર્થી નપાસ કેમ થયો તે ખોળી કાઢવાને એમના પ્રિન્સિપાલે એમને પોતાની પાસે બોલાવી પૂછ્યુ કે, "ત્રિપાઠી, બીજા સવાલપત્રના તમારા જવાબ મે બહુયે ખોળ્યા, પણ મને તે જડયા જ નહિ '

ગોવર્ધનરામે જવાબ દીધો, "પણ સાહેબ મે ઉત્તરપત્રો આપ્યા જ નહોતા૰ પછી આપને કયાથી જડે? તે ઉપરથી પ્રિન્સિપાલે આશ્ચર્ય પામીને પૂછ્યુ, ' જવાબો આપ્યા જ નહોતા? એમ કેમ, ત્રિપાઠી? ગોવર્ધનરામે પોતાની સ્થિતિ કહી સવિસ્તર ખુલાસો કર્યો તે સાભળી તે લાગણીવાળા પ્રિન્સિપાલે કહ્યુ, 'અરે, ભલા આદમી તમને ખબર છે કે પહેલા સવાલપત્રના જવાબમા તમને આડત્રીસ માર્ક મળે છે? પછી બીજા પત્રમાથી બાર મેળવવાના તે પણ તમે મેળવી શકત નહિ કે?

હવે ગોવર્ધનરામને સમજણ પડી કે પોતે કેવો ગભીર ભૂલ કરી હતી મનમા તો ઘણુયે પસ્તાયા પણ હવે શુ થાય?

દુકાન ભાગી અને વેપાર બધ કર્યો કુટુમ્બના ગુજરાનનું મૂળ સાધન ન રહ્યુ અને માથે મોટુ દેવુ થયુ ગોવર્ધનરામનો અભ્યાસ હજી બાકી હતો, અને મુબઈનુ બધાનુ ખર્ચ વસમુ પડતુ તેથી બોર્ડિવાડામા પોતે જે બાગ બધાવ્યો હતો, તે ઘણુ નુકસાન ખમીને પણ માધવરામે વેચી નાખ્યો, અને તેમાથી કેટલાક લેણદારોને પતાવ્યા પછીથી આખુ કુટુમ્બ નડિયાદ ગયુ અને ગોવર્ધનરામ એકલા પોતાનો અભ્યાસ પૂરો કરવા માટે મનસુખરામને ઘેર રહ્યા

માધવરામનુ ભલુ દિલ બહુ દુ ખી થયુ હતુ દ્રવ્ય ગયુ પણ અમીરી સ્વભાવની ઉદારતા ગઈ નહિ ' દેવુ પૂરેપૂરુ વાળી દઈએ નહિ, તો શ્રીજીના ગુનેગાર થઈએ, ' મનુષ્યોએ કરેલા કાયદા માથી ભલે છૂટા રહ્યા, પણ ઈશ્વરના કાયદાથી તો બન્ધાયલા જ

છીએ- ને ! " આ પ્રમાણે એમનું હૃદયકલ્પાન્ત કરતું, પરંતુ પૈસા વગર કરે શું ? આણીપાસથી વ્યવહારચતુર શિવકાશી, પણ બદલાયલી સ્થિતિ સમજી તે અનુસાર, બહુ કરકસરથી ઘર ચલાવવા પ્રયત્ન કરતાં. ઘણાં વર્ષ સુધી પૈસાની પૂરી લીલાલહેરમાં ઊછરેલા કુટુમ્બને આવી બારીક સ્થિતિમાં કેટલી મુશ્કેલી અને કેટલો સંતાપ થયા હશે તે સહેલાઈથી કળી શકાશે.

કુટુમ્બવત્સલતા એ ગોવર્ધનરામના સ્વભાવનું મોટું લક્ષણ હતું. છતાં કેવળ લાગણીથી તણાઈ જઈ અવિચારી પગલું ભરે એવી કાચી સમજણના તે ન હતા. પોતાના કુટુમ્બના આ હાલહવાલ જોઈ એમનું હૃદય દયાથી પીગળવા લાગ્યું. અત્યાર સુધી જે હિંમત અને જે પૌરુષ જાણે તેમના હૃદય નીચે સંતાઈ રહ્યાં હતાં તે હવે ઉપરના પડ ભેદીને બહાર આવ્યાં. ચારે પાસનો વિચાર કરી ગોવર્ધનરામ એક નિશ્ચય ઉપર આવ્યા.

પછી વિનયથી, મીઠાશથી અને ચતુરાઈથી પિતાને શાન્ત કર્યા અને પોતે પુરુષાર્થ કરી એમનું દેવું પાઈએ પાઈ ચૂકવી આપવાનું વચન આપ્યું. પુત્ર ઉપર પિતાને વિશ્વાસ હતો. પુત્રના ભક્તિભાવથી અને પુત્રની ઉદારતાથી માધવરામ સ્વસ્થ થયા, આ બાબતની ચિન્તા મનમાંથી હાંકી કાઢી અને અનન્ય ભાવથી શ્રીજીની સેવામાં ચિત્ત પરોવ્યું. આવી રીતે પિતાનું સાન્ત્વન કરી, ગોવર્ધનરામ પોતાના માતુશ્રી પાસે ગયા. અનેક રીતે, મીઠાશથી તથા યુક્તિથી સમજાવી "ઘરમાં દુ:ખ થાય એવી કરકસર નહિ કરું" એવું વચન લીધું અને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી. માતાપિતાનો પુત્ર ઉપર દશગણો સ્નેહ વધ્યો, પુત્રની માતાપિતા પ્રતિ એક મોટી ફરજ વધી અને ભવિષ્યને માટે એક નવી જોખમદારી ઊભી થઈ. પરંતુ ગોવર્ધનરામને પોતાનામાં વિશ્વાસ હતો. પોતે શું કર્યું છે અને શું કરવાના છે તે પણ એ બહુ સ્પષ્ટતાથી સમજતા હતા. * શ્રી કૃષ્ણરાવ ભોળાનાથ આ અંગે લખે છે —"પિતાની પેઢી જે પ્રસંગે ભાંગી તે પ્રસંગે તેમને જે અર્થહાનિ થઈ હતી, તેવી અર્થહાનિ અન્ય ગૃહસ્થને થઈ હોય તો નિ:સંશય તેવી અર્થહાનિ કરાવનાર ગૃહસ્થો સાથે વંશપરંપરાના વૈર ઉત્પન્ન થાય. પરંતુ ગોવર્ધનરામે તે પ્રસંગે યુવાવસ્થામાં

છતાં અપૂર્વ ક્ષમાગુણ અને સહિષ્ણુતા દર્શાવી અને કદી પણ કોઈ સાથે શત્રુત્વ કર્યું નથી." ('વસંત' સ્મા. અં. પૃ. ૧૬૧)*

બીજે વર્ષે—સન ૧૮૭૫મા—ગોવર્ધનરામ બી. એ. ની પરીક્ષામા ફરીથી બેઠા અને આ વખતે બીજા વર્ગમા પાસ થયા. આ જ વર્ષમા મૅડમ બ્લેવેટ્સ્કીએ હિન્દુસ્તાનમા 'થિયોસોફિકલ સોસાયટી' સ્થાપી, અને ગુજરાતના સ્વામી શ્રીદયાનન્દ સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના કરી. ગોવર્ધનરામની ઉંમર આ સમયે બરોબર વીસ વર્ષની હતી



* "જ્યારે મારા પિતાનુ લગન થયુ ત્યારે દારૂખાનુ ફોડવા તથા ખાસ વરઘોડો કાઢવો નામ પ્રમાણે જરૂરનો છે, એવો લોકોએ આગ્રહ કર્યો. ડોસા (ધીરજરામ)એ હા કહી વખત થયે લોકો એકઠા થયા, ડોસાએ તેમને પૂછ્યુ, 'હુ કેટલુ ખરચ કરુ તો તમે રાજી થશો?' લોકોએ કહ્યુ, "બસો રૂપીઆ!" ડોસાએ કહ્યુ "લ્યો, આ બસો રૂપિયાની સાંકળી છોકરાની કોટમા પહેરાવુ છુ. મારા પૈસા નગારાવાળામા અને દારૂખાનાના દેવતામા નહિ નાખુ" તેમણે વરઘોડો ન કાઢ્યો

—ગો મા ત્રિ (માધવ સ્મરણિકા—પૃ ૧૧)

* * *

'ઊંચી જાતનો હાસ્યરસ આલેખવો એમા બુદ્ધિ, અનુભવ, રસિકતા અને ચતુરતા સર્વનો ઉપયોગ છે હસે છે તો સર્વ, ચતુરના હસવા હસાવવા સાથે કાંઈક અપૂર્વતા હોય છે વળી હાસ્યરસના મદારીની ખરી ચતુરતા પોતાના વાદ ને ખેલાવવા કરતા તેને અકુશમા રાખવામા વધારે જોઈએ છીએ ટૂંકામા, પ્રસગ, પ્રયોજન, સ્વાભાવિકતા, બુદ્ધિ, રસિકતા, ચતુરતા, અનુભવ, અપૂર્વતા અને અકુશ એ સર્વ વિનાનો હાસ્યરસ એકલા મરચાના ભોજન જેવો છે'

—ગો મા ત્રિ ('સમાલોચક'—૬ ૯-૧)

* * *

"ગોવર્ધનરામની આત્મનિષ્ઠા કહી શકાય એવી કવિતામા એમની આગવી મુદ્રા જણાય છે એમના હૃદયરસને લાગણી વિશેષ ફાવતી લાગે છે તરંગોના ઉડ્ડયનોને અને વિચારોના ઊંડાણને લાગણીની, વિલખનની અને દ્રુતતાની, મોટા નાના મોજાની, છગ ફાવે છે પણ મધની છટાઓ તેમના ભાવચિંતનના મોજાને જેવી અનુકૂળ છે, તેવું વિધવિધ રૂપોમાં મહાનદની જેમ વહેવુ વાહન તેમને જેવુ સિદ્ધ છે તેવુ કોઈ પણ પદ્યવાહન તેમને સંપૂર્ણ હાથ આવ્યુ નથી આટલુ બધુ કવિત્વ હોવા છતા તેઓ રૂઢ અર્થના કવિ તરીકે તનુકાય છે કેવલ કવિત્વ-સવેદનશીલતા ને કલ્પનાના પ્રતિભાસના અર્થમા—ગોવર્ધનરામ જેટલુ તેમના કોઈ સમકાલીનમાં નથી"

—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ('ગોવર્ધનરામ'—પૃ. ૫૭)

## પ્રકરણ ૫

### સામાન્ય વિકાસ.

ઈ. ૧૮૭૨–ઈ. ૧૮૭૫.

દુનિયામાં સુખદુ:ખ તો નાનામોટા સૌને આવે છે પણ મોટા માણસો જ્યારે ચંચલ સુખદુઃખને હમેશના સુખનું સાધન બનાવે છે ત્યારે બીજા માણસોમાં તેવી શક્તિ હોતી નથી. જેઓમાં ખરી મહત્તા હોય છે તેઓ સંસારના સુખ કે દુઃખ કશાથી પણ ચલિત થતા નથી, અને બન્નેથી પોતાનુ કલ્યાણ જ સાધે છે તેટલા માટે મોટા માણસોના ચિત્તમા સંસારમા જુદા જુદા બનાવોએ શી ઊર્મિ જગાડી છે અને તેઓના વિકાસક્રમમા શી સહાયતા કરી છે તેની તપાસ કરવી એ જેમ બોધનું એક મોટુ સાધન છે તેમ તેઓના જીવનકથાકારનું એક અગત્યનુ કર્તવ્ય છે

શ્રીયુત ગોવર્ધનરામનું જીવનચરિત પણ આવી મહત્તાના એક ઉદાહરણરૂપ છે. કૉલેજમાના ચાર વર્ષ દરમ્યાન એમનુ મન તથા હૃદય ઘડાય એવા ઘણા પ્રસંગો બન્યા હતા. વિશાળ વાચન, ઊડું મનન, ઊચી કોટિના મનુષ્યોનો સહવાસ અને છેલ્લા ભાગમા ઉપરાછાપરી આવી પડેલી આપદાઓ, એ બધાથી એમના સ્વાભાવિક ગુણોને વિકાસ પામવાની ઘણી અનુકૂળતા થઈ ગઈ હતી. આ વિકાસ કેવી રીતે થયો હતો તથા આ સમયનુ તેમનુ આન્તર જીવન કેવા પ્રકારનું હતું તે સમજવાનાં મુખ્ય ત્રણ સાધન છે. પ્રથમ તો, એમના પોતાના આ સમયના લેખ, બીજુ, ઘરની વિપત્તિઓની એમના ઉપર થયેલી અસર; અને ત્રીજું, બી. એ પાસ થયા પછી "જીવનને આંગણે" એમણે કરેલા ત્રણ મહાસંકલ્પ.

ગોવર્ધનરામની આખી જિંદગીના ત્રણ લગભગ સરખા વિભાગ

પાડીએ તો સત્તર અઢાર વર્ષનો એમનો પહેલો ભાગ પૂર્ણ સુખમાં ગયો હતો એમ જણાય છે. સાધારણ રીતે સુખના અનુભવથી જીવનમાં કાંઈક આનંદી મીઠાશ આવી રહે છે, જ્યારે દુઃખના અસહ્ય ભાર નીચે આખી દુનિયા તરફ અણગમો તથા કડવાશ પેદા થાય છે. મનુષ્યહૃદયના ઘણા મીઠા કોમળ અંશો સુખ તથા શાન્તિના સમયમાં જ વિકાસ પામે છે મનની કુદરતી શક્તિઓ નિર્ભયતાથી વૃદ્ધિ પામ્યા કરે છે, અને રસિકતા તથા એના જેવા હૃદયના બીજા મૃદુભાવ સુખના દિવસમાં ખરેખરું પોષણ મેળવે છે. સુખની અસર ગોવર્ધનરામની ઉપર આ પ્રકારની થઈ અને તે બહુધા એમના જીવિત સુધી કાયમ રહી. જે જે શક્તિઓ એમણે મોટપણમાં પ્રદર્શિત કરી તે તે શક્તિઓ આટલી ઉંમર સુધીમાં કેટલે દરજ્જે ખીલી હતી તે એમના નિબન્ધો ઉપરથી સ્પષ્ટ જણાય છે.

આ ઉપરાંત વીસ વર્ષની ઉંમર સુધી એમનું હૃદય એવી ઊંડી ઈશ્વરશ્રદ્ધા અને ધાર્મિકતાથી છવાયું હતું જે બહુ ધર્મિષ્ઠ કુટુંબમાં ઊછરેલા માણસમાં જ સાધારણ રીતે જોવામાં આવે. બાળપણથી જ આ બન્ને ભાવ એમનામાં એવા દઢ થયા હતા કે સન્ધ્યાદિ નિત્યકર્મ કરવા ઉપરાંત શ્રીનાથજીની મૂર્તિ સંમુખ એક પગે ઊભા રહી રોજ ગાયત્રીનો જપ કરતા હતા! ધર્મના બાહ્ય સ્વરૂપ ઉપર આવી આસ્થા ગોવર્ધનરામના પાછલા જીવનમાં કદી ફરીથી દેખાઈ નથી, જોકે ઈશ્વર ઉપરની એમની અચળ આસ્થાએ પાછલા વખતમાં પણ ઘણા જણનું ધ્યાન ખેંચ્યું છે.

ગોવર્ધનરામના પહેલા નિબન્ધમાં એક આસ્તિક હિન્દુની ધાર્મિકતાનો પટ લાગ્યો છે, અને તેની સાથે શાસ્ત્રીય પદ્ધતિઅનુસાર સ્વતંત્ર વિચાર[1] કરવાનું વલણ પણ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે "આ વિશ્વનો કોઈ કર્તા છે?" એ પ્રશ્ન પૂછતી વખતે ગોવર્ધનરામ એક અગત્યની ટીકા કરે છે કે "આપણા લોકોને તો ટેવ જ પડી ગઈ છે કે મોટાઓ તથા ઘરડાઓ જે કહે તે જ ખરું માની બેસવું." પરંતુ "પરમેશ્વર છે એમ પોતે કેવી રીતે જાણ્યું, એ બાબત ખાતરી કરવાને તો બહુ થોડા માણસો પ્રયત્ન કરે છે. આપણાં શાસ્ત્ર, કુરાન કે બાઈબલ, કે આપણાથી વધારે ગાંડા એવા બ્રાહ્મણો, ઇમામો કે

1. Independent thinking based on logical and scientific methods.

પાદરીઓ કહે કે. 'પરમેશ્વર છે' એટલે બસ થયું. એમના કહેવા ઉપર લોકોને સોએ સો ટકા વિશ્વાસ છે, અને એ કહે છે માટે ઈશ્વર છે જ એમ માની લેવાય છે. પણ એવો કોઈક જ નીકળશે જે-આ વિષય સંબન્ધી અને વિચાર કરવા બેસશે કે ઈશ્વર હશે કે નહિ હોય? અને હોય, તો તેના અસ્તિત્વનું પ્રમાણ શું?"

પરંતુ સ્વતંત્રતાને અને સ્વચ્છન્દતાને પાસે પાસેનું સગપણ છે. તેથી સ્વતંત્રતાને બદલે ઘણી વાર સ્વચ્છન્દતા પણ આવી જાય છે. અને એટલું તો ચોક્કસ છે કે અન્ધશ્રદ્ધા નિન્દાયોગ્ય હોય તો સ્વચ્છન્દતા તેથી કોઈ રીતે ઓછી નિન્દાયોગ્ય નથી. તેટલા માટે સ્વતંત્ર વિચાર ચલાવનારે પણ કેટલાંક સર્વમાન્ય પ્રમાણોનું બન્ધન સ્વીકારીને જ સ્વતંત્ર વિચાર ચલાવવો જોઈએ. આમ પોતે સમજતા હોવાથી જુદાં જુદા પ્રમાણો સંબન્ધી ચર્ચા કરી, આ વિષયને માટે અમુક પ્રમાણપદ્ધતિ ગોવર્ધનરામ માન્ય રાખે છે, અને પછીથી તે પ્રમાણને અનુસરીને "ઈશ્વર છે" એમ સાબિત કરવા પ્રયાસ કરે છે.

પહેલા નિબન્ધમાં જ્યારે સૂક્ષ્મ વિષય સંબન્ધી ગોવર્ધનરામ વિચાર ચલાવે છે ત્યારે હિન્દુસમાજ વિષેના બીજા નિબન્ધમાં[૨] તેથી વધારે સ્થૂળ વિષયની ચર્ચા કરે છે પહેલામા જેમ તર્કના વિષયમા પોતાનું પાણી બતાવી આપે છે, તેમ બીજામા વ્યાવહારિક વિષયમાં પણ પોતાની બુદ્ધિ એટલી ને એટલી સુગમતાથી પ્રવેશ કરી શકતી તે બતાવી દે છે. પહેલા નિબન્ધમાં જેમ શાસ્ત્રીય પદ્ધતિ તથા વિચારની વ્યવસ્થા જોવામાં આવે છે તેમ આ નિબન્ધમા પણ છે. વળી મહાપ્રશ્નો અડધપડધા કે ભાગ્યા તૂટ્યા સમજવાને બદલે, સમગ્ર દૃષ્ટિથી વિચાર કરી તેનો ખરો મુદ્દો સમજવાની શકિત અને તેની સાથે, ઝીણી ઊંડી નજરથી તે પ્રશ્નોની વિગતોમાં પણ ઊતરવાની શક્તિ — આ બન્ને શક્તિઓ અઢાર વર્ષના ગોવર્ધનરામમાં પણ કેટલી પ્રબળ હતી તે આ લેખ પ્રકટ કરે છે

આ લેખમા નીચેના પ્રશ્નો સંબન્ધી ચર્ચા કરેલી છે (૧) સામાન્ય

૨. The State of the Hindu society in the Bombay Presidency.

જનસમાજના વિભાગ (૨) વૃદ્ધો તથા જુવાનિયાઓનો સબન્ધ. (૩) સ્ત્રીઓની પદવી (૪) કુટુમ્બમા પિતાનુ સ્થાન અને તેની ફરજ. (૫) પત્નીનુ સ્થાન (૬) સાસુ અને વહુ (૭) બ્હેનો (૮) મોટી ઉમરના છોકરાઓ (૯) વિધવા પુત્રીઓ (૧૦) બાળલગ્ન અને (૧૧) બાળકોની કેળવણી

હિન્દુ કુટુમ્બની સ્થિતિનુ વર્ણન કરવા માટે એક હિન્દુ કુટુમ્બનુ પોતે ચિત્ર દોરે છે અને તેમા અમુક અમુક પ્રસગો કલ્પી હિન્દુઓના સ્વભાવનુ અને રીતરિવાજોનુ ખૂબીથી આલેખન કરે છે એક હોશિયાર ચિતારાને શોભે એવી બાહોશીથી અને ઝીણી નજરથી આ ચિત્ર દોરેલુ છે, અને 'સરસ્વતીચદ્ર'માની જે વર્ણનશક્તિએ વાચનારને મોહિત કર્યા છે તેના અશો અહી પણ ધ્યાન ખેચે છે

ત્યાર પછી જુવાનિયાઓ—ખાસ કરીને ભણેલા જુવાનિયાઓ—ઘરડા તરફ જે અવિનય બતાવે છે અને તેમને હસી કાઢે છે તે ઉપર વાજબી ટીકા કરે છે "આપણા લોકો સાધારણ રીતે એમ માને છે કે સાઠી બુદ્ધિ નાઠી પણ એ માન્યતા તદ્દન ખોટી છે કારણ કે સાધારણ રીતે તો મરતા સુધી જેમ ઉમર વધે છે તેમ ડહાપણ પણ વધે છે – પછી ખાસ આકસ્મિક ઉપાધિથી આ વિકાસ અટકે એ જુદી વાત થઈ ત્યારે હવે આપણે વૃદ્ધ વડીલો ઉપર હસીએ તો એ લોકોનુ દિલ દુખાયા વગર રહેશે? ભણેલાઓ જ્યારે એમનો તિરસ્કાર કરે ત્યારે એ લોકો આપણને ભણવાયે દેશે ખરા કે? દૂધ પાઈને સાપ ઉછેરવાનુ એ કદી પણ પસદ કરશે? અને જો આપણે ભણીશુ નહિ તો આપણે સારા થઈશુ તથા સુધરીશુ એવી જરાયે આશા રહી ખરી? બેશક, નહિ જ' આમ કહીને પોતે જાણે બહુ વૃદ્ધ અને અનુભવી હોય એમ ડહાપણથી શિખામણ આપે છે કે "ઘરડાઓનાથી તમારા વિચારો ભલે જુદા હોય પણ તે વિચારો એમને જણાવો ત્યારે દલીલદાખલા આપીને બહુ ડહાપણ ભરી રીતે સમજાવજો, એ લોકો કહે તે બહુ માનથી સાભળજો, નિષ્પક્ષતાથી એનો વિચાર કરજો, અને સભ્યતાથી તથા નમ્રતાથી એમને ગળે તમારી વાત ઉતારજો—આવુ કરશો તો તમે માન પામશો અને આપણા જનસમુદાયને પણ નક્કી લાભ થશે"

સ્ત્રીઓની સ્થિતિ સબન્ધી ચર્ચા કરતા કરતાં તેઓને વિશેષ

ભણાવવા માટે અને વધારે છૂટ આપવાને માટે ગોવર્ધનરામ મોટે અવાજે પોકાર કરે છે. સ્ત્રીપુરુષો વચ્ચે હળનમળન વધે, તેઓ એકબીજાને વધારે સારી રીતે ઓળખે અને તેમની વચ્ચેનો સંબન્ધ વધારે મીઠો થાય તેમ કરવાનું સુચવે છે. તેની સાથે જ, સંસારમાં સ્ત્રીઓનું સ્થાન શું છે તે વિષે ગોવર્ધનરામની કલમમાંથી – કહો કે ગોવર્ધનરામના હૃદયમાંથી જ – એક મહાવાક્ય નીકળે છે " **સ્ત્રીઓ એ માનવજાતના સુખનું ખરેખરું મૂળસ્થાન છે, સમગ્ર લોકસમાજને સુધારવાનું એક પ્રધાન સાધન છે. આપણા ગૃહસંસારના સર્વ સુખનું કેન્દ્ર છે અને મનુષ્યના હૃદયને અનાયાસે જ આનન્દ આપનાર કારણ છે** "૩ સ્ત્રીઓ વિષેની જે ભાવનાએ ગોવર્ધનરામનું આખું જીવન અંકિત કર્યું છે અને જે ભાવનામાં એમના મહાન ગ્રન્થ 'સરસ્વતીચંદ્ર'ની એક મોટામાં મોટી મોહિની સમાઈ રહી છે તે જ ઉદાત્ત અને કોમળ ભાવના આ એક ટૂંકા વાક્યમાં પણ પ્રકટ થતી નથી શું ?

સાસુવહુની લડાઈનો ગોવર્ધનરામને સારી પેઠે અનુભવ હતો, – અને ક્યા હિન્દુને તે નથી હોતો ? – તેથી આ લડાઈ દરમ્યાન સાધારણ માણસ સ્ત્રી તથા માતા તરફ કેવી વર્તણુક રાખે છે, બન્નેને ખુશ કરવા જતા એકેને સંતોષ આપી શકતો નથી, કોઈનેય યોગ્ય ન્યાય કરી શકતો નથી, એ અંગે ગોવર્ધનરામ ઊંડી અવલોકનશક્તિ અને માણસના હૃદયની વૃત્તિઓ કળી જવાની સારી સૂઝ પ્રકટ કરે છે ઉપરાંત, આ રોજનો કંકાસ મટાડવા માટે એક ટૂંકી ને ટચ શિખામણ આપે છે " પરણ્યા પછી તમારે તમારાં માતાપિતાથી એકદમ જુદા રહેવું નહિ તો, તમે ગમે એટલું કરશો તોય ઘરની બે ધણિયાણી ( માતા તથા વહુ ) વચ્ચેની હરીફાઈ, અણગમતા અને ઉદ્ધત પરોણાની પેઠે, તમારા ઘરમા ઘૂસી આવશે." અલબત, પોતાની બાબતમા પણ બી. એ. થયા પછી આ ઉપાય જ યોજવાનો એમણે છૂપો નિશ્ચય કર્યો હતો પણ એ નિશ્ચય અમલમાં

---

૩ "*Women are the very source of human happiness, one of the principal means of the improvement of society, the centre of our domestic bliss and the easy delight of the human heart.*"

મૂકવાનો સમય આવે તે પહેલા જ ક્રૂર કાળે હરિલક્ષ્મીને આ સંસારમાંથી દૂર કર્યાં !

આ નિબન્ધના અન્તમા જ્ઞાતિ અને જ્ઞાતિની ઉત્પત્તિ વિષે ચર્ચા કરી એક ઉપયોગી સૂચના કરે છે "Caste એ શબ્દ આપણા દેશને માટે જ ઘડવામા આવ્યો છે અને તેથી આપણા સુધારાવાળા ભૂલ ખાઈ જાય છે" કે દુનિયામા બીજા કોઈ મુલકમા જ્ઞાતિઓ – castes છે જ નહિ અહીં જેમ જુદી જુદી જ્ઞાતિઓ છે તેમ બીજા ઘણાખરા દેશોમા પણ છે, પરન્તુ તે દેશોમા જ્ઞાતિને માટે castesને બદલે જુદા શબ્દો વાપરવામા આવે છે તે ઉપરથી બીજા દેશોમા જ્ઞાતિઓ હોતી જ નથી, અને એકલા આપણા દેશને જ જ્ઞાતિ વિભાગની મુસીબતો સહન કરી લેવી પડે છે એમ અનુમાન કરવુ એ વ્યાજબી નથી સુધારાવાળાને ત્યારપછીથી સલાહ આપે છે કે "નાતજાતનું બન્ધન તેઓએ તોડી નાખવું હોય તો, મારો નમ્ર અભિપ્રાય એવો છે કે જાણે ઊંચી, સીધા ઢોળાવવાળી ટેકરી ઉપર ચઢવાનું હોય તેમ એ કામ ધીમે ધીમે, સાવચેતીથી અને બહુ જ દૂરદેશીવાળા પગલા ભરીને કરવાનુ છે"

આ નિબન્ધને અંતે ગોવર્ધનરામના હાથની, પેન્સિલથી લખેલી એક નોંધ છે તે ઉપરથી જણાય છે કે સભામા આ નિબન્ધ બહુ ઉતાવળથી વાંચી જવો પડ્યો હતો, અને મંડળના સભાસદોમા નિબન્ધ સબન્ધી ગરમાગરમ ચર્ચા થઈ હતી. ગોવર્ધનરામને ફરિયાદ કરવી પડી છે કે એમના અભિપ્રાયો સભાસદોથી બરોબર સમજાયા ન હતા અસાધારણ બુદ્ધિવાળા અથવા અસાધારણ વિચારશક્તિવાળા ક્યા માણસને આ ફરિયાદ નથી કરવી પડી?

આ સ્થળે એક વાતની ખાસ નોંધ લેવાની જરૂર છે તે એ કે આ નિબન્ધોમા ગોવર્ધનરામના જે અભિપ્રાયો પ્રકટ થયા છે તે તે તે જ અભિપ્રાય તે ને તે જ રૂપમા આખા જીવન સુધી એમના રહ્યા ન હતા અનવ્રત, કવિ નર્મદાશંકરની પેઠે આગલા અને પાછલા અભિપ્રાયો તદ્દન વિરોધી અને એકમેકથી ઊલટા જ ન હતા પરંતુ માણસના વધતા જતા અનુભવ તથા વિકાસની સાથે જે ફેરફાર તેનામા થવા જોઈએ તેવી જાતના આ ફેરફાર હતા

આ નિબન્ધો તથા આવા બીજા લેખો લખવા ઉપરાંત

ગોવર્ધનરામની એક બીજી પ્રવૃત્તિ નિર્દેશવા જેવી છે. જાહેરમાં બોલતાં શીખવાની હાલના જમાનામાં કેટલી જરૂર છે એ પોતે આ અરસામાં સારી રીતે સમજ્યા હતા એટલે એ વિદ્યા શીખવા માટે તથા પરસ્પર ચર્ચા કરી જ્ઞાન મેળવવા માટે ગોવર્ધનરામે એક નાનું મંડળ કાઢ્યું હતું આનું નામ "The Honey Club"—"ધી હનિ ક્લબ" એવું પાડ્યું હતું આ મંડળ ગિરગામમાં મુરારજી ગોકુળદાસના ચીનાબાગમાં મનસુખરામને ત્યાં મળતું. બી એ માં પાસ થયા પછી ગોવર્ધનરામે "The Scope of University Education" અથવા "શારદાપીઠના શિક્ષણનું ક્ષેત્ર" એ ઉપર એક અગત્યનો લેખ, ઘણું કરીને આ મંડળમાં જ વાંચ્યો.

ગોવર્ધનરામના જીવનના પાછલા બે ભાગ એવી વિપત્તિઓથી ઘેરાઈ ગયેલા છે કે તેમને બદલે બીજો કોઈ માણસ હોત તો તેનામાં ઘણો શોકકારક ફેરફાર થઈ જાત વિપત્તિઓની શરૂઆત હરિલક્ષ્મીના મૃત્યુથી થઈ મુંબાઈ છોડ્યાનો સમય, ગાઢ સ્નેહ, અને તે સાથે ભવિષ્યમાં અનેક મોટા પરમાર્થના કાર્ય કરવાની તીવ્ર ઇચ્છાથી ધબકતું હૃદય આવી સ્થિતિમાં આ દારુણ બનાવથી એમને શી વ્યથા નહિ થઈ હોય? શોકક્ષોભથી વ્યાકુળ થયેલા ચિત્તે કાવ્યરસમાં સાન્ત્વન શોધવા માંડ્યું સાહિત્ય તથા કાવ્યનો અભ્યાસ ચિત્તને શાન્તિ આપનાર એક સબળ સાધન નીવડ્યો તો ખરો, તથાપિ અન્તરમાં જે રુદન ઊછળી રહ્યું હતું તે શમી શક્યું નહિ અને "हृदयरुदितशतक ના મર્મભેદક રૂપમાં બહાર ધસી આવ્યું તીવ્ર દુઃખ સાધારણ માણસની શક્તિને કચરી નાખે છે, પણ નરરત્નોને તો તે એક સરાણની ગરજ સારે છે અગ્નિના તાપથી જેમ ખરું સોનું ઝળકી ઊઠે છે તેમ વિપત્તિના ભાર નીચે પણ ઘણા સંસ્કારી હૃદયોમાં ઊંચામાં ઊંચી ભાવનાઓ બંધાય છે અથવા બંધાયેલી હોય તે દૃઢ થાય છે તો એ રીતે માનસસ્નેહ, એટલે કે વિષયવિકાર કે સ્વાર્થની વાસનાથી રહિત, શરીરની ઉપાધિથી તદ્દન સ્વતન્ત્ર અને કેવળ મનમાં જ વાસ કરનાર એવો જે સ્નેહ, તેની ભાવના ગોવર્ધનરામના હૃદયમાં આ સમયે જન્મી હોય કે સ્થિર થઈ હોય તેમ તેની સાથે જ સમસ્ત સ્ત્રીજાતિ તરફ દયા, આદર અને અપૂર્વ કોમળતાવાળી વૃત્તિ વધારે ને વધારે દૃઢ થઈ હોય એમ લાગે છે ગોવર્ધનરામની "સ્નેહ-મુદ્રા" નો જન્મ હૃદયની આવી સ્થિતિમાં થયો

"શ્રીકૃષ્ણ-વાસુદેવની પેઢી" તૂટવાથી ગોવર્ધનરામ નિર્ધન થઈ ગયા. ગોવર્ધનરામનો પહેલો વિચાર સ્વાભાવિક રીતે વેપારી થવાનો હતો, પણ આ ખોટ જવાથી તે વિચાર ભાગી પડ્યો, અને તેને બદલે બીજો કોઈક એવો ને એવો કમાવા માટે સરળ, છતા પણ સ્વતંત્ર, રસ્તો શોધી કાઢવાની જરૂર પડી. ગોવર્ધનરામ વેપારમા પડ્યા હોત તો એ કેવા થયા હોત એ પ્રશ્નોનો ઉત્તર શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ "સમાલોચક"ના ગોવર્ધન-સ્મારક અંકમા આપ્યો છે, તે ગોવર્ધનરામના સ્વભાવની સરસ પિછાન બતાવે છે તે વખે છે "આ ધંધામા એમને ફતેહ મળત કે નહિ તેનો તર્ક કરવો તો મુશ્કેલ છે પણ જો ભાગ્યદેવીએ એમના ઉપર કૃપા કરી હોત તો ગોવર્ધનરામ ઘણુ કરીને એક હિન્દુ તાતા[૪] થયા હોત અને આટલુ બધુ કમાયા હોત કે નહિ તો પણ એક વાત તો ચોક્કસ છે કે હિન્દુ વેપારીવર્ગના હાલના ભાગમા સર્વ માણસો કરતા પણ બુદ્ધિમા, સાહસમા અને પરોપકારમા તે ઘણા જ ચઢીઆતા હોત. વિધાતાને આ ગમ્યુ નહિ હોય, અને એણે આવા વેપારીને બદલે એક ફક્કડ તથા હિમતવાળા વકીલ થવાનુ અને આખી જિંદગી – સાચા તપસ્વીની પેઠે – જ્ઞાન મેળવવામા અને પોતાના ગ્રન્થ દ્વારા તે જ્ઞાન પ્રસારવામા ગાળવાનુ નિર્માણ કર્યું."

માણસના સ્વભાવમા જે જે મર્દાની ગુણો હોય છે તે તે આ વિપત્તિને લીધે ગોવર્ધનરામનામા ખીલવા લાગ્યા. પોતાનો, પોતાના કુટુમ્બનો તથા પોતાની મહેચ્છાઓનો ઉદ્ધાર કરનાર પોતાના સિવાય કોઈ નથી એમ લાગ્યુ, અને તેથી વિપત્તિની સામે હિમતથી બાથ ભીડી. દુ:ખમા જે ગુણો રહેલા કહેવાય છે તે આવી મર્દાનગી વિના પ્રાપ્ત થતા નથી. "વિપત્તિ એ આત્માની વ્યાયામશાળા છે," 'Sorrow is soul's gymnasium' એ બધુ ખરુ, પણ કસરતશાળાની મહેનત, થાક તથા મુસીબતને સહન કરવાને ચપળતા, જોર તથા ઉત્સાહ હોય નહિ તો કસરતથી શરીરને નુકસાન જ થવાનુ.

*'વિધિકુહિત'ના રચનારે એના મંગળાચરણનો પહેલો શ્લોક

---

૪ તે ઉદાર પારસી વેપારી જેમણે રૂપિયા ત્રીસ લાખની ગંજાવર સખાવત હિન્દુસ્તાનમા વિજ્ઞાનના અભ્યાસનો વધારે સારો પ્રસાર થાય એ હેતુથી કરી છે

પિત વિધાતાની વક્રતાના સ્તવનરૂપે લખ્યો હતો ગોવર્ધનરામનુ માનસ વિધિની વક્રતાને લીધે એક પ્રકારની ઊંડી વ્યગ્રતા અનુભવતુ હતુ તે નીચેની પંક્તિઓ પરથી પણ જણાશે

"Of the world I have seen,
And much that is nonsense
Of its name I am tired,
In its stuff is no sense!

My knowledge is my truth
And His self is the Giver
His self is to blame
If my truth be an error

વિશ્વના ઊંડા ભેદો જાણવા તત્ત્વની વૃત્તિ આવા ઉભરા કાઢે છે Blind gravitation is the most probable of our final causes આવો નિશ્ચય બંધાય છે પરંતુ કાંઈ જ સૂઝ પડતી નથી ત્યારે ઉદ્ગાર કાઢે છે

Foolish, foolish foolish all!
No Be all and no end all!
But ah! alas! you must succumb,
And wise or foolish, bear it dumb!

દુ ખનો હેલી જામી રહી હતી સર્વત વેદના મર્મ ભેદી રહી હતી ત્યા આવા જ વિચાર ઉદ્ભવે વિરક્તિ–ઉદાસીનતા વ્યાધિગ્રસ્ત પુરુષોના લક્ષણ છે એવા કથનમા સત્યના અંશો જણાય છે દુ ખી ગોવર્ધનરામને આવી જ ભાવનાઓ આસાયેશ, વિરામ ને હક મેળવવા રુચિકર થઈ પડે છે આવી અવસ્થામા જ ચારિત્રની દશા નિર્ણીત થાય છે તેમ ભવિષ્યમા વિમર્શેલી પોષણા–' Philosophy of Consumption –ના બીજ પણ વવાય છે પૂનમ કે અમાસને દિવસે સાગરમા જ્વાળના ધોડા ઉછાળા મારે છે તેમ સુખમા કે દુ ખમા પરાકાષ્ઠા હોય ત્યારે કવિત્વના ધોધ હૃદય ફોડી ધસી નીકળે છે આર્ત ગોવર્ધનરામની કવિત્વમય પ્રકૃતિ ખીલી નીકળે છે અને પર્યેષણાના સહવાસમા Poetico–Rationalism ની પાખડીઓ ફૂટે છે '
(રણજિતરામ વાવાભાઈ– વસન્ત '–સ્મા અ પૃ ૨૦૭)*

દુ ખ વેઠ્યાથી સાત્ત્વિક માણસનુ હૃદય કોમળ થાય છે, અને

બીજાં દુખી હૃદયો તરફ વધારે ઊંડી દયા ઉત્પન્ન થાય છે મૂળથી જે જે હૃદયમા પરોપકારી વાસનાઓ નિવાસ કરતી હોય છે તેને આવે વખતે બીજાઓનાં દુખ માટે એવી તીવ્ર લાગણી થાય છે કે તેઓનુ દુખ દૂર કરવામા તે પોતાનુ જ દુખ ઓછુ થયેલુ માને છે. આ પ્રમાણે પ્રચંડ વિપત્તિથી ઉદાર હૃદયમા લોકકલ્યાણની પ્રબળ વાસના સ્ફુરે છે, અને આવી રીતે જ પરમાર્થના લોકોત્તર કાર્ય કરનારા, ગૌતમ બુદ્ધ જેવા, અનેક મહાત્માઓએ આ પૃથ્વીને શોભાવી છે તે મુજબ ગોવર્ધનરામની દૃષ્ટિ પણ લોકોના દુખો તરફ વિશેષ આકર્ષાઈ એ દુખ દૂર કરવાના પ્રયાસોમાં પોતાનો યથાશક્ય ફાળો આપવા તેમણે વધારે દૃઢ નિશ્ચય કર્યો પોતાના આયુષ્યનો અમુક ભાગ કેવળ જનહિતને ખાતર જ અર્પી દેવાની નાનપણની ઇચ્છા પ્રબળ સંકલ્પરૂપે હવે વધારે સ્થિરતા પામી

આ બધા વર્ષ જે મન્થન હૃદયમા ચાલ્યું હતુ તેના પરિણામ રૂપે બી એ થઈ કૉલેજમાથી નીકળ્યા પછી તરત જ, એમણે ત્રણ **સંકલ્પ કર્યા. (૧) એલએલ બી.ની પરીક્ષામાં પાસ થવું. (૨) પછીથી મુંબઈમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો માંડવો, અને કદી કોઈની નોકરી કરવી નહિ. (૩) લગભગ ચાળીસમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ, બાકીની જિંદગી સાહિત્યની સેવામાં અને સાહિત્યદ્વારા જનસમાજની સેવામા ગુજારવી.** આ ત્રણ સંકલ્પ ગોવર્ધનરામના વીસ વર્ષના આન્તર મન્થનનુ નવનીત છે અને એમના જીવનની ખરી કૂંચી છે

આ પ્રમાણે એકવીસમે વર્ષે ગોવર્ધનરામે પોતાની જિંદગીનો નકશો સુરેખ ઘડ્યો. ભાગ્યોદયનો બીજાં એકવીસ વર્ષ પછી, વકીલ તરીકે પુષ્કળ કીર્તિ મેળવી અને પોતાની જન્મભૂમિમા ધાર્યા મુજબ સારી રીતે બાકીનુ આયુષ્ય ગાળી શકાય તેટલુ ધન સંપાદન કરી, ગોવર્ધનરામના શુભ આશયથી તે ધંધામાંથી નિવૃત્ત થયા ત્યાર પછીના એકવીસ વર્ષ —જે એમની જિંદગીમા સૌથી વધારે ઉપયોગી થયા હોત તે— વિધાતાએ દુર્ભાગ્યે પુરા થવા દીધાં નહિ



कुलं पवित्रं जननी कृतार्था वसुन्धरा पुण्यवती च येन ।

# પ્રકરણ ૬

## કૉલેજ પછી—ભાવનગરમાં.

### ઈ. ૧૮૭૬–ઈ. ૧૮૮૩.

આ આઠ વર્ષમાંથી પહેલાં ત્રણ વર્ષ ગોવર્ધનરામ મુંબઈમાં રહ્યા, અને બાકીનાં પાંચ વર્ષ ભાવનગરમાં રહ્યા. સન ૧૮૭૬માં પહેલી એલ્એલ્.બી.ની પરીક્ષા એમણે પસાર કરી અને બીજી વાર લગ્ન કર્યાં. સન ૧૮૭૮માં ગોખલે તથા હરિરામ ભટ્ટ બન્ને મિત્રો એકાએક મૃત્યુ પામ્યા. સન ૧૮૭૯માં ભાવનગર જવું પડ્યું. ત્રણ વાર નિષ્ફળ થયા પછી સન ૧૮૮૩માં ચોથે પ્રયાગે, બીજી એલ્એલ્.બી.ની પરીક્ષામાં પાસ થયા, અને ભાવનગર છોડ્યું.

આ આઠ વર્ષ ગ્લાનિ અને વિપત્તિ સામે વિગ્રહ કરવામાં ગયાં. પૈસા સબન્ધી સંકડામણ, અભ્યાસની ચિન્તા, લાંબા મંદવાડ, સ્નેહી મિત્રોનું અચાનક અવસાન, અને જાણે આ બાહ્ય ઉપાધિઓ પૂરતી ક્લેશકારક ન હોય તેમ અનેક સંશયો અને મહાન પ્રશ્નોએ હૃદયમાં મચાવેલું પ્રબળ મન્થન. આ મન્થન ગોવર્ધનરામ કૉલેજમાં હતા ત્યારનું શરૂ થયું હતું ને તે હવે વધારે વેગથી તથા વધારે પીડાકારક રીતે ચાલવા માંડ્યું હતું. આ સર્વ કારણોને લીધે, ગોવર્ધનરામને પોતાની કેટલીક યોજનાઓ મૂકી દેવી પડી, પહેલો સંકલ્પ પાળતાં ઘણો વિલંબ થયો અને બીજા સંકલ્પમાંથી પણ થોડો સમય ચલિત થવું પડ્યું; જોકે અન્તે તો પોતાના સંકલ્પો એમણે અસાધારણ દૃઢતાથી તથા અસામાન્ય કર્તવ્યબુદ્ધિથી પાળ્યા.

(૧). મુંબાઈમાં ઈ ૧૮૭૬–ઈ ૧૮૭૮.

બી.એ. પાસ કર્યા પછી ગોવર્ધનરામને એક ભયંકર રોગ લાગુ પડ્યો. ઘણી ચિન્તાથી અને તીવ્ર દુઃખથી, મગજનો વ્યાધિ, જેને અંગ્રેજીમાં "બ્રેઈન ફીવર" કહે છે, તેના પંજામાં તે

સપડાયા. ભૂતકાળના બનાવોની ચિન્તા તો તાજી જ હતી, તેમાં આ રોગે ભવિષ્યના બનાવો માટે નવી ચિન્તા ઊભી કરી. વચ્ચે ઠીક રહે અને વળી પાછો મહિનાના મહિના સુધી સપાટો બતાવે, એ પ્રમાણે લગભગ આઠેય વર્ષ સુધી આ મહારોગ ચાલ્યો. આ વખતે એમનું માથું એવું નબળું પડી ગયું હતું કે તેમનાથી માથા ઉપર કે મોં ઉપર અસ્ત્રાનો સ્પર્શ સરખો પણ ખમી શકાતો નહિ. તેથી માથે તથા મોંએ એમને વાળ વધારવા પડ્યા હતા. આ કારણથી એમનો દેખાવ કેવો વિચિત્ર થઈ પડ્યો હતો, અને પહેલી વાર જોનારને એમની, દાઢી તથા લાંબા વાળવાળી, શિથિલ પણ વિચારશીલ મુખ-મુદ્રાવાળી આકૃતિ કેવી લાગતી તેનું રમૂજી વર્ણન રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે આપ્યું છે.[1] આ વ્યાધિ સાથે જાણે ભાઈબંધી રાખવા બીજા નાનામોટા વ્યાધિઓએ પણ ગોવર્ધનરામના શરીરમાં ઘર કર્યું. આવી રીતે ગોવર્ધનરામના શરીરની આયુષ્યપર્યન્તની નબળાઈની તથા અનારોગ્યની શરૂઆત થઈ.

ગોવર્ધનરામ બી.એ.માં પાસ થયા કે તરત કચ્છ સંસ્થાનના દીવાન રાવબહાદુર મણિભાઈ જશભાઈએ ભુજની અંગ્રેજી નિશાળના હેડમાસ્ટર તરીકે રૂપિયા ત્રણસોની જગ્યા એમને આપવાની ઇચ્છા બતાવી. આ જગ્યા સારી હતી, એટલું જ નહિ પણ ગોવર્ધનરામની સ્થિતિ, આ માગણીની ઉપેક્ષા કરી શકે એવી કોઈ રીતે ન હતી. ઊલટું પિતાના ઋણને માટે, પોતાના અભ્યાસને માટે તથા સ્વતન્ત્ર નિર્વાહને અર્થે સારી સ્થિર આવકની ઘણી જ જરૂર હતી. પણ ભવિષ્યને માટે પોતે જે રેખા આંકી રાખી હતી તેમાં નોકરીને સ્થાન નહિ હોવાથી, દૃઢતાથી પરંતુ ઉપકાર સહિત, આ માગણી તેમણે પાછી વાળી.

સન ૧૮૭૬થી ગોવર્ધનરામે પહેલી એલએલ.બી.નો તથા એમ.એ.નો અભ્યાસ શરૂ કર્યો. એમ.એ. માટે ઐચ્છિક વિષય તરીકે "ભાષા અને સાહિત્ય" પસંદ કર્યાં હતાં. તેમાં અંગ્રેજીમાં સાહિત્ય અને સંસ્કૃતમાં ન્યાય લીધા હતાં. અંગ્રેજીમાં બટલર, બર્ક, લૉક, હ્યુમ, ઝેલર વગેરેના ગ્રન્થો વાંચ્યા અને સંસ્કૃતમાં ઋગ્વેદ, નિરુક્ત, વાસવદત્તા, રત્નાવલી, મુક્તાવલી વગેરે વાંચ્યા.[2] ન્યાયશાસ્ત્રનો

---

૧. "વસન્ત" ગોવર્ધનરામ-સ્મારક અંક, પૃ. ૧૫૯.

૨. એજન, પૃ. ૨૦૪

અભ્યાસ એમણે પ્રસિદ્ધ નૈયાયિક ભીમાચાર્ય ઝળકીકર પાસે કર્યો. આ પ્રમાણે વર્ષેક દિવસ અભ્યાસ કર્યા પછી, નબળી તબિયતને લીધે કાયદાનો અભ્યાસ અને આ અભ્યાસ બન્નેનો બોજો સાથે ઉપાડી શકાશે નહિ એમ લાગ્યું, તેથી નિરાશાથી એમ.એ.નો વિચાર માંડી વાળવો પડ્યો. આ વર્ષના અન્તમાં પહેલી એલ્એલ.બી.ની પરીક્ષામાં તે પાસ થયા અને બીજા વર્ષથી બીજી એલએલ.બી. માટે કાયદાની ટર્મ રાખવા માંડી.

શ્રી.ભોળાનાથ સારાભાઈના કુટુમ્બ સાથે ગોવર્ધનરામને ઘણો સારો સંબન્ધ બન્ધાયો હતો, અને તેમના પુત્ર શ્રી.ભીમરાવ સાથે તો કૉલેજમાંથી જ મિત્રાચારી જેવો સંબન્ધ શરૂ થયો હતો. હરિલક્ષ્મીના મૃત્યુ પછી, શ્રી. ભીમરાવનાં જ્યેષ્ઠ પુત્રી સાથે ગોવર્ધનરામનું બીજી વારનું લગ્ન કરવાની કેટલીક હિલચાલ થઈ હતી. બન્ને પક્ષનાં અમુક અમુક માણસોની તો આ હિલચાલમાં પૂર્ણ સંમતિ પણ હતી. છતાં પણ, અમુક કારણોને લીધે, આ ગોઠવણ બધાંને એકસરખી પ્રિય થઈ નહિ, અને વડનગરા નાગરમાં ગૃહસ્થ તથા વૈદિક એ બે વર્ગ વચ્ચેનું અન્તર ઘટાડવાનો આ પ્રયાસ નિષ્ફળ ગયો.

સંસારના રિવાજ પ્રમાણે, પ્રથમ પત્નીનું મરણ થયું ત્યારથી જ, બીજી વાર પરણવાનો આગ્રહ સગાંસંબન્ધીઓ ગોવર્ધનરામને કરી ચૂકર્યાં હતાં. ગોવર્ધનરામે પહેલાં તો દૃઢતાથી ના પાડી હતી. એમના મનમાં એમ હતું કે લોકકલ્યાણની જે યોજના હું ઘડું છુ તે યોજના સંસારના વમળમા હું ફરીથી પડીશ તો સતોષકારક રીતે પાર પડશે નહિ. એટલા માટે હવે તો "ભલુ થયું ભાગી જ જાળ, સુખે ભજીશું શ્રીગોપાળ." હરિલક્ષ્મી અતિ કોમળ સ્નેહભાવ છતા, એમના હૃદયમાં આવી જાતનો નરસિંહ મહેતા જેવો વિરાગ ઉત્પન્ન થયો હતો. ગોવર્ધનરામના "શ્રીગોપાળ" આકાશમા, વિષ્ણુલોકમા કે મન્દિરોમાં જ વસતા ન હતા, પણ પૃથ્વી ઉપરનું દરેક પ્રાણી શ્રીગોપાળનો અંશ છે, અને નિસ્વાર્થ હૃદયથી તે પ્રાણીની સેવા કરવી એ શ્રીહરિનું ભજન–પૂજન કર્યા બરોબર જ છે એમ એમની દૃઢ માન્યતા હતી. આ સેવા કરવામાં સંસારની ઉપાધિઓ જેમ ઓછી હોય તેમ સારી અને જેટલી એકાગ્રતાથી આ સેવા થાય તેટલી આપણી કૃતકૃત્યતા. આ પ્રમાણે

પોતાનું સર્વ જીવન દેશસેવામાં જ અર્પણ કરવાનો ભદ્રસંકલ્પ એમણે કર્યો હતો અને હરિલક્ષ્મી ઉપરનો પ્રેમ ઊર્ધ્વીકૃતરૂપે સ્વદેશ-પ્રેમમા લય પામ્યો હતો.

પણ આ ઊંચા વિચારો સંસારીઓના હૃદય ઉપર અસર કરી શક્યા નહિ. અમદાવાદ સંબન્ધ બાધવાનો પ્રયત્ન વૃથા ગયો એટલે એમાથી તો ગોવર્ધનરામ વગર મહેનતે છૂટી ગયા. પણ ત્યા નહિ તો બીજે, પરંતુ ફરી તો પરણવું જ જોઈએ, એમ ચારે પાસથી આગ્રહ થવા લાગ્યો. શિવકાશી બધાંની મોખરે થયા અને ગોવર્ધનરામની દૃઢતા ઉપર સખ્ત હુમલા કરવા માડયા ગોવર્ધનરામની ગૂંચવણ વધી. પણ છેવટે બુદ્ધિશાળીએ છૂટવાની બારી શોધી કાઢી પોતાનું ધાર્યું તો થાય જ અને તે છતા પોતાના ઉપર કોઈને રોષ ચઢે નહિ એવી એક તદબીર કરી. પોતાની જ્ઞાતિમા પોતાને ખપે એવી કેટલી કન્યાઓ છે તે જાણી લીધું. એમાથી કોઈ પણ દશ વર્ષથી મોટી ન હતી. પછી જાણે બધાંની આજીજી તથા આગ્રહથી નરમ પડ્યા હોય એમ કરીને કહ્યું: "ભલે, તમને બહુ ખોટું લાગતુ હોય તો લાચાર છુ. પણ મારે છેક નાની કન્યા ન જોઈએ માટે બારેક વર્ષની કન્યા હોય, તો જાઓ મારે કબૂલ છે"

ગોવર્ધનરામની પાકી ખાતરી હતી કે આવી કોઈ કન્યા જડવાની નથી આ પ્રમાણે, નાની ના જ કહેવાને બદલે, પાળી ન શકાય એવી એક શરતે હા કહીએ, તો તેથી ઘણી વાર આમા માણસોનુ મન દુખાતું નથી અને આપણે આપણો નિશ્ચય તોડવો પડતો નથી. આ વિચારથી એ મનમા ને મનમા પ્રફુલ્લિત થતા હતા, પણ પોતે જે રસ્તો લીધો હતો તે કેવો જોખમકારક હતો, એ વિષે એમની આખ ઊઘડતા બહુ વાર લાગી નહિ, કારણ દૈવે કાઈક એવો જ પાસો નાખી દીધો કે જે બારીમાથી ગોવર્ધનરામ હમેશને માટે નાસી છૂટવાનુ ધારતા હતા તે જ નાશબારીમાથી નીકળવા જતા તે પકડાયા!

લલિતાગૌરી નામે એક કન્યા ગોવર્ધનરામને ખપે એવી હતી. પણ તે અગાઉથી જ બીજે ઠેકાણે દેવાઈ ચૂકી હતી, તેથી તેનો વિચાર થાય એમ ન હતુ. પણ એટલામા, તેની સાથે જે પુરુષનો વિવાહ મળ્યો હતો તે પુરુષ એકાએક જ મરણ પામ્યો! લલિતાની ઉમર બારેક વર્ષની જ હતી, એટલે હવે શિવકાશીને તો જે જોઈતું

હતું તે જ મળ્યું. આમ પોતાને હાથે જ ગોવર્ધનરામ સપડાયા અને વચનની ખાતર હા પાડવી પડી. અનિવાર્ય પ્રાપ્ત સ્થિતિનો સમાહિત ચિત્તે સ્વીકાર કરવો એ એમનો સ્વભાવ અને સિદ્ધાન્ત હતો. તે પ્રમાણે લલિતાગૌરી સાથે એમનું બીજું લગ્ન થયું. આ વખતે એમની ઉંમર એકત્રીસ વર્ષની હતી પોતે કેવી રીતે ચાલાકી કરવા ગયા હતા અને એ ચાલાકી કરવા જતાં કેવી રીતે ફસાઈ પડ્યા, એ વાત, ઘણાં વર્ષ પછી પણ, કુટુમ્બનાં છોકરાંઓ આગળ તેમ જ બીજા સ્નેહીઓ આગળ ગોવર્ધનરામ ઘણી રમૂજથી કહેતા.

સન ૧૮૭૮મા, એટલે આ લગ્ન થયા પછી બે વર્ષે, ગોવર્ધનરામની ઉપર બીજા બે ઘા પડ્યા. ભુજની અંગ્રેજી નિશાળના આચાર્યની જે જગ્યા માટે ગોવર્ધનરામે ના પાડી હતી તે જગ્યાએ એમના મિત્ર હરિરામ ભટ્ટની નિમણૂક થઈ હતી. તે એમ.એ.નો અભ્યાસ પણ ત્યાં સાથે સાથે કરતા હતા. બે વર્ષ પછી એમને માથે એકાએક લોહી ચઢી આવ્યું, અને પોતાની પછવાડે પિતા, બાળ પત્ની તથા સ્નેહાળ મિત્રોને ટળવળતા મૂકી, હરિરામ ભટ્ટ આ સંસારમાંથી ચાલતા થયા! એપ્રિલ માસમાં આ બનાવ બન્યો. થોડા દિવસ પછી ગોવર્ધનરામે એમના પાછળ અંગ્રેજીમા નિવાપાઞ્જલિ લખી. જૂન માસમા ગોવર્ધનરામનો બીજો સુહૃદ રામચન્દ્ર વિષ્ણુ ગોખલે પણ એમને છોડી હરિરામની પછવાડે વિદાય થયો. જેને બાળસ્નેહી હશે અને જેણે પરમાત્માની ક્રૂરતાને લીધે બાળસ્નેહીને ખોયા હશે, તે જ ગોવર્ધનરામની તે સમયની લાગણી યથાર્થ રીતે સમજી શકશે. અત્યાર સુધી અનેક દુ:ખો પડ્યા હતા, પણ તે સર્વમાં અમૂલ્ય દિલાસારૂપ અને હૃદયના સાક્ષાત્ આનન્દરૂપ આ મિત્રોના દેહ-ત્યાગે તો હવે હદ વાળી ગોખલેની પાછળ પણ અંગ્રેજી નિવાપાઞ્જલિ લખી પણ ગોવર્ધનરામના દુ:ખની કથા હજી પૂરી થઈ નથી

આવી અવસ્થાની સાથે ગોવર્ધનરામની સાહિત્યપ્રવૃત્તિ તો વધારે વેગથી અને વધારે વિસ્તારથી ચાલતી હતી. આ સમયના નિબન્ધો એમના ઉત્તમ નિબન્ધોમા સ્થાન પામવાને યોગ્ય છે. આ નિબન્ધો તથા એવા બીજા છૂટાછવાયા અનિયમિત પ્રયાસો ઉપરાંત, એક મોટો લેખ પણ આ વખતે એમણે શરૂ કર્યો વળી, લખવા-વાચવાની સાથે,

જાહેર વ્યાખ્યાનો આપી પોતાની એક નવી શક્તિ પ્રકટ કરવા માંડી તથા લોકસેવાનુ એક નવુ દ્વાર પોતાને માટે ઉઘાડું મૂક્યુ.

બી.એ થયા પછી પહેલુ કામ નડિયાદમા એક વ્યાખ્યાનમાળા આપવાનુ કર્યું. તે વખતે નડિયાદની અંગ્રેજી હાઇસ્કૂલ શ્રી હાલાભાઈ જાગીરદાસ જેવા કાબેલ અનુભવી અને પ્રખ્યાત શિક્ષકના હાથ તળે હતી એમને ગોવર્ધનરામની અચ્છી કદર હતી અને એમની સૂચનાથી ગોવર્ધનરામે નડિયાદમા જાહેર વ્યાખ્યાનો આપવાનુ માથે લીધું આ વ્યાખ્યાનમાળા ત્રણ કે ચાર દિવસ ચાલી હતી, અને તે પ્રસંગે શ્રી હાલાભાઈ પોતે પ્રમુખ તરીકે બેઠા હતા. એ ભાષણ સબન્ધી ગોવર્ધનરામ કહેતા "શરૂઆતમા કેટલાક હાસી કરતા હતા કે 'કોણ ગોરધન ભાષણ આપવાનો છે? આપણો ગોરધન? ઊહ, એ તે વળી શુ ભણ્યો ભણીને ઊંધો વળી ગયો જે ભાષણ આપવા નીકળ્યો છે?' પણ ભાષણ સાંભળ્યા પછી આ હાસી કયા જતી રહી તે જણાયું નહિ, અને એના એ લોકો મને સાચા દિલથી શાબાશી આપવા આવ્યા હતા."

સસ્કૃતમા લખવાનો મહાવરો હજી પણ ચાલુ હતો અગ્રેજ કવિ પોપે લખેલો "એસે ઑન મેન", તથા "લેમ્બ્ઝ ટેઈલ્સ"માથી "ટેમ્પેસ્ટ" એ બન્નેનું સંસ્કૃત ભાષાન્તર કરવા માડ્યુ હતુ આ ઉપરાન્ત આ વર્ષમા–સન ૧૮૭૬ મા–એક ખરેખરુ અગત્યનુ કામ કર્યું. તે હતુ "ધી કરસનદાસ મૂળજી એસે પ્રાઇઝ" માટે અગ્રેજીમા એક નિબંધ* આ ઇનામને માટે તે વર્ષે નીચેનો વિષય હતો: "The Effects of the Custom of Early Marriages on the Educational Progress of the Natives of India," અથવા તો "હિન્દવાસીઓની કેળવણી પર બાળલગ્નના રિવાજની અસર" ગોવર્ધનરામનો નિબન્ધ એવો સારો હતો કે રૂપિયા દોઢસોની કીમતની ચોપડીઓનું આ ઇનામ એમને જ મળ્યુ. પ્રો વર્ડ્સ્વર્થ આ લેખ વાચીને ઘણા ખુશ થઈ ગયા હતા એમ કહેવાય છે આ ઇનામની યોજના થઈ ત્યાર પછી તે પહેલું મેળવનાર ગોવર્ધનરામ હતા

સન ૧૮૭૭મા કેટલાક પરચૂરણ કાવ્યો ઉપરાત, "Jiji the Mother of Shivaji" અર્થાત્ "શિવાજીની મા જીજી" એ

નામની એક લાંબી કવિતા અંગ્રેજીમાં લખી. આ ઉપરાંત ત્રણ ઘણા અગત્યના લેખોને લીધે, આ વર્ષ ગોવર્ધનરામની સાહિત્ય વિષેની કારકિર્દીમાં અગત્યનું સ્થાન ભોગવે છે. કેમ કે આ વર્ષમાં "સ્નેહમુદ્રા" પૂરૂ કરી, એટલું જ નહિ પણ સભાઓમાં વાંચવાના હેતુથી બે અંગ્રેજી નિબન્ધ લખ્યા, જેમાંનો એક એમના ઇતિહાસના અભ્યાસના ફળરૂપ છે, જ્યારે બીજો એમના આન્તર જીવનના આદર્શરૂપ છે. પહેલાનો વિષય "A comparison between Gujarati and Maratha Histories," અથવા તો "ગુજરાતના તથા મહારાષ્ટ્રના ઇતિહાસોની સરખામણી" એવો હતો. બીજો જે આ ત્રણે વર્ષનો એમનો મોટામાં મોટો લેખ છે તેનો વિષય "Practical Asceticism in my sense of the word," અથવા "પ્રવૃત્તિમય સંન્યાસ – મારી સમજણ મુજબ" એવો હતો.

આ બીજો નિબન્ધ "ફ્રેન્ડલિ સોસાયટી" નામની એક મંડળી આગળ એમણે વાંચ્યો હતો. એ મિત્ર-મંડળી જોકે હવે હયાતી ભોગવતી નથી અને એના સભાસદો એકબીજાથી સારી પેઠે વિખુટા પડી ગયા છે, તોપણ એણે પોતાના સમયમાં, બુદ્ધિશાળી યુવાનોને વિકાસ પામવામાં સંગીન મદદ આપીને, શાન્ત રીતે પણ, ઘણું ઉપયોગી કામ કર્યું છે. તેટલા માટે એ મંડળીની થોડી હકીકત અહીં નોંધવાની ખાસ જરૂર છે.

એકબીજા સાથે છૂટથી મળવાહળવામા અને જુદા જુદા વિષયો સંબન્ધી સ્વતંત્ર રીતે ચર્ચા કરવામા બહુ લાભ છે એમ માનનારા કેટલાક ઉત્સાહી તથા વિચારશીલ યુવકોએ આ મંડળી સ્થાપ્યું હતું. તેઓ ચોક્કસ દિવસે મળતા અને ભાષણો, ચર્ચાઓ વગેરે બહુ ઉત્સાહથી કરતા. આવાં મંડળોની ખરી ઉપયોગિતા સમજવાનો અને તે પ્રમાણે તેનો લાભ લેવાની ગોવર્ધનરામમા સારી સૂઝ હતી. તેથી આ મંડળમાં તે બહુ આગળ પડતો ભાગ લેતા. બીજા સર્વ દક્ષણી હતા અને પોતે એકલા જ ગુજરાતી હતા, તોપણ તે થોડા સમયમા તેના આત્મા સમાન થઈ પડ્યા. હાલના કેટલાએક મોટા તથા પ્રસિદ્ધ માણસો આ મંડળના સભાસદ હતા; જેમ કે, મહાદેવ શિવરામ ગોળે; ખાપર્ડે, કોંગ્રેસના ઉદ્દામ પક્ષના એક આગેવાન. સમર્થ; તુલ્લુ. ગોવર્ધનરામના એક દોસ્ત; માવલનકર, ગંગારામ બાપભોળા રેજે, બી.એ.,

દીપો નિવાતસ્થો નેઙ્ગતે સોપમા સ્મૃતા–પવનની સહેજ પણ ઝાપટ ન લાગે એવે ઠેકાણે રહેલો દીવો જેમ લગારેય હાલ્યાચાલ્યા વિના એકસરખો બળે છે તેવી રીતે સપૂર્ણ શાન્તિવાળુ જીવન એ જ ખરુ જીવન ગણાય છે આ પ્રમાણે નિવૃત્તિથી જ સુખ મળે છે અને દુ ખનુ ખરેખરુ કારણ પ્રવૃત્તિ છે એવી ભાગતીર દષ્ટિ છે તેના ઉત્તરમા ગોવર્ધનરામ ગભીરતાથી દલીલ કરે છે "પ્રવૃત્તિ એ જ સસારનુ મૂળ છે પ્રવૃત્તિ ઉપર જ સસારનો ખરો આધાર છે અને એને લીધે જ આખુ વિશ્વ નભી શકે છે તો પછી અરણ્યમા જઈ નિવૃત્તિ સેવવાથી તે જગતનુ શુ કલ્યાણ થવાનુ છે?" વળી "મનુષ્ય જે આપણે જાણીએ છીએ તેમ પરમેશ્વરની ઊચામા ઊચી સર્જનશક્તિનો નમૂનો છે, તે વિશ્વમા જ રહીને વિશ્વના પ્રાણીઓ જ્યારે મોટા મોટા સકટોમા ડૂબ્યા હોય ત્યારે આઘો ઊભો ઊભો જોયા જ કરે અને એ નો એકનો હમે એ શુ શરમભરેલુ નથી? "જે જિદગી મહામા મ કામ કરવાને માટે સમર્થ છે તે જિદગી શુ છોકરાંઓની રમત જોવા ભેગીમા ગુમાવી નાખવી?" આવી રીતે દુનિયાને સુખી કરવાને બદલે તેને ભારરૂપ થઈ પડેલા નિર્માલ્ય સન્યાસીઓ એમને મનથી ખરા સન્યાસી નથી એમનો સન્યાસી તો પરોપકારમા જ આનન્દ માને છે તેને તો પોતાનુ આ કર્મ એ જ ખરો ધર્મ છે આ સન્યાસી ખાય છે પીએ છે ઊઘે છે, સ્વપ્ના જુએ છે, પૈસા કમાય છે પરણે છે અને આનદ કરે છે બધુયે કરે છે પણ તે શાને માટે? પોતાની તૃપ્તિ માટે નહિ પણ પોતે વધારે કામ કરી શકે અને પ્રાણીમાત્રના સુખમા વધારે વૃદ્ધિ કરી શકે, એટલા જ માટે [૬]

* સર્વત સતોષ અનભવતા આવા જીવન્મુક્તનો 'તૃપ્તિદીપ" કેવો નિરતર જળે છે ને તેની સઘળી પ્રવૃત્તિ કેવી નોમ્સઅર્થ પ્રતિ જ વળે છે તે ગોવર્ધનરામ આ પ્રમાણે દર્શાવે છે

---

૬ To the man who seeks pleasure in work for others *his Work is his Duty He earns money eats and drinks marries and enjoys sleeps and dreams but all this he does in order that he may work the more the better to promote human happiness.*

"He has to *invest not his money but his life* in the fulfilment of his mission. Having attained this object he lights the self-luminous lamp of the fullest contentment, his Tripti Dipa (તૃપ્તિદીપ) and enjoys the highest fruition of the Inner Self, the Brahmana. His work for Loka Sangraha (લોકસંગ્રહ) the weal of the world, emanates by spontaneous radiation, like light from the lamp. It plays over the surface of his life, as if it were the outer and natural expression of that inner fruition of his. The world is to him as the baby at the breast of his mother, and all his activities strive to awaken the latent germs whithin it into a higher life, while *for himself personally* he has nothing left to strive after, for or against .."

(U. K. Trivedi–સમાલોચક ઓ૦ સમા૦ અંક, પૃષ્ઠ 30)*

આ પ્રમાણે ગોવર્ધનરામનો સંન્યાસી સંસારમાં રહીને જ સંન્યાસ પાળે છે. એ સંન્યાસીનું જીવન કેવું છે તે આ રીતે સમજાવીને, હાલના જમાનામાં આ સંન્યાસીનાં કર્તવ્ય શાં છે તે બતાવે છે. એ હેતુથી ગોવર્ધનરામ હિન્દની નબળી દશાનું એક મર્મભેદક ચિત્ર દોરે છે અને રાજ્ય, સમાજ, ધર્મ, વગેરે જુદાં જુદાં ક્ષેત્રોમા કેવો સડો પેઠો છે તેનું જુસ્સાદાર વર્ણન કરે છે. ગોવર્ધનરામની વિશાળ દૃષ્ટિ અને રોગો પારખવાની તથા તેના ઉપાયો શોધી કાઢવાની અસાધારણ શક્તિ આ સ્થળે પણ આપણને ચકિત કરે છે. આ દરેક ક્ષેત્રનું કાર્ય જુદા જુદા માણસોએ ઉપાડી લેવું જોઈએ એમ કહી જુદી જુદી યોજનાઓ તે સૂચવે છે. આ સૂચનામા ખૂબી એ છે કે જાણે આપણી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ, સામાજિક પરિષદ્, ઔદ્યોગિક પરિષદ્ અને શ્રી. ગોખલેની હિન્દસેવક સમિતિ–"સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટી," વગેરેની સ્થાપનાની ભવિષ્યવાણી સન ૧૮૮૭ના વર્ષમા જ પોતે ન કરતા હોય!

સાક્ષરશ્રી ઉત્તમલાલ લખે છે તેમ "પૂર્વના તથા પશ્ચિમના ઉત્તમ સિદ્ધાન્તો એકઠા વણાઈ ગયા હોય અને તેમાથી જાણે એક જુદી જ પરમ સુન્દર મંગલકારક ભાવના ઊભી થઈ હોય એમ આ નિબન્ધમાં જણાય છે. એક દૃષ્ટિએ આ ભાવનામાં પૂર્વ કરતા પશ્ચિમના અંશો પ્રધાનપદે લાગે છે, વળી બીજી દૃષ્ટિએ પશ્ચિમ કરતાં પૂર્વનું

"He has to *invest not his money but his life* in the fulfilment of his mission. Having attained this object he lights the self-luminous lamp of the fullest contentment, his Tripti Dipa (તૃપ્તિદીપ) and enjoys the highest fruition of the Inner Self, the Brahmana. His work for Loka Sangraha (લોકસંગ્રહ) the weal of the world, emanates by spontaneous radiation, like light from the lamp. It plays over the surface of his life, as if it were the outer and natural expression of that inner fruition of his. The world is to him as the baby at the breast of his mother, and all his activities strive to awaken the latent germs whithin it into a higher life, while *for himself personally* he has nothing left to strive after, for or against..."

(U. K. Trivedi–સમાલોચક ત્રૈ૦ સમા૦ અંક, પૃષ્ઠ 30)*

આ પ્રમાણે ગોવર્ધનરામનો સંન્યાસી સંસારમાં રહીને જ સંન્યાસ પાળે છે. એ સંન્યાસીનું જીવન કેવું છે તે આ રીતે સમજાવીને, હાલના જમાનામાં આ સંન્યાસીનાં કર્તવ્ય શાં છે તે બતાવે છે. એ હેતુથી ગોવર્ધનરામ હિન્દની નબળી દશાનું એક મર્મભેદક ચિત્ર દોરે છે અને રાજ્ય, સમાજ, ધર્મ, વગેરે જુદાં જુદાં ક્ષેત્રોમા કેવા સડો પેઠો છે તેનું જુસ્સાદાર વર્ણન કરે છે. ગોવર્ધનરામની વિશાલ દૃષ્ટિ અને રોગો પારખવાની તથા તેના ઉપાયો શોધી કાઢવાની અસાધારણ શક્તિ આ સ્થળે પણ આપણને ચકિત કરે છે. આ દરેક ક્ષેત્રનું કાર્ય જુદા જુદા માણસોએ ઉપાડી લેવું જોઈએ એમ કહી જુદી જુદી યોજનાઓ તે સૂચવે છે. આ સૂચનામાં ખૂબી એ છે કે જાણે આપણી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ, સામાજિક પરિષદ, ઔદ્યોગિક પરિષદ અને શ્રી. ગોખલેની હિન્દસેવક સમિતિ–"સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટી," વગેરેની સ્થાપનાની ભવિષ્યવાણી સન ૧૮૮૭ના વર્ષમાં જ પોતે ન કરતા હોય!

સાક્ષરશ્રી ઉત્તમલાલ લખે છે તેમ "પૂર્વના તથા પશ્ચિમના ઉત્તમ સિદ્ધાન્તો એકઠા વણાઈ ગયા હોય અને તેમાંથી જાણે એક જુદી જ પરમ સુન્દર મંગલકારક ભાવના ઊભી થઈ હોય એમ આ નિબન્ધમાં જણાય છે. એક દૃષ્ટિએ આ ભાવનામાં પૂર્વ કરતાં પશ્ચિમના અંશો પ્રધાનપદે લાગે છે, વળી બીજી દૃષ્ટિએ પશ્ચિમ કરતાં પૂર્વનું

ઉપર રીસ કરવામાં કશું વળતું નથી, એમ સમજી ગોવર્ધનરામ તેનો સમાધાનપૂર્વક અંગીકાર કરતા વળી આ સમયે તેમના સર્વ વડીલોની ઇચ્છા આગ્રહપૂર્વક એવી હતી, એટલે સામળદાસની ઉદાર માગણી કબૂલ રાખી ભાવનગર જવાનું નક્કી કર્યું છતાં પોતાના નિયમથી ચલિત થવું એ આસ્તિક માણસોને વજ્રપાત જેવું દુઃખકર લાગે છે ગોવર્ધનરામને પણ ત્યારે એટલું દુઃખ થયું હતું કે ભાવનગર જતી વેળાએ તે નાના બાળ ની માફક રડ્યા હતા અને પાંચ વર્ષ પછી જ્યારે હમેશને માટે ભાવનગર છોડ્યું ત્યારે ભવિષ્ય બહુ ગ્લાનિકારક અને અનિશ્ચિત હતું છતા પગ તે પરમ આનન્દ પામ્યા હતા

સન ૧૮૮૯ ની શરૂઆતમા તે ભાવનગર ગયા એમની સાથે એમના માતાપિતા, નરહરિરામ તથા લલિતાગૌરી એટલા હતા ત્યાં ગયા પછી ત્રીજે વર્ષે સન ૧૮૯૧મા લલિતાગૌરીએ એક પુત્રીને જન્મ આપ્યો આ પુત્રી તે ગોવર્ધનરામના ઉત્તમ સસ્કારોની વારસદાર તથા એમની ગાઢ પ્રીતિનો હકદાર લીલાવતી હતી થોડા વખત પછી એમના બનેવી મગનલાલ હરિલાલ પડ્યાની ભાવનગરની અંગ્રેજી હાઇસ્કૂલમા શિક્ષક તરીકે નિમણૂક થઈ એટલે એ તથા ગોવર્ધનરામના બ્હેન સમર્થલક્ષ્મી પણ ત્યા આવીને રહ્યા આ દૃષ્ટિએ જોઈએ તો એમનુ કુટુમ્બ હવે ફરી પાછુ સુખમા રહેવા લાગ્યુ

ગોવર્ધનરામની નિમણૂક આમ તો એક જાતની શિષ્યવૃત્તિ જેવી હતી દીવાનસાહેબના ખાનગી અંગ્રેજી સેક્રેટરી તરીકે કામ બૂજ હતુ, અને તેના પ્રમાણમા પગાર, પ્રતિષ્ઠા વગેરે સારા હતા આ નોકરીથી ગોવર્ધનરામના કુટુમ્બને ઘણી રીતે શાન્તિ વળી પરતુ તે સમયે પણ ઘણી કરકસરથી રહેવુ પડતુ તે વિષે એક બ રમૂજી પ્રસગ છે શ્રીમન્નાઈબા ગોવર્ધનરામને પાનનો એવો બધાણ પડી ગયો હતો કે તે છોડી દેવા એ તો કાળ જેવુ લાગતુ તોપણ એ શોખ પોસાય નહિ કરીને ભાવનગર ગયા પછી તે ખર્ચ ગોવર્ધનરામે કાઢી નાખ્યુ હતુ આખરે, નરહરિરામ તથા લલિતાગૌરી—જે ઘરમા સૌથી નાના હતા—તેમનાથી રહેવાયુ નહિ. ગમે તેમ કરો, પણ પાન વગર તો નહિ ચાલે,' એમ આગ્રહથી બન્ને ગોવર્ધનરામને કહેવા ગયા ગોવર્ધનરામને પણ પાન તો ભાવતા હતાં, પણ પોતે ઘડેલા કાયદાનું પોતે જ રક્ષણ ન કરે તો બીજુ કોણ કરે ? એટલે ગભીરતાથી કહ્યુ,

" જુઓ, આપણા બજેટમાં પાનને માટે ગોઠવણ કરી નથી. ઘરમાં ચાર જણાં પાન ખાનારાં, અને દહાડામાં બે જ વાર પાન ખાઈએ તોપણ ગજનો પૈસો થાય! એવું ખર્ચ કરવા જેવી આપણી હાલની સ્થિતિ નથી."

સ્વાભાવિક રીતે બાળકોને આ ઠરાવ કે આ બજેટ એકે રુચ્યાં નહિ. પણ તરત જવાબ સૂઝ્યો નહિ એટલે ફરીથી મસલત કરવા ગયાં. નરહરિરામે ખરા વેપારીની રીતે એક રસ્તો શોધી કાઢ્યો, જેથી બંને થઈ શકે. કરકસર પણ થાય ને પાન પણ ખવાય. આ હથિયારથી સજ્જ થઈને દિયર–ભોજાઈ ફરીથી " અપીલ " કરવા ગયાં. એક પાઈનાં ત્રણ પાન આવે. દરેક પાનના ચાર ચાર ભાગ કરીએ અને દરેક જણ એકેક ભાગ ખાઈએ. આમ દિવસમાં બે વાર કરીએ તો ત્રણ પાન તો ખાતાં દોઢ દિવસ સુધી ચાલે ને વળી બધાંથી પાન ખાઈ શકાય તે તો જુદું! આવી રીતે દોઢ દિવસે ફક્ત એક પાઈનું જ ખર્ચ થાય! અને શું આટલું ખર્ચ પણ બહુ કહેવાય કે? એમ કરીને તે બાળકોએ કાલાવાલા કરવા માંડ્યા. અગિયાર–બાર વર્ષના બાળકોની આ યુક્તિ જોઈ ગોવર્ધનરામ તો છક થઈ ગયા. " તમારું આટલું બધું મન છે અને તમે આવો તોડ કર્યો છે, તો ભલે તમે ખુશ થાઓ. " એમ કહેવું પડ્યું. આમ અપીલ મંજૂર થઈ. ઘરમાં પાન પાછાં ચાલુ થયાં. આવી રીતે ચાર જણ વચ્ચે એક પાન ચલાવી સંતોષ પામતા! આ પ્રસંગનું એક શુભ ફળ એ થયું કે ગોવર્ધનરામને પોતાના નાના ભાઈની બુદ્ધિનું વલણ જોવાની તક મળી, અને તેમને કોઈ પણ સ્વતંત્ર વેપારી ધંધામાં નાંખવાની પોતાની પહેલેથી ઇચ્છા હતી તે હવે દૃઢ થઈ.

ભાવનગરના નિવાસ દરમ્યાન, પોતે જેના જેના સંબન્ધમાં આવ્યા તે તે સર્વનું દિલ પોતાના ઉચ્ચ ગુણોને લીધે ગોવર્ધનરામે હરી લીધું હોય એમ જણાય છે. ગોવર્ધનરામ તરફ ઘણો સદ્‌ભાવ રાખનાર તથા ગોવર્ધનરામના અકાળ મૃત્યુથી ખરેખરો શોક પામનાર જે મોટો વર્ગ છે તેમા ઘણા ભાવનગરનિવાસીઓને પણ સ્થાન છે. હજી પણ એ શહેરમા એવા ઘણા સજ્જનો મળી આવે છે જે ગોવર્ધનરામનું તથા એમની સાથે પોતે ગાળેલા સુખી સમયનું બહુ ભાવથી સ્મરણ કરે છે. વળી ત્યાંના નાગરો માટે ગોવર્ધનરામને પણ ઘણો સદ્‌ભાવ હતો. નાગરોનું નાક શ્રીમાન્ ગૌરીશંકર, અથવા તો જે રીતે એ વધારે પ્રસિદ્ધ છે તે રીતે " ગગા ઓઝા " અને સામળદાસભાઈ બેને માટે એમને બહુ માન તથા પૂજ્યબુદ્ધિ હતાં. ભાવનગરના

જ ગોવર્ધનરામને ઘણું લાગ્યુ અને ગોખલેએ કહ્યું કે, "ગોવર્ધન, અત્યાર સુધી તારી શક્તિ માટે મને કાઈક ઊંચો મત હતો પણ આટલા વર્ષ થયા છતા તુ આ પરીક્ષામા પાસ થઈ શકતો નથી તે ઉપરથી મને હવે એ વિષે શકા થાય છે" સન્મિત્રના નિખાનસ પણ આ પ્રસગે અયોગ્ય એવા આ શબ્દોથી બળતામા ઘી હોમાયું ગોવર્ધનરામ થોડીક વાર સુધી તો અત્યન્ત ઉદાસ તથા નિરાશ થઈ ગયા રાત્રે ઘેર આવી મનસુખરામને આ સમાચાર કહ્યા. તેમણે ધીરજ આપી, પણ તેથી શાન્તિ વળી નહિ રાત્રે જમ્યા નહિ ઊંઘ તો આવે જ શેની? ઘણીખરી રાત શોકમા તથા અશ્રુપાતમા વ્યતીત થઈ છેવટે મોડી રાતે આખ મળી ગઈ સવારમાં પણ મોડા ઊઠ્યા જેવા ઊઠ્યા તેવા જ બહાર અગાશીમા આવ્યા. તે વખતે ગિરગામ ખેતવાડીના રસ્તા ઉપર ગાડીઘોડા વગેરેની દોડધામ ચાલી રહી હતી તેવામા કાવ્યની એક લીટી અનાયાસે સ્ફુરી આવી–

"ભવ્ય સસાર આ ભાસતો અતિ ઘણો,
જોઈ જોઈ મનુ જાય હારી"

પછીથી એ કાવ્ય પૂરુ કર્યું, અને એનુ નામ "સસારપ્રતિબિમ્બ કાવ્ય" રાખ્યુ.

આ કાવ્ય ઉપરાત બીજા પણ પરચૂરણ કાવ્યો લખ્યા "બેકનના નિબન્ધો" ઉપરથી ગુજરાતીમા અનુવાદ કરવા માડ્યો આ અરસામા એમની સૌથી વધારે મહત્ત્વની પ્રવૃત્તિ તો વાર્તાઓ લખવાની સામગ્રી એકત્ર કરવારૂપી હતી. આ પ્રવૃત્તિનુ ફલ જુદી જુદી અવસ્થાને પ્રાપ્ત કરી છેવટે "સરસ્વતીચન્દ્ર"ના રૂપમા પ્રકટ થયુ. આ પ્રમાણે, ધર્મજન્મ[૮] તથા સત્યવતાના પુત્ર દુખજન્મની "ડાયરી"–દિનચર્યા અંગ્રેજીમા લખી, પોતાના હૃદયનું મન્થન પ્રકટ કરી, શોક-ભાર હલકો કરવા માડ્યો કામ, રતિ (માનસસ્નેહ), લક્ષ્મી, ગરીબાઈ, દ્વેષ, દુનિયાની આસમાનીસુલતાની, રમણીઓનુ સતીત્વ તથા દુષ્ટ લોકોનો દુરાચાર–સર્વનું સ્વરૂપ ગુજરાતને સમજાવવા માટે વાર્તાઓ લખવા માંડી મુબઈ, સુરત વગેરે શહેરો તથા બીજા ગામડાઓની જિંદગી કેવી જાતની હોય છે તેનુ ચિત્ર દોરવાની યોજના કરવા

૮. જુઓ રા. રા. સ્નુજિતરામ વાવાભાઈ મહેતાનો લેખ, "સમાલોચક," ગોવર્ધનરામ સ્મારક અક પૃ ૧૬.

માંડી. સ્થૂળ પ્રેમ તથા સૂક્ષ્મ પ્રેમ એ બેના પ્રભાવ વિષે ચર્ચા કરવા ત્રણ મિત્રોની એક નાની નવલકથાનું ખોખું તૈયાર કર્યું. કામદેવની સત્તાનું આબેહૂબ ચિત્ર આપવા "સદ્‌ગુણચન્દ્રની કચેરી" એ નામનો લેખ લખવાનો વિચાર કર્યો, પણ એ વિચાર તે વિચાર જ રહ્યો. આમ કરતાં કરતાં ગોવર્ધનરામના વિચારો તથા ભાષા વધારે ઘડાતાં ગયાં, અને પોતાને જે જાતની સાહિત્યસેવા કરવી હતી તે જાતની સેવા કરવાની રેખા વધારે ઊંડી દોરાતી ગઈ.

આ ઉપરાંત બીજાં ત્રણ અગત્યનાં કામ થયાં. એક તો, સન ૧૮૮૩માં નડિયાદના પોતાની જ્ઞાતિના માણસોની વસ્તીની ગણતરી કરી, જે ગણતરીનો ઉપયોગ "માધવરામસ્મારિકા"માં પછીથી થયો; બીજું, રજવાડાનું બારીક અવલોકન કર્યું; અને ત્રીજું, "સરસ્વતીચંદ્ર"ની કથાનું મૂળ વસ્તુ યોજ્યું. આ વખતે કાઠિયાવાડમાં અંગ્રેજ સરકારની સત્તા નવી જ જામતી હતી. તેને લીધે એક પાસથી જૂની ક્ષાત્રવટ અને જૂના કારભાર અસ્ત થતાં હતાં, ત્યારે નવી રાજનીતિ અને નવા કારભાર આકાર લેતાં હતાં. તેથી કરીને "જૂના તથા નવા રાજાઓ, જૂના તથા નવા કારભારીઓ, પોલિટિકલ એજન્ટ વગેરેના આચાર-વિચાર-ખટપટ", પગપેસારો કરવાની અંગ્રેજોની હોશિયારીભરેલી રીતિ અને અશિક્ષિત રાજાઓની નબળાઈ – એ સંક્રાન્તિકાળની બધી સ્થિતિ – ઊંડી રીતે તપાસવાની ગોવર્ધનરામને એક સરસ તક હાથ આવી. કાઠિયાવાડના ઘણાખરા રાજ્ય પડતીમાં આવી ગયાં હતાં, ફક્ત, ગોકુળજી ઝાલાના ડહાપણથી જૂનાગઢનું રાજ્ય, અને "ગગા ઓઝા"ના બુદ્ધિબળથી ભાવનગરનું રાજ્ય, એ બે જ રાજ્યો પરદેશી સત્તા આગળ પણ પોતાની પ્રતિષ્ઠા જાળવી રહ્યાં હતાં. તેમાં પણ ભાવનગરની ઊથલપાથલ તો ઘણી સૂચક તથા દૃષ્ટિદાયક હતી. આ બધા રજવાડાની બારીકમા બારીક હકીકત જુદે જુદે સ્થળેથી ગોવર્ધનરામે મેળવી, અને તે સર્વમાંથી બહુ અગત્યના કેટલાક ઐતિહાસિક સિદ્ધાન્તો બાંધ્યા.

આ પ્રમાણે આ પાંચ વર્ષમાં ગોવર્ધનરામે પોતાના આંખ, કાન તથા મનનો પૂરો ઉપયોગ કરી રજવાડાની તથા અંગ્રેજોની રાજનીતિ સંબન્ધી ઘણું આશ્ચર્યકારક જ્ઞાન પ્રાપ્ત કર્યું. આ અનુભવમૂલક જ્ઞાન તથા તે ઉપરાંત પોતાના વિશાળ વાચન, શ્રવણ તથા મનન દ્વારા સંપાદિત કરેલું જ્ઞાન, બન્ને એકઠાં વણી દઈ, પોતાની ઊંચી કલ્પનાના વિવિધ

રંગોના તેને પટ દઈ, "સરસ્વતીચંદ્ર"ની મૂળ કથા રચી કાઢી. આવી રીતે, ભાવનગરની નોકરી, જે પોતાના સંકલ્પ તથા પોતાની ઇચ્છા વિરુદ્ધ લેવાઈ હતી, તેને પણ ગોવર્ધનરામે પોતાના મુખ્ય કાર્યના એક મોટા સાધન જેવી કરી દીધી. આગલાં પાંચછ વર્ષના મન્થન પછી ભવિષ્ય માટે જે માર્ગ ગોવર્ધનરામે ઘડી રાખ્યો હતો, તે માર્ગે જ પ્રવાસ કરવાની ઘણી સામગ્રી એમણે ભાવનગરમાં તૈયાર કરી.

ગોવર્ધનરામ એલએલ.બી. થયા તથા ભાવનગરથી નીકળ્યા તે વખતે એમની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી. સામળદાસની એમના ઉપર એટલી મમતા હતી કે મુંબઈ જવાનો ગોવર્ધનરામે નિશ્ચય કર્યો હતો, તોપણ તેમને ભાવનગરમાં જ રાખવાનો એમણે આગ્રહ કર્યો અને રૂ. ૨૫૦ના પગારથી ભાવનગરના ન્યાયખાતામાં સારી જગ્યા આપવાની સ્નેહપૂર્વક ઇચ્છા દેખાડી. ગોવર્ધનરામ પાસે ભવિષ્ય માટે કશું સાધન હતું નહિ, છતાં પોતાનો નિશ્ચય પાળવાનો હવે ખરેખરો વખત આવ્યો છે એમ સમજી, ઘણી નમ્રતાથી તથા ઘણા આભારપૂર્વક મુંબઈ જવાનો પોતાનો દૃઢ નિશ્ચય એમણે જણાવ્યો. તેવામાં જૂનાગઢના દીવાન રાવસાહેબ હરિદાસ વિહારીદાસ દેસાઈએ જૂનાગઢ સંસ્થાનના સરન્યાયાધીશની રૂ. ૩૦૦ની જગ્યા એમને આપવા માડી તેની પણ ગોવર્ધનરામે એવી જ રીતે ના પાડી. આ પ્રમાણે ચાકરી કરવા આવતી લક્ષ્મીને ઠોકર મારી, પોતાના સદ્‌ગુણો સિવાય બીજા કોઈ સાધન વગર કેવળ સ્વાશ્રય ઉપર જ આધાર રાખી, આ સંન્યાસ-વીરે સંસારના વિશાળ ક્ષેત્રમાં ઝંપલાવ્યું. ભાવનગરથી જતી વેળાએ, આટલા વખત સુધી પોતાની ઉપર સ્નેહ રાખનાર સજ્જનોની આભારથી ઊભરાતે હૈયે રજા લીધી અને મહારાજાસાહેબને સંસ્કૃત શ્લોકોનું સુન્દર નજરાણું કર્યું. પાંચ વર્ષ સુધી પોતાના દુઃખમાં મોટા વિસામારૂપ નીવડેલી આ ભૂમિથી છૂટા પડતાં એક પાસથી શોકના આંસુ સરતાં હતા, ત્યારે બીજી પાસથી, નોકરીમાંથી છૂટા થઈ પોતે નિર્મેલા કર્મક્ષેત્રમાં સ્વતંત્રતાથી ઝઝૂમવાનો હવે વખત આવ્યો છે, તે વિચારમાત્રથી જ શરીરમાં કાંઈ નવું લોહી આવ્યું હતું, કોઈ અનેરો જ ઉત્સાહ પ્રવર્તતો હતો. આવી હર્ષશોકમિશ્રિત સ્થિતિમાં સન ૧૮૮૩ ના છેલ્લા ભાગમાં ગોવર્ધનરામે ભાવનગર છોડ્યું.

न निश्चितार्थाद् विरमन्ति धीराः ।

# પ્રકરણ ૭

## વકીલાત

### ઈ.૧૮૮૪.–ઈ.૧૮૯૮.

સન ૧૮૮૩માં ઓગણત્રીસ વર્ષની ઉમરે ગોવર્ધનરામે મુંબઈની હાઈકોર્ટમા વકીલાત કરવા માંડી. સન ૧૮૮૭માં "સરસ્વતીચન્દ્ર"નો પહેલો ભાગ "ગરવી ગુજરાત"ને અર્પણ કર્યો. સન ૧૮૮૯માં "સ્નેહમુદ્રા" પ્રકટ થઈ. સન ૧૮૯૨માં "સરસ્વતીચન્દ્ર" ભાગ ૨જો બહાર પડ્યો. સન ૧૮૯૪માં ગોવર્ધનરામનાં નાના બહેન સમર્થલક્ષ્મીનું મૃત્યુ થયું અને ત્રણ વર્ષ પછી ગોવર્ધનરામના પિતાશ્રી માધવરામ પણ સદ્‌ગતિ પામ્યા. સન ૧૮૯૮મા "સરસ્વતીચન્દ્ર" ભાગ ૩જો પ્રસિદ્ધ થયો, અને ત્યાર પછી તરત ગોવર્ધનરામ ધંધામાથી નિવૃત્ત થઈ નડિયાદ આવ્યા.

### (૧.) ઈ.૧૮૮૪.–ઈ.૧૮૮૭.

**આ** પ્રમાણે ભવિષ્યના મહત્કાર્યની ઘણીખરી સામગ્રી એકઠી કરી, તે કાર્ય કરવાના ઉલ્લાસમા ને ઉલ્લાસમા ગોવર્ધનરામ ભાવનગરથી નીકળ્યા તો ખરા, પરંતુ કોઈ સંકલ્પ કરવો અને તે સંકલ્પ અમલમા મૂકવો એ એની વચ્ચે કેટલો બધો ફેર છે તેનો એમને હવે જ અનુભવ થયો. જ્યારે એમણે મુંબઈમાં પગ મૂક્યો ત્યારે એમની પાસે પચાસ રૂપિયા પણ પૂરા ન હતા. આવી સ્થિતિમા મુંબઈ જેવા શહેરમાં વકીલાત કરવા નીકળવું અને તેના ઉપર જ આશા રાખી બેસવું એ તો ઘેલછા જેવું હતું પાંચસો રૂપિયા તો સનદ મેળવવા માટે જ આપવા પડે. તે ઉપરાત ભપકાથી નહિ તોપણ આબરૂથી તો રહેવું જ જોઈએ, નહિ તો ઘરાકને આવવાની લાલચ શી રીતે થાય? વળી, વકીલનો ધંધો જ એવો છે કે પહેલા થોડા વર્ષ તો ઘરનોજ રોટલો ખાવો પડે, તેમા પણ મુંબઈનું ખર્ચ તો મારી દે. આ બધો વિચાર કરી એમના ઘણા શુભેચ્છકોએ, વકીલાતનો વિચાર છોડી દઈ કાંઈક નોકરી લઈ લેવા માટે એમને સારી પેઠે સમજાવ્યા. આ સર્વ

મુશ્કેલીઓ સમજનાર, એમના વ્યવહારચતુર શિર-છત્ર મનસુખરામની પણ આવી જ તીવ્ર ઇચ્છા હતી, અને પોતાની બહોળી ઓળખાણને લીધે, ગોવર્ધનરામને શોભે એવી સારી જગ્યા મેળવી આપવાની એમનામાં શક્તિ પણ હતી ખરેખર, સંસારની વિવિધ દશાઓના પાકા અનુભવથી પ્રેરાયલી એમની સલાહ સામે ટકી શકવા માટે તો વિરલ દૃઢતા તથા અસાધારણ આત્મશ્રદ્ધાની જરૂર હતી તેમાં ગોવર્ધનરામના પિતાશ્રી માધવરામની અનિશ્ચયાત્મક પ્રકૃતિએ તો મુશ્કેલીની પરાકાષ્ઠા આણી આખો દિવસ ગોવર્ધનરામ સાથે ચર્ચા કરીને પછી કહે, "ભલે, ત્યારે વકીલાત કરજે", ને સવાર પડે એટલે કોણ જાણે શુંયે થાય કે કહે, "ના, ના, મોટા, નોકરી જ લઈ લેને, વકીલાતમાં નહિ ફાવે, હો!" આવી ડામાડોળ સ્થિતિમાં ત્રણ દિવસ ગયા છેવટે પોતાનાથી કાંઈ પણ નિર્ણય નહિ થઈ શકવાથી એમણે કહ્યું કે "મોટા, હું તો હવે થાક્યો મને કાંઈ સૂઝ પડતી નથી તને ફાવે તેમ કર"

આ પ્રમાણે આખરે પોતાના હાથમાં બધી વાત મુકાઈ કે તરત એક આખો દિવસ બન્ને બાજુનો ફરીથી વિચાર કરવામાં ગોવર્ધનરામે ગાળ્યો આ સમયે નિર્ણય કરવાની એમણે જે પદ્ધતિ સ્વીકારી હતી તે જાણવા જેવી છે પોતાના મનથી તો વકીલાતનો વિચાર દૃઢ હતો પરંતુ "બે ગળણે ગળીને પાણી પીવા"નો એમનો રિવાજ હતો, અને જે નિર્ણય નાનપણની ઉત્સાહભરી પણ કાચી નજરે ડહાપણભરેલો લાગ્યો હતો તે મોટપણની પાકી નજરે પણ એવો ને એવો લાગે છે કે નહિ એટલી ખાતરી કરવી એ આવશ્યક લાગ્યું તેથી અત્યાર સુધી બન્ને પક્ષ માટે જે દલીલો મળી હતી તે એકઠી કરી જાણે ફરીથી જોખી જોવા બેઠા એક કાગળ લઈ તે ઉપર બે મથાળાં પાડ્યાં, "નોકરી" અને "વકીલાત". પછીથી દ્રવ્ય, ફુરસદ, સ્વતંત્રતા, વિદ્યાભ્યાસ, દેશસેવા, સંતાનોની કેળવણી, કુટુમ્બની સંભાળ, વગેરે જુદી જુદી દૃષ્ટિએ દરેક પક્ષમાં જે ફાયદા તથા ગેરફાયદા દેખાતા હતા તેની તે મથાળાં નીચે નોંધ કરી. એક વેપારી જેટલી ચોકસાઈથી પોતાના નફા-તોટાની ગણતરી કરે તેટલી ચોકસાઈથી તથા તેટલા શાન્ત-સુધીર ચિત્તથી, આ દરેક લાભ તથા હાનિ કેટલાં મોટાં છે તેનો અડસટ્ટો કર્યો અને

તેની કિંમત પ્રમાણે તેના "માર્ક" મૂકતા ગયા. આ પ્રમાણે બન્ને પક્ષના બધા લાભાલાભની ગણતરી તથા તુલના કર્યા પછી, દરેક મથાળા નીચેના "માર્ક"નો સરવાળો કર્યો, નફાના માર્કમાંથી નુકસાનીના માર્ક બાદ કર્યા, તો નોકરી કરતાં વકીલાતના મથાળા નીચે "માર્ક" થોડા વધારે થયા! આ રીતે પોતાનો મૂળ વિચાર દૃઢ થયેલો જોઈ તે કાયમ રાખ્યો. મુશ્કેલ પ્રશ્નનો નિર્ણય કરવાની આ રીત કેટલાકને "વિચિત્ર" લાગશે, પણ ગોવર્ધનરામે તો પોતાની બાબતમાં તે અનેક વાર પ્રયોજી હતી. વકીલાતમાં પ્રવેશ કરતી વખતે તેમ તેમાંથી નિવૃત્ત થતી વખતે પણ આ કસોટી એમણે અજમાવી હતી. જે કાગળો ઉપર "માર્ક" માંડ્યા હતા તે બધા હજી અકબંધ છે, અને તે ઉપર નજર ફેરવતા, કેટલી બારીકાઈથી, કેટલી દીર્ઘ દૃષ્ટિથી તથા કેટલી સમગ્રતાથી પોતાની સ્થિતિનો ગોવર્ધનરામ વિચાર કરી શકતા તે સ્પષ્ટ જણાઈ આવે છે[1]

પોતાનો વિચાર પૂરેપૂરો પાકો થયો એટલે ગોવર્ધનરામે હવે તરત જાહેર કર્યું કે "નોકરી તો કરવી જ નથી. સ્વતંત્ર ધંધો કરીશું. મર્દાની રસ્તો એ જ છે. એમાં થોડું મળશે તો થોડું, પણ કોઈની તાબેદારી ઉઠાવવાની તો નહિ. શેઠના શેઠ અને નોકરના નોકર જે કહો તે આપણે પોતે જ." ન્યાયમૂર્તિ ચન્દાવરકર જે એક વખત એમની સાથે ભણતા અને જે એમના સાચા શુભેચ્છક પણ હતા, તેમણે નોકરી લઈ લેવાની દૃઢ સલાહ આપી હતી "પરંતુ." ગોવર્ધનરામ કહેતા કે, "મારે તો નોકર થવું જ ન હતું અને મેં જે સિદ્ધાન્તો રચ્યા હતા તે ઉપર, તથા એ સિદ્ધાન્તો પરથી મેં મારું જે ભવિષ્ય બાંધ્યું હતું તે ઉપર મને વધારે શ્રદ્ધા હતી."

આવી રીતે આત્મશ્રદ્ધાથી ઉપાડેલું કામ શરૂ થયું અને થોડાં વર્ષમાં એમના નિર્ણયની સફળતા તથા સત્યતા બધાએ નજરોનજર જોઈ. તોપણ શરૂઆતમાં તો એમને બેન પહોંચી "કોરટ"માં

૧. ગોવર્ધનરામની આ વકીલી પદ્ધતિ છેક સુધી ચાલુ રહી હતી. ગોવર્ધનરામ પાસે કશો નિર્ણય લેવા જનારને ચોખ્ખો અભિપ્રાય આપવાને બદલે, બને પક્ષની હકીકત ગોવર્ધનરામ સમતોલતાથી તપાસી આપતા; પૂરું પૃથક્કરણ કરીને અઘરતા ને આ કે તે નિર્ણય લેવાનું તો પ્રસંગાનુસાર તે વ્યક્તિને જ સોંપતા. (સ) *

રૂપિયા ભર્યા, ઘેર પાણિયુ માર્યું અને ભભકાદાર કપડા પહેરી રોઢમધ કોર્ટમા આવજા કરી એટને વકીન તો થના, પણ તેથી કાંઈ કેસ મળે નહિ! ખરેખર, કોર્ટમા કેસ નહિ ' બેંગ મા "ચીક" નહિ ને પાકીટમા પાઈ નહિ એવા વકીન બેરિસ્ટરોના ચિત્ર જેટલા હાસ્યપાત્ર લાગે છે તેના નુ દાજન પણ નથી? સદ્ભાગ્યે મનસુખરામની મારફત જૂનાગઢ સસ્થાનનુ ગેગુ કામ એમને શરૂઆતમા મળવા લાગ્યુ અને તે બહુ જે નાંસન જેવુ મળતુ તેમાથી ખર્ચ જોગ નીકળતુ

ગોવર્ધનરામને અપીન વગેરેનુ કામ પણ દક્ષિણ તરફથી મળ્યુ "કારણ કે દક્ષણી લોકો આપણા નોકર કરતા વધારે સ્વતત્ર વિચાર કરી શકે છે આપણા લોકોની પેઠે તે એવા સાકડા વિચારથી બધાતા નથી કે અત્યાર સુધી જેની સાથે કમ પાડ્યુ – તે બરોબર જોઈએ તેવો ન હોય તોપણ – તેને મૂકી નવો વકીન કેમ કરાય?" આમ ધીમે ધીમે કામની શરૂઆત થઈ અને વગ બધાઈ ત્યારજ વ્યવહારુ ગુજરાતીઓએ કામ સોપવા માડ્યુ રજાઓમા કે બીજે પ્રસગે પોતે જે જે સ્થળે જતા ત્યાના ધધાભાઈઓને મળવાનો એમણે રિવાજ રાખ્યો હતો તેમને પોતાની રીત પ્રમાણે એ કહેતા કે "કામ આપશો તો કરીશ, પણ આગ્રહ કરતો નથી કેમ કે તમારે જૂના વકીનો સાથે આડન બધાઈ ગઈ છે તે જાણુ છુ અને વળી છેવટ કોર્ટ આગળ કામ ચનાવવા માટે નવા માણસને કામ સોપવા સ્વાભાવિક રીતે અદેશો થાય એ સમજુ છુ માટે કામ આપો તો કરીશ, એ ઉપરાત એક અક્ષર પણ વધારે કહેવાનો મારો હક્ક નથી ' આ પ્રમાણે બીજાઓ પાસેથી કામ મેળવવાનો પ્રયત્ન કરતી વખતે પણ પોતાની સ્વતત્રતા તે સારી પેઠે સાચવતા

એક વાર એવુ બન્યુ કે જિલ્લાના એક મોટા વકીલને ગોવર્ધનરામ મળવા ગયા ત્યા આગળ આવા પ્રકારની વાત ચાલતી હશે તેવામા એ વકીને ગોવર્ધનરામને કહ્યુ કે ' જુઓને, મુબઈના એટલા બધા વકીનો ઉપર હુ મુરબ્બીવટ રાખુ છુ કે – આ આત્મશ્લાઘાનુ ભાષણ વધારે લાબુ ચાલે તે પહેલાં જ ગોવર્ધનરામ, સભ્યતાથી પણ દૃઢતાથી બોલી ઊઠ્યા, "માફ કરજો સાહેબ! પણ આપની મુરબ્બીવટને માટે હુ અહીં આવ્યો નથી આ તો આપના મિત્ર ને મારા

વકીલ જેવા સાહેબ આગ્રહ કરીને મને અહીં લાવ્યા છે, અને મારો પણ એવો રિવાજ છે કે ધંધાભાઈઓને મળતા રહેવું, માટે જ હું આવ્યો છું."

આ વચનોથી વકીલસાહેબને તો ઘણી રીસ ચઢી અને પોતાનું કશું કામ ગોવર્ધનરામને આપવું નહિ એમ નિશ્ચય કર્યો. આ નિશ્ચય ચારપાંચ વર્ષ સુધી આગ્રહથી એમણે પાળ્યો પણ ખરો. પણ એ અરસામાં એવા બનાવ બન્યા કે એ વકીલસાહેબને ગોવર્ધનરામ માટે પોતાનો ઉતાવળે બાંધેલો અભિપ્રાય ફેરવવો પડ્યો. એ વકીલના હાથનો એક કેસ મુંબઈ ગયો હશે, તેમાં એમના સામા પક્ષે ગોવર્ધનરામને રોક્યા આ પ્રમાણે બન્ને સામસામા આવી ગયા. એ કેસમાં ગોવર્ધનરામને જીત મળી અને વકીલસાહેબને તેથી વિપરીત થયું. પણ "આ જીત અકસ્માત્ મળી હશે, અને તેથી ગોવર્ધનરામ હોશિયાર વકીલ છે એવું કાંઈ ન કહેવાય" એમ કહી એમણે ગોવર્ધનરામની યોગ્યતા સ્વીકારવાની ના પાડી. ગોવર્ધનરામને તો આ બાબત આગ્રહ હતો જ નહિ. થોડા વખત પછી બીજો એવો ને એવો કેસ આવ્યો, બન્ને સામસામી બાજુ ઉપર રહ્યા અને ગોવર્ધનરામનો પક્ષ જીત્યો. તોપણ એ વકીલસાહેબ પોતાના વિચારને દ્રઢતાથી વળગી રહ્યા. ત્રીજી વાર પણ એવો કેસ આવ્યો અને ત્યારે પણ પરિણામ એવું જ આવ્યું. આમ ઉપરાઉપરી ત્રણ હાર જાતે ખાધી ત્યાર પછી એમણે પોતાનો મત ફેરવ્યો પછીથી બન્ને વચ્ચે ઘણો સારો સંબન્ધ બંધાયો. આમ ધીમે ધીમે પણ દૃઢ રીતિએ ગોવર્ધનરામ પોતાના ધંધામાં જામતા ગયા અને લક્ષ્મીદેવીએ પોતાની કૃપાદૃષ્ટિ એમના તરફ દાખવવા માંડી.

સન ૧૮૮૫મા, એટલે વકીલાત શરૂ કરી તેને બીજે જ વર્ષે, ગાયકવાડ સરકાર શ્રીમન્ત સયાજીરાવની આજ્ઞાથી, વડોદરાના દીવાન-સાહેબ કાજી શાહબુદ્દીને, વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરીકે, રૂપિયા પાંચસોના પગારથી ગોવર્ધનરામને નીમવાની ઇચ્છા જણાવી. પરંતુ પોતે જે નિશ્ચય કરી રાખ્યો હોય તે ન ચાલે જ ગોવર્ધનરામ ફેરવતા. તેથી આ માનભરી માગણી પણ પાછી વાળી.

સન ૧૮૮૪થી સન ૧૮૮૭ સુધીના આ ચાર વર્ષના અરસામાં ગોવર્ધનરામની આર્થિક સ્થિતિ ઘણી સારી થઈ ગઈ. પિતાનું દેવું બધું

એકરે હાથે વાળી નાખી પોતાનું વચન પાળ્યું; અને, આ પ્રમાણે, પિતાની ઝાંખી થયેલી પ્રતિષ્ઠાને, પોતાના ઉદ્યોગ, દક્ષતા તથા પિતૃભક્તિથી પુત્રે ફરીથી ઉજ્જવળ કરી. લીલાવતીની પછી લલિતાગૌરીએ એક બીજી પુત્રી અને એક પુત્રને જન્મ આપ્યો. પુત્રીનું નામ જશવતી અને પુત્રનુ નામ રમણીકરામ રાખવામાં આવ્યું હતું. સાક્ષરી ભાષાનો મોહ રાખનાર ઘણા એમને યશસ્વતી અને રમણીયરામ એ નામથી બોલાવતા પણ સ્વાભાવિક રીતે ઘરના તથા બીજાં માણસો આ લાબાં વિદ્વત્તાભર્યાં નામ વારંવાર બોલવાં પસંદ કરતાં નહિ. તેથી જે ન્યાયે ગોવર્ધનરામનું પોતાનું નામ "ગોરધન" થયું, તે જ ન્યાયે તેમના પુત્રપુત્રીના નામ રમણીક તથા જમુ રૂપે જ પ્રચાર પામ્યાં.

મુબઈ આવ્યા પછી થોડા સમય બાદ ગોવર્ધનરામના નાના ભાઈ નરહરિરામની આખો જોરથી દુખવા આવી સન ૧૮૮૬માં મેટ્રિક્યુલેશનની પરીક્ષામા તે બેઠા. પ્રિલિમિનરી પરીક્ષામા સારા માર્ક મેળવનાર અને ગણિતવિદ્યામા હોશિયારીનો ફાંકો રાખનાર નરહરિરામ ગણિતના જ એકબે અઘરા દાખલામાં ગૂંચવાઈ પડ્યા, તેથી બીજા સહેલા દાખલા પડતા મૂક્યા અને પરીક્ષામા નપાસ થયા ! આ નિષ્ફળતાને લીધે તથા આંખના રોગને લીધે ગોવર્ધનરામે એમનો અભ્યાસ બંધ કરાવ્યો. પોતાની પેઠે એમને પણ નોકરી કરાવવી નહિ એવો ગોવર્ધનરામનો દૃઢ વિચાર હતો. વળી નરહરિરામ હિસાબમા પાકા હતા, અને ભાવનગરમાં પાનની બાબતમાં કરકસર કરવાની પોતાની સ્વાભાવિક બુદ્ધિ સ્પષ્ટ રીતે પ્રકટ કરી હતી ![2] તેથી વેપાર કે એવા સ્વતત્ર ધંધામા એમને જોડવા એમ વિચારી બેચાર વર્ષ સુધી જુદા જુદા ધધામાં થોડા થોડા વખત તાલીમ લેવાની એમને ગોઠવણ કરી આપી, જેથી કયો ધધો એમને અનુકૂળ છે તે જણાય. આ પ્રમાણે રૂના વેપારમા તથા બંદર ઉપરની ગાદીમાં કામ શીખવા માટે એમને રાખ્યા

સન ૧૮૮૪માં ગોવર્ધનરામને ગુજરાતના એક પ્રખ્યાત લેખક અને વિવેચક શ્રી. નવલરામ સાથે મેળાપ થયો. આ મેળાપ સબધી ગોવર્ધનરામ એટલું જ જણાવે છે કે "રાત્રિએ અર્ધો કલાક લગી જ મળવાનો પ્રસંગ થયો હતો. તે પહેલાં કે તે પછી કોઈ પણ વખત

૨ જુઓ પૃ૪ ૬૯.

મળવાનો પ્રસંગ થયો નથી" ત્યાર પછી ચાર વર્ષે આ પ્રૌઢ લેખકનું મરણ થયું અને એમને ઉચિત નિવાપાંજલિ આપવાનું કામ ગોવર્ધનરામને ‌/ માથે આવ્યું.

પોતાના જીવનનો નકશો ગોવર્ધનરામે એકવીસ વર્ષની નાની ઉંમરે ઘડી રાખ્યો હતો એમ આગળ જણાવ્યું છે, પણ એ નકશામાં વીગતો ઉમેરવાનું જે કામ બાકી હતું તે મુંબઈ આવ્યા પછી એમણે કરવા માંડ્યું. પોતાના બાકીના જીવનમાં શું વાંચવું, શું લખવું, શેનો અભ્યાસ કરવો, જુદી જુદી પ્રવૃત્તિઓને શું સ્થાન આપવું, તે સર્વનો વિચાર કરી, આખરે સન ૧૮૮૫માં જીવનનો ક્રમ ગોવર્ધનરામે પૂરેપૂરો નક્કી કર્યો. તે જ વર્ષથી નિયમિતપણે પોતાની દિનચર્યા "ડાયરી" રૂપે લખવા માંડી, તે એમના છેલ્લા મંદવાડ સુધી, એટલે લગભગ બાવીસ વર્ષ સુધી ચાલુ રહી. આ નોંધો એમના આન્તરજીવનના પ્રામાણિક પ્રતિબિમ્બરૂપ હોવાથી અતિ ઉદ્બોધક અને ઉપયોગી છે.

આ પ્રમાણે વકીલાત શરૂ કરવાની સાથે ગોવર્ધનરામે વાચન તથા લેખન વધારે સંગીન રીતે શરૂ કર્યાં સાહિત્ય, ધર્મ, નીતિ, ઇતિહાસ, રાજ્યનીતિ, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન તથા ધારાશાસ્ત્રનો, અર્થાત્ સમાજજીવનમા ઉપયોગી બધા શાસ્ત્રોનો – અભ્યાસ કરવા માંડ્યો. અલબત, આ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ આપણા દેશના તત્કાલીન મહાપ્રશ્નોનો નિર્ણય કરવાનો જ હતો

વાચનની સાથે એમની કલમ પણ હવે પૂર્ણ બળથી તથા ઉત્સાહથી ચાલવા લાગી સન ૧૮૮૪ના જાન્યુઆરી માસમા અમદાવાદમા "હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ"મા એમણે એક જાહેર ભાષણ અગ્રેજીમા આપ્યુ ભાષણનો વિષય "Philosophy and Science of Criminal Law" અથવા "ફોજદારી કાયદાનુ શાસ્ત્ર અને તેની ફિલસૂફી" એ હતો આવો કાયદાનો વિષય હોવા છતા પણ પિનલકોડ–ફોજદારી કાયદાનુ ખરુ રહસ્ય એમણે એવી અપૂર્વ અને નિપુણતાભરી રીતે સમજાવ્યુ કે ભાષણ પૂરુ થયા પછી પ્રોફેસર આબાજી વિષ્ણુ કાથવટે સભામા બોલ્યા "મે ઘણા વિદ્યાર્થીઓ દીઠા છે, પરતુ અભ્યાસ કરવાની આવી ઉત્તમ પદ્ધતિ કોઈની દીઠી નથી. આ રીતે જો કાયદાનો અભ્યાસ બધા કરી શકતા હોય તો વકીલવર્ગ કેવો અનુપમ થાય!"

* શ્રી નરસિંહરાવ ગોવર્ધનરામની કાયદાની અભ્યાસરીતિ વિષે નીચે પ્રમાણે નોંધે છે "દીવાનબહાદુર અંબાલાલભાઈ તરફથી ગોવર્ધનભાઈની આ અભ્યાસની રીતિના અંશ વિષે એક વાત જાણેલી નોંધવા લાયક છે ગોવર્ધનભાઈએ કાયદાનો અભ્યાસ કરતી વખત પિનલકોડની કલમો મનમાં ઠસવા માટે બધી કલમોનું પોતાની જ અપૂર્વ યુક્તિથી જુદી જુદી રીતે વર્ગીકરણ કર્યું હતું અંબાલાલભાઈએ તે જોઈ એમને પૂછ્યું કે "એ તો ઠીક, લાગે પિનલકોડની કલમ ૯૫મી( નાનો નજીવો અપરાધ તે અપરાધ નથી, એ અપવાદની કલમ )ને કયા વર્ગમાં ગણશો ?" એમને ગોવર્ધનભાઈ કહે "Magnanimity of Law" ("કાયદાની ઉદારવૃત્તિ") એ વર્ગમાં અંબાલાલભાઈ આ ઉત્તરથી બહુ પ્રસન્ન થયા હતા એમ હું જાણું છું, અને એ વાત અંબાલાલભાઈએ અનેક વાર કહેલી મને યાદ છે "

(વસન્ત રમા અ. પૃ ૧૪૮)

કાયદાના પોતાના અભ્યાસ સંબન્ધી દીવાનબહાદુર અંબાલાલ સાકરલાલ તરફથી ગોવર્ધનરામે આમ આવી ઊંચી પ્રશંસા પ્રાપ્ત કરી હતી

આ વર્ષમાં કર્નલ ટૉડકૃત "રાજસ્થાન"નું ભાષાન્તર કરવાનું કામ કચ્છ સંસ્થાન તરફથી ગોવર્ધનરામને સોંપવામાં આવ્યું તે થોડું કર્યું પણ પછીથી વખત નહિ મળવાથી પૂરું કરી શકાયું નહિ આ ઉપરાંત સન ૧૮૭૭માં શરૂ કરેલી "સ્નેહમુદ્રા" પાછી હાથમાં લીધી પરંતુ આ વર્ષની સૌથી મહત્ત્વની પ્રવૃત્તિ તો "સરસ્વતીચન્દ્ર"ના પહેલા ભાગનો આરંભ જ ગણાય

સન ૧૮૮૫મા ગોવર્ધનરામની આ એક મોટામાં મોટી કૃતિ "સરસ્વતીચન્દ્ર" ભાગ પહેલો લખાઈ રહી તે વર્ષની એમની બીજી પ્રવૃત્તિઓમાં જાણવા જેવી એક પ્રવૃત્તિ તે મુંબાઈની પ્રખ્યાત "હિન્દુ યુનિયન ક્લબ"માં "સંસારસુધારો" એ વિષય ઉપર એમણે આપેલું ભાષણ તે સમયે પ્રમુખસ્થાને ન્યાયમૂર્તિ કાશીનાથ ત્ર્યંબક તેલંગ હતા ગોવર્ધનરામનો એમની સાથે કેવો સંબન્ધ હતો તે આગળ જણાવ્યું છે તેથી ગોવર્ધનરામે એમને વિનતિ કરી કે "મારા ભાષણ સંબન્ધી તમે કાંઈક ટીકા રૂપે કહેજો" આ ઉપરથી,

સંસારસુધારા વિષે બહુ યાદ રહી જાય એવો એક વાદવિવાદ આ સભામાં થયો. વિધવાવિવાહ વિષે ગોવર્ધનરામે એવો મત દર્શાવ્યો હતો કે આખા હિન્દુ સમાજના બન્ધારણને પૂરેપૂરું અને શાસ્ત્રીય રીતિએ તપાસ્યા વિના, ઉપલક નજરથી જ, અમુક સંસ્થા સારી છે અને અમુક નથી એમ ઠરાવવું અને તે પ્રમાણે આપણા રિવાજોમાં ઊથલ પાથલ કરી નાખવી એ બિલકુલ ડહાપણભરેલું નથી. તેની સામે ન્યાયમૂર્તિ તેલંગે એવો મત પ્રકટ કર્યો હતો કે આ સવાલ ન્યાય અને સારાસારના વિચારનોજ છે એટલે દરેક સવાલનો સ્વતંત્ર રીતે નિર્ણય કરવો જોઈએ. તે પ્રમાણે, વિધવા થયા પછી ફરી પરણવાનો સ્ત્રીને હક્ક છે કે નહિ, ફરી પરણવું કે કેમ એ વિષે નિર્ણય કરવાની એક મનુષ્ય તરીકે એને છૂટ છે કે નહિ, એટલો જ સવાલ છે, અને એ સવાલનો ઉત્તર પણ ખુલ્લો છે.

સન ૧૮૮૭માં ગોવર્ધનરામે "રસસુન્દરી અને તત્ત્વાનન્દ સ્વામી" નામનાં અતિ ગંભીર અને અર્થપૂર્ણ કાવ્યનો એક સર્ગ લખ્યો. સત્તર વર્ષ પછી આ કાવ્ય, સાક્ષરશ્રી આનન્દશંકર બાપુભાઈના "વસન્ત" પત્રમાં પ્રકટ થયું. આ જ વર્ષે ગુજરાતી સાહિત્યના તેમ જ ગુજરાતી લોકોના જીવનમાં એક બહુ મહત્ત્વનો બનાવ બન્યો—"સરસ્વતીચંદ્ર" ભાગ પહેલો આ વર્ષે પ્રસિદ્ધ થયો. ઘોર અન્ધારામાં જેમ વીજળીના દીવાની અચાનક રોશની થાય તેમ ગૂર્જર પ્રજાના હૃદય ઉપર એકાએક અતુલ જ્ઞાનનો અને પ્રભાવક સર્જનનો પ્રકાશ પડ્યો. જેમ કોઈ મહાત્માના અવતાર સમયે આખું વિશ્વ નવું ચેતન અનુભવે છે તેમ "સરસ્વતીચંદ્ર"ના અવતારથી આખું ગુજરાત સફાળું જાગ્યું અને કાંઈક નવું જ ચેતન, નવી જ ભાવનાઓ તેનામાં સ્ફુરવા લાગી. કોઈ પણ એક પુસ્તકના પ્રકાશનથી આવી જાગૃતિ આવી હોય એવું ગુજરાતમાં તો ભાગ્યે જ બન્યું હશે. સામાન્યવર્ગથી માંડીને શિક્ષિત થયેલા લોકો જ્યાંત્યાં "સરસ્વતીચન્દ્ર" વિષે કૌતુકભરી ચર્ચા કરતા. આ ગ્રંથના સર્જકની અનુપમ પ્રતિભા, એમાં પ્રકટ થતું વિશાળ જ્ઞાન, અદ્‌ભુત અવલોકન તથા વાર્તાની અજબ મોહિની – એ સર્વની નવીનતા તથા સચોટતાથી જાણે કોઈ અસાધારણ લેખક સાહિત્યક્ષેત્રમાં ઊતરી આવ્યો હોય એમ પ્રતીત થયું. સ્થિર દૃષ્ટિથી પરીક્ષા કરનારને તો એટલે સુધી જણાયું કે નર્મદાશંકરરૂપી ઉગ્ર તેજવાળો તારો અસ્ત થયા પછી આ

કોઈક નવો જ તારો ગુર્જર સાહિત્યરૂપી આકાશમા ઉદય પામ્યો છે એનુ પૂરેપૂરુ તેજ તથા એની ખરેખરી શક્તિ ત્યારે તો ભાગ્યેજ માપી શકાય પરતુ એનો પ્રકાશ શાન્ત છતા અતિ સ્થિર ઉજ્જ્વલ અને કલ્યાણકારી હોવા વિષે તો કોઈને સદેહ જ ન રહ્યો

## (૨) ઈ ૧૮૮૮-ઈ ૧૮૯૨

સન ૧૮૮૯મા હાઈકોર્ટ તરફથી લેવાતી વકીલોની પરીક્ષામા ગોવર્ધનરામ પરીક્ષક નિમાયા તે જ વર્ષમા, કચ્છ અને મોરબી સસ્થાનો વચ્ચે વવાણીઆ સબધી તકરાર જાગી હતી તેનો નિવેડો આણવા માટે ફુલટન સાહેબના પ્રમુખપણા નીચે એક કમિશન નિમાયુ આ કમિશન આગળ પોતાના વકીલ તરીકે કચ્છ સસ્થાને ગોવર્ધનરામને રોક્યા હતા

બીજે વર્ષે રેવાકાઠા એજન્સીમા આવેલા રાજપીપળાના સસ્થાનમા ગોવર્ધનરામને ધધાને પ્રસગે જવુ પડ્યુ ત્યા મહિનો માસ ગાળવો પડ્યો સાહેબના કેમ્પની સાથે એમને ફરવાનુ થતુ અને તેથી ઘણો વખત વગડામા જ રહેવુ પડતુ તેમા જે મુસીબતો વેઠવી પડી હતી તેનુ આબેહૂબ વર્ણન પોતે આપતા રાજપીપળાના જગલો વાઘ વરુ વગેરે ક્રૂર માસાહારી પ્રાણીઓથી ભરેલા છે, તેથી તેનો ભય બહુ રહેતો જગલમા ખાવાપીવાની તથા રહેવાની કેવી મોઈ મજા–અને તે પણ ધર્મિષ્ઠ નાગર બ્રાહ્મણને? સોબતી તરીકે તો માત્ર રેવા જગલી પશુઓ અને તેમનાથી કોઈક જ વાતે ઊતરે એવા જગલી ભીલો! રાત્રિએ પણ ઝૂપડામા સૂઈ રહેવુ પડતુ, અને તે વખતે પવનના જે સુસવાટ તથા વાઘના ઘુઘવાટ બહારથી સભળાતા તે આખમાથી ઊઘને ને ધડકતી છાતીમાથી શાન્તિને એકદમ હાકી કાઢતા! આ અરસામા જ લલિતાગૌરી મદવાડે પાથરેલા મૃત્યુના બિછાનામાથી ઊભા થવા પામ્યા તેથી તથા ઘરમા મનેના બીજા એકમે બનાવથી ગોવર્ધનરામના ચિત્તમા આ સમયે અમુક પ્રકારની ગ્લાનિ થઈ હતી

રાજપીપળામા પોતે રહ્યા તે દરમ્યાન બનેલા એક પ્રસગની ગોવર્ધનરામ ઉત્સાહથી વાત કરતા જે સરકાર સાથે એમને ફરવુ પડતુ તે સાહેબ શિકારના બહુ રસિયા હતા સરસિંહ પણ ઘણા જ વાઘવરુના ભાઈબંધ જેવા, જગલના હિમતવાન ભીલો પણ જેથી

પાછા હઠે તેવાં જોખમ ખેડવાનો એ ખાસ ચડસ રાખતા. એક વાર એવું બન્યું કે વાઘને બહુ છંછેડવા જતાં સામે થયો, સાહેબનો હાથી એથી બીને નાઠો અને સાહેબ હાથી ઉપરથી નીચે ગબડી પડ્યા! ભાગ્યને બળે તથા આસપાસના બહાદુર ભીલની તાત્કાલિક મદદથી જીવ તો બચ્યો, પણ હાડકાંપાંસળાં સારી પેઠે રંગાયાં અને શરીર ખોખરું થયું. બધાએ ધાર્યું કે હવે સાહેબને ઠીક પાઠ મળ્યો! ફરીથી હવે તો તે શિકારનું નામ પણ નહિ લે. પણ ચાર દિવસ પછી એના એ સાહેબ, એક હાથ ઝોળીમાં રાખી, બીજે હાથે બંદૂક લઈ, અપૂર્વ દૃઢતાથી વાઘનો શિકાર કરવા બહાર નીકળ્યા ત્યારે એ બધાની તાજૂબીનો પાર રહ્યો નહિ. આ વાત કરતે કરતે, અંગ્રેજ લોકોની સાહસિકતા, નીડરતા અને ધાર્યું કામ પાર ઉતારવા માટેની નિશ્ચયાત્મક દૃઢતા, વગેરે ગુણોની ગોવર્ધનરામ ઉત્સાહથી તારીફ કરતા અને કહેતા : "An Englishman never confesses himself beaten." "હું હાર્યો એવું તો અંગ્રેજ લોકો કદી કબૂલ કરે નહિ."—આ લક્ષણ માટે ગોવર્ધનરામ અંગ્રેજો પ્રત્યે ઉચિત આદર અનુભવતા.

વકીલાતના આ મધ્યકાળ દરમ્યાન ગોવર્ધનરામની સ્થિતિ એકંદરે ઘણી સારી રહી. આ અરસાની શરૂઆતમાં જ ત્રીજી પુત્રી જયંતીનો જન્મ થયો. આ સમયે એમનાં સૌથી મોટાં પુત્રી લીલાવતીનું વ્યક્તિત્વ સંસ્કારિતા ને શીલની દૃષ્ટિએ કેવું વિકસતું હતું અને ગંભીર બુદ્ધિયુક્ત પ્રશ્નો પૂછીને પિતાનું હૃદય કેવી રીતે આ પુત્રી હરતી હતી તે માટે તો એની જીવનકલા જ જોવી યોગ્ય છે. ગોવર્ધનરામના ભાઈ નરહરિરામ પણ સન ૧૮૮૯માં ઠેકાણે પડી ગયા. ગોદીમાંથી નીકળ્યા પછી ત્રણચાર વેપારી ધંધા એમને બતાવવામાં આવ્યા, અને જેમાં એમનું ચિત્ત ઠરે તે પસંદ કરવા તેમને કહ્યું. અમુક કારણોને લીધે, વિદ્યાભક્તના ભાઈની વૃત્તિ વિદ્યાની ઉપાસનાનાં સાધન – પુસ્તકો તરફ જ વળી. તેથી એ ત્રણ જણ જોડે ભાગ રખાવી, "એન.એમ એન્ડ કંપની"ના નામથી, ચોપડીઓ વેચવાની તથા માથાના તેલ વગેરે બનાવી વેચવાની દુકાન ગોવર્ધનરામે કઢાવી આપી. આ ધંધામાં એમને ઠીક ફાવ્યું. એનું પરિણામ તો જાણીતું જ છે. "એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની"ના નામથી,

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર એક પ્રસિદ્ધ પેઢી તરીકે હજી પણ એ મુબઈમા ધીમતો ધધો ચલાવી રહી છે તથા સમાલોચક નામના ગુજરાતી ત્રૈમાસિકની વ્યવસ્થા પણ કરે છે

સ૦ ૧૮૮૦મા પોતાનાં માતાપિતાની આતિ તૃપ્ત કરવાના હેતુથી ગોવર્ધનરામે તેમને પોતાના બ્હેન હરણા લક્ષ્મી તથા બનેની દક્ષિણકર સાથે કાશી વગેરે પવિત્ર તીર્થોની યાત્રાએ જવાની સગવડ કરી આપી આ અરસામા તે મેટ્રિક્યુલેશનની પરીક્ષામા ગુજરાતીના પરીક્ષક નિમાયા પરીક્ષા માટે ધોરણ ઘણુ ઊચુ રાખેલુ હોવાથી એમના સબધ અધરા હોવાની બૂમ ઊઠી પરતુ ઉદારતામિશ્રિત ન્યાયદષ્ટિથી સવાલના જવાબ તપાસવાથી ફરિયાદ ઘણે અશે શાત થઈ સન ૧૮૮૧મા તે મુબઈ વિશ્વવિદ્યાલય–યુનિવર્સિટિના આનરરી ફેલો નિમાયા સન ૧૮૮૨મા ધી ન્યુ ઓરીએન્ટલ બેંક તૂટી અને એમાં ગોવર્ધનરામના ૨,૭૦૦ રૂપિયા હતા તે બધા ગયા વખતસર ચેતી શક્યા નહિ અને ખબર મળ્યા પછી જ્યારે પોતાના રૂપિયા ઉપાડી લેવા ગયા ત્યારે બેંકે દેવાળુ કાઢ્યુ હતુ અને બારણે તાળુ માર્યુ હતુ બીજો કોઈ પણ માણસ આ સ્થિતિમા હોત તો તદ્દન ખિન્ન થઈ જાય અથવા તો બેંક વાળાને બેચાર કડવા વચન સભળાવે પણ એની અર્થહીનતા ગોવર્ધનરામ સારી પેઠે સમજતા હતા તેથી એમાથી કાઈ પણ કરવાને બદલે ઘેર આવી બધાને આ નુકસાનના સમાચાર કહેતા કહેતા તે ખુબ હસી પડ્યા આટલા રૂપિયા જવાના જ હશે તેથી આપણને આટલી મોડી સૂઝ પડી સાધારણ માણસ જ્યા નિરાશ થઈ જાય કે મૂઝાઈ જાય ત્યા ગોવર્ધનરામને ઈશ્વરની અગાધ લીલા જોવાનુ અને તેમાથી જ્ઞાન તથા વિનોદ મેળવવાનુ સૂઝતુ એમના સહવાસમા આવનારને આવા ઘણા પ્રસગો મળી આવશે

સન ૧૮૮૮મા શ્રી નવલરામ લક્ષ્મીરામ વિદેહ થયા આ બનાવ બન્યો તેના બે વર્ષ પહેલા કવિ નર્મદાશકર પણ પોતાના અમર કાર્યોને પોતાના સ્મારકરૂપે મૂકી આ સસારમાથી ચાલતા થયા હતા આ બેની સાથે ગુર્જર સાહિત્યના એક યુગનો અન્ત આવ્યો અને બીજાનો આરભ થયો આ નવા યુગનુ અગ્રસ્થાન ગદ્યના ક્ષેત્ર એ મહાપ્રતિભાવાળા પુરુષે લેવા માડ્યુ હતુ વિવિધ પ્રકારના

અતિ સમર્થ લેખોથી વિભુષિત "પ્રિયંવદા"ના તંત્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા "સરસ્વતીચન્દ્ર"ના કર્તા ગોવર્ધનરામ હવે ગુજરાતમાં અગ્રેસર બન્યા હતા.

ગોવર્ધનરામની સાક્ષરપ્રવૃત્તિ હવે કોઈ પણ પ્રકારના અન્તરાયથી સ્તંભિત થયા વિના વધારે ને વધારે વેગથી આગળ ધસતી હતી. સન ૧૮૮૮ની શરૂઆતમાં "Shall we Live after Death?" અથવા "મૃત્યુ પછી આપણે જીવીશું ખરા?" એ વિષય ઉપર એમણે અંગ્રેજીમા એક ભાષણ આપ્યુ. "સરસ્વતીચન્દ્ર"નો પ્રથમ ભાગ પૂરો થયા પછી "સ્નેહમુદ્રા" હાથમાં લીધી, અને સન ૧૮૮૯મા – "સરસ્વતીચંદ્ર" પ્રકટ થયા પછી બે વર્ષે – પોતાનુ આ બીજું અસામાન્ય પુસ્તક રસિક વિદ્વાનોનાં ચરણમા મૂક્યું. પોતાના પહેલાં પત્ની અ. સૌ. હરિલક્ષ્મીના સ્મરણમાંથી ઉત્પન્ન થયેલા અને એ સ્મૃતિ સજીવ રાખવા માટે લખાયલા આ કાવ્યની ભાષા, શૈલી તથા વિચાર ભારે છે એમાના કેટલાક દોષોને લીધે એના ગુણ પરખનારા તથા એનો રસ ચાખનારા થોડા જ નીકળ્યા છે. તોપણ કેટલાકે એ ગુણ તથા એ રસ બહુ ઊંચા પ્રકારના છે એમ સર્ટિફિકેટ આપ્યું છે. શ્રી. દોલતરામ કૃ પડ્યા જેવા રસિક વિદ્વાને તો વળી એટલે સુધી પણ કહ્યુ છે કે "'સ્નેહમુદ્રા' લખ્યા પછી 'સરસ્વતીચન્દ્ર' લખવાનુ તે ગોવર્ધનરામને શુ ગમ્યુ હશે? આવુ ઉત્તમ કાવ્ય લખ્યા પછી બીજું લખવાની એમને જરૂર જ શી હતી?" જગતમા બધે સ્નેહ વ્યાપે છે, આ માનસસ્નેહ કેવો કલ્યાણકારક છે અને તે ઉત્પન્ન કરનાર મહિલાઓ જગતનો ઉદ્ધાર કરવામા કેવી દિવ્ય શક્તિઓ બની શકે, તે આ પુસ્તકમા બતાવ્યુ છે.

x આ વિશે શ્રી બ. ક. ઠાકોર લખે છે "એ વિપત્તિનાં દશબાર વર્ષ દરમિયાન રચાયેલી 'મેઘ' અને 'ચન્દ્ર'ના કાવ્યો પ્રથમ 'બુદ્ધિપ્રકાશ' માસિકમા આવેલા તે જોઈને "સ્નેહમુદ્રા"માંની પશુપખીની ઉક્તિઓ વગેરે એ પ્રકારના પણ દરેકને અનુરૂપ બીબામાં ઉતારવાની દિશા સૂઝેલી એ કાવ્યનો આરંભનો હજાર-બારસો પંક્તિનો ભાગ પ્રસિદ્ધ કરેલો નથી એ અપ્રસિદ્ધ ભાગમાં સ્નેહનો વિચાર અત્યંત વ્યાપક રૂપમાં મૂકેલો છે:

દાખલા તરીકે ગુરુત્વાકર્ષણને સ્નેહનો એક પ્રકાર ગણ્યો છે. પણ પછી આ વિચાર સંકુચિત કરીને અને આરંભનો ભાગ છોડી દઈને પુસ્તક પ્રસિદ્ધ કર્યું."*

('વસંત' સ્મા. અં. પૃ. ૧૬૧)

સને ૧૮૯૧માં "Some Questiors of Religious Philosophy" અથવા "ધાર્મિક તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નો" એ ઉપર ગોવર્ધનરામે ભાષણ આપ્યું.

સાક્ષરશ્રી નવલરામના મૃત્યુ પછી, એમના સર્વ લેખોનો સંગ્રહ કરી તે પ્રકટ કરવો તથા એમનું એક સારું જીવનચરિત લખાવવું એ એમના પિતૃભક્ત ધીમતરામને પોતાના ધર્મરૂપ જણાયું. એ પ્રમાણે તે કાર્ય કરવા માટે ગુજરાતના અનેક સાક્ષરો વિદ્વાનોની મદદ નિષ્ફળ બન્યા પછી, એમણે ગોવર્ધનરામને તે કાર્ય કરવા વિનંતિ કરી આ વિનંતિનો બીજાઓ તરફથી કેવો સત્કાર થયો હતો તે જાણ્યા પછી, "આવા લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી ને ઉદ્યોગી ગ્રન્થકાર"ની આટલી પણ સેવા કરવાનું કોઈ માથે લે નહિ તો "ગુજરાતી સાક્ષરવર્ગને શિર કૃતઘ્નતાનો મોટો દોષ આરોપાય" એમ એમને લાગ્યુ. પોતાને વખતની ઘણી આગમારી હતી તે છતાં આવી વિશાળ સાક્ષરસેવાના હેતુથી, એ કામ એમણે સ્વીકાર્યું. પોતાના ઉદ્દેશને પોતાની – ચમત્કારક ઉપમાવાળી – ભાષામા ગોવર્ધનરામ આ રીતે પ્રકટ કરે છે: "અરણ્યમાના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણુની કોઈ પૂજા કરે તેવી જ જાતની પૂર્ણ શ્રદ્ધાથી આ જીવનકથા લખવાનુ માથે લેવામાં આવ્યુ છે" નવલરામના બધા લેખોને ગોવર્ધનરામે જુદા જુદા વર્ગોમા ગોઠવ્યા તથા આશરે નેવું પાનાંની "રા નવલરામ લક્ષ્મીરામની જીવનકથા" લખી આની રીતે એક સમર્થ લેખકની તુલના બીજા સમર્થ લેખકને હાથે લખેલી પ્રાપ્ત કરવાનો ગુજરાતી પ્રજાને ઈ. ૧૮૯૧માં લાભ મળ્યો.

સન ૧૮૯૨મા ગુજરાતના કવિઓનો ગોવર્ધનરામે અભ્યાસ કર્યો, તથા "જીવ, મૃત્યુ અને મૃત્યુ પછી" એ નામનુ કાવ્ય લખ્યુ આ વર્ષમાં "સરસ્વતીચંદ્ર"નો બીજો ભાગ છપાઈને બહાર પડ્યો. "બુદ્ધિધનના કારભાર" દ્વારા જેમ દેશી રાજ્યોનુ સચોટ તથા તાદશ

ચિત્ર દોર્યું હતું, તેમ "ગુણસુંદરીના કુટુમ્બજાળ"માં હિન્દુ ગૃહસંસારનું – દેશી ગૃહરાજ્યનું ભાવનાપૂર્ણ ને એવું જ હૃદયવેધક ચિત્ર દોર્યું. રાજ્યતંત્રની ચિંતા, ગૂંચવણ તથા જંજાળ જે અતિ ક્લેશકારક હોય તથા તેમાં જે અનેક પ્રકારના સુધારાની જરૂર હોય તો ગૃહતંત્રની ચિંતા, ગૂચવણ તથા જંજાળ કોઈ રીતે ઓછી ક્લેશકારક કે ઓછી મુશ્કેલીઓવાળી નથી, તથા તેમાં સુધારાની ઓછી આવશ્યકતા નથી, એ વાત ઉપર બહુ સબળ રીતે પ્રજાનુ તથા વિચારકોનું ધ્યાન ખેંચ્યું. આ બન્ને ચિત્ર એક જ લેખક એકસરખી નિપુણતાથી દોરી શકે તથા બન્નેની મુશ્કેલીઓ સમજી તેના માર્ગ સૂચવી શકે, એ સહૃદય વાચકોને સાનન્દાશ્ચર્ય જન્માવે તેવું હતું.

* ઈ. સ. ૧૮૯૨માં, માના આગ્રહથી – રખે સારો વર ખોઈ બેસાય એ ભયથી – જયતીનો વિવાહ પેટલાદમાં રાતોરાત નક્કી કર્યો ને પોતે પણ એ રીતે વિદ્યાચતુર જેવું જ કર્યું એમ ગોવર્ધનરામ ૨૯મી જાન્યુઆરી ૧૮૯૨ની પોતાની નોંધમાં લખે છે! *

(સ્ક્રેપબુક, ભા. ૧. પૃ ૯૩)

* પ્રેમાળ પત્ની ને પૂજ્ય માતા વચ્ચે ગેરસમજથી આ અરસામાં જાગતો વિસંવાદ ને તેવે પ્રસંગે બન્નેને જણાતા પોતાના પક્ષપાતી વલણ (?) વિશે ગોવર્ધનરામ સખેદ નોંધ કરે છે ને છેવટે માતાપિતા પ્રત્યે પોતાની કર્તવ્યબુદ્ધિને વિશેષ સતેજ કરતા લખે છે – वृद्धास्ते न विचार्णयचरिताः।*

(સ્ક્રેપબુક ભા. ૧. પૃ ૧૩૮)

* ૧૦મી નવેમ્બર ૧૮૯૨ની નોંધમા (સ્ક્રેપબુક ભા. ૧, પૃ ૧૮૯) ગોવર્ધનરામે નોંધ્યુ છે તેમ, આંખે દેખાતું બંધ થાય (!) ને ચિત્ત જ પુસ્તકરૂપ બની રહે તેવે પ્રસંગે સ્મૃતિને મદદ કરવા, એમણે ૨૧ શ્લોકો રચી રાખ્યા હતા. ગોવર્ધનરામની જીવનદષ્ટિ તથા પ્રબળ આધ્યાત્મિક વૃત્તિ આ શ્લોકો દ્વારા બરાબર સ્ફુટ થાય છે. તેમાંથી નીચેના જેવા કેટલાક શ્લોક તો જેટલા મનનીય તેટલા જ રમણીય છે.

इष्टं सुखं मे च तथैव दुःखम्
इच्छाम्यहं यत् तनुते महेच्छा।

પણ હવે અશરીર બનવા લાગ્યો છે " a kiss between us is a matter of the past We are both ascetic friends and bodiless lovers or rather sympathisers "*

ગોવર્ધનરામની પ્રિય ભગિનીનુ અવસાન થયાને ત્રણ વર્ષ થયા હતા, ત્યા ગોવર્ધનરામના પિતાશ્રી માધવરામ માંદા પડ્યા મદવાડ ધીમે ધીમે વધતો ગયો કુટુંબના માણસોએ બહુ ભાવથી એમની સેવા કરવા માડી પરંતુ હરિના સ્વપ્ન જોતા તથા હરિનુ નામ જપતા આ ભક્ત આ અશાશ્વત સસાર છોડી અંતે હરિપદમા લીન થવા મૃત્યુને સમરે માધવરામને કશી ચિંતા હતી નહિ, કારણ કે ભક્તિરસથી ભીનુ એમનુ મન સસારના વિષયોમાથી તો ક્યારનુ યે ઊઠી ગયુ હતુ એમના દિલમા જે એકમાત્ર ઇચ્છા રહી ગઈ હતી તે પણ શ્રીજીની સેવાની જ હતી ઘરમા શ્રીનાથજીની બે અતિ સુંદર તથા મોટી મૂર્તિઓ મુનિમાવાએ આણેલી હતી તેનુ ભક્તિપૂર્વક પૂજન કરવામા માધવરામ ઘણોખરો સમય ગાળતા તેમને માટે એક સુશોભિત મન્દિર બધાવી ઠાકોરજીનુ તેમા પ્રતિષ્ઠાપન કરાવવુ એવી તીવ્ર ઇચ્છા એમના વૈષ્ણવ હૃદયમા ઘણા વર્ષ થયા રમ્યા કરતી હતી પણ પોતાની દ્રવ્ય સબન્ધી ભીડને લીધે તે ઇચ્છા પોષણ પામી શકી નહિ અને હવે તો એ એમની એમ મનની મનમા જ રહી જવાની ! એ વિચારથી થતો ખેદ પુત્રને જણાવતા પિતાનો જીવ ચાલતો નહિ પણ પિતાની ચિન્તા જોઈ તેનુ કારણ કળી જઈ ગોવર્ધનરામ તથા નરહરિરામ બન્નેજણે તેમની આ ઇચ્છા પૂરી પાડવાનુ વચન આપ્યુ આથી માધવરામના જીવને ઊંડી શાન્તિ થઈ અને થોડા સમય પછી ૧૮૮૭મા એ વૈકુંઠવાસી થયા

આ અરસામા ગુજરાતના બે પ્રખ્યાત પુરુષોના ખાસ સમાગમમા ગોવર્ધનરામ આવ્યા આમાના એક તો ગુજરાતી પ્રજાને બોધપ્રદ વ્યાખ્યાનો દ્વારા બગાળી સાહિત્યનો રસ ચખાડનાર નારાયણ હતા અને બીજા તે પોતાના સરળ ગુણો તથા મોહભર્યા સ્વભાવથી પ્રસિદ્ધ થયેલ લાઠીના ઠાકોરસાહેબ જીવનમ [illegible] નારાયણ હેમચન્દ્ર એ બે વચ્ચે આ વર્ષમાં મનમા વાંધો પડ્યો એનો નિવેડો

લાવવા માટે નારાયણ હેમચન્દ્રે પોતે ગોવર્ધનરામને અનેક વાર વિનતિ કરી. પરંતુ "માગ ભાઈની બાબતમાં મારું સમાધાન નકામું. માટે મારાથી વચ્ચે પડાય નહિ." એમ એમણે દૃઢતાથી કહ્યું. તોપણ આથી સંતોષ પામવાને બદલે, એકબે સારા માણસો મારફત ગોવર્ધનરામને નારાયણ હેમચન્દ્રે પુષ્કળ આગ્રહ કરાવ્યો. રાત્રે દશ દશ વાગ્યે આ ગૃહસ્થો ગોવર્ધનરામને સમજાવવા માટે આવતા. વળી નારાયણે સ્પષ્ટ કબૂલત આપી કે "તમે જે ચુકાદો આપશો તે હું માન્ય રાખીશ." છેવટે, આ આગ્રહથી કંટાળીને તથા સારા માણસને તરછોડી નાખવા તે અયોગ્ય ગણીને નારાયણના વચન ઉપર વિશ્વાસ આણી ગોવર્ધનરામે ઝગડો પતાવવાનું માથે લીધું. બન્ને બાજુ સાંભળી એમણે જે નિષ્પક્ષપાત ચુકાદો આપ્યો તે નારાયણ હેમચન્દ્રના લાભમા ઊતર્યો નહિ તથા કબૂલત આપ્યા છતાં તેમને તે રુચ્યો નહિ. પછી તો પૂછવું શું ? સાક્ષરશ્રી નરસિંહરાવના પોતાના જ શબ્દો આ બનાવનું પરિણામ સારી રીતે પ્રકટ કરે છે: "આમાં ગોવર્ધનભાઈનો દોષ કોઈ પણ વિચારી મનુષ્યે કાઢ્યો નથી. પણ તે એ વિચિત્ર પુરુષ તરફથી અયોગ્ય નિન્દા તથા ક્રોધના ઝપાટામાં આવ્યા." પછીથી પ્રો ત્રિભુવનદાસ ક. ગજ્જરને મધ્યસ્થ રાખી વાંધો પતાવવા નારાયણે પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન પણ એમના પૂરેપૂરા લાભમા આવ્યો નહિ, આખરે, પ્રો ગજ્જરના આગ્રહથી કેટલીક બાધછોડ કરાવ્યાથી આ ઝગડાનો અન્ત આવ્યો.

સન ૧૮૯૭મા લાડીના હોરસાહેબ સુગસિટ્ઝ મુંબઈ પધાર્યા અને "સરસ્વતીચંદ્ર"ના સમર્થ લેખકને નજરે જોવાની તથા મળવાની આતુરતા થવાથી ગોવર્ધનરામને ઘેર પોતે બે વાર મળવા ગયા. એ જાણીને જરા ગમ્મત થાય એમ છે કે પહેલી વાર તે ઘેર આવવાના હતા ત્યારે "આપણે ઘેર રાજા આવવાના છે" એમ કરી ઘરને રોજના કરતા વધારે સ્વચ્છ ને વધારે શોભિત કરવાનો શ્રમ ગોવર્ધનરામના ઘરના સર્વેએ લીધો હતો "કલાપી"ની ચકોર દૃષ્ટિને આ વાતનું ગ્રહણ કરતા વાર લાગી નહિ પોતાને માટે આ વિદ્વાન આવી તકલીફ ઉઠાવે એ એમના સરળ તથા નિરભિમાન ચિત્તને રુચ્યું નહિ. તેથી જ્યારે બીજી વાર મળવાને પોતે જવાના હતા, ત્યારે પહેલેથી કહેવરાવ્યા વિના એમ ને એમ જ ગોવર્ધનરામને ત્યા

પામ્યા. રામચન્દ્ર ગોખલેના અવસાન પછી એમના આ બીજા ભાઈ સાથે ગોવર્ધનરામની મૈત્રી વધી હતી, અને પોતે મુંબઈ રહેવા આવ્યા ત્યારથી પોતાના કુટુમ્બના ડૉક્ટર તરીકે એમને ગણ્યા હતા. એમની પછવાડે એમની છબી ઉપર ગોવર્ધનરામે જે ચાર લીટીઓ લખી છે તે આ બે સુહૃદોના સ્નેહને તથા ગોખલેના સદ્‌ગુણોને બહુ અચ્છી રીતે પ્રકટ કરે છે. આ અરસામાં ગોવર્ધનરામે પોતાની બે મોટી પુત્રીઓનાં, નડિયાદથી થોડે દૂર આવેલા પેટલાદના બે યુવકો સાથે લગ્ન કર્યાં, તથા રમણીયરામને જનોઈ દીધું.

ગોવર્ધનરામ પોતાના સર્વ બાળમ્રૃત્યુથી છૂટા પડ્યા, પરંતુ હજી અભાગ્યે એક એવું સ્વજન છીનવતું ગયું હતું જે જન્મથી જ ગોવર્ધનરામને પ્રિય થઈ પડ્યું હતું: એને નાનપણમાં વિદ્યા આપવામાં ગોવર્ધનરામે અતિ આનન્દ માન્યો હતો, અને મોટપણમાં પોતાના સદ્‌ગુણોથી એમના હૃદયને આ સ્વજને ઘણી શાન્તિ આપી હતી. તથા પોતાની રસિકતાને લીધે, સાહિત્યમેળા કરવા ગોવર્ધનરામને ખાસ પ્રેર્યા હતા. ઈશ્વરકૃપાથી ચિરંત રહેવા આ સ્વજનની મમતા તથા એની પ્રીતિભરી કદર ગોવર્ધનરામના જીવનમાં અપાર આનન્દ તથા ઉત્સાહ પૂરતાં હતાં. પણ, અફસોસ, તેયે હવે મૃત્યુએ ઝૂંટવી લીધું! આ સ્વજન તે "સરસ્વતીચંદ્ર"ની "મૂળ પ્રોત્સાહિની"[3] અને ગોવર્ધનરામની પ્રિય ભગિની અ૦ સૌ૦ સમર્થલક્ષ્મી સન ૧૮૯૪માં તેમને પ્રસૂતિમાંથી દમ વગેરે અનેક ગંભીર રોગ વળગ્યા અને ગોવર્ધનરામના હૃદય ઉપર વિશેષ પ્રહાર કરવો હોય તેમ આ "બત્રીસ વર્ષનું સ્વપ્ન હતું તે પૂરું કર્યું યમદૂતે."[4] આ જુવાન, સુશીલ, વિદ્યાવિલાસી તથા પ્રેમાળ ને મુગ્ધ ભગિનીના અવસાનથી ગોવર્ધનરામના હૃદયમાં તેમ જ આખા કુટુંબમાં બેહદ શોક ફેલાઈ ગયો.

* ગોવર્ધનરામનું ચિત્ત હવે વિરક્તિ-અનાસક્તિ તરફ જ ધીરે ધીરે વળતું જતું હતું તે એમની સ્ક્રેપબુકમાંની અનેક નોંધો પરથી જણાય છે. ૨૦ મી સપ્ટેમ્બર '૯૪ની એવી એક નોંધમાં લખે છે કે દાંપત્યસ્નેહ

૩. "સરસ્વતીચંદ્ર" ભાગ ૩, પ્રસ્તાવના તથા "લીલાવતી જીવનકલા" પૃ. ૮૯, પ્રથમ આવૃત્તિ.

૪. "સરસ્વતીચંદ્ર" ભાગ ૩, નિવાપાંજલિ.

આ ત્રીજો ભાગ જનતા સમક્ષ મૂકવામાં બહુ વિલમ્બ થયો આ વર્ષમાં પણ એમણે એક અશ્રેષ્ઠ ભાષણ આપ્યું. તેનો વિષય 'Some Sidelights on Vedic Mythology' અર્થાત્ 'વેદના દેવ દેવીઓ ઉપર કાંઈક પ્રકાશ' એ હતો આ વર્ષમા એમના ભાઈ નરહરિરામની કપનીએ એક નવી પ્રવૃત્તિ હાથમા લીધી આ પ્રવૃત્તિ "સમાલોચક" નામથી એક ત્રૈમાસિક પ્રકટ કરવારૂપ હતી આ પ્રવૃત્તિનો ઇતિહાસ કાંઇક સૂચક છે એનો જન્મ લાબી ચિંતા કરવાની ટેવ વિનાના કેવળ સાહસિક ઉત્સાહને જ આભારી છે એ સામયિક કાઢવાની યોજના કરનારે – જેનું નામ પ્રકટ કરવાની જરૂર નથી – એન એમ ત્રિપાઠીને વ્યવસ્થાપક નીમી તેનો પહેલો જ અક છપાયા પછી પોતાના હાથ ધોઈ નાખ્યા, આની રીતે તેને ચલાવવાનો બધો બોજો, ઇચ્છા–અનિચ્છાથી પણ, એન એમ ત્રિપાઠીની કપની ઉપર આવી પડ્યો તોપણ કેટલાક સમર્થ લેખકોની સહાયતાથી, આ પત્ર ઊચા પ્રકારના લેખો વડે, ગુજરાતી સાહિત્યની સેવા છેક ના ચૌદ વર્ષ થયા કરતુ આવ્યુ છે

આ પત્રના પહેલા જ વર્ષના અકો માટે ગોવર્ધનરામે ત્રણ લેખો લખી આપ્યા એક તો "કવિતા, કાવ્ય અને કવિ એ વિષે વિચાર", બીજો 'આ કાળના આપણા આદિનાટકો", અને ત્રીજો "ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક" એ હતો સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથે ગુજરાતી શબ્દોની "જોડણી" સબન્ધી સન ૧૮૮૮મા એક નાનુ પુસ્તક પ્રકટ કર્યું હતુ, તેમા એમણે જોડણીની જે પદ્ધતિ દર્શાવી હતી તેની નિરીક્ષા આ લેખમા ગોવર્ધનરામે કરી આ નિરીક્ષાનો જવાબ, એમની રીત પ્રમાણે, શ્રી નરસિંહરાવે રમણભાઈના "જ્ઞાનસુધા" પત્રના સન ૧૮૯૬ના છેલ્લા ત્રણ અકોમા આપ્યો અને તેનો પાછો જવાબ આપવા માટે ગોવર્ધનરામે બીજો લાંબો લેખ "ગુજરાતી લેખનપદ્ધતિ અને રા નરસિંહરાવ ભોળાનાથ" એ શીર્ષકથી લખ્યો આ લેખ "સમાલોચક"ના સન ૧૮૯૭ના છે ના અકમા અને સન ૧૮૯૮ના પહેલા ત્રણ અકમા પ્રકટ થયો આ ઉપરાત, "આ કાળના આપણા આદિનાટકો"નો લેખ જે સન ૧૮૯૬મા શરૂ કર્યો હતો, તે બીજે વર્ષે પૂર્ણ કર્યો આવી રીતે વકીલાતનો સમય પૂરો થતાં સુધી ગોવર્ધનરામની કલમનો પ્રવાહ નિરન્તર ચાલ્યા કર્યો

"સરસ્વતીચન્દ્ર"ના ત્રીજા ભાગને પ્રસિદ્ધ થવામાં ઘણો વિલમ્બ થયો એમ આગળ જણાવ્યું છે. જે સમયે ગોવર્ધનરામે આ લેખ છાપખાને મોકલ્યો તે સમયે મુંબઈ ઇલાકાનું રાજકીય વાતાવરણ કોઈ પણ રીતે શાન્ત કહીએ એવી સ્થિતિમાં ન હતું. સન ૧૮૯૬માં મુંબઈમાં પ્લેગ પહેલી વાર ફાટી નીકળ્યો. તે વિષે સરકારની નીતિ સંબન્ધી કેટલાંક દેશી પત્રોએ સખ્ત ટીકા કરી, જે સ્વાભાવિક રીતે સરકારી અમલદારોને ગળી લાગી નહિ. આ જ અરસામાં લોકમાન્ય શ્રીયુત બાળ ગંગાધર તિલકે લોકોના હૃદયમાં સ્વદેશપ્રેમ જાગ્રત કરવાને માટે, હિન્દના એક મોટામાં મોટા વીર શિવાજીનો મહોત્સવ ઊજવવાની શરૂઆત કરી. ત્યાર પછી થોડા જ વખતમાં પુનાના કલેક્ટર રેન્ડ અને લેફ્ટેનન્ટ આયર્સ્ટના અચાનક ખૂનથી આખો દેશ ખળભળી ઊઠ્યો. શ્રીયુત તિલક ઉપર કામ ચલાવવામાં આવ્યું અને છાપાંઓ તથા છાપખાનાંઓ ઉપર સરકારે ઘણી સખ્તાઈ કરી.

આવી રીતે એક પાસથી જ્યારે લોકો ઉશ્કેરાઈ ગયા હતા અને બીજી પાસથી સરકારના જાપતાથી મુદ્રકો ડરતા હતા, તેવે વખતે "સરસ્વતીચન્દ્ર"નો આ ભાગ છાપવા માટે મોકલવામાં આવ્યો. ભોગજોગે આ ગ્રન્થમાં ગોવર્ધનરામે રાજકીય વિષયો સંબન્ધી, અને તેમાં પણ અંગ્રેજી રાજનીતિ સંબન્ધી, ચર્ચા કરી હતી. બહુ સાવધાનીથી તથા બહુ યુક્તિપુરઃસર લખ્યા છતાં, ગોવર્ધનરામે અંગ્રેજી રાજનીતિનું પૃથક્કરણ તેમાં કર્યું હતું, તેથી આ સમયમાં તે પ્રસિદ્ધ કરવાની હિંમત છાપખાનાવાળાની ચાલી નહિ. ઘણી સમજૂતી પછી અને ઘણી આનાકાની પછી છાપવાનું કામ શરૂ તો થયું, આ પ્રમાણે અમુક ભાગ છપાઈ પણ રહ્યો, પરંતુ ત્યાર પછી પ્રેસવાળાએ પુસ્તકના એક વાક્ય બાબત વાંધો કાઢ્યો, અને એ વાક્ય કાઢી નાખો તો જ આગળ છાપીશું એમ કહ્યું પરંતુ કાયદાનો અર્થ તથા પોતે જે લખ્યું હતું તે વાક્યનો અર્થ છાપખાનાના અધિપતિ કરતાં ગોવર્ધનરામ વધારે સારી રીતે સમજતા હતા; તેથી એમણે દૃઢપણે ઉત્તર આપ્યો કે "તમારે છાપવું હોય તો તે આ જ છે. એમાં મારે કાંઈ પણ ફેરફાર કરવાનો નથી." આ પ્રમાણે બેમાંથી કોઈએ પણ પોતાનો વિચાર ફેરવવાની વૃત્તિ બતાવી નહિ, તેથી ગોવર્ધનરામને બીજો છાપનારો શોધવાની જરૂર પડી. આ સમયે કેટલાક છાપખાનાના

આલિકાએ ચોખ્ખી ના પાડી, ત્યારે કેટલાક ના ન પાડી શક્યા. તેઓએ મોંએ હા કહી, પણ સમૂળગું છાપ્યું નહિ. આમ કરતે કરતે ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં ત્યારે છેવટે સન ૧૮૯૮મા "સરસ્વતીચન્દ્ર" ભાગ ત્રીજો છપાઈને બહાર પડ્યો આ ગ્રન્થમાં "રત્નનગરીના રાજ્યતંત્ર"નું ચિત્ર આપીને, અંગ્રેજી હકૂમત નીચે દેશી રાજ્યો ધીમે ધીમે કેવી રીતે આવી પડ્યા, અને તે હકૂમત તળે રહીને દેશી રાજ્યોએ પોતાની ચડતી માટે કેવી જાતની નીતિ ગ્રહણ કરવી જોઈએ એ ગોવર્ધનરામે બહુ કૌશલથી તથા ઝીણવટથી બનાવ્યું છે.

આ અરસામા નડિયાદ તરફ કોણ જાણે કેવીય રીતે એમ અફવા ઊડી કે આ ત્રીજા ભાગમા પ્રકટ કરેલા અમુક વિચારોને લીધે, શ્રીયુત તિલકની પેઠે, ગોવર્ધનરામને પણ સત્તાવાળા પકડી ગયા છે અને થોડા વખતમા રાજદ્રોહી લખાણ માટે એમના ઉપર કામ ચાલશે સ્વાભાવિક રીતે આ સમાચારથી એમના સર્વ સગાસંબન્ધીમાં ભારે ગભરાટ ફેલાઈ ગયો શિવકાશીની ચિન્તા તથા મૂંઝવણનો તો પાર જ રહ્યો નહિ ગોવર્ધનરામની સ્વતન્ત્ર વિચારવાળી પ્રકૃતિ તથા ત્રીજા ભાગ સંબન્ધી મુન્શીએ બનાવેલી દહેશત, એને લીધે અફવાને તથા આ ગભરાટને જબ્બર ટેકો મળ્યો એકદમ મન સુખરામને તાર કરી ખરા સમાચાર પુછાવ્યા અલબત, આ અફવા તો ખોટી જ હતી અને વાસ્તવિક રીતે આવું કશુ બન્યું જ ન હતું. એટલે આ વૃદ્ધ વડીલે તન્ત જ ગોવર્ધનરામની સહીસલામતીના સર્વને ખબર આપ્યા અને તેથી બધાના જીવને નિરાત વળી

ગોવર્ધનરામની ઉમર ચાળીસ વર્ષની થઈ એટલે પોતાના ત્રીજા સંકલ્પ પ્રમાણે ધંધો છોડી નિવૃત્તિ મેળવવાનો પ્રયાસ એમણે કરવા માંડ્યો

* ગોવર્ધનરામે નિવૃત્તિની સ્વીકાર-અસ્વીકારની ચિન્તામાં ઘણો લાંબો કાળ તીવ્ર તપશ્ચર્યામા, ઉગ્ર આત્મમંથનમા ગાળ્યો હતો તા ૧૨મી સપ્ટેમ્બર ૧૮૯૮ની રાત્રે દસ વાગ્યે કરેલી નોંધમાં ગોવર્ધનરામ લખે છે :

This great Thought which involves momentous results to myself and to my family, has taken me

full eleven days of anxious thought and nervous strain which have made my stomach unable to digest one half of its usual food all these days, and which made me unable to do any other work, and the briefs that I brought from Bombay for disposal on the 1st inst. –these, each and all, having been lying on my table all these days, simply and literally untouched. And why?... because my thoughts and anxieties about retirement were concentrated upon one focus and left me no desire to look at them. *

( સ્ક્રેપબુક ભા. ૨, પૃ. ૧૫૩ )

જ્યારે કાંઈ પણ અગત્યનું કામ કરવાનું હોય ત્યારે ગોવર્ધનરામની રીત એવી હતી કે પહેલપ્રથમ તો પોતે બધો વિચાર કરી જુએ. પછી પોતાના વડીલો, શુભેચ્છકો, સ્નેહીઓ વગેરે સર્વની આગળ પોતાનો "કેસ" રજૂ કરી એમના અભિપ્રાય તથા સલાહ જાણી લે. આ પ્રમાણે ઘણા જણને પૂછવાથી, જુદા જુદા વિચારવાળાના મત જાણવાનો તથા સર્વદેશીય દૃષ્ટિથી પોતાની યોજના તપાસવાનો એમને લાભ મળતો. પછીથી બધાના વિચારોનું સદોહન કરી, કયો માર્ગ લેવો તે વિષેનો છેવટનો ઠરાવ તો પોતાની જ વિવેકબુદ્ધિ અનુસાર તે કરતા. આ પદ્ધતિથી બધાની સલાહનો એમને લાભ મળવા ઉપરાંત, બધાના સ્નેહ તથા સદ્‌ભાવ સચવાતા, અને કોઈને પણ એમ કહેવાનું રહેતું નહિ કે "આ કેવું અવિચારી કર્યું? કોઈ એ માણસને પૂછ્યું–ગાછ્યું તો હતું?"

આ પ્રમાણે પ્રથમ પોતાના મુખ્ય વકીલ મનઃસુખરામને પોતાનો સંકલ્પ જણાવ્યો. સસારરચનામા ઈશ્વિરે કાંઈક એવી ખૂબી કરી છે કે જે માણસો વચ્ચે સમૂળગો મનોભેદ હોતો નથી તેઓની વચ્ચે પણ જબરો મતભેદ પડે છે! હૃદયની પૂરી એકતા હોય છે ત્યાં પણ વિચારોની પૂરી એકતા હોતી નથી! કેટલીક વાર તો એવી અગત્યની બાબતમાં મતભેદ પડે છે કે આ "મતભેદની દીવાલો" ખરા સ્નેહીઓનાં હૃદયને પણ જુદાં પાડે છે. સન ૧૭૮૯માં ફ્રાન્સના બળવાને લીધે બર્ક તથા ફોક્સ જેવા ગાઢ ને વર્ષોજૂના મિત્રો વચ્ચે, કદી ન સધાય એવી જે ફાટ પડી હતી તે આનું જ

એક ઉદાહરણ છે આ જીવનકથાના નાયકના સબન્ધમા જોકે આવુ બધુ કશુ થયુ નથી, તોપણ એમના નિવૃત્તિનિવાસ વિશે એમના સ્નેહીસમ્બન્ધીઓમા એક ભારે મતભેદ રહ્યો છે—ને ઘણુ કરીને રહેશે પણ ખરો

અસ્તુ ગોવર્ધનરામની બધી વાત ધ્યાનથી સાભળ્યા પછી મનસુખરામને આ પગલુ કોઈ પણ રીતે જરૂરનુ કે ડહાપણભરેલુ લાગ્યુ નહિ! ગોવર્ધનરામને વાચવાલખવાની વિશેષ સગવડ કરવી થઈ હોય તો ખુશ થવા જેવુ હતુ, પણ એમના માટે ધંધો છોડી ઘેર બેસવાની શી જરૂર હતી? બસ ઇચ્છા હોય તો ધંધાનુ કામ ઓછુ કરવુ ને બાકીનો સમય પોતાની ઇષ્ટ પ્રવૃત્તિમા ગાળવો પણ એટલા માટે, ધમધોકાર ચાલતો ધંધો વળી હાથે કરીને શુ કરવા બધ કરવો? આવી રીતે ગોવર્ધનરામને સમજાવવા માટે એમણે ઘણો યત્ન કર્યો પણ જ્યારે એમને લાગ્યુ કે ગોવર્ધનરામની ઇચ્છા પોતે ધારી હતી તે કરતા વધારે પ્રબળ છે ત્યારે તેમણે છેવટે એવી સલાહ આપી કે ગોવર્ધનરામે બે વર્ષ સુધી હજી વધારે વિચાર કરી જોવો, અને ત્યાર પછી પણ જો આ વિચાર કાયમ રહે તો તે અમલમા મૂકવો બીજા અમુક સ્નેહીઓની પણ આવી સૂચના થવાથી આ ઇચ્છાને ગોવર્ધનરામ તાબે થયા

આ પછી બીજે વર્ષે શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ એલએલ બી.ને પોતાના ધંધામા એમણે સાથી કર્યા આથી કરીને પોતાના મનગમતા કામ માટે કાંઈક વધારે ફુરસદ મળવા લાગી એમ કરતે કરતે બે વર્ષ પૂરા થયા નાનપણથી કરી રાખેલો આ નિશ્ચય હવે અણીની વખતે ફરી જાય એમ તો બને એવુ જ નહોતુ તેથી ગોવર્ધનરામે નિવૃત્તિ લેવા બાબતમા ફરીથી સમતિ માગી અને એમની ખરા અન્તઃકરણની આ ઇચ્છા છે એમ જાણીને એમના વડીલ મુરબ્બીએ છેવટે સમતિ આપવી પડી પણ તે જ વખતે સસરાજી [illegible] પ્રેરાયેલી બે શરતો મનસુખરામે લેવડાવી એક તો અત્યારે જે કેસનુ કામ બાકી રહ્યુ હોય તે પૂરુ કરી નાખવુ અને નિવૃત્તિમા પણ કંઈ બહુ ખાનગી કે બહુ અગત્યનુ એવુ કામ આવે તો તે અનુકૂળતા પ્રમાણે લેવુ પડે આવી રીતે પોતાના બેતાળીસમા વર્ષે પૂરા કરી,

સન ૧૮૯૮ના ઑક્ટોબર માસમાં, લલિતાપંચમીને દિવસે, પોતે સૌથી ઇષ્ટ માનેલા એવા વાનપ્રસ્થાશ્રમ જેવા આ આશ્રમનો ગોવર્ધનરામે સ્વીકાર કર્યો.

* "નિવૃત્તિનિવાસ શોધતી વખતે એઓ હાઈકોર્ટના દરેક જજજની મુલાકાત લઈ આવેલા, તેમાં મિ. જસ્ટિસ પાર્સન્સ પાસે પણ ગયેલા. તેમણે પૂછ્યું કે તમે આ પ્રમાણે ધંધો છોડો તે બહુ અજબ જેવું છે. તેનું કારણ મને એક જ લાગે છે કે તમે નાણું બહુ સારું કમાયા હશો. જો મારી પાસે પણ પુષ્કળ પૈસો થાય તો હું પણ આજે હિંદુસ્તાનને છેલ્લી સલામ કરી જાઉં. ગોવર્ધનરામ કહે: "મારી પાસે નાણું તો સારું થયું નથી; એટલી રકમમાં હું મુંબઈમાં રહી શકું નહિ. મુંબઈની બહાર નડિયાદ જેવી જગામાં સાદાઈથી રહી શકું."

(કૃ. મો. ઝવેરી-'વસંત' સ્મા. અં. પૃ. ૧૨૫-૧૨૬)

પણ આ તો મુંબઈના વકીલમંડળમાં પૂર્વે કદી નહિ બનેલો એવો બનાવ બન્યો. આખો વકીલવર્ગ ચકિત થઈ ગયો. એક મોટામાં મોટો વકીલ, પોતાની મધ્ય વયે જ, પૂર્ણ કૃપા બતાવતી લક્ષ્મીદેવીની સેવાનો તિરસ્કાર કરી, નિસર્ગભિન્ન આસ્પદવાળી સરસ્વતીદેવીની સેવામાં આખીનું આયુષ્ય અર્પી દે એ બનાવ કોઈ પણ માણસને તાજુબીમાં ગરકાવ કરે એવો હતો. અને કેમ જાણે હજી કસોટી બાકી હોય તેમ, નિવૃત્તિ ગ્રહણ કર્યા પછી બીજે કે ત્રીજે જ દિવસે બેત્રણ બહુ અગત્યના તથા બહુ પૈસા મળે એવા "કેસ" એમના હાથમાં આવી પડ્યા! પણ એમણે તો તે કેસ લેવાની ચોખ્ખી ના પાડી. અને કારણ પૂછવામાં આવ્યું ત્યારે પોતાનો સંકલ્પ જાહેર કર્યો. પછી તો તે અમીલોની સ્થિતિ જ જોઈ લેવી! કોઈ બહુ નિરાશ થઈ ગયા, કોઈને રીસ પણ ચઢી, અને કોઈએ તો એમના મગજની સ્થિતિ તથા સ્વસ્થતા ઉપર વહેમ સરખો પણ આણ્યો! પણ આ બધું વૃથા. ગોવર્ધનરામ ૯૮ હતા – અને ૯૮ રહ્યા. મુંબઈ છોડતા પહેલાં એમના મિત્ર ઑ. ચીમનલાલ હરિલાલ સેતલવાડે એમના માનમાં એક "પાર્ટી" આપી.

ગોવર્ધનરામનું આ પગલું વ્યાજબી હતું કે નહિ તથા તેથી એમને એકંદરે લાભ થયો કે ગેરલાભ, એ ગોવર્ધનરામના જીવનનો

એક ઘણો મોટો પ્રશ્ન છે. આ પ્રશ્ન એમના અંગત સ્નેહી શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીએ "વસન્ત"ના સ્મારક અંકમાં આ રીતે ઉઠાવ્યો છે. * તેઓ લખે છે:

"મારો નમ્ર અભિપ્રાય તો એવો જ છે કે એમણે ધંધો તદ્દન છોડી દેવામાં ભૂલ કરી, મુંબઈ છોડી નડિઆદ નિવાસ રાખવામાં પણ ભૂલ કરી, અને એ બને ભૂલને લીધે ગુજરાતી સાહિત્ય તેમ એમના કુટુમ્બને પણ મોટી ખોટ ગઈ છે. નિવૃત્તિનિવાસનું બીજું અને મોટું નુકસાન તો એ થયુ કે આખો વખત અભ્યાસમાં ગાળવાથી અને બીજી કોઈ પણ રીતની સોબત ન હોવાથી એમનું મગજ ધીમે ધીમે વિકારી (Morbid) થતું ગયું. ગોવર્ધનરામનામાં કેટલાક ગુણો એવા હતા કે જેને સબધે એના મિત્રો તથા સોબતીઓની એમને જરૂર હતી કે જે એમને ખરેખરું કહી દે – corrective રૂપે વર્તે – અને તે ગુણને લીધે આવતાં અશુભ પરિણામ અટકાવે. તેવા મિત્રોનો અંકુશ બહારગામ રહી ગયો..." *

(કૃ. મો. ઝવેરી—'વસત' સ્મા. અ. પૃ. ૧૨૫-૨૬)

બન્ને પક્ષની દલીલ બહુ સબળ તથા વિચારયોગ્ય છે એમાં શક નથી. તેમ એટલું પણ નિર્વિવાદ છે કે નિવૃત્તિકાળમા પોતે જેટલું ધાર્યું હતું તેટલું કામ પોતે જીવ્યા એટલા સમયમા ગોવર્ધનરામ બતાવી શક્યા નથી પણ એનું ખરું કારણ એ છે કે પોતાનાં, તેમ જ પોતાના કુટુમ્બી માણસોના, મંદવાડ તથા મૃત્યુ એ બન્નેએ એમની યોજનાના અમલમાં, પહેલેથી કલ્પી શકાય નહિ તથા પછીથી ઉપાય થઈ શકે નહિ એવી મોટી ઉપાધિઓ નાખી. આવી ઉપાધિઓ આવશે એવી એમને પહેલેથી ખબર પડી નહિ એ જો એમની ભૂલ (?) કહી શકાય, તેમ જ નિવૃત્તિ લીધી ન હોત તો આ ઉપાધિઓ ઓછી થઈ જ જાત (?) એમ જો માની લઈએ, તો નિવૃત્તિનિવાસ એ એક "ભૂલ" હતી એમ કબૂલ કરવું જોઈએ. પરંતુ આ ચર્ચામાં વધારે ઊતરવાને બદલે ટૂંકમા એટલું જ જણાવીશું કે, આ "ભૂલ" હોય કે ન હોય, તોપણ તેથી ગોવર્ધનરામના હૃદયની વિશુદ્ધિ તથા એમના આશયોની મહત્તામાં જરા પણ ક્ષતિ આવતી નથી. "ધંધો છોડી નડિયાદ રહેવામાં એમણે

મોટી ભૂલ કરી હતી" એમ કદાપિ માનવામાં આવે, તોપણ એ દોષ એમની દીર્ઘદૃષ્ટિ તથા તુલનાશક્તિ પૂરતો જ ગણાય, એમના ગહનાનુભાવ હૃદયની નિર્લોભતાને કે એમની પરમાર્થવૃત્તિને તો જરા પણ એનો સ્પર્શ થાય તેમ નથી અને એ બાબતમાં તો સૌ સંમત થશે કે એમની નિવૃત્તિનું ખરું રહસ્ય તો એમની વિરાગવૃત્તિ, એમનું સ્વાર્પણ તથા એમની સ્વધર્મનિષ્ઠા એ જ છે એ ગુણોને લીધે જ એમનું આ વર્તન સર્વ નિઃસ્વાર્થ હૃદયો માટે પૂજન તથા અનુસરણને પાત્ર છે.

આ નિવૃત્તિ લેવાના સ્વરૂપ પાછળ રહેલું પ્રયોજન તા ૬ઠ્ઠી જૂન ૧૮૯૨ની નોંધમાં ગોવર્ધનરામ નીચે પ્રમાણે સ્પષ્ટ કરે છે

My time for retirement is drawing near Retirement is necessary, it is a duty, an aspiration a relief What is the object of it? If it enables me to do my duty to my country, all right If it does not, it will enable me to do my duty to my God and to my soul – a matter that does not require me to be rich "

(સ્ક્રેપબુક ભા ૨, પૃ ૬-૭)



દિવસ અને રાત એ બે મુખ વારાફરતી ધરતો સૂર્યોદયથી સૂર્યોદય સુધીનો પ્રત્યેક કાળખંડ જેમ દ્વિમુખી પણ એક જ વ્યક્તિ છે, અથવા ચંદ્રમાનો આખો ગોળો તેજસ્વી અને ભાગ્યવશાત્ નિસ્તેજ એવા બે ભાગોનો બનેલો છે, તેમ આ વિચિત્ર નવલમાં નાયિકા છે તો એક, પણ તે એક માથા ઉપર બે મુખ ચોડી રહ્યા છે, એક મુખ ગરીબ શ્યામ અને બીજું ગૌર

— બ ક ઠાકોર ('વિવિધ વ્યાખ્યાનો' ગુચ્છ ૧, પૃ ૮૬ ૯)

તે જ રામે પશ્ચિમનું અસુધિરા અવતાર,
જિજ્થી વિદ્યા કરિના થશે સ્ત્ય સાકાર
જેમને રાખી અંતરમાં, અર્પણ કરી મન
પગને પાને ઢગથી કરશે જન ઉદ્ધાર
હિંદભૂમાં આ મરે વર્તાવતી આનંદ,
એ હતી મરી ચામરો કતી હું ખનિકન્દ '

('સ્નેહમુદ્રા'-કાંડ ૬૦૪, ૧૩-૨૧)

એક ઘણો મોટો પ્રશ્ન છે. આ પ્રશ્ન એમના અગત સ્નેહી શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીએ "વસન્ત"ના સ્મારક અંકમા આ રીતે ઉઠાવ્યો છે. * તેઓ લખે છે

"મારો નમ્ર અભિપ્રાય તો એવો જ છે કે એમણે ધધો તદ્દન છોડી દેવામા ભૂલ કરી, મુબઈ છોડી નડિઆદ નિવાસ રાખવામા પણ ભૂલ કરી, અને એ બને ભૂલને લીધે ગુજરાતી સાહિત્ય તેમ એમના કુટુમ્બને પણ મોટી ખોટ ગઈ છે. નિવૃત્તિનિવાસનુ બીજુ અને મોટુ નુકસાન તો એ થયુ કે આખો વખત અભ્યાસમા ગાળવાથી અને બીજી કોઈ પણ રીતની સોબત ન હોવાથી એમનુ મગજ ધીમે ધીમે વિકારી (Morbid) થતુ ગયુ ગોવર્ધનરામનામા કેટલાક ગુણો એવા હતા કે જેને સબધે એવા મિત્રો તથા સોબતીઓની એમને જરૂર હતી કે જે એમને ખરેખરુ કહી દે – corrective રૂપે વર્તે – અને તે ગુણને લીધે આવના અશુભ પરિણામ અટકાવે તેવા મિત્રોનો અકુશ બહારગામ રહી ગયો "*

(કૃ મો ઝવેરી—'વસત' સ્મા અ. પૃ. ૬૨૫ ૨૬)

બન્ને પક્ષની દલીલ બહુ સબળ તથા વિચારયોગ્ય છે એમા શક નથી તેમ એટલુ પણ નિર્વિવાદ છે કે નિવૃત્તિકાળમા પોતે જેટલુ ધાર્યું હતુ તેટલુ કામ પોતે જીવ્યા એટલા સમયમા ગોવર્ધનરામ બતાવી શક્યા નથી પણ એનુ ખરુ કારણ એ છે કે પોતાનાં, તેમ જ પોતાના કુટુમ્બી માણસોના, મદવાડ તથા મૃત્યુ એ બન્નેએ એમની યોજનાના અમલમા, પહેલેથી કલ્પી શકાય નહિ તથા પછીથી ઉપાય થઈ શકે નહિ એવી મોટી ઉપાધિઓ નાખી આવી ઉપાધિઓ આવશે એવી એમને પહેલેથી ખબર પડી નહિ એ જો એમની ભૂલ (?) કહી શકાય, તેમ જ નિવૃત્તિ લીધી ન હોત તો આ ઉપાધિઓ ઓછી થઈ જ જાત (?) એમ જો માની લઈએ, તો નિવૃત્તિનિવાસ એ એક "ભૂલ" હતી એમ કબૂલ કરવુ જોઈએ પરંતુ આ ચર્ચામા વધારે ઊતરવાને બદલે ટૂકમા એટલુ જ જણાવીશું કે, આ "ભૂલ" હોય કે ન હોય, તોપણ તેથી ગોવર્ધનરામના હૃદયની વિશુદ્ધિ તથા એમના આશયોની મહત્તામા જરા પણ ક્ષતિ આવતી નથી "ધધો છોડી નડિઆદ રહેવામા એમણે

મોટી ભૂલ કરી હતી" એમ કદાપિ માનવામાં આવે, તોપણ એ દોષ એમની દીર્ઘદૃષ્ટિ તથા તુલનાશક્તિ પૂરતો જ ગણાય. એમના મહાનુભાવ હૃદયની નિર્લોભતાને કે એમની પરમાર્થવૃત્તિને તો જરા પણ એનો સ્પર્શ થાય તેમ નથી અને એ બાબતમાં તો સૌ સંમત થશે કે એમની નિવૃત્તિનું ખરું રહસ્ય તો એમની વિરાગવૃત્તિ, એમનું સ્વાર્પણ તથા એમની સ્વધર્મનિષ્ઠા એ જ છે. એ ગુણોને લીધે જ એમનું આ વર્તન સર્વ નિઃસ્વાર્થ બન્યો. માટે પૂજન તથા અનુકરણને પાત્ર છે.

આ નિવૃત્તિ લેવાના સંકલ્પ પાછળ રહેલું પ્રયોજન તા. ૬ઠ્ઠી જૂન ૧૮૯૪ની નોંધમાં ગોવર્ધનરામ નીચે પ્રમાણે સ્પષ્ટ કરે છે.

My time for retirement is drawing near. Retirement is necessary, it is a duty, an aspiration, a relief. What is the object of it? If it enables me to do my duty to my country, all right. If it does not, it will enable me to do my duty to my God and to my soul – a matter that does not require me to be rich. *

(સ્ક્રેપબુક ભા. ૨, પૃ. ૬–૭)



દિવસ અને રાત એ બે મુખ વારાફરતી ધરતો સૂર્યોદયથી સૂર્યોદય સુધીના પ્રત્યેક મનખડું જેમ દ્વિમુખી પણ એક જ વ્યક્તિ છે, અથવા ચંદ્રમાનો આખો ગોળો તેજસ્વી અને ભાગ્યવશાત્ નિસ્તેજ એવા બે ગોળાર્ધનો બનેલો છે, તેમ આ વિચિત્ર નવલમાં નાયિકા છે તો એક, પણ તે એક માથા ઉપર બે મુખ ચોડી રહ્યા છે, એક મુસાફરે શ્યામ અને બીજું ગૌર.

—મ. ક. ઘારેર ('ચિત્ર નામાનો' ગુચ્છ ૧, પૃ. ૯૮–૯)

તે જ સમે પશ્ચિમતણા અબુધિમાં અવતાર,
વિજયથી વિદ્યા કલિનો થશો જય સાકાર
અમો આખી અવનિમાં, અપૂર્વ કરશે ...મ
પગને પગને ...થી કરશો જન ઉદ્ધાર
હિન્દભૂમમાં આખર વર્તીરતી આનંદ,
એ હૃદયથી ભરી વાગશો ...તી હૃદયનિકંદ '

('સ્નેહમુદ્રા'–કડી ૧૦૪, ૨૩–૨૪)

# પ્રકરણ ૮

## નિવૃત્તિનિવાસ

### ઈ ૧૮૯૮—ઈ ૧૯૦૬ (જુલાઈ)

સન ૧૮૯૯મા ગોવર્ધનરામે પોતાની સૌથી નાની પુત્રી જયતીના લગ્ન કર્યા તે પછી તરત તે એવી ભયંકર બીમારીમા સપડાયા જેમાંથી બચવાની આશા પણ કેટલીક વાર રહી ન હતી સન ૧૯૦૧મા 'સરસ્વતીચન્દ્ર' ભાગ ૪ બહાર પડ્યો સન ૧૯૦૨મા એમના સૌથી મોટા તથા સૌથી પ્રિય પુત્રી લીલાવતીનુ અવસાન થયુ, તે જ વર્ષે તે એમ એ ના ગુજરાતીના પરીક્ષક નિમાયા, તથા પ્રો ગજ્જર સાથેની મૈત્રીનો જન્મ થયો સન ૧૯૦૩મા નડિયાદ પાસેના વસોમા "મિત્રમંડળ"ના મહોત્સવ સમયે પ્રમુખસ્થાન શોભાવ્યુ સન ૧૯૦૪મા એમના માતુશ્રી શિવકાશીનુ મૃત્યુ થયુ સન ૧૯૦૫ મા "લીલાવતી જીવનકલા" પ્રકટ થઈ, નડિયાદની "ડાહીલક્ષ્મી પુસ્તકશાળા"ના વ્યવસ્થાપક મંડળના પ્રમુખ નિમાયા અને "ગુર્જર સાહિત્યપરિષદ"ના પ્રથમ પ્રમુખ થવાનુ સ્પૃહણીય માન મેળવ્યુ. સન ૧૯૦૬મા 'કવિ દયારામનો અક્ષરદેહ' લખ્યો જે એમના મૃત્યુ પછી છપાઈ રહ્યો આ વર્ષના જૂન માસમા એ આબુ જયપુર ગોકળ મથુરા વગેરે સ્થળો તરફ પ્રવાસ કરવા નીકળ્યા, જ્યાંથી જુલાઈ માસમા નડિયાદ પાછા ફર્યા પછીથી તે માંદા પડ્યા આ એમનો છેલ્લો મંદવાડ હતો

આ અરસાની હકીકત સગવડ ખાતર ત્રણ વિભાગમા વહેંચી નાખવામા આવી છે પહેલા વિભાગમા એમના પોતાના સબન્ધી તથા એમના ઘર, કુટુમ્બ, મિત્રો વગેરે સબન્ધી હકીકત નોંધી છે બીજામા, યુનિવર્સિટી, કૉંગ્રેસ કૉન્ફરન્સ, તથા એવી એવી જાહેર સસ્થાઓના લોકોપયોગી કાર્યમા એમણે જે ભાગ લીધો હતો તેનુ બયાન આપ્યુ છે ત્રીજામા એમની લેખન, વાચન તથા ભાષણરૂપી ત્રિગુણાત્મક સાહિત્યપ્રવૃત્તિને સ્થાન આપ્યુ છે

મુંબઈથી મુકામ ઉઠાવી ગોવર્ધનરામ જેવા નડિયાદ આવીને રહ્યા કે તરત, કચ્છના રાવસાહેબ તરફથી કચ્છ સંસ્થાનની દીવાનગીરી

રૂ. ૧૫૦૦ના પગારથી સ્વીકારવાની માગણી મૂકવામાં આવી. પરંતુ ગોવર્ધનરામનું મનોરાજ્ય જુદું જ હતું, અને એ રાજ્ય છોડી આવા રાજ્યની દીવાનગીરી કરવાની એમને લગારેય ઇચ્છા ન હતી, તેથી તેની ના પાડી.

નડિયાદમાં પોતાના કુટુમ્બ સાથે મહિનો માસ રહી, પોતાના "બજેટ"ની વ્યવસ્થા કરી, ડિસેમ્બર માસમાં પોતાના પુત્ર રમણીયરામને લઈને તે કાઠિયાવાડ તરફ ગયા. લાઠીદરબાર સુરસિંહજી સાથે એમને મુબઈમાંથી જ સમ્બન્ધ બધાયો હતો. વળી તે વખતે લાઠીના કારભારી તરીકે નડિયાદના શ્રી. ગિરધરદાસ મંગળદાસ દેસાઈ હતા, જે નડિયાદના પ્રખ્યાત દેસાઈ કુટુમ્બના હતા. આ કુટુમ્બ સાથે ગોવર્ધનરામને ઘર જેવો સંબન્ધ હતો. તેથી ગોવર્ધનરામ પ્રથમ લાઠી ગયા. ત્યાં રજવાડાનું કેટલુંક કામ કરવામાં તથા કેટલીક ગૂંચ ઉકેલવામ એમણે બહુ કીમતી મદદ કરી. લાઠીથી થોડા દિવસ પછી જૂનાગ. ગયા. ત્યાંનું કામ પૂરું થયા પછી, સન ૧૮૯૯ની શરૂઆતમાં તે નડિયાદ પાછા વળ્યા.

* આ જ અરસામા ભાવનગરના દીવાન ગૌરીશકર ઉદેશંકર તથા અમદાવાદના રા. બ. રણછોડલાલ છોટાલાલનાં જીવનચરિત્ર લખવા એમને વિનતિ થઈ હતી. પણ ગોવર્ધનરામે નિવૃત્તિ સમયનું અસાધારણ મહત્વ સમજી આ કાર્યનો શત ચિત્તે અસ્વીકાર કર્યો. ધનપ્રાપ્તિ તો હવે તુચ્છ જ હતી *

(સ્ક્રેપબુક ભા. ૨-પૃ.૧૬૪)

સન ૧૮૯૯ના મે માસમા ગોવર્ધનરામે પોતાની સૌથી નાની પુત્રી જયંતીના લગ્ન કર્યાં લગ્નના તોરણ હજી તો લીલા જ હતા તેવામાં ગોવર્ધનરામની તબિયત એકાએક બગડી મંદવાડનું જોર વધવા લાગ્યું. દવાની જાણે અસર જ થતી ન હોય એમ લાગ્યું, અને છેવટે રોગે એવું તો ભયંકર રૂપ પકડ્યું કે ગોવર્ધનરામના બધા શુભેચ્છકોને ગભીર ચિન્તા થઈ કે નિવૃત્તિ ગ્રહણ કરવાના એમના બધા ઉદાત્ત આશય મનના મનમાં જ રહી જશે કે શું ! એવામા એમના એક પુરાણા સ્નેહી ડૉક્ટર શિવનાથ રામનાથ, જે ભાવનગરના પ્રસિદ્ધ ડૉક્ટર હતા, તે નડિયાદ આવી ચઢ્યા અને એમણે દવામા કાંઇક

ફેરફારથી તબિયતમાં તાત્કાલિક સુધારો થવા લાગ્યો અને આ સ્નેહીને હાથે આખરે જશ લખ્યો. સર્વના મોં પાછાં હસતાં થયાં. આ વર્ષના છેલ્લા ભાગમાં નડીઆદના સુપ્રસિદ્ધ નડિયાદ આવ્યા. કેટલાક કોમળ કાવ્યોના લેખક તરીકે પ્રસિદ્ધ થયેલા 'નર્મદ' ઉર્ફે જન્મશંકર મહાશંકર બુચ પણ એમની સાથે હતા. તે બન્ને ગોવર્ધનરામને ત્યાં આવતા તથા એમના સમાગમનો લાભ લેતા.

ગોવર્ધનરામ પોતાના મદવાડમાંથી ઊઠ્યા અને "સરસ્વતીચન્દ્ર" પૂરો કરી માઈક સંતોષ – કાંઈક કૃતકૃત્યતાની લાગણી અનુભવતા હતા તેવામાં એક મોટું અણુચિંતવ્યું અનિષ્ટ આવી પડ્યું. લીલાવતીની તબિયત ઘણા વખત થયાં નરમ રહ્યાં કરતી તેથી એમના પતિ સાથે એ જૂનાગઢ હતાં ત્યાંથી નડિયાદ આવ્યાં. સન ૧૯૦૧ના ઉનાળામાં હવાફેર માટે ગોવર્ધનરામ એમને આબુ લઈ ગયા. ત્યાંથી પાલનપુર વગેરે સ્થળે થઈ પેર આવ્યા પછી રોગ પાછો ઊભળ્યો અને લાખો માણસોના જેણે ભોગ લીધા છે એવા ક્ષયરોગના ચિહ્નો દિવસે દિવસે દઢ થતાં ગયાં. પોતે વાવેલી અને પોતે બહુ સંભાળથી ઉછેરેલી એવી કોમળ સુવાસિની લતાને અનન્દી પવન કે ક્રૂર જનાવર ઉખેડી નાખી તેનો નાશ કરે નહિ તે માટે જેમ કોઈ સારો માળી દર મમતાથી અનંત પ્રયાસ કરે તેમ ગોવર્ધનરામે પણ પોતાને અતિપ્રિય આ સદ્ગુણી બાળાની જીવનદોરી લંબાવવાના પ્રયાસમાં કશું બાકી રાખ્યું નહિ. પરંતુ વિધિના લેખ જુદા હતા! સહનશીલતાની મૂર્તિ જેવી લીલાવતીના શરીર ઉપર વ્યાધિએ પોતાનો અમલ પૂરેપૂરો બેસાડ્યો. અન્તે સ્નેહી પિતાના નિઃશ્વાસની અવગણના કરી પોતાના જીવનમાં જાણે પહેલો અપરાધ કરતી હોય એમ સન ૧૯૦૨ના જાન્યુઆરીની ૮મી તારીખે લીલાવતીએ આ સંસારમાંથી પ્રયાણ કર્યું. નવ તાળીસ વર્ષની વયે ગોવર્ધનરામના કોમળ સ્નેહવાળા હૃદય ઉપર આ ફટકો જેવોતેવો ન હતો. ગોવર્ધનરામના જીવનમાં જે અનેક હૃદયદ્રાવક બનાવ બન્યા હતા તેમાં આ છેલ્લો હતો. બરાબર પાંચ વર્ષ પછી ગોવર્ધનરામ પોતે પણ લીલાવતીની પછવાડે ચાલતા થયા!

સન ૧૯૦૨ના અંતમાં એમ. એ. ની ગુજરાતી વિષયની પરીક્ષા લેવા માટે તે મુંબઈ આવ્યા. લીલાવતીરૂપી પુત્રીરત્નને એમની પાસેથી ઝૂંટાવી લેવા માટે જાણે પશ્ચાત્તાપથી એનો બદલો વાળવો હોય તેમ

વિધાતાએ એમને આ વર્ષમાં એક મિત્રરત્નનો લાભ કરી આપ્યો. આ મિત્રરત્ન તે ઉદાર ચરિતવાળા પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર. નસીબજોગે સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ સાથે પણ વધારે ગાઢ સંબન્ધમાં ગોવર્ધનરામ આ સમયે આવ્યા તથા આ સમયે જ એ સાક્ષરરત્નને એમણે બરોબર પરખ્યું. સજ્જનોની મૈત્રી સાપ્તપદી કહેવાય છે તે અનુસાર આ ત્રિપુટીનો સંબન્ધ થોડા જ વખતમાં ગાઢ મૈત્રીભાવને પામ્યો; તેમાં પણ ગોવર્ધનરામ તથા પ્રો. ગજ્જર વચ્ચેનો સંબન્ધ તો દૃષ્ટાંતરૂપ થયો. પ્રો. ગજ્જર આ વખતે, શેઠ જીવરાજ બાલુના પ્રસિદ્ધ "દરિયા મહેલ"માં રહેતા હતા. ત્યાં આ ત્રણે ગુર્જર અગ્રેસરો વિવિધ પ્રકારની વિદ્વત્તાભરી ચર્ચામાં હમેશાં રાત્રિનો કેટલોક ભાગ ગાળતા હતા.

સન ૧૯૦૩ ના અન્ત ભાગમાં ગોવર્ધનરામ પરીક્ષા લેવા ફરીથી મુંબઈ આવ્યા કવિ કાલિદાસ જેને લક્ષ્મી તથા સરસ્વતીનું વિરલ સંશ્રયસ્થાન કહે છે તેમાંના એક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથે પણ આ વર્ષમાં સબન્ધ બન્ધાયો.

૧ "નડિયાદમાં ધનાઢ્ય ભાઉસાહેબ દેસાઈનું જૂનું કુટુમ્બ છે. અને તે કુટુમ્બ વિદ્યા અને વિદ્વાનનો સદા સત્કાર કરનારું છે. વિદ્વાનોનો ત્યાં જીવ ઠરે છે અને નડિયાદના ઘણાખરા સાક્ષરોનુ એ આનન્દની સાથે ઘણી વખત વિશ્રાન્તિનું સ્થાન થયું છે. ૫ડિત મણિલાલ ત્યાં હમેશ જતા અને સાયંકાળનો આનંદ ત્યા જ જમાવતા. સાક્ષરવર્ય મનઃસુખરામનુ તો એ બાલ્યાવસ્થાથી જ વિશ્રાન્તિનુ સ્થાન હતું. રા. ઝવેરીલાલ યાજ્ઞિક, દીવાન હરિદાસ વિહારીદાસ દેસાઈ અને દીવાન મણિભાઈ જસભાઈ જ્યારે જ્યારે નડિયાદ આવતા ત્યારે તેમનુ મડળ પણ ત્યા જામતુ અને આપણા સાક્ષરને વાનપ્રસ્થાવસ્થામા હમેશ ત્યાં જ જવું ગમતુ. ત્યા જઈને વિવિધ વિષયો ઉપર વાર્તાપ્રસંગ કરી કુટુમ્બના યુવકોને શિખામણ આપતા, તેમન તથા પોતાને આનદ કરાવતા, શ્રોતાની વિદ્યા ઉપર પ્રીતિ ઉત્પન્ન કરી તેમને વિદ્યાવિલાસી બનાવતા. એમના શરીરની શિથિલતા વધ્યા પછી અને પ્લેગ ફાટી નીકળ્યા પછી ઘણીક વખત તો એ કુટુંબની સાથે એમના બાગમાં જ જઈને પ્લેગના વખતમાં વસતા અને આબાવાડિયામાં તંબુની પર્ણકુટિમાં સાયંકાળે એક ઋષિની પેઠે પોતાની પાછળ શિષ્યમંડળ

ભેગું કરી બેસતા, તેમને હસાવતા, વખતે શિખામણની સાથે મર્મ-વચન કહી યુવકને મીઠે ગ્ગતે દોરવાને દપટારતા પણ ખરા. સાયંકાળનો સમય ગાળવાને માટે વળી કેટલીક વખત ગામની ભાગોળે આવેલાં રમણીય દેવાલયોમાં જતા, તો કેટલીક વખત નડિયાદમાં થોડાક વખતથી સ્થપાયેલી ત્યાના સભાવિત ગૃહસ્થોની ક્લબમા પણ ભાગ લેતા. તે સંસ્થાના આપણા સાક્ષર અધ્યક્ષ ( પ્રેસિડેન્ટ ) હતા રા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવની નડિયાદમાં બદલી થયા પછી ગોવર્ધનરામનો સાય કાળ ઘણી વખત માસ્તરસાહેબના નાના બગીચામાં જ વીતતો . આ જ પ્રસંગે આપણા સાક્ષરને સાક્ષર કેશવલાલની વિદ્વત્તાનું બરાબર ઓળખાણ પડ્યું હતું. અને તે એમણે સાહિત્યપરિષદના પ્રસંગે અમદાવાદમાં જાહેર કરી રહ્યુ હતુ કે 'મેં એક વિદ્વાન શોધી કાઢ્યા છે.' વિદ્વાનને ખોળી કાઢવા વિદ્વાનની અપેક્ષા છે.!"[૩]

(મગનભાઈ ચ. પટેલ – 'વસંત' રમા. અ. ૫ ૧૩૨)

સન ૧૯૦૪ મા પ્લેગ-મરકીએ પોતાની સંહારક શક્તિનું દર્શન નડિયાદની પ્રજાને બહુ ભયંકર રીતે કરાવ્યુ. ગોવર્ધનરામ આ બાબતમાં બહુ ચોક્કસ હતા તેથી તેમને ગામબહાર નીકળવું પડ્યું. નડિયાદના ભાઉસાહેબ દેસાઈના કુટુમ્બ સાથે મન:સુખરામને તથા ગોવર્ધન-રામને ઘર જેવો નાતો હતો. તેથી તેઓએ આ સમયે, ગામ-બહારના પોતાના "પારીઆ" નામના બાગમા રહેવાની સગવડ કરી, આપી પોતાનો સદ્ભાવ પ્રકટ કર્યો ગોવર્ધનરામનું આખું કુટુમ્બ બહાર નીકળ્યું – ફક્ત એમના માતુશ્રી વગર. ગોવર્ધનરામે જાતે તથા બીજાં બધાએ એમને ઘણી આજીજી કરી, પણ "પ્લેગ અને તે શું કરવાનો છે ?" અને "મન્દિરની પૂજા મૂકી દઈ માગથી ન અવાય" એમ કહી એ તો ગામમા જ રહ્યાં ઈશ્વરને કરવુ ને શ્રીનાથજીનું મદિર–જ્યાં તે રહેતાં હતાં–ત્યાની હવા બગડી. તોપણ એમણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. છેવટે મરકીએ એમના જીર્ણ શરીર ઉપર હુમલો કર્યો ત્યાંથી એમને તરત પાદીએ લઈ જવામાં આવ્યાં; અનેક ઉપચાર કર્યા, પણ સર્વ વૃથા ગયા. છેવટે એપ્રિલ માસમા, ઉમરે વૃદ્ધ પણ શરીરે અને હિંમતે જુવાન, એવાં આ ડોશી પંચત્વ પામ્યાં. આવી રીતે એમનો અન્ત આવ્યો એ ખરેખર શોકકારક હતું. એમના મરણથી ગોવર્ધનરામનો તો એક મોટો

આધાર જતો રહ્યો. આ જ સમયે લલિતાગૌરીના માતુશ્રી લહેરલક્ષ્મી પણ પ્લેગથી મૃત્યુ પામ્યાં.

આ વર્ષમાં, પ્રો. ગજ્જરે શોધી કાઢેલા પીળાં મોતીને ધોઈ સફેદ બનાવવાના હુન્નર સંબન્ધી પ્રો. ગજ્જર તથા એમના એક ભત્રીજા વચ્ચે તકરાર ઊભી થઈ તેનો ફેંસલો કરવા માટે પંચ નિમાયું અને તેમાં ગોવર્ધનરામ તથા શ્રી. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી એ જ જણ હતા. આ પંચનો ચુકાદો પ્રો. ગજ્જરની તરફેણમાં ઊતર્યો એ વાત પ્રસિદ્ધ છે. આ વર્ષે પણ ગોવર્ધનરામ મુંબઈ આવ્યા. શ્રીયુત પુરુષોત્તમ શેઠની સૌજન્યયુક્ત ઇચ્છાને માન આપી, પોતાનો કેટલોક સમય આ વિદ્યારસિક શ્રીમાનના બંગલામાં એમણે ગાળ્યો.

* તા. ૧૫મી નવેમ્બર, ૧૯૦૪ની પોતાની નોંધમા ગોવર્ધનરામ લખે છે તેમ, ઈ. સ. ૧૮૭૮થી ૧૮૯૮ સુધીના ગાળામાં ગોવર્ધનરામ એકંદરે એક લાખ આઠ હજાર રૂપિયા કમાયા હતા. પણ નાનીમોટી આપત્તિઓ ને કૌટુમ્બિક જવાબદારીને લીધે, નિવૃત્તિકાળનાં માત્ર સાત વરસ પહેલાં જ રૂ ૩૦,૦૦૦ જેટલી બચત કરી શકયા હતા. તે ઉપરાંત ઘરઘરેણા, રાચરચીલું, પુસ્તકો વગેરેનો અંદાજ ગોવર્ધનરામ રૂપિયા ૨૦,૦૦૦ જેટલો મૂકે છે. રૂપિયા ૩૦ હજારની મૂડીમા પણ તેની બજારુ કિંમત મુજબ તો રૂપિયા દસ હજારની ખાધ આવતી હતી એમ ગોવર્ધનરામ જણાવે છે આ અવસ્થામા આજીવિકાનો પ્રશ્ન તથા પોતાના પુસ્તકોના પ્રકાશનનો પ્રશ્ન ગોવર્ધનરામ માટે બહુધા ચિંતાનો વિષય બની રહ્યો જણાય છે *

સન ૧૯૦૫ના મે માસમા પ્રો ગજ્જરે નડિયાદને બદલે મુંબઈમા આવીને રહેવા માટે ગોવર્ધનરામને ઘણુ સમજાવ્યા. મુંબઈનું ખર્ચ કાઢવા માટે એમણે એવી ગોઠવણ કરી કે અમુક શેઠિયાના ગુરુમિત્ર તરીકે એની પાસે રહેવુ, એને અમુક વખત લાભ આપવો અને એના બદલામા ગોવર્ધનરામને રૂ. ૩૦૦ દર માસે મળે. આ યોજના બધી રીતે તૈયાર હતી; ગોવર્ધનરામ જેવાનો આવી રીતે લાભ લેવા માટે અમુક શેઠ તૈયાર પણ હતા. ફક્ત એ પોતે હા કહે એની જ ખામી હતી. પણ આ ખામી એમણે દૂર કરી નહિ. પોતાની વિદ્યા વેચવી અને પોતાનો સિદ્ધાંત તોડવો એ ગોવર્ધનરામને અસહ્ય

જોટ રી ફતેહ પામ્યા તે કરતા પણ વધારે ફતેહ મનનો રોગ – ચિન્તા, કલેશ વગેરે દૂર કરવામા તે પામ્યા અનેક કારણોને લીધે શ્રી ગજ્જરના ઘરમા તથા આખા કુટુમ્બમા, આ સમયે કલેશ તથા વિગ્રહના અંશો પ્રબળ બની ગયા હતા તે કાઢી કાઢવા માટે એવા માણસની જરૂર હતી જે ચતુર, વ્યવહારનિપુણ પ્રામાણિક તથા સમાધાનવૃત્તિવાળા હોય તથા જે બધા પક્ષોની વાત ની સમજી બધાને સંતોષ થાય એવો રસ્તો કાઢી શકે ગોવર્ધનરામમા આ ગુણો હતા તે ઉપરાંત, એક મોટા માણસ તરીકે બધે એમનો ભાર પડે એમ હતુ, પણ ત્યારેય એમની નિઃસંદેહ સાત્ત્વિકતા એમને માટે બીજાના મનમા પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન કર્યા વિના રહેતી નહિ તેથી કરીને ગોવર્ધનરામ શ્રી ગજ્જરને ત્યા આવી રહ્યા ત્યાર પછી થોડા જ વખતમા એમના જાદુઈ સ્પર્શથી વિરોધ તથા કલેશના સર્વ અંશો શમી ગયા જ્યા ગાઢમા ગાઢ સબન્ધીના મન એકબીજાથી ઊંચા થવા પામ્યા હતા ત્યા ફરીથી પાછુ વિશ્વાસ, પ્રીતિ અને કર્તવ્યનિષ્ઠાનુ શાન્તિકારક રાજ્ય પ્રવર્તવા લાગ્યુ ગોવર્ધનરામે આથી પણ વિશેષ કર્યું શ્રી ગજ્જરે ટેકનોકેમિકલ–લેબોરેટરી વગેરે જે સાર્વજનિક કાર્યો હાથમા લીધા હતા તેની ઘટતી વ્યવસ્થા કરી સંગીન અને સ્થાયી પાયા ઉપર મૂકી દેવાની એમને ખાસ અગત્ય સમજાવી, અને એ કાર્યમા પોતે ઘણી કીમતી મદદ કરી આ રીતે પોતાના આ સન્મિત્રની ઉદાર તથા લોકકલ્યાણકારી પ્રવૃત્તિઓને જે જે વિઘ્નો નડ્યા હતા તેમાના ઘણાખરા દૂર કરાવી દઈ ગોવર્ધનરામ પાછા નડિયાદ આવ્યા આ મહાન ઉપકાર આ રસાયણશાસ્ત્રીનુ સ્નેહરસવાળુ હૃદય જરાયે વીસર્યું નહિ

સન ૧૯૦૬ના જૂન માસમા ગોવર્ધનરામ આબુ ગયા અને ત્યા શ્રી ચન્દ્રધર ગુલેરાય નામના એક રસિક જયપુરવાસી ગ્રેજ્યુએટ સાથે ઓળખાણ થયુ તેમની પ્રથમ મુલાકાતનુ રસભર્યું વર્ણન એ જ ગૃહસ્થે 'સમાલોચક'ના સ્મારક અંકમા અંગ્રેજીમા આપ્યુ છે[1] થોડા દિવસ આ રમણીય સ્થાને ગાળ્યા પછી તે પોતાના એક ભાણેજ – શણગારલક્ષ્મીના મોટા પુત્ર – મોતીશંકર તથા લલિતાગૌરીની સાથે, ઉત્તર હિન્દુસ્થાન તરફ પ્રવાસે નીકળ્યા આ પ્રવાસમા તેમણે અજમેર

---

૧ પૃ ૩ ૩૬ ૩૯ (ખ્યા)

પદવીને ગૌરવ કરવાની આટલી કાળજી છતાં તે પરીક્ષક તરીકે સખ્ત કહીએ એવા ન હતા જોકે લાયક હોય તેને જ તે ઊંચો નંબર આપતા, તોપણ બનતા સુધી કોઈને નપાસ થવા દેતા નહિ પરંતુ એ તો એમની હમેશની ફરિયાદ હતી કે "અત્યાર સુધી આ પરીક્ષામાં કોઈએ વિદ્યાર્થી એવો નથી આવ્યો કે જેણે મને ખરેખરો સંતોષ આપ્યો હોય ઊંચા પ્રકારની માનસિક શક્તિ કે ઊંચા પ્રકારનો અભ્યાસ એમાંથી એકે ભાગ જોવામાં નથી આવ્યું ઘણાખરા વિદ્યાર્થીઓ તો પરીક્ષાના છેલ્લા ત્રણ મહિનામાં જ ચોપડી હાથમાં ઝાલે છે, અને આવા ઉતાવળિયા વાચન પછી પરીક્ષા તો દેવા આવે છે"

પરીક્ષામાં કોઈક વિદ્યાર્થીઓ કેવા વિચિત્ર, અસંભવિત તથા હસવા જેવા જવાબ આપે છે એ તો સર્વ પરીક્ષકોના અનુભવની વાત છે એમ એમા ગૌરવ, સવાર્થી વિદ્યાર્થીઓના મગજ પણ કાંઈ જુદી જાતના પરમાણુઓથી બનાવેલા હોતા નથી, એટલે એમ એના પરીક્ષકોને પણ આવા જવાબ મેળવવાનો "લાભ" નથી જ મળતો એમ નથી બીજાઓનો અનુભવ તો હોય તે ખરો, પરંતુ ગોવર્ધનરામને તો આવા જવાબ અનેકવાર મળતા અને પોતાના આનંદી સ્વભાવ પ્રમાણે તે એમાંથી જાતે વિનોદ પામતા અને બીજાઓને પમાડતા

આ વર્ષમાં લૉર્ડ કર્ઝનના અમલ તળે દેશમાં એક મોટી ચળવળ ઊભી થઈ હિન્દુસ્તાનમાં અપાતી કેળવણી સબંધી અનેક પાસથી અસંતોષના ઉદ્ગાર નીકળતા હતા એક પાસથી હિન્દના વિચારકોને કેળવણીની પદ્ધતિ ઘણા અંશોમાં હાનિકારક તથા સુધારો કરવા જેવી દેખાઈ ત્યારે બીજી પાસથી 'અસંતુષ્ટ ગ્રેજ્યુએટો'નું લશ્કર[3] સરકારને પણ જરા ચિંતા કરાવે એવું લાગ્યું આ બધી બાબતોની તપાસ કરવાને માટે તથા ઘટતા સુધારા સૂચવવા માટે લૉર્ડ કર્ઝને 'યુનિવર્સિટી કમિશન' નીમ્યું, અને તે દ્વારા દેશના કેટલાક સારા વિચારકો તથા શિક્ષણશાસ્ત્રના અભ્યાસકોના અભિપ્રાયો મેળવવા માડ્યા પોતાના વિચાર પ્રકટ કરવા માટે ગોવર્ધનરામને પણ નિમંત્રણ કરવામાં આવ્યું, તેથી એ મુબઈ ગયા આ આખી હિલચાલનું પરિણામ શું આવ્યું, લૉર્ડ કર્ઝનના કાયદાઓથી યુનિવર્સિટી-શિક્ષણનું

3 Army of the discontented B A s

ચક્કર કેવું પાછું ફરવા માંડ્યું, અને સુધરો કરવાનો તો ઊંધી ગયો પણ તેને બદલે ફેરો બગાડો થયો, એ સર્વ પ્રસિદ્ધ વાત છે, એટલે તે ઉપર અહીં વિવેચન કરવાની જરૂર નથી. ગોવર્ધનરામે જે સૂચનાઓ તથા અભિપ્રાયો કમિશન આગળ જુબાની રૂપે તેમ જ લખીને પ્રકટ કર્યાં હતાં તે ગમે તેવાં ઉપયોગી અને મૂલ્યવાન હોય તોપણ તે બરોબર જાણવાની તક તો ગઈ છે; કારણ કે કમિશન પાસે જે જુબાની આપવામાં આવી છે તે જુબાની છપાઈ નથી, અને પોતાની જુબાની બહુ લાંબી હોવાથી તેની એક પૂરી નકલ ગોવર્ધનરામે રાખી નથી! મોટા માણસો પાસે કારકુન નથી હોતા તો તેમાંથી કેટલીક વાર આવાં અણચિંતવ્યાં નુકસાન આખા જનસમાજને થાય છે!

કમિશન આગળ પોતે શી જુબાની આપી હતી તે વિષે એ જે કહેતા તેમાંથી એકબે વાત અહીં ઉતારવા જેવી છે. એક એ કે યુનિવર્સિટીમાં ગુજરાતી તથા બીજી દેશી ભાષાઓને મુખ્ય સ્થાન આપવું જોઈએ એમ એમણે આગ્રહથી સિદ્ધ કર્યું હતું; તથા તે મુજબ યુનિવર્સિટીમાં શિક્ષણની આખી યોજના પોતે ઘડી કાઢી હતી. બીજું એ કે "કૉલેજના પ્રોફેસરોની નિમણૂક પહેલેથી જ ચ્યાયી કરી નાખવી નહિ. એકબે વર્ષના અધ્યાપન પછી એ કેવું શીખવી શક્યા છે તે જોવું અને તેમના વિદ્યાર્થીઓના અનુકૂળ–પ્રતિકૂળ અભિપ્રાય આ વિષે શા છે તે તપાસવા. હાલમાં પ્રોફેસરો માટે વિદ્યાર્થીઓ બહુધા અસંતોષ જાહેર કરે છે, છતાં નથી તેમને બદલે બીજા સારા પ્રોફેસરો નિમાતા, કે નથી તેઓ જાતે સુધરતા." આ સાંભળીને, વિલ્સન કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. મેકિકન જે આ કમિશનમાં હતા. તેમનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. "પણ, મિ. ત્રિપાઠી, એ તો જરા ઢંગ વગરનું લાગે છે છોકરાઓના કહેવા પ્રમાણે તે કાંઈ શિક્ષકોને કાઢી મુકાય?" ગોવર્ધનરામે, ભીરુતા, હસ્તિ તથા વિનોદ ત્રણેથી મિશ્રિત સચોટ ઉત્તર આપવાની પોતાની રીત પ્રમાણે, તરત જ જવાબ વાળ્યો. "પણ ડૉ. મેકિકન સબંધી મેં કદી પણ છોકરાઓને મોઢેથી ફરિયાદ સાંભળી નથી. તેથી, ડૉ. મેકિકન, તમારે તો જ પણ ગભરાવું નહિ. તમને કદીયે કાઢી મૂકવામાં નહિ આવે.' વિદ્યાર્થીઓના તુલનાશક્તિનું આવું સચોટ સમર્થન જોઈ ડૉ. મેકિકન સહિત સર્વે પ્રસન્ન થઈ હસી પડ્યા.

સ્પષ્ટ દર્શાવ્યું. આ ભાષણ સંબન્ધી ગોવર્ધનરામ પોતે લખે છે કે "I spoke rather plainly."—"મેં કેટલીક વાત તડ ને ફડ કહી દીધી હતી."

આ પ્રમાણે સન ૧૯૦૨નું વર્ષ ગોવર્ધનરામના નિવૃત્તિનિવાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે. આ વર્ષનો આરંભ લીલાવતીના મૃત્યુથી કરણ રીતિએ થયો. તેનો અન્ત પ્રો. ગજ્જર જેવા મિત્રના લાભથી અને કૉંગ્રેસ, નાગર કૉન્ફરન્સ જેવી સસ્થાઓની સેવામાં આવ્યો. વચલા ગાળામાં, કેટલીક સાહિત્ય-પ્રવૃત્તિ ઉપરાંત, "યુનિવર્સિટી કમિશન" સંબન્ધી તથા એમ.એ ની ગુજરાતી પરીક્ષા સંબન્ધી કામ થયું.

સન ૧૯૦૩માં તે પોતાના અભ્યાસ તથા લેખનમાં વિશેષ રોકાયા, અને આવી જાહેર પ્રવૃત્તિમા પડવાના બીજા પ્રસગો આવ્યા નહિ. આ વર્ષમાં જાણવા જેવો એક જ બનાવ બન્યો નડિયાદથી થોડે દૂર, વસો નામે ગામ ગાયકવાડ સરકારનુ છે, તે ગામના કેટલાક ભણેલા અને ઉત્સાહી પુરુષોએ "મિત્રમંડળ" નામનું એક મંડળ કાઢ્યુ છે. આ મંડળ મુખ્યત્વે પાટીદારની ન્યાતના માણુસોનું જ છે "તેની કાર્યપદ્ધતિ એક નાનકડી કૉંગ્રેસ જેવી છે અને ઉદ્દેશ ચરોતરને માટે એક 'સામાજિક-અને-ઔદ્યોગિક પરિષદ્' ઊભી કરવાનો છે"[૪] આ મડળ પોતાનો વાર્ષિકોત્સવ ઊજવવાનુ હતું. તે વેળા તેનું પ્રમુખસ્થાન સ્વીકારવા ગોવર્ધનરામને વિનતિ કરવામા આવી તે કબૂલ રાખીને પોતાના કેટલાક યુવાન સમ્બન્ધીઓને લઈને એ વસો ગયા આ ઉત્સવ ત્રણ દિવસ ચાલ્યો, તેમા ભાષણો, ઠરાવો ઉપરાત સ્થાનિક ચીજોનુ એક પ્રદર્શન પણ હતું. પ્રમુખ તરીકે ગોવર્ધનરામે જે ભાષણ કર્યું તે, એમના બીજા ભાષણોની માફક, ગભીર વિચારોથી ભરેલુ, સગીન, છતાં સચોટ અને છટાદાર હતું. ભણેલા તેમ જ નહિ ભણેલા, જૂના તેમ જ નવા વિચારના, સર્વને એમાથી ઘણો આનન્દ અને બોધ મળ્યો

સન ૧૯૦૪મા કેળવણી સબન્ધી હિલચાલ ચાલુ રહી અને, ગુજરાતી, મરાઠી વગેરે વાચનમાળા સુધારવા માટે મિ કૉવર્ન્ટનના

---

૪ ગોવર્ધનરામની નોધ એમની વાયરીમા આવા પ્રકારની છે "The મડળ is organised on the lines of a Social-Industrial Conference for ચરોતર with miniature Congress arrangements"

હાથ નીચે "ધી વર્નેક્યુલર ટેક્સ્ટ-બુક્સ રિવિઝન કમિટી" નિમાઈ. નવી ગુજરાતી વાંચનમાળા તૈયાર કરવામા ઘણા વિદ્વાનોની સહાયતા માગવામા આવી. તેમ ગોવર્ધનરામને પણ એ બાબત અનેક વાર આગ્રહ કરવામાં આવ્યો. પરંતુ પોતાનો અભ્યાસક્રમ પાતો મૂકી આ કામમાં વખત ગાળવો એ એમને યોગ્ય લાગ્યુ નહિ છેવટે, વિશેષ આગ્રહ થયાથી, સાતમી ચોપડી માટે કેટલાક પાઠ એમણે લખી આપ્યા પરંતુ આ પાઠ છપાવતી વેળા કમિટીએ તેમાં કેટલીક ઘાલમેલ કરી તે પાઠને વિકૃત બનાવી દીધા આવી ક્રિયાદનું કારણ બીજા કેટલાક વિદ્વાનોને પણ કમિટીએ આપ્યુ એ તો પ્રસિદ્ધ વાત છે।

સન ૧૯૦૫મા ગોવર્ધનરામના હાથે બે અગત્યના કામ થયા. મન સુખરામે પોતાના મૃત પત્ની અ સૌ ડાહીલક્ષ્મીના સ્મરણાર્થ 'શ્રીડાહીલક્ષ્મી પુસ્તકશાળા' તથા પોતાના માતા ઉમેદકોરના સ્મરણાર્થ 'શ્રીઉમેદકુમારી કથામન્દિર' નડિયાદમા બન્ધાવ્યા હતા આ પુસ્તકશાળાનુ નડિયાદની પ્રજાને અર્પણ કરવા માટે, નડિયાદના આગેવાન તથા સુપ્રસિદ્ધ ગૃહસ્થોની એક કમિટી, સલાહકાર-મડળ વગેરેની નિમણૂક કરી. મન સુખરામ સાથેના અતિ નિકટ સબન્ધને લીધે, તથા તે વખતના નડિયાદના એક સૌથી વધારે પ્રતિષ્ઠિત પુરુષ તરીકે, વ્યવસ્થાપક-મડળના પ્રમુખનુ સ્થાન ગોવર્ધનરામને આપવામા આવ્યુ. અવ્યવસ્થામા વ્યવસ્થા લાવી દેવી એ મહામુશ્કેલ કામ છે, અને હજારો પુસ્તકોવાળા એક પુસ્તકાલયને સગીન તથા નિયમિત પાયા ઉપર મૂકવુ એ થોડી મહેનતનુ કામ નથી પણ ગોવર્ધનરામે આ કાર્યને પોતાના માતાપિતા જેવા 'ભાણાકાકા તથા ડાહીકાકી'ની એક સેવારૂપ ગણી, ખરી ખતથી અને ખરા ભક્તિભાવથી ઉપાડી લીધુ કેટલાક ઉત્સાહી તથા લાયક યુવકોએ પણ પોતાની રાજીખુશીથી આ કાર્યમા એમને કીમતી મદદ કરી વ્યવસ્થા કરવામા એમણે એકએ એવા નિયમો મૂક્યા જે નડિયાદના કેટલાક કેળવાયેલા યુવાનોને અયોગ્ય લાગ્યા નડિયાદમા પ્રકટ થતા એક વર્તમાનપત્ર દ્વારા આ લાગણી પ્રકટ કરવામા પણ આવી પરંતુ ગોવર્ધનરામને પોતાના નિયમ વાજબી જ જણાયા, તેથી એ નિયમો ફેરવાયા નહિ આ સબન્ધી જે ચર્ચા થઈ તે વિશે એટલુ જણાવવુ બસ થશે કે, લોકો પુસ્તકશાળાનો લાભ જેમ બને તેમ વધારે કેવી રીતે લઈ શકે, એ બાબતના કરતા પુસ્તકોની

વૃદ્ધિ અને રક્ષણ વધારે કેવી રીતે થાય, એ બાબત ગોવર્ધનરામે વધારે અગત્યની ગણી હતી તે પોતે પણ આમ કહેતા પણ આ ચર્ચાસ્પદ બાબત બાજુએ રાખી, એટલુ અવશ્ય કહેવુ જોઈએ કે આખી પુસ્તકશાળાનુ વ્યવસ્થિત બન્ધારણ ઘડી આપવામા ગોવર્ધને મિશ્રિત પ્રકારની શક્તિનુ દર્શન કરાવ્યુ છે, તેમ જ જે ખત અને શ્રદ્ધાથી આ કામ એમણે પાર ઉતાર્યું તે એમને ખરેખર શોભા આપે છે

આ વર્ષનુ બીજુ કામ આથી જુદા પ્રકારનુ હતુ આ સમયમા 'સ્વદેશી'ની વીરહાક ગુજરાતમા પહોચી ચૂકી હતી. લૉર્ડ કર્ઝનના છેલ્લા કૃત્યથી, મોટા મોટા હિન્દી આગેવાનોની દઢ સલાહનો તિરસ્કાર કરીને, બગાળાના બે ભાગલા પાડવામા આવ્યા, અને કાઈક અજબ ન્યાયે, બગાળાના ભાગલાએ હિન્દી પ્રજાના ભાગલા દૂર કર્યા બગાળી પ્રજાના બે વિભાગ કરવા જતા લૉર્ડ કર્ઝને, અજાણ્યે, હિન્દુસ્તાનની બધી પ્રજાઓને એક થવાની તક આપી આ એકતા જાણે સિદ્ધ કરી હોય તેમ, બગભગની સામે 'સ્વદેશી' અને 'બૉયકૉટ'ની જે પ્રચડ ગર્જના બગાળામા ઉત્પન્ન થઈ તે હિન્દુસ્તાનને એક ખૂણેથી બીજા ખૂણા સુધી ગાજી રહી સ્વદેશપ્રેમનુ આ જોસભર્યું આમત્રણ બહેરા કાન ઉપર કે શુન્ય હૃદયો ઉપર પડ્યુ નહિ. ઠેકાણે ઠેકાણે અદ્ભુત ત્વરાથી, આ ગર્જનાના ઉત્તરરૂપે 'સ્વદેશી માલની દુકાનો' નીકળવા લાગી તે મુજબ સન ૧૯૦૫મા નડિયાદમા પણ ચળવળ થઈ અને તેમાથી 'સ્વદેશી કોઑપરેટિવ સ્ટોર્સ'ની યોજના, 'સ્વદેશી સહકારી મડળી'ના નામથી, જન્મ પામી આ યોજનાને દઢ સગીન પાયા ઉપર મુકાવવામા ગોવર્ધનરામે ઉપયોગી મદદ કરી આ 'સ્ટોર્સ' ખુલ્લો મૂકવાની ક્રિયા પણ એમને જ હાથે થઈ દ્રવ્યથી, દક્ષતાભરી સલાહથી તેમ જ પોતાના વર્તનથી આ 'સ્ટોર્સ'ને ગોવર્ધનરામે જેવીતેવી મદદ આપી ન હતી

(૩)

ગોવર્ધનરામે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો તે કાઈ થાક ખાવાને માટે "ઈઝી–ચેરમા આળોટવા માટે કે નકામી કૃત્યનીમા વખત કાઢવા માટે" ન હતો 'પ્રવૃત્તિમય સન્યાસ'ના એમના વેષમા એમણે પૂરી પ્રતીતિથી કહ્યુ હતુ તેમ, નિવૃત્તિ એટલે સસારની વાસનાઓમાથી

નિવૃત્ત થવું તે, નહિ કે દરેક પ્રકારની પ્રવૃત્તિનો ત્યાગ કરવો. આ મુજબ, પોતાના આ ત્રીજા આશ્રમમા શું શું કામ કરવું, શું શું વાચવું, શેની શેની શોધ કરવી, શું શું લખવું, એ સર્વનો ચોક્કસ ક્રમ એમણે રચ્યો હતો. એક ક્રમ રચવો અને તે પાળવા ખંતથી પ્રયાસ કરવો, એ બન્ને ગોવર્ધનરામ જેવા દૃઢ માણસને એક જ કર્તવ્યરૂપ હતું. પરંતુ નિવૃત્તિનિવાસના અભ્યાસનું ફળ, જેવું આપણે ઇચ્છીએ તેવું કદાચ પ્રાપ્ત નથી થયું તેનું મુખ્ય કારણ આગળ જણાવ્યું છે તેમ એમના કુટુમ્બના મંદવાડ તથા મૃત્યુ છે એમના કુટુમ્બમા જો એક પછી એક મદવાડ આવ્યા ન હોત, અને એમની પોતાની તબિયત સારી રહી હોત, તો ભલે એમનું આયુષ્ય આટલું જ રહ્યું હોત તોપણ, એમણે ધારેલું કામ વધારે થયુ હોત અને તેનું પ્રકટ ફળ પણ અધિક જ હોત એ શક વગરની વાત છે.

એમનો મુખ્ય ઉદ્દેશ ટૂંકામા આવી રીતે મૂકી શકાય. આપણાં આર્ય શાસ્ત્રો તથા આર્ય સસ્થાઓનો પાકો અભ્યાસ કરવો, પશ્ચિમના શાસ્ત્રો તથા પશ્ચિમની સંસ્થાઓ સાથે તેમની તુલના કરવી, અને આ તુલનાત્મક અભ્યાસના પરિણામ તરીકે, હિન્દની હાલની સ્થિતિને ઉપયોગી થઈ પડે એવી બાબતો બહાર આણવી ઉપરચોટિયો વિચાર કરનારને પણ તરત સમજાશે કે આ ભવ્ય ઇચ્છા પાર પાડવી એ કેટલી મહેનત અને મુશ્કેલીનુ કામ હતુ ! પરંતુ તે પાછળ સતત મચી પડવા ગોવર્ધનરામ તૈયાર હતા

સન ૧૮૯૯ના જાન્યુઆરી માસથી જ "સમાલોચક"માં "સાક્ષર-જીવન" નામનો વિદ્વત્તાભર્યો લેખ એમણે શરૂ કર્યો, જે થોડા વર્ષ ચાલુ રહ્યા પછી અપૂર્ણ રહ્યો વળી, ઉપર જણાવ્યા પ્રમાણે, "સરસ્વતીચન્દ્ર"નો ત્રીજો ભાગ છપાવા માડ્યો પણ ન હતો ત્યા તો એમણે ચોથા ભાગનો પ્રારભ કર્યો હતો તે પૂરો કરવા પાછળ એમણે ચિત્ત પ્રથમ દોડાવ્યુ પરતુ બે મહિનામા એમની પુત્રીનાં લગ્નથી અને ત્યાર પછીથી પોતાની બીમારીથી, આ પ્રવૃત્તિમા વિઘ્ન આવ્યુ મદવાડમાય એમને વધુ ચિન્તા એ જ રહી હતી કે "જો મારાથી ચોથો ભાગ પૂરો થઈ શકશે નહિ તો મારે માથે એક મોટું ઋણ રહી જશે" ઉપર જણાવ્યા મુજબ મદવાડમાથી એ સાજા થયા ત્યારે, પોતાની જિદગીની અનિશ્ચિતતા એમને એટલી

બધી જણાઈ કે, ગમે તેમ કરીને પણ, આ ચોથો ભાગ જલદી પૂરે કરી નાખવો એમ એમણે નિશ્ચય કર્યો સપ્ટેમ્બર માસમા એમણે 'ગુજરાતી કવિતાનું ભવિષ્ય' એ વિષય ઉપર ગુજરાતીમા એક ભાષણ અમદાવાદમા આપ્યુ

સન ૧૯૦૦મા રાત્રિએ બાર–એક વાગ્યા સુધી જાગી જાગીને પણ, "સરસ્વતીચન્દ્ર'નો ચોથો ભાગ એમણે પૂરો લખી નાખ્યો આથી વિશેષ એ લખાયો નહિ તે એક રીતે બહુ સારુ થયુ, કારણ કે આ લખાયા પછી તો લીલાવતીનો મદવાડ શરૂ થયો અને ત્રીજા વર્ષની છેક શરૂઆતમા જ એમનુ મૃત્યુ પણ થયુ આ બનાવની અસર એમના ઉપર એટલી બધી થઈ કે તે અનેક વાર કહેતા "લીલાવતીના ગયા પછી જો મારે ચોથો ભાગ લખવાનો રહ્યો હોત તો તે હાલ લખાયો છે તેવો લખવાની મારામા શક્તિ રહેત નહિ" આ સિવાય "માધવરામ–સ્મારિકા' નામનુ એક બીજુ નાનુ પુસ્તક એમણે તથા નરહરિરામે મળીને પ્રગટ કર્યું આ પુસ્તકમા નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણોની વશાવળી, રીતરિવાજો તથા અન્ય વૃત્તાન્ત આપ્યા છે આ પુસ્તક હરિપત્સ્થ માધવરામના સ્મરણને ખાતર પ્રસિદ્ધ થયુ છે તે વાત શરૂઆતના કોમળ મધુર ભાવમય શ્લોકોમા ગોવર્ધનરામે જણાવી છે આ વર્ષમા "સાક્ષરજીવન'નો લેખ પણ ચાલતો હતો

આ વર્ષમા એમણે બે ભાષણો આપ્યા એક નડિયાદમા 'શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાળા'ના ખડમા અગ્રેજીમા ઘણા માણસોની સમક્ષ આપ્યું 'The Entrance in life of Europeans and Indians અર્થાત્ 'યુરોપિયન લોકો અને હિન્દી લોકોની જીવનદષ્ટિ' આ ભાષણમા બ ને પ્રજાઓના રીતરિવાજો, વિચારો વગેરેનો ચમત્કારક મુકાબનો કર્યો હતો ભાષણનુ છે નુ વાક્ય એવુ હતું કે રસ્તામા ગાડીઓ ઘોડા ખટાર બાઈસિકલ, મોટર પગે ચાલનારા માણસો, વગેરેની જબરી ભીડ હોવા છતાં તે ભીડમા થઈને મુબઈનો વિકટોરિયા વાળો જેવી ખૂબીથી અને સહીસલામતીથી પોતાનો રસ્તો કરી લે છે તેવી જ ખૂબીથી અને સહીસલામતીથી આપણે આપણા જીવનમાં રસ્તો કરી લેવાનો છે મુબઈના વિકટોરિયાવાળાને જોનાર આ દષ્ટાન્તની ખરી ખૂબી તરત જોઈ શકશે બીજુ ભાષણ અમદાવાદની The Social

and Literary Association' જેમાથી હાલની 'સાહિત્યસભા' ઊભી થઈ છે, તેના આમન્ત્રણથી અમદાવાદમા આપ્યુ તેનો વિષય 'Some Historical Aspects of our Social and Domestic Institutions' અથવા તો 'આપણી સામાજિક અને કૌટુમ્બિક સસ્થાઓનુ ઇતિહાસ-દૃષ્ટિએ દર્શન' એ હતો આ ભાષણ ઘણુ કરીને "પ્રજાબન્ધુ" પત્રના એક અકમા પ્રકટ થયુ છે

સન ૧૯૦૧મા, ગોવર્ધનરામે પોતાને માથે લીધેલા કાર્યોમાનુ મોટામા મોટુ કાર્ય સપૂર્ણ થયુ પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયા પછી બરોબર ચૌદ વર્ષે "સરસ્વતીચદ્ર" ભાગ ચોથો પ્રસિદ્ધ થયો આ મહાગ્રન્થમા એમણે સુન્દરગિરિના ઉત્તુગ શિખર ઉપર, સૌમનસ્ય ગુફામા તથા પિનામહપુર આદિ સૂક્ષ્મ તથા ઊચામા ઊચા પ્રદેશો સુધી કલ્પનાની પાખ ઉપર યાત્રા કરી, મહાભારત રામાયણ આદિના ભવ્ય રહસ્ય, હાલના તથા હવે પછીના કાળ માટે સમજાવ્યા, દેશના અનેક પ્રશ્નો ઉપર વિસ્તારથી ચર્ચા કરી, દેશનો ઉદ્ધાર કરનાર વીરનરનુ 'મનોરાજ્ય' ચીતર્યુ, અને દેશના હિતચિન્તકોને દેશના કલ્યાણની દિશાએ પ્રેરવા કલ્યાણગ્રામની યોજના સમજાવી, આખરે નવીન રીતિએ વાર્તાની 'પૂર્ણાહુતિ' કરી આ પ્રમાણે, ગોવર્ધનરામની ભાષામા એમને માથેથી એક મોટુ ઋણ ઉતર્યુ

આ વર્ષમા બીજો અગત્યનો ગુજરાતી લેખ એમણે લખ્યો તે હજી પ્રકટ થયો નથી 'મુબઈ ગુજરાતી નાટક કપનીના માલિક તથા મેનેજર, જે અનેક વાર એમના સબન્ધમા આવ્યા હતા, તેમણે "સરસ્વતીચદ્ર"ની લોકપ્રિયતા જોઈને, તે ઉપરથી પોતાને માટે એક નાટક રચી આપવાની માગણી કરી આ માગણી એક કરતા વધારે વાર કરવામા આવી હતી, પરતુ ચાર મોટા ભાગવાળા આ ગભીર ગ્રન્થને ચાર કલાકના નાટકરૂપે સારી રીતે મૂકવો એ ગોવર્ધનરામને તદ્દન અશક્ય લાગતુ પણ જ્યારે આ માગણી કાઈક આગ્રહથી કરવામા આવી, ત્યારે ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્ર"સબન્ધી, પરતુ એના કરતા જુદા વસ્તુવાળુ, એક નાટક લખવાનો વિચાર કર્યો સરસ્વતીચન્દ્ર, કુમુદસુન્દરી તથા કુસુમસુન્દરીનુ જીવન પછીથી કેવા પ્રકારનુ હતુ એ વિષે એમને એ નાટક તરફથી

પૂરવામા આ યુ હતુ એનો ખુનાસો કરવો તથા તેની સાથે કલ્યાણ આમની પોતાની યોજના દૃષ્ટાતપૂર્વક સમજાવી એ બે હેતુથ "ક્ષેમરાજ અને સાખી" એ નામનુ એક નાટક રચ્યુ મુબઈનિ ક્ષેમરાજ નામના એક શેઠિયાને મોનેરો રોગીવાળા કેવી રીતે ઠગ લે છે, એના પની સાખીને કેવી રીતે દુખી કરે છે, અને અ સર્વ ઠગાઈમાંથી સરસ્વતીચન્દ્ર, કુમુદ અને કુસુમ, કલ્યાણગ્રામની યોજના દ્વારા કેવી રીતે આ દમ્પતીને બચાવી સુખી કરે છે એ મુખ્ય વાત છે આ નાટક "મુબઈની જનતાના મનનુ રજન નહિ કરે" એમ કહી 'મુબઈ–ગુજરાતી નાટક મડળી'વાળા તરફથી પાછુ ક્યુ *ગોવર્ધનરામે પોતાને પણ આ કૃતિ વિશે કશો અભિપ્રાય ન હતો *

"સમાલોચક' માટે 'સાક્ષરજીવન" લખવા ઉપરાત બીજા નેમો પણ માસિકો માટે એમણે લખ્યા આ વર્ષથી અગ્રેજી માસિક પત્રોમા પણ પોતાના લેખ આપવાની એમણે શરૂઆત કરી મિ મલબારી ના સુપ્રસિદ્ધ "ઇસ્ટ ઍન્ડ વેસ્ટ" નામના પત્રમા 'Marriage Forms under Ancient Hindu Law'—'પ્રાચીન હિદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્નના પ્રકારો' એ વિષય ઉપર એક લાબો લેખ પ્રકટ કર્યો આ વર્ષમા પણ અમદાવાદમા એક ભાષણ આપવામા આ યુ, જેનો વિષય 'The Practical aspects of our Ideals of Life' અર્થાત્ 'જીવનની આપણી ભાવનાના વ્યાવહારિક સ્વરૂપ' એ હતો આ વર્ષના છેલ્લા ભાગમા લીલાવતીના મદવાડે એમની સાક્ષરપ્રવૃત્તિ નરમ પાડી

* નિવૃત્તિકાળમા ગોવર્ધનરામને આર્થિક મુશ્કેલી ને મૂઝવણ ઘણી રહી હતી તે એમની 'સ્ક્રેપબુક' પરથી જણાય છે એક વખત જે મૂડીનુ વાર્ષિક બ્યાજ રૂ ૨૧૦૦ આવતુ તે ઘટીને રૂ ૭૦૦ થયુ ને મૂડીની બજારુ કિમત પણ ઘણી જ ઘટી ગઈ *

સન ૧૯૦૨મા લીલાવતીના મરણથી એમના હૃદયને જે ધક્કો લાગ્યો તેથી લખવાવાચવાના કાર્યમા બહુ વિક્ષેપ પડ્યો તોપણ, આગળ જણાવ્યા મુજબ યુનિવર્સિટી કમિશન,–એમ.એ.ની પરીક્ષા, નેશનલ કૉંગ્રેસ, નાગર કૅાન્ફરન્સ, વગેરેમા ઉપયોગી કાર્ય બજાવ્યુ આ વર્ષમા, 'સાક્ષરજીવન" ઉપરાત એક ઘણી સરસ વાર્તા અગ્રેજીમા લખી 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' મા Chuni the

'Satee'—'સતી ચૂની' નામની, ઉચ્ચ ભાવનાવાળી મનોહર વાર્તા લખી. હિન્દુ જીવનનો ખરો ચિતાર આપનારી વાર્તાઓ આ પત્રમાં પ્રકટ થાય, એવી ઈચ્છા કેટલાક સારા અંગ્રેજોએ બતાવી હતી. તે ઉપરથી "ભરૂચના દેસાઈજીના કુટુમ્બની કેટલીક જૂની દટાઈ ગયેલી, પણ લોકની સ્મૃતિમા ચિરકાળ રહેવા જેવી કથા ગોવર્ધનરામે પોતાની કલમથી અમર કરી; આર્ય સ્ત્રીત્વનો ઘસાઈ જતો આદર્શ ફરી પ્રગટ કર્યો અને તેને લોક સમક્ષ પૂર ભભકમાં જીવતો કર્યો."

(વસંત મા. ન. પૃ. ૧૬૨)

આ માસિકના ત્રણેક અંક સુધી તે વાર્તા ચાલી, અને જેવી અસરકારક વાર્તા તેવી જ અસરકારક લખાવટ હે વાથી તે બહુ લોકમાન્ય થઈ. ગુજરાતી ભાષામા તેમ જ તેરંગી ભાષામા બન્નેમા તેનાં ભાષાન્તર પણ થઈ ચૂક્યા

આ વર્ષે, સુરતના 'નાગર એસોસિયેશન' તરફથી આમંત્રણ આવ્યાથી, જૂન માસમા ત્યાં 'The Aptitudes and Duties of the Leading Communities of Surat'—'સુરતની મુખ્ય જ્ઞાતિઓના વલણ અને કર્તવ્ય' એ સંબન્ધી ભાષણ આપ્યું. તે સમયે, "કરણઘેલો"ના વિખ્યાત લેખક રાવબહાદુર નન્દશંકર તુળજાશંકર મહેતા પ્રમુખપદે હતા. આ ભાષણમાં સુરતી લોકોની પ્રકૃતિનુ અચ્છું અવલોકન ગોવર્ધનરામે કર્યું હતું. સુરતી લોકોની પ્રકૃતિને લીધે તેઓ અનેક વિષયમા ગુજરાતીઓની આગેવાની કરવાને લાયક છે એવુ એમણે પ્રતિપાદન કર્યું હતુ ડિસેમ્બર માસમાં કોંગ્રેસના મંડપમાં જે સરસ ભાષણ કરીને કોંગ્રેસની રંગભૂમિ માટે ગુજરાતી ભાષા અનુચિત નથી એમ બતાવી આપ્યુ, તે વિષે તો આગળ વાત કરી છે

સન ૧૯૦૩મા લીલાવતીની પાછળ "લીલાવતી જીવનકલા" લખવાનો આરંભ કર્યો આ ઉપરાત "સાક્ષરજીવન" અને બે અંગ્રેજી લેખ લખ્યા. 'Conflicts of Laws between Converts and Non-converts' નામનો એક કાયદાનો લેખ 'બોમ્બે લો રિપોર્ટ્સ' માં તથા એક નાનકડા પુસ્તકના રૂપમા પ્રકટ કર્યો. વળી મદ્રાસમા મિ નટેશનના સમર્થ તંત્રીપણા નીચે પ્રકટ થતા "ધી ઇન્ડિયન રિવ્યુ" માં, 'The Hindu Sovereign as Parent of his People' અથવા 'હિન્દુ રાજ્ની – પોતાની

પ્રજાના પિતા રૂપે ' એ વિષે લેખ લખ્યો એમા રાજા સબન્ધી હિન્દુઓની પ્રાચીન ઉચ્ચ ભાવના ઇતિહાસ, સાહિત્ય વગેરેમાથી દાખલા દઈને બહુ સારી રીતે ખડી કરી આ લેખની પ્રશસા ઘણી થઈ

* આ અરસામા ' કર્ઝન દરબાર ' ભરાયો તેમા ભારતના રાજાઓની જે વિષમ સ્થિતિ જોઈ તેથી વ્યથિત બની ગોવર્ધનરામ એમની ૧૭મી જાન્યુઆરી ૧૯૦૩ની નોધમા લખે છે

' The native princes acted the part of the Oriental Slave to the Imperial Viceroy fumbling, grudging, bowing low, simulating loyalty and concurrence feeling their formal humiliation and realising the final nudity of their abject position by being openly denuded of all those Royal and princely titles which they and theirs wore but yesterday and are now sternly confined to their once Suzerain as being their only sovereign '!"

(સ્ક્રેપબુક ભા. ૨ પૃ ૨૫૬)

ગોવર્ધનરામની દેશભક્તિનો બુલદ રણકાર આ પક્તિઓમાં કોને નહિ સભળાય ? *

આ લેખોની સાથે જ, ' શતપથ બ્રાહ્મણ યજુર્વેદ, અથર્વવેદ ' વગેરેનો અભ્યાસ કર્યો આ વર્ષમા બે વ્યાખ્યાનો આપ્યા એક તો જૂન માસમાં, વસોના ' મિત્રમડળ 'ને અધ્યક્ષસ્થાનેથી આપ્યુ તે, અને બીજુ, ઑગસ્ટ મહિનામા, અમદાવાદમાં ' Higher Brahmanism in Ancient India ' અર્થાત્ ' પ્રાચીન હિન્દમા ઉચ્ચ બ્રાહ્મણત્વ ' એ વિષય ઉપર આપ્યુ હતુ ભાષણ અમદાવાદની ગુજરાત કૉલેજની ' ડીબેટિગ સોસાયટી 'માં અપાયુ હતુ અને તે સમયે દી બ અબાલાલ સાકરલાલ પ્રમુખ હતા * આ અરસામાં ગોવર્ધનરામને સન્યાસ લેવાનો વિચાર પણ અવારનવાર આવતો હતો. હિમાલય પર માયાવતીમા સ્વામી વિવેકાનદે સ્થાપેલા આશ્રમમા જઈને રહેવાની તીવ્ર ઇચ્છા પણ થતી પરતુ પત્નીનુ તથા પોતાનુ સ્વાસ્થ્ય જોઈએ તેવુ ન હોવાથી એ વિચાર માંડી વાળી, ગૃહસ્થી - સસારી તરીકે જ રહીને, માથી મન્યાસી જીવન જીવવાનુ એમણે નક્કી કરેલુ.

(સ્ક્રેપબુક ભા ૨. પૃ ૨૮૦)*

સન ૧૯૦૪માં, એમનાં માતુશ્રીના એકાએક દેહત્યાગથી તથા પ્રો. ગજ્જરના લવાદના કામથી વિક્ષેપ પડવા છતાં, એમણે કેટલુંક સંગીન કામ કર્યું. ચરક, સુશ્રુત, રામાયણ, મહાભારત તથા અંગ્રેજીમાથી વિજ્ઞાનશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, રાજયોગ તથા થિયોસોફીને લગતા સાહિત્યનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો. એમનાં લખાણોમાં આ વર્ષનું સૌથી અગત્યનું લખાણ "લીલાવતી-જીવનકલા" હતું, જે આ વર્ષમાં સમાપ્ત કરીને મુદ્રણાલયમાં મોકલી આપ્યું. આ ઉપરાંત બીજા ગુજરાતી લેખો પણ લખ્યા હતા. નવી ગુજરાતી વાંચનમાળા માટે અમુક પાઠ લખ્યા. વળી, "સમાલોચક"માં "સાક્ષરજીવન" ઉપરાંત, બે ગદ્યલેખો અને ચાર પદ્ય-કૃતિઓ પ્રગટ કર્યાં. ગદ્યલેખમાં, 'પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાન્તર' અને 'મિ. કેખુશરો નવરોજજી કાબરાજીની ટૂંક પિછાન' એ બે હતા. પહેલા લેખમાં, સદ્ગત નવલરામકૃત "ભટનું ભોપાળું" એની નિરીક્ષા છે. બીજામાં, મર્હૂમ મિ. કાબરાજીના સ્મારકરૂપે આ જ નામથી જે ગ્રન્થ પ્રકટ કરવામાં આવ્યો છે તેનું અવલોકન છે. પદ્યલેખમાં, 'કવિભોગ્ય કવિતા' નામનું સુન્દર કાવ્ય છે, તથા 'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા', 'અનુપમ તિમિર' અને 'અનુપમ તેજ' નામનાં ત્રણ કાવ્યો છે જે ઉપનિષદ્‌નો અભ્યાસ કરતી વેળાએ એમને આવેલા અમુક વિચારોના પ્રતિબિમ્બરૂપ છે. વળી 'રસસુન્દરી અને તત્ત્વાનન્દસ્વામી' નામના કાવ્યનો એક સર્ગ સન ૧૮૮૭માં ગોવર્ધનરામે લખ્યો હતો, તેમા થોડા ઉમેરો કરી, પ્રો. આનન્દશંકરની સૂચનાથી "વસન્ત" પત્રમા તે આપ્યું

આ ઉપરાત બે લેખો અંગ્રેજીમા લખ્યા. "ઇસ્ટ ઍન્ડ વેસ્ટ"-માં, 'The Key-stone to the Economics of Hinduism' અર્થાત્ 'હિન્દુ અર્થશાસ્ત્રનો ખરો પાયો' નામનો બહુ ઊંચી જાતનો લેખ આપ્યો. "ઇન્ડિયન રિવ્યુ"માં "Review of Mr. Mulik's 'Problem of Existence'" અર્થાત્ "મિ. મલિકકૃત 'જીવનનો મહાપ્રશ્ન' નામના પુસ્તકનું અવલોકન" એવો લેખ આપ્યો. નવેમ્બર માસમાં, મુંબઈમાં 'હિંદુ યુનિયન ક્લબ'ની વ્યાખ્યાનમાળામાં 'રાજકીય વિષયોમાં સાત્ત્વિક વૃત્તિ' એ ઉપર અંગ્રેજીમાં ભાષણ આપ્યું. તે સમયે ધી ઑનરેબલ ગોકળદાસ કહાનદાસ પારેખ પ્રમુખ હતા.

સન ૧૯૦૫મા એમણે યોગનો અભ્યાસ વધાર્યો તથા પ્રાણાયામ વગેરે યોગની કેટલીક ક્રિયાઓ પણ કરવા માડી આથી એમના શરીરને તથા મનને સારો ફાયદો થયો એમ એમને પોતાને લાગતુ

આ વર્ષના છેક અન્તમા "લીલાવતી-જીવનકલા" પ્રકટ થઈ એક લીલાવતીના જેવી બીજી અનેક લીલાવતીઓ દેશમા ઉત્પન્ન થાય, અને લીલાવતી જેવી અનેક સન્નારીઓને ધીરજ તથા બોધ મળે, એ હેતુથી, પોતાની આ પુત્રીના જીવનનુ તારતમ્ય, વાત્સલ્યથી નીગળતે હૃદયે, લોક સમક્ષ મૂક્યુ સ્ત્રીશિક્ષણના, સ્ત્રીઓની હાલની સ્થિતિના તથા સામાન્ય જીવનના ઘણા પ્રશ્નો એમા સારી રીતે ચર્ચ્યા છે

આ ઉપરાન્ત, "સમાલોચક"મા 'પ્રણયપુરુષ' નામનુ મહાકાવ્ય, 'સાહિત્યપરિષદ્'મા પોતે આપેલુ વ્યાખ્યાન, તથા 'કુરુક્ષેત્ર'નામનુ કાવ્ય – એ ત્રણ કૃતિઓ આપી 'આપણી જીવનભાવનાના વ્યવહારમા જણાતા સ્વરૂપ' એ લેખ "વસન્ત"મા આપ્યો અગ્રેજીમા પણ બે લેખ લખ્યા એક, 'The Hindu Ideals of Sovereignty and State' અથવા 'રાજ્ય અને રાજકર્તા સબન્ધી હિન્દુઓની ભાવનાઓ' એ ઉપર, પ્રાચીન રાજકીય આર્ય ભાવનાને ઘણી સારી રીતે પ્રકટ કરે એવો લેખ "ઇન્ડિયન રિવ્યુ" માં આપ્યો બીજો, 'The Ideals of Hindu Poverty' અથવા 'હિન્દુઓની દરિદ્રતા વિષે ઉચ્ચગ્રાહ' એવા જરા વિચિત્ર વિષય ઉપર, "ઇસ્ટ એન્ડ વેસ્ટ' મા પ્રકટ કર્યો, જે સબન્ધી હિન્દના ઘણા વર્તમાનપત્રમા પ્રશસાભરી ચર્ચા ચાલી હતી

આ વર્ષના મે માસમા, સતારાની સાહિત્યપરિષદ્–Satara Literary Conference–ના મત્રી તરફથી એમને આમત્રણ મળ્યુ પરતુ ત્યા જવામા સમય તથા દ્રવ્ય ઉભયનો વિશેષ વ્યય કરવો પડશે એમ લાગવાથી, આવી સભાઓ તરફ કર્તવ્યબુદ્ધિ હોવા છતા, ત્યા હાજર થવાનો વિચાર માડી વાળ્યો

પરન્તુ સન ૧૯૦૫નો ઓકટોબર મોટો મહત્વનો, કેમકે ઓકટોબર માસની જ સાક્ષ પ્રવૃત્તિમા નહિ પણ આખા ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા, અતિ અગત્યનુ સ્થાન ભોગવે છે અમદાવાદની ગુજરાતી 'સાહિત્યસભા'ની સ્તુત્ય ઇચ્છાથી તથા ઉત્સાહી પ્રયાસથી 'પ્રથમ

ગુર્જર સાહિત્યપરિષદ ' અમદાવાદમા યોજાઈ તે સમયે " ગુર્જર પ્રજાની હાલની સ્થિતિનુ જેનુ નિરીક્ષણ સૌથી વધારે સર્વગ્રાહી જણાય છે, એ સ્થિતિના કારણોનુ જેનું મનન સૌથી વધારે તત્વસ્પર્શી મનાયુ છે અને એ સ્થિતિમા કેના કેના આદર્શોના અવલમ્બનથી શ્રેય છે એ વિષે જેની સર્ગશક્તિ સૌથી વધારે પ્રતાપી અસર કરી ચૂકી છે, તે 'સરસ્વતીચન્દ્ર' આદિના કર્તાને જ, આ ગુર્જર ગિરાની ઉન્નતિ માટે પ્રજાસમસ્ત તરફથી મળેલી પરિષદનુ પ્રમુખસ્થાન ઘટે છે '[5] એમ જણાયુ તેથી " સમગ્ર ગુજરાતી ભાષા બોલનારી આલમમા દિગન્ત ડંકો વગાડનાર, નવીન ભારતના અગ્રગણ્ય વિચારકોની કક્ષામા વિરાજનાર સાક્ષર "[6] ગોવર્ધનરામને આ માનવંત સ્થાન સ્વીકારવા વિનતિ કરવામા આવી અને એમણે તે સ્વીકારી જૂનની ત્રીસમી તથા જુલાઈની પહેલી તથા બીજી તારીખ, એમ ત્રણ દિવસ આ સાહિત્યપરિષદ્ની બેઠક રહી, અને આવી જાતનુ આ પ્રથમ જ સમેલન હતુ એમ જોતા તે ઘણી રીતે સફળ થયુ જેમ ગોવર્ધનરામે પરિષદ્ને પ્રમુખપદે વિરાજી એ સસ્થાની પ્રતિષ્ઠા વધારી, તેમ એમને ગુર્જર સાહિત્યપરિષદના પ્રથમ પ્રમુખ થવાનુ માન આપી ગુજરાતે એમની અમૂલ્ય સેવાની કદર પ્રસિદ્ધ રીતે પિછાની પ્રમુખ તરીકે એમણે જે વ્યાખ્યાન આપ્યુ તેમા ગુજરાતી સાહિત્યની ઉત્પત્તિથી તે અર્વાચીન કાળ સુધીના એના આખા ઇતિહાસનુ સમર્થ દિગ્દર્શન છે એમનુ આ વ્યાખ્યાન છપાયુ છે અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસ સબધી વજનદાર લેખોમા તે ઊચુ સ્થાન પામ્યુ છે પોતાના આ કાર્ય વિષે ગુજરાતમા જે પ્રશસા થઈ રહી તે સબન્ધમા ગોવર્ધનરામ પોતાની ' ડાયરી 'મા લખે છે My work at the Sahitya Parishad has been applauded I fear they have overcoloured my work અર્થાત્ ' સાહિત્યપરિષદમા મે જે કામ કર્યું છે તેના ઘણા વખાણ થયા છે પણ મને ભય છે કે લોકોએ જે પ્રશસા કરી છે તેમા અતિશયોક્તિ થઈ છે

સન ૧૯૦૬ની શરૂઆતમા ગોવર્ધનરામે તે વર્ષના માર્ગક્રમ તરીકે ત્રણ લેખ લખવાના નક્કી કર્યા દયારામ સબધી લેખ લખવો "સાક્ષરજીવન સમાપ્ત કરવુ અને ' Hindu Physics and Physiology " ઉપર લેખ લખવો આ ઉપરાત પોતાના અભ્યાસને

૫. પ્રો બળવન્તરાય ક ઠાકોર ૬ રણજિતરામ વાવાભાઈ મહેતા

માટે ગોગશાસ્ત્ર એક વિદ્યા તરીકે કેવુ છે અને ક્રિયા તરીકે કેવું છે તેની તપાસ કરવાનો નિર્ણય કર્યો

* આવુ આવુ પ્રસગોપાત્ત થયા કરતુ પણ શ્રી બ ક ઠાકોર એમના છે ના મેળાપમા જણાવે છે તેમ ગોવર્ધનરામ છેવટના મેવણ વર્ષમા અવાર નવાર કહેતા ' ગુજરાતી સાહિત્ય પ્રત્યેની મારી ફરજ પૂરી થયેલી સમજુ છુ ગુજરાતી સાહિત્ય માટેનો પિતૃઋણ સમાપ્ત થયો છે એ દિશાની કર્તવ્યબુદ્ધિ શાતિ પામી છે"*

પણ આ ત્રણ લેખ લખવાના કાર્યક્રમનો અમલ જુનાઈમાસ સુધી જ થઈ શક્યો તેથી આ ત્રણમાથી, એકનુ પહેલુ કામ જ થયુ બીજું કામ સમૂળગુ થયુ નહિ, અને ત્રીજાનો તો ફક્ત આરભ જ થયો અમદાવાદની ' સાહિત્યસભા ' તરફથી કવિ દયારામની જયતી ઊજવવાની હતી, તે પ્રસગે દયારામ વિષે કાઈક લેખ વાચવાનુ તે સભાએ ગોવર્ધનરામને નિમત્રણ મોકલ્યુ તે ઉપરથી એમણે " દયારામનો અક્ષરદેહ" લખ્યો આ લેખ એપ્રિલ માસમાં પૂરો થયો પણ ધાર્યો કરતા એનુ કદ મોટુ થઈ જવાથી સભા આગળ તેના અમુક જ ભાગ વચાયા, અને છેક સન ૧૯૦૮મા એ આખો લેખ પુસ્તકના આકારમા પ્રગટ થયો પોતાની ' શરીરપ્રકૃતિની અવ્યવસ્થાને લીધે," દયારામની જયતીને દિવસે પોતે એ લેખ વાચવા અમદાવાદ જઈ શક્યા નહિ તેથી, એમના બહુ સ્નેહ તથા માનને પાત્ર થયેલા " ગુર્જર ભાષાના સર્વાગના શોધક ' શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જે તે સમયે નડિયાદ હાઇસ્કૂલના હેડમાસ્ટર હતા, તેમણે જાતે અમદાવાદ જઈ આ બધુકૃત્ય કર્યું

માર્ચ મહિનામા શ્રી દયારામ ગિડમલ સાથે ગોવર્ધનરામને એક અગત્યનો પત્રવ્યવહાર ચાલો શ્રી દયારામ તે સમયે સુરતના ડિસ્ટ્રિક્ટ જજ હતા "સરસ્વતીચન્દ્ર" વાચીને એમને ગોવર્ધનરામ તરફ ઘણી પૂજ્યબુદ્ધિ થઈ તેમા પણ કુમુદસુદરીનો ભેખ તથા " મધુરી એ નામ, બન્ને એટલા બધા પ્રિય થયા કે તે નામ પોતે એક નાનકડી નવલકથા રચતા હતા તેમા દાખલ કર્યું પણ સરસ્વતીચન્દ્રના કુસુમ સાથે લગ્ન તથા બીજી કેટલીક બાબતો એમને અયોગ્ય લાગી તેથી પોતાના આ વિચારો એમણે ગોવર્ધનરામને ખુલ્લી રીતે પરતુ માનપૂર્વક જણાવ્યા તેનો વીગતવાર ખુલાસો

આપવાના હેતુથી તથા પોતાની સ્થિતિ સ્પષ્ટ રીતે સમજાવવાના હેતુથી, ચોથા ભાગની પૂર્ણાહુતિ આવે પ્રકારે આણવામા પોતાનો શો આશય હતો તથા તે માટે કેવા જબ્બર કારણો હતા તે ગોવર્ધનરામે ત્રણેક લાંબા પત્રોમા વીગતથી સમજાવ્યુ આ પત્રવ્યવહાર તથા શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલુ એનુ ગુજરાતી ભાષાન્તર બન્ને "સમાલોચક" પત્રના સન ૧૯૦૯ના અંકોમા પ્રકટ થયા છે ' "સરસ્વતીચન્દ્ર"ની કથા ગોવર્ધનરામે જે રીતે સંકેલી લીધી છે તે વિષે જેઓને સશયો હોય તેઓને આ પત્રવ્યવહાર વાચવાથી લાભ થશે

સન ૧૯૦૧મા 'Marriage Forms under Ancient Hindu Law' અથવા 'પ્રાચીન આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્નના પ્રકારો ' એ વિષે "ઇસ્ટ એન્ડ વેસ્ટ "મા જે લેખ એમણે લખ્યો હતો તે એક નાનકડા પુસ્તકરૂપે આ વર્ષના અન્તમા, પ્રો ગજ્જરે પ્રસિદ્ધ કર્યો તે ઉપરાંત 'The Gulf between Englishmen and Indians' અર્થાત્ 'અગ્રેજો તથા હિન્દવાસીઓ વચ્ચેનુ અન્તર ' એ વિષય ઉપર "ઇસ્ટ અન્ડ વેસ્ટ "મા લેખ પ્રકટ કર્યો, જે માટે ઘણા પત્રોમા એમને જાહેર અભિનન્દન આપવામા આવ્યા હતા ઉપનિષદ્નો અભ્યાસ પોતે છેલ્લા બેચાર વર્ષથી કરતા હતા તેના ફળરૂપ "Survey of the Indian Upanishads" નામનો ઉપનિષદ્ સાર જેવો વિસ્તારી ગ્રંથ લખવાની તૈયારી કરી પણ વળી 'Physics in Ancient India' અથવા 'પ્રાચીન હિન્દનુ પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્ર', અને 'Physiology in Ancient India' અર્થાત 'પ્રાચીન હિન્દનુ શરીરશાસ્ત્ર' વગેરે લેખો થોડા લખ્યા

* શ્રી બ ક ઠાકોર આ વિશે આમ નોંધે છે "એમણે મને એમના 'Physics and Physiology in the Upanishads' ની પ્રસ્તાવના વચાવી તે વખતે અને તે પછી ઉપનિષદો, સાયન્સ, ચરક, સુશ્રુત, યોગ, યોગ અને વેદાતના જૂનામા જૂના-ગ્રંથો કયા અને તે કયા સમયના, હઠયોગ અને રાજયોગ, ઉપનિષદો પૂરા સમજવા માટે રાજયોગનો કયા સુધીનો પરિચય જોઈએ, થિયોસોફી, વિવેકાનદ વગેરે વિષયો ઉપર વાતચીત થઈ એમના પોતાના રાજ્યોગ-પરિચય વિષે આ પ્રમાણે જણાય

* જુઓ ' ગોવર્ધન-શતાબ્દી-ગ્રંથ" પૃ ૭૩

પ્રાણાયામ : વિવેકાનંદનાં ભાષણો અને યોગના મૂળ સંસ્કૃત ગ્રંથો – તેમાં મુખ્યત્વે કરીને પાતંજલ અને યોગવાસિષ્ઠ ઉપરથી જ; ગુરુ કોઈ નહિ, એ વિચિત્ર; હઠયોગ જરા પણ નહિ—

ધાર્યા સુધી પહોંચ્યા છે. અનાહતનાદ સંભળાવા માંડ્યો હતો. પણ પછી બીમારી, કુટુંબમાં બીમારીઓ અને નાનીમોટી જંજાળોને લીધે એકાદ વર્ષનો કે વધારે ગાળો પડ્યો છે

સમાધિ સુધી ગયેલો કોઈ માણસ એમને અદ્યાપિ મળેલો નથી સમાધિ વિશે બોલતાં એમણે વિવેકાનંદનું વાક્ય કહ્યું : " A man drops into sleep a fool and wakes up again a fool; a man, however, drops into Samadhi a fool, and wakes up a Sage ". પોતે જે કંઈ જે વખતે લખ્યું-કર્યું તે તે વખતે જ થાત, એ વખત ચુકાત તો એ રૂપનું ન થાત, તથા એમ જે કંઈ એમને હાથે બની શક્યું છે, તે ઈશ્વરેચ્છાથી, ઈશ્વરની કૃપાથી જ થયું છે, એવી પોતાની શ્રદ્ધા પ્રકટ કરી "

('વસન્ત' સ્મા. અં. પૃ ૧૯૨)

આ પ્રમાણે સન ૧૯૦૧ના જુલાઈ માસ સુધી એમની સાહિત્ય-પ્રવૃત્તિ મચી રહી. ત્યાર પછીથી તેનો અન્ત આવ્યો એમ કહીએ તો ચાલે ઉત્તર હિંદુસ્તાન તરફના પ્રવાસમાંથી જુલાઈ મહિનામાં એ ઘેર આવ્યા. તે સમયે તબિયત તદ્દન કથળી જવાથી સારા થતા સુધી મહેનતનું કામ પાતું મૂકવું અને વિશ્રાન્તિ લેવી એ આવશ્યક જણાયું.

૨

"રાજભવન મુને નથી ભાવતું, નથી રૌચતી અલંકૃતિ :
અમ દેશીજન દુ:ખી થાય ને શહું સુખ શું હું જ રતિ?
ઉઠો, ઉઠો, તમે શૂરવીર બે, દુઃખ કાપોને દેશીના।
ભોગ ચમન તજી ઘુમો ઘુમો વણ્ હૃદય કરી શૂર કેશરીના."

(સ્નેહમુદ્રા-કાંડ ૯, ૮-૯)

*

"...સરસ્વતીચંદ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો ભગવી ચૂંદડીએ શોભતી 'મધુરીમૈયા'મા મૂર્તિમંત થતું સ્ત્રીનું માહાત્મ્ય — પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર એનું દૈવી લક્ષણ — શી રીતે પ્રત્યક્ષ કરાત? અને શું નારીપ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મોટામા મોટો પ્રશ્ન નથી?"

—આનંદશંકર ધ્રુવ ('સાહિત્યવિચાર'–પૃ ૪૭૬)

## પ્રકરણ ૯

### છેલ્લો મંદવાડ અને અવસાન

ઈ. ૧૯૦૬, ઑગસ્ટ—ઈ. ૧૯૦૭, (જાન્યુઆરી, ૪.)

ગોવર્ધનરામનો જયપુર તથા ગોકુળમથુરાનો પ્રવાસ પૂરો થયો કે સાથે એમના જીવનનો પ્રવાસ પણ પૂરો થવાનો વખત આવ્યો. દોઢેક વર્ષ થયાં એમને લાગતું હતું કે "મારા જીવનનો સૂર્ય આથમવા ઉપર છે, અને રાત્રિ પડતાં પહેલાં, મારે મારું કામ સંકેલી લેવું જોઈએ."[૧] તોપણ પોતાની નાની નાની, છતાં વારંવાર આવતી એવી બીમારીઓને બહુ પત કર્યા વિના, પોતાના અભ્યાસનું કામ અપૂર્વ દૃઢતાથી તથા ઈશ્વરશ્રદ્ધાથી તે આગળ ચલાવતા, અને દરરોજના સહેજે આઠનવ કલાક સુધી મહેનત કરવામાં ચૂકતા નહિ. પરંતુ આ સમયે, પ્રવાસમાંથી પાછા ફર્યા પછી, શરીરની અસ્વસ્થતા તરફ કોઈ રીતે આંખ મીંચી શકાય એમ ન હતું. આ વખતે તબિયત એવી લથડી પડી કે પોતાની પ્રિય પ્રવૃત્તિને અત્યારે કોરાણે મૂક્યા વિના છૂટકો ન હતો ધીમે ધીમે હરસની વેદના પાછી ઊભળી તથા ગંભીર થઈ. તેની સાથે અશક્તિ એકદમ વધી ગઈ. રોગ ઘણો ફેલાઈ ગયો પણ તાત્કાલિક ઉપાયથી તુરત તો શાન્તિ થઈ. ઑગસ્ટની ૨૯મી તારીખે પોતાની નોંધપોથીમાં આવી મતલબની અંગ્રેજીમાં તેમણે નોંધ કરી છે . "ચારપાંચ મહિના થયા કાંઈ કામ થતું નથી યોગ પણ થતો નથી છતાં આ સમયમાં યોગની શાન્તિ તથા પ્રસાદ મારામાં આવી રહ્યા છે. મારા દેશ માટેની સાહિત્ય-

૧. "I think the sun of my life is now setting, and I must wind up all concerns before nightfall"
—૨૩. ડિસેમ્બર ૧૯૦૪.

સેવાનો મારો સારામા સારો કાર્યક્રમ આ પ્રમાણે અધવચ જ અટકી પડ્યો છે – કદાચિત્ હવે તે હમેશ માટે આમ ને આમ રહે "[૨]

સપ્ટેમ્બર તથા ઓકટોબર એ માસ વ્યાધિનુ જોર નરમ રહ્યુ અને એમની તબિયત રગડદગડ ચાલ્યા કરી નડિયાદના ડૉક્ટર રામસિહ તથા વડોદરાના ડૉક્ટર સેવકલાલ બન્નેના સ્નેહજન્ય શ્રમથી ગોવર્ધનરામને થોડો પણ ફેર પડ્યો, અને ધીમે ધીમે આરામ થઈ જશે એવી આશા આધારરહિત ન હતી પરતુ એ આશા તો દુરાશા જ હતી, અને અન્તે નિરાશામા જ તેનુ પર્યવસાન થયુ !

આ સમયે, એમના બનેવી શ્રી છગનલાલ હરિલાલ પડ્યાએ એમની તબિયત સબન્ધી સ્નેહપૂર્વક પુછાવ્યુ એના જવાબમાં તા ૨જી નવેમ્બરે એમણે અગ્રેજીમા એવી મતલબનુ લખ્યુ કે " મારી પ્રકૃતિ થોડા વખત પહેલા હતી, તેના કરતા તો ખરેખર સારી જ છે પણ હજીયે તે એવી નથી જેથી રમણીયની માની વ્યાકુળતા મટી જાય એ બિચારી પોતાની નાજુક તબિયતને લગારે ગણકાર્યા વિના, બહુ જ ચિન્તા રાખી, રાત ને દિવસ મારી સારવાર કરે છે અને પોતાને તો સમજણ પડતી નથી કે મારી પ્રકૃતિ ખરેખર કેવા સ્થિતિમા છે તેથી અહીના ડાક્ટરો જે ઉપચાર કરે છે તે જ્યા–ત્યા સભાળથી ચલાવવા, એટલુ જ હાલને માટે બસ ધારુ છુ વચ્ચે વચ્ચે હુ વાચુ છુ અને લખુ છુ, અને મારુ મન તદ્દન સ્વસ્થ તથા ઉદ્વેગરહિત છે હવે ધધો કે નોકરી કે પૈસો, કશીયે વાત એવી નથી કે મારે એની ચિન્તા કરવી પડે . . મારા પોતાના છોકરા હવે મોટા થયા છે અને એમની મા ઉપર હેત રાખે છે, એટલે મારી તબિયતનુ શું થશે તેની મને રજ પણ ચિન્તા નથી "

તા ૧૨મી નવેમ્બરે ફરીથી નોધ કરી કે " મારા જીવનનો સૂર્ય અસ્તદશાની સમીપ છે " ખરે જ થોડા દિવસ પછી તબિયત ઘણી જ લથડી પડી પેટમા કાઈક રોગ હોય એમ જણાયુ અશક્તિથી ઊઠી–બેસી શકાતુ પણ નહિ સ્થિતિ ઘણી ગભીર છે એમ જાણી એમના સુહૃદ્ પ્રો ગજ્જર તથા અન્ય સ્નેહીઓ એમને જોવા માટે

---

૨ " My best programme of literary work for my country brought into a stage of suspense and abeyance, which may be eternal ! "

નડિયાદ આવી ગયા. આવી રીતે એક પાસથી ગોવર્ધનરામના શરીરમાં ધીમે પરંતુ દૃઢ પગલે રોગ ફેલાતો હતો, તેવામાં પડ્યા ઉપર પાટુ જેવું કરતો બીજો શોકકારક બનાવ બન્યો. મંદવાડને લીધે ગોવર્ધનરામ મેડી ઉપર જ રહેતા. એવામાં એક વાર એમની ખબર પૂછીને લલિતાગૌરી દાદરેથી ઊતરવા જતાં હતાં, ત્યાં કમનસીબે પગથિયું ભૂલ્યાં અને પગ લપસ્યો, તેવાં જ નીચે પાણીનું લોખંડનું પીપ હતું તેના ઉપર સીધાં પડ્યાં અને ગંભીર ઈજા થઈ. પડતાંની સાથે જ એમનાથી ચીસ પડાઈ ગઈ. તે સાંભળી કે તરત જ ગોવર્ધનરામ, પોતાની નબળાઈ, બીમારી સર્વ વીસરી જઈ, સફાળા ઊઠ્યા અને દોડ્યા, પણ દાદર સુધી પહોંચ્યા ત્યાં તો થાક લાગી ગયો એટલે દાદર આગળ જ બેસી ગયા. લલિતાગૌરીને એવી સખ્ત કળ ચઢી હતી કે તે બેભાન થઈ ગયાં હતાં. તેમની સંભાળ લેવા ગોવર્ધનરામે તરત જ ડાક્ટરને ત્યાં માણસ દોડાવ્યો, તથા પૂરું મટે નહિ ત્યાં સુધી એમને નીચે પરસાળમાં જ રાખવાં અને ઉપર આવવા દેવાં નહિ, એમ સર્વને સખ્ત તાકીદ કરી. આવી રીતે, પતિની સેવામાં એમને મોટું વિઘ્ન આવ્યું, એટલું જ નહિ, પણ ઊલટી એમની ચિન્તા ગોવર્ધનરામને રાખવી પડે એમ બન્યું. થોડા દિવસ તો એમને પથારીવશ જ રહેવું પડ્યું, આથી એમના જીવને બહુ લાગ્યું. પરંતુ થોડા વખત પછી જરાતરા મટ્યું એટલે "મને હવે ઠીક થયું છે" કરીને પાછાં ગોવર્ધનરામની સેવામાં જોડાયાં ત્યારે જ એમને કાંઈક નિરાંત વળી.

ગોવર્ધનરામની સ્થિતિ આવા પ્રકારની ચાલ્યાં કરતી. તોપણ તે અજાયબ જેવી શાન્તિથી તથા વિરક્તિથી સર્વ સહન કરી રહ્યા હતા. તે કહેતા કે "મારે હવે કશી વાસના રહી નથી. મારું હૃદય શાન્ત સરોવર જેવું છે. એ કોઈ પણ પ્રકારની ઊર્મિથી હવે ક્ષુભિત થતું નથી."

* એમની આ મનઃસ્થિતિ અંગે શ્રી દોલતરામ કૃપારામ પંડ્યા પણ નોંધે છે : "અંતકાળના છેલ્લા દિવસોમાં એક વેળા આ લેખક તેમની અસહ્ય વેદના જોઈ તેમને પૂછ્યું કે કંઈ સંકલ્પ થાય છે? રા. રા. ગોવર્ધનરામે ઉત્તર આપ્યું કે 'My mind is perfectly blessed, these are only physical tears.' મારું મન

કહે છે!" પ્રો. આનન્દશંકર ગયા તે ગયા. એનો મેળાપ ફરીથી કદી થયો નહિ – એ આ બનાવની કરુણતાની સીમા!

ડિસેમ્બર ચડતો ગયો તેમ વ્યાધિ વધતો ગયો. દશમી તારીખ પછી તો સ્થિતિ ઘણી ગંભીર તથા બારીક થવા લાગી. ડાક્ટરો દવા કરતા, પણ ગોવર્ધનરામ ફરિયાદ કરતા કે "ડાક્ટરો મૂર્ખા છે. મારો રોગ સમજી શકતા જ નથી." વધારે સારો ઉપચાર કરવાના હેતુથી પ્રો. ગજ્જરે મુંબઈની 'ગ્રાન્ટ મેડિકલ કૉલેજ'ના લેક્ચરર ડૉ. દાતેને ખાસ મોકલ્યા. આ સમયે મુંબઈ આવવાનું ગોવર્ધનરામને બહુ મન થયું, પણ એમની અત્યંત અશક્તિને લીધે ત્યાં લઈ જવા કોઈની હિંમત ચાલી નહિ. છેવટે એમની તીવ્ર ઇચ્છાને લીધે તથા બીજા અમુક સ્નેહીઓની સલાહથી, મુંબઈ જવાનું ઠરાવ્યું. અને ડિસેમ્બરના મધ્યમાં ગોવર્ધનરામના પિતાતુલ્ય મનસુખરામ, પોતાના "ગોરધન"ને જોવાને માટે તથા જરૂર હોય તો મુંબઈ તેડી જવાને માટે, મુંબઈથી નડિયાદ આવ્યા.

જેવો ઊંડો આ બે સ્નેહીજનનો સ્નેહ હતો તેવો જ મર્મભેદક તેઓનો આ સમયનો મેળાપ હતો. મનસુખરામ પોતે આ સમયે વૃદ્ધાવસ્થાની અશક્તિ તથા બીમારી સારી પેઠે ભોગવતા હતા. જેમ સેંકડો વર્ષો સુધી અગણિત પશુ, પક્ષી તથા મનુષ્યને આશ્રય આપનાર મહાન વૃક્ષ ધીમે ધીમે, શક્તિ ક્ષીણ થવાથી, સુકાતું જાય છે, તેમ આ મહાન પુરુષ, જેણે પોતાના સમયમા નાનામોટા અનેક મનુષ્યોનું કલ્યાણ કર્યું હતું, તેમનો દેહ પણ, ધીમી પરંતુ નિ:સંશય ગતિએ જીર્ણ થઈ ગળાઈ જતો હતો. એમની ભવ્ય, દૃઢ તથા જોમવાળી ગંભીર આકૃતિને, કોઈ પણ રોગ વિના દિનપ્રતિદિન ક્ષય પામતી જોઈને, એ આકૃતિનો આ પૃથ્વી ઉપર હવે બહુ વાસ નથી એમ અનુમાન કરવું કોઈ રીતે મુશ્કેલ ન હતું. તોપણ એમની આવી ક્ષીણ અને અશક્તિવાળી સ્થિતિ એમના સાચા વાત્સલ્યભાવના વેગને રોકી શકી નહિ, અને મુંબઈથી નડિયાદ સુધીની મુસાફરીનો શ્રમ વેઠવા તે સમર્થ થયા.

ગોવર્ધનરામની પોતાની સ્થિતિ તો એવી બગડી ગઈ હતી કે એત્રણ માણસની મદદ સિવાય એમનાથી ઊઠાય તેમ પણ ન હતું. છતાં "ભાણાકાકા આવ્યા" એ વીજળીની અસરવાળા શબ્દો કાને

પડ્યા કે તરત, કોણ જાણે ક્યાંથીયે બળ આવ્યું ને એકદમ સફાળા બેઠા થઈ, પોતાને માથે રહેલા હવે એકના એક શિર*છત્રને પગે લાગ્યા. તે જ સમયે ગળગળા થઈ જઈને બોલ્યા : "તમારી આવી નબળી અવસ્થામાં મારે માટે આટલો બધો શ્રમ લઈ મુંબઈથી શું કરવા આવ્યા? મારે તમારી સેવા કરવી જોઈએ તેને બદલે આ શું?" મનસુખરામે એમને વાર્યા, તથા એમને ફરીથી આવો શ્રમ પડે નહિ કરીને, એમની પાસે આવવાને બદલે બીજા ઓરડામાંથી ખબર પૂછીને સંતોષ પામતા. પરંતુ ગોવર્ધનરામે તરત ઉત્સુકતાથી પૂછ્યું કે મારી પાસે કેમ આવતા નથી? ત્યારે એમણે જવાબ દીધો કે "તારી પાસે આવું છું ત્યારે તું વિવેક કરું છું, તે ન કરું તો આવુ. આ કાંઈ વિવેકનો વખત છે?" તે ઉપરથી ગોવર્ધનરામે પૂછ્યું કે "તમે આ સર્વ શું વિવેકનુ સમજ્યા?" ત્યારે એમણે કહ્યું "ના, તું તો સાચા હૃદયથી કરું છુ. પણ તારા શરીરને નુકસાન થાય એવું કંઈ આ વખતે કરવું ન જોઈએ."

આ સમયે મનસુખરામનુ કુટુમ્બ મુંબઈ હોવાથી, મનસુખરામને જમવા માટે ગોવર્ધનરામે સીધુ વગેરે પોતાને ત્યાંથી મોકલ્યું. પરંતુ, મનસુખરામ વડીલ હોવાથી, લોકરીત પ્રમાણે, એમનાથી તે લેવાય નહિ કરીને એમણે તે પાછુ મોકલ્યું. આ ઉપરથી ગોવર્ધનરામે પોતાના ભાઈ નરહરિરામને બોલાવી ગદ્‌ગદ્ કંઠે કહ્યું કે "નાના, એમને કહે કે તમારી આ છેલ્લી જ સેવા હું કરું છું, અને મારા અન્તઃકરણની તીવ્ર ઇચ્છા છે કે એનો સ્વીકાર થાય"[3] આ સાંભળી, લૌકિક રિવાજ કરતાં હૃદયની શુદ્ધિને વધારે માન આપી, મનસુખરામે એ સ્વીકારી લીધું.

આ બનાવ પછી થોડે દિવસે, તા. ૨૫મી ડિસેમ્બરે, ગોવર્ધનરામને મુંબઈ લઈ જવામાં આવ્યા. વાલુકેશ્વર તરફ નેપિયન સી રોડ ઉપરના પ્રો. ગજ્જરના બંગલામાં એમને રાખવામાં આવ્યા ડૉ. દેશમુખ, ડૉ. બેર, ડૉ. રેલે, ડૉ. દાતે, ડૉ. સેવકલાલ વગેરે હોશિયાર ડૉક્ટરોની સારવાર ચાલતી હતી છેવટના ભાગમાં પ્રસિદ્ધ ડૉ. આપ્ટેને તથા ડૉ. ખરેઘાટને પણ બોલાવવામાં આવ્યા. આ પ્રમાણે ઉપચારમાં કશી કસર રાખવામાં આવી નહિ; પરંતુ, આભ ફાટ્યું ત્યાં થીંગડાં શા કામનાં? વચ્ચે ઠીક રહે, અને વચ્ચે બધાંને ગભરાવી મારે, પરંતુ

3. "Tell him these are my last services to him and it is my earnest longing that he should accept them."

કોઈ પણ જાતનો ચોક્કસ સુધારો દૃષ્ટિએ પડે નહિ. આ સમયે એમનાં ઘણાંખરાં સ્નેહીસંબન્ધીઓ એમની છેલ્લી સેવા કરવા હાજર થયાં હતાં.

લાંબા લાંબા, કષ્ટમય દિવસો ધીમે ધીમે એક પછી એક પૂરા થવા લાગ્યા. સન ૧૯૦૭ના જાન્યુઆરીની પહેલી તારીખે ડૉક્ટરોના હાથ હેઠા પડ્યા. લાંબી મસલત કરી તેઓ નિશ્ચય પર આવ્યા કે હવે વાત ઈશ્વરના જ હાથમાં છે. શરીર બહુ કષ્ટાતું હતું, વાણી લગભગ બન્ધ થઈ ગઈ. શ્વાસ પણ શરૂ થયો. એક પળનો પણ વિશ્વાસ રહે એમ ન હતું. એમની ઇચ્છાનુસાર તથા હિન્દુઓની એક શુભ રૂઢિ અનુસાર, એમની શય્યા પાસે આ સમયે વેદાન્તસ્તોત્ર, દક્ષિણામૂર્તિસ્તોત્ર, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વગેરેના પવિત્ર શ્લોકોના પાઠ ચાલી રહ્યા હતા. આવી સ્થિતિમાં ત્રણ દિવસ નીકળી ગયા. પણ તા. ૩જીની રાત્રિએ તો ચિન્તા તથા બેચેનીની પરાકાષ્ઠા થઈ એક ઘડી પણ કોઈની આંખ મળે એમ રહ્યું નહિ. આવી રીતે આખી રાત્રિ પસાર થઈ.

તા. ૪થી ને શુક્રવારનું પ્રભાત થયું. જેમાંનું બધું યે તેલ બળી ગયું છે એવો દીવો હોલવાઈ જતાં પહેલાં જેમ ધીમે ધીમે નાનો નાનો થઈ છેવટે ફરીથી એક વાર મોટો થઈ, ક્ષણએક પૂર્ણ પ્રકાશ નાખી, પછી પાછો પૂરેપૂરો હોલવાઈ જાય છે, તેમ ગોવર્ધનરામના જીવનરૂપી દીપનું થયું. "આટલું લંબાયું છે, ખરી અણીનો સમય ગયો છે, તો હવે કદાચ મટશે." એમ સ્નેહી હૃદયમાં, પ્રાતઃકાળના સૂર્યની સાથે, આશા પ્રકટી. પણ આ મોંઘી આશા વ્યર્થ હતી જેમ દિવસ ચડતો ગયો તેમ ચેતન ક્ષીણ થવા લાગ્યું નાડી ધીમી થવા લાગી જે કોઈ સ્નેહીસંબન્ધી ત્યાં હાજર હતા તે સર્વ, મૃત્યુ પામતા મહાત્માનું છેલ્લું દર્શન કરી લેવા, ભક્તિપૂર્વક, દીન વદને, એમની આસપાસ વીંટળાઈ વળ્યાં. પૂરા તન અને મનથી એમની આ સમયે સેવા ઉઠાવનાર એમના ભાણેજ – શણગારલક્ષ્મીના કનિષ્ઠ પુત્ર – ભાનુશંકર, તથા અન્ય યુવકો, મોટે અવાજે જ્ઞાન તથા ભક્તિના સ્તોત્રના ઉચ્ચારથી વાતાવરણને છાઈ દેતા હતા. બીજી પાસથી એમના બહેન શણગારલક્ષ્મી, દુઃખથી વ્યાકુળ ચિત્તે, ભાઈના કાનમાં મોટેથી ઈશ્વરના નામનું રટણ કરતાં હતાં. બધાંના મુખ ઉપર સન્દેહ, ચિન્તા તથા ભારે નિરાશાની આકુળવ્યાકુળતા ઊંડી રીતે છવાઈ ગયા હતા પોતાની બીજી સર્વ ઇન્દ્રિયો જાણે પોતાના નેત્રમાં જ પૂરેપૂરી એકઠી થઈ હોય તેમ, અનિમિષ

નેત્રથી સર્વ આ કુલદીપક મહાત્માની છેલ્લી પળોનું દર્શન કરી રહ્યાં હતાં. બપોરના અઢી વાગ્યા, અને ગોવર્ધનરામનો પુણ્યાત્મા, અનેક કલ્યાણકાર્યોના સાધનરૂપ, પણ હવે અનેક વ્યાધિથી પીડિત, એમના દેહને ત્યજી ચાલતો થયો!

* * * *

સન ૧૯૦૭ના જાન્યુઆરીની ચોથી તારીખના સન્ધ્યાકાળનો સમય હતો. વાલુકેશ્વરનો દરિયો શાન્ત અને ગંભીર હતો. થોડે દૂર માછીઓની બેચાર હોડીઓ દરિયામાં ઝોલાં ખાતી હતી. કિનારે થોડાં શિવાલય હતાં. કેટલીક બાવાઓની મઢૂલીઓ પણ હતી. એક દિશામાં નાની સરખી વાડી હતી. પાસે એક ચિતા ભડભડ બળતી હતી. આ ચિતાનો ઝાંખો પીળો પ્રકાશ સર્વ પાસ પડતો હતો અને આખા દેખાવમાં ગ્લાનિના અંશ ઉમેરતો હતો. ભગવાન સૂર્યનારાયણ પણ, જાણે આ સ્થળની ઉદાસી જોઈ ન શકતા હોય, એમ પોતાનું મોં સમુદ્રમાં સંતાડવા દોડી રહ્યા હતા; અને આ સમયનાં એમનાં પીળાં ફિક્કાં રતાશવાળાં કિરણો, ચિતાના પ્રકાશ સાથે મળી જઈ, પોતાના સ્પર્શથી સર્વ દિશામા ઉદાસી પૂરતાં હતાં. આ સમયે ગોવર્ધનરામનો સ્થૂળ દેહ ધીમે ધીમે પંચમહાભૂત સાથે મળી જતો હતો.

આ સ્થળે ગંભીર શાન્તિ પથરાઈ રહી હતી. અહીંની સૃષ્ટિની શાન્તિ જોઈ સમુદ્ર પોતે જાણે લજ્જિત થયો હોય તેમ પોતાના વિશાળ હૃદયના ઊંડા મન્થનને હૃદયમાં ને હૃદયમાં જ દબાવી રહ્યો હતો. પાસેના મન્દિરોમાં આરતી થઈ. તેની સાથે ઘંટા, શંખ આદિના નાદ ઘડી એક સંભળાયા. આ વિના આ સ્થળની નિઃશબ્દ શાન્તિનો કોઈ રીતે ભગ થયો ન હતો. "સર્વ સમસુમાકાર હતું." મુંબઈ જેવા ઘોંઘાટવાળા શહેરનો આ એક ભાગ હશે એમ કદી લાગે એમ ન હતું. પોતાના છેલ્લા દિવસોમા દરિયો જોવાનું અને દરિયાકિનારે બેસવાનું ગોવર્ધનરામને ઘણું જ મન હતું આવાં અનેક કારણોને લીધે એમના કલ્પનાશીલ, વિચારશીલ, નિવૃત્તિપ્રેમી આત્માને ઘણી રીતે અનુકૂળ પડે એવું જ ભવ્ય સ્થળ હતું!

આ પ્રમાણે, એમના સ્નેહી શ્રી. આનન્દશંકરના શબ્દોમાં કહીએ, તો "એમનાં બાલ્ય બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમની પ્રિય ભૂમિ, અને એમના ભાવનાગુરુ તેલંગ અને રાનડેની અવસાનશય્યા અને

સંસ્મરણોથી પવિત્ર અને આકર્ષક થયેલી, એવી મુંબઈ નગરીમાં" આ મહાન પુરુષની જીવનયાત્રા સમાપ્ત થઈ. આદર્શ હિંદુનું સંન્યાસ-વૃત્તિવાળું જીવન જીવનારની દૃષ્ટિ હિંદીપણાથી – ભારતની કલ્યાણ-ઝંખનાથી – ભરેલી હતી, ઠેઠ છેલ્લા શ્વાસ સુધી.

"A Hindu born, a Hindu I shall die,
For India's bliss, my heart will ever sigh."

## : ખંડ ૨ :

### તુલના

આ પ્રમાણે ગોવર્ધનરામના જીવનમા કયા કયા મુખ્ય બનાવો બન્યા અને બાવન વર્ષનુ એમનુ કુટુબજીવન કેવી કેવી પ્રવૃત્તિમા વ્યતીત થયુ તેનુ આપણે દિગ્દર્શન કર્યું પરતુ ગોવર્ધનરામની જીવનકથા આટલેથી જ પૂર્ણ થતી નથી જેમ અમુક દેશના વિગ્રહો, સુલેહો તથા એવા બીજા બનાવોના સાલવાર 'રજિસ્ટર'મા જ તે દેશના ઇતિહાસની સમાપ્તિ થતી નથી, તેમ માનવજીવનના બનાવોની ટૂકી ટૂકી નોધમા જ તેની ખરી જીવનકથાની પરિપૂર્ણતા નથી સાચો ઇતિહાસ તો એ જ છે જે પ્રજાની મૂળ પ્રકૃતિનુ તથા તે પ્રકૃતિ-બધારણના કારણોનુ દર્શન કરાવે તે પ્રજાના ભૂતકાળના પરાક્રમો, વર્તમાનની સ્થિતિ તથા ભવિષ્યની ભાવનાઓ યથાસ્થિત રૂપમા ખડા કરે તેમ જ, જ્ઞાનના તથા કર્મના જુદા જુદા પ્રદેશોમા તે પ્રજા કેટલી પ્રગતિ પામી તે બતાવી તેના સેકડો વર્ષોના અનુભવોમાથી બીજી પ્રજાઓને શા ઉપદેશ મળી શકે તે વાસ્તવિક રીતે તારવી કાઢે તે જ પ્રમાણે જીવનકથાનુ પણ સમજવુ જીવનવૃક્ષનાં મૂળ હમેશ ઊડા ઊડાણમા હોય છે એ મૂળ ખોળી કાઢી, એને આધારે રહેલા વૃક્ષના સ્વરૂપનો આબેહૂબ ખ્યાલ કરાવવો એ જીવનકથાનુ મુખ્ય કર્તવ્ય છે

મનુષ્યજીવનના સાધારણ રીતે બે વિભાગ કરવામા આવે છે એક એનુ બાહ્યજીવન અને બીજુ એનુ આન્તરજીવન મનુષ્ય પોતે જે કાઈ બોલે અને કરે તે તેનુ બહારનુ જીવન અથવા બાહ્યજીવન કહેવાય આ ઉપરાત, તેના હૃદયમા વિધવિધ પ્રસગો પરત્વે જે મન્થન નિરન્તર ચાલે તથા જે સકલ્પવિકલ્પ હમેશ થયા કરે તે સર્વને તેનુ અદરનુ જીવન અથવા આન્તરજીવન કહેવાય બીજી રીતે કહીએ તો, મનુષ્યની વાણી તથા કર્મથી જે જીવન રચાય તે તેનુ

બાહ્યજીવન, અને કેવળ મનથી રચાય તે તેનું આન્તરજીવન. મનુષ્યની ખરી તુલના તેના બાહ્યજીવનથી કે બહારના વર્તનથી કદી પૂરેપૂરી થઈ શકતી નથી. ખરી કીમત આંકવાને માટે તો તેનું આન્તરજીવન જ પૂરેપૂરું સમજવું જોઈએ, જે તેનો સ્વભાવ રચે છે અને તેની સર્વ પ્રવૃત્તિને પ્રેરે છે. એટલા માટે ખરેખરા ઉત્તમ ફળને આપનાર જીવનચરિત તો એ છે કે નાયકના જીવનનું સ્થૂળ પડ ભેદીને અંદરના સૂક્ષ્મ ભાગમાં વાચકને પ્રવેશ કરાવે, અને તેના આન્તરજીવનનો સત્ય ઇતિહાસ, બની શકે તેટલો, પ્રકાશમાં લાવે. આવા પ્રકારની જીવનકથાઓ માટે જ, મોટામાં મોટા અંગ્રેજ જીવનકથાકાર, ડૉ. જોન્સને કહ્યું હશે, "જુદી જુદી જાતનાં વૃત્તાન્તાત્મક લખાણોમાં જીવનકથા એ એક એવા પ્રકારનું લખાણ છે જે સૌથી વધારે આતુરતાથી વંચાય છે અને જે જીવનવ્યવહારની બાબતોમાં સહેજે ઉપયોગમાં લઈ શકાય છે." [૧]

જીવનકથાકારનું આ કામ જેટલું આવશ્યક છે તેટલું જ તે કઠિન છે. મનુષ્યના આન્તરજીવનનું પૂરેપૂરું, ખાતરીવાળું જ્ઞાન મેળવવું એ સંસારમાં એક અઘરામાં અઘરું કામ છે દુનિયામાં અભેદ્ય દુર્ગોને તોડનાર, પૃથ્વીનો મહાપરાક્રમી વિજેતા પણ એક સામાન્ય મનુષ્યના હૃદયદુર્ગના રહસ્ય પ્રાપ્ત કરવા જતાં, નિષ્ફળ થઈ વીલે મોંએ પાછો ફરે છે. તો પછી ગોવર્ધનરામ જેવાના મહાનુભાવ હૃદયને યથાર્થ સમજી શકવાના સામર્થ્યની આશા રાખવી એ મહાકવિ કાલિદાસની શૈલીમાં, ત્રાપાની મદદથી દુસ્તર સાગર તરી જવાની હામ ભીડવા જેવું છે. સત્ય કહ્યું છે શ્રીકંઠ ભવભૂતિએ કે लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति।—લોકશ્રેષ્ઠ પુરુષના ચિત્તને કોણ જાણી શકે એમ છે?

પરંતુ, ગોવર્ધનરામનું બાહ્યજીવન પૂર્ણ સંવાદી રીતે એમના આન્તરજીવનના પૂરેપૂરા આદર્શરૂપ જ હતું તેથી જ તો ગોવર્ધનરામનું હૃદય ઓળખવામાં, તેમના બાહ્યજીવનના અભ્યાસીને બહુ મુશ્કેલી નડે એમ નથી. સાક્ષરશ્રી આનન્દશંકર કહે છે તેમ "એમનું જીવનચરિત્ર એવું

---

1 "Biography is of all the various kinds of narrative writing that which is most eagerly read, and most easily applied to the purposes of life"

એકાન્તતઃ વિશુદ્ધ છે કે મલિન પડો ભેદી એની પાર રહેલા કોઇક શુદ્ધ સત્ત્વનું ભાન કરાવવાનો શ્રમ લેવાની જરૂર પડતી નથી."[૨]

ઘણા ઘણા પ્રખ્યાત મોટા માણસોમાં આચાર તથા વિચારની બાબતમાં જે વિષમતા – ક્વચિત્ વિરુદ્ધતા પણ – દૃષ્ટિએ પડે છે, તેનાથી ગોવર્ધનરામનું ચરિત, આશ્ચર્યકારક રીતે મુક્ત હતું. ખરેખર, એમને તો मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्। – જે મનમાં તે વચનમાં, તથા જે વચનમાં તે કર્મમાં એમ જ હતું.

તેટલા માટે, એમની આ પારદર્શક પ્રકૃતિનો લાભ લઈને, આ જીવનચરિતના ઉદ્દેશોની મર્યાદાનું ઉલ્લંઘન કર્યા વિના, ગોવર્ધનરામના ગુણદોષોની તુલના કરવા પ્રયત્ન કરીશું. પહેલવહેલું તો એમનું વ્યક્તિરૂપે જીવન નિહાળીશું. તેમાં એમનાં શરીર, બુદ્ધિ, હૃદય તથા ધર્મ સંબન્ધી હકીકત જાણી, એમના જીવનની ભાવનાઓ તરફ દૃષ્ટિ વાળીશું. પછીથી કુટુમ્બીરૂપે, સ્નેહીરૂપે તથા વકીલરૂપે એમનું જીવન કેવું હતું તે જાણવા માટે, એમના કુટુમ્બનાં માણસો, એમનાં સ્નેહીસંબન્ધીઓ તથા એમના ધંધાને પ્રસંગે સંસર્ગમાં આવતાં મનુષ્યો સાથે એમનું વર્તન કેવું હતું તે તપાસીશું. તે પછી એમના "સાક્ષરજીવન"ના અવલોકનમાં, એમનાં વાંચન, વિચાર લેખન તથા ભાષણ સંબન્ધી માહિતી મેળવવા વાચકરૂપે, વિચારકરૂપે લેખકરૂપે તથા વક્તારૂપે એ કેવા હતા તેનો વિચાર કરીશું. ત્યાર પછી, જ્ઞાતિ, વતન તથા સ્ત્રીઓ પ્રતિ, તેમ જ કેળવણી, સંસાર-સુધારો, તથા રાજકીય પ્રશ્નો પ્રતિ એમનું વર્તન તથા વલણ કેવાં હતાં તેનું નિરીક્ષણ કરી એક દેશભક્ત રૂપે એમનું સ્થાન જોવા પ્રયાસ કરીશું. ઉપસંહારમાં, એમના જીવનની ખરી મહત્તાનું દર્શન કરી, કૃતિ સમાપ્ત કરીશું.

---

૨. "વસન્ત" સ્મારક અંક, પૃ. ૨૪૪.

## ૧. વ્યષ્ટિ–જીવન

### શરીર

ગોવર્ધનરામના દેખાવમાં કાંઈ પણ ચમત્કારક કે ખાસ ધ્યાન ખેંચે એવું કશું ન હતું. પહેલી નજરે તે એક સાધારણ સારી સ્થિતિના, તદ્દન જૂનાએ નહિ – તદ્દન નવાએ નહિ એવા જમાનાના, પરંતુ ઠરેલ, પાકી સમજણવાળા, વિચારશીલ અને એકંદરે ભલા દિલના હસમુખા ને મળતાવડા ગુજરાતી ગૃહસ્થ જેવા લાગતા. પરંતુ એમની ચમત્કારક બુદ્ધિ તથા નિષ્કલંક સાધુતાનો જોનારને ખ્યાલ સરખો પણ આવે, એવાં સ્પષ્ટ ચિહ્નો તરત માલૂમ પડતાં નહિ. એમની સાદી રીતભાત, મુલાયમ તબિયત તથા શરદી ન થાય તે માટે ધારણ કરેલો વિચિત્ર પોશાક એ ત્રણે વાનાં, અજાણ્યા માણસના આવા પ્રથમ અનુમાનને પુષ્ટિ આપતાં. આ વાતની એક રમૂજી સાબિતી એ છે કે જે લોકોએ એમના લેખ દ્વારા જ એમનું ઓળખાણ કર્યું હતું, પરંતુ નજરે કોઈ દિવસ જોયા ન હતા, તેમાંના કેટલાકોએ તો એમના દેખાવ સંબન્ધી એવી એવી કલ્પના બાંધી મૂકી હતી કે જ્યારે એમને પહેલી વાર જોવાનો તેમને પ્રસંગ આવ્યો ત્યારે એમના દેખાવમાં કોઈ પણ જાતની ખાસ વિશેષતા નહિ જોયાથી તેઓને ઘણી નવાઈ લાગી હતી.

એમનું શરીર ઊંચાઈમાં મધ્યમ કદથી પણ સહેજ ઓછું હતું. શરીરમાં સહેજ જાડા હતા, અને મોટી ઉંમરે શરીરમાં જે શિથિલ સ્થૂળતા આવે છે તે એમનામાં જરા વહેલી ને જરા વધુ પ્રમાણમાં આવી હતી. ગૌરવર્ણના હોવાથી, જુવાનીમાં એમની મુખમુદ્રા તથા આકૃતિ કાન્તિયુક્ત હતાં: અને વીસેક વર્ષની વયે, શ્રી. નરસિંહરાવ ભોળાનાથને તે " તેજસ્વી ગંભીરતાવાળા છતાં ચાલાકીથી ફરનાર " લાગ્યા હતા પાછલા સમયમાં, લાંબા મંદવાડથી, આ ' ચાલાકી '

જતી રહી હતી, તેમ આ કાન્તિની પણ ફક્ત ઝાંખી નિશાની જ રહી હતી. તોપણ, એમના ઉગ્ર મનોબળ તથા હૃદયબળને લીધે, છેલ્લા દિવસોમાં પણ એમની આકૃતિમાં સુસ્તાઈ કે આળસુપણાનો અંશ સરખો પણ પ્રવેશ પામ્યો ન હતો. ખરેખર, આવા તકલાદી શરીર પાસે તે આટલું કામ કેવી રીતે કઢાવી શકતા એ જ નવાઈની વાત હતી.

એમની મુખમુદ્રા, સામાન્ય રીતે, કોમળ, સૌમ્ય તથા ચિન્તનશીલ હતી. બારીકાઈથી જોનારને સાધુતા તથા વિચારશીલતાથી તે પૂરી રીતે અંકિત થયેલી દેખાતી, તેમ જ તેના ઉપર કોઈક જુદી જ જાતની, પરંતુ મનોહર શાન્ત પ્રભા પ્રસરી રહી હોય એમ લાગતું. એમનું વિશાળ ઊંચું કપાળ સહેજ હિંગળોકી રંગનું હતું. ઘણી વાર એ લલાટ ઉપર કાંઈક ભવ્ય તેજ ઝળહળતું નજરે પડતું. ઘણો વિચાર કર્યાથી હોય તેમ, એમનાં ભવાં કાંઈક આંખ ઉપર ઢળ્યાં હતાં, અને તેથી આંખો હતી તે કરતાં લગાર ઝીણી લાગતી. તોપણ એ આંખોમાં જે ઊંડું ગંભીર તેજ તરવરતું, તેનું ભાન થયા વિના રહેતું નહિ. ઘણી વાર તો, વસ્તુઓનું બાહ્ય સ્વરૂપ ભેદી તેના અન્તર્ગત રહસ્યને ગ્રહણ કરી લીધું હોયને – જાણે તેનો આત્મા જ પકડી લીધો હોયને – એવો ભાવ એમાં પ્રકટ થતો. એકલા હોય કે કોઈની સંગતિમાં હોય તોપણ શાન્તિ તથા સંતોષ એમના મો ઉપર હમેશ વાસ કરી રહેતાં એકાન્તમાં તે ઘણી વાર ગંભીર તથા વિચારનિમગ્ન દેખાતા, ત્યારે કોઈ સ્નેહી કે બીજું કોઈ એકાએક આવી ચઢતાં, મુખ ઉપર એકદમ માયા તથા પ્રસન્નતા છવાઈ રહેતા, અને કોઈક વાર, મીઠી મશ્કરી કરવા જતા હોય એમ સ્નેહભરી લુચ્ચાઈનો ભાવ પણ મોં ઉપર ડોકિયાં કરી રહેતો. એવું સરળ તથા નિખાલસ એમનું બન્ધારણ હતું કે એમના હૃદયના ભાવ એમની મુખાકૃતિ ઉપર સત્વર અંકિત થતા, જેથી એમની મુખમુદ્રાના અવલોકન ઉપરથી જ એમના વિચારોની દિશાનું ઘણી વાર અનુમાન થઈ શકતું. "ઘણી વાર" એમ કહેવાનું કારણ એટલું જ કે આવી સરળતા છતાં, જરૂર હોય ત્યારે, પોતાની મુખમુદ્રા ઉપર તે ઇચ્છાપૂર્વક સંયમ રાખી શકતા.

એમનું આરોગ્ય તો જન્મથી જ નબળું હતું, અને એમનું

શરીર કોઈ રીતે દૃઢ, બળવાન કે ભરાવદાર કહીએ એવું કદી થયું ન હતું. બી.એ. થયા પછી મગજનો રોગ લાગુ પડ્યો, અને બીજા અનેક રોગો એમના શરીરમાં ઘર કરી રહ્યા; આ મુખ્ય રોગ મટ્યો ત્યાર પછી હરસ, પેટનું તથા આંતરડાંનું દરદ, તથા ક્વચિત્ સંધિવા એ સર્વથી તે ઘણુંખરું પીડાયા જ કરતા. આ પ્રમાણે, સંયુક્ત અથવા અવિભક્ત કુટુમ્બની હિન્દુ ભાવના પ્રમાણે, આ વ્યાધિઓએ પણ 'સકુટુમ્બ સપરિવાર' એમને ત્યાં ધામા નાખ્યા હતા! એમનો આહાર તો ઘટતે ઘટતે નહિ જેવો જ થઈ ગયો હતો. જરાક વધારે ખવાયું હોય કે જરાક ભારે ખવાયું હોય, અકેજ ઉજાગરો થયો હોય કે અકેજ શ્રમ પડ્યો હોય તેની અસર એમના નાજુક શરીરયંત્ર ઉપર તરત જ થતી.

પણ જેવી એમની તબિયત નાજુક હતી તેવી જ એમની ચીવટ ને સંભાળ પણ અસાધારણ હતી. કસરત આરોગ્ય સાચવવા માટે જરૂરની છે, એમ તે સમજતા હોવાથી કસરત વિષેનાં જુદાં જુદાં પુસ્તકો વાંચી પોતાની ઉંમરને લાયક કસરત શોધી કાઢતા, અને અડતાળીસ વર્ષની ઉમરે પણ સેન્ડોના "ડંબેલ્સ"થી કસરત કરવામાં નાનમ ગણતા નહિ. વળી ઘણી વાર, પોતાના સગાંમાંથી ઉત્સાહી બાળકો કે યુવકોને સાથે લઈને સાંજસવાર ફરવા જતા, અને રસ્તામાં તેમને અનેક, બોધની તથા હાસ્યની કથાઓ કહી, તેમના શરીર સાથે મનને કેળવવા પણ પ્રયત્ન કરતા. છેલ્લાં બે વર્ષમાં આવી કસરત મૂકી દઈ ને પ્રાણાયામ આદિ યોગની ક્રિયાઓ પદ્ધતિસર તે કરવા લાગ્યા હતા. અને તેથી એમના શરીરને તથા મનને બળ તથા વિશ્રાન્તિનો સારી પેઠે લાભ મળતો.

તે જ પ્રમાણે, રોગની સાથે પરિચય વધવા માંડ્યો એટલે રોગના શત્રુ – ઔષધો સાથે એમણે પરિચય બાંધવા માંડ્યો. આમ આરોગ્યવિદ્યા તથા વૈદકશાસ્ત્રનું – ખાસ કરીને હોમિયોપેથીનું – એમણે ઘણું જ્ઞાન મેળવ્યું. છેલ્લાં આઠ વર્ષમાં તો એમને દવાઓ ઘણી પીવી પડતી. કોઈક વાર તો એક દિવસમાં જ આઠ આઠ દશ દશ વાર દવાઓ પીતા. ખરે, એમનું પેટ એક જાતનું 'દવાખાનું' જ બની ગયું હતું. અને જરા અતિશયોક્તિથી બોલીએ તો, આ 'સંગ્રહસ્થાન'માં એકે વાર પણ પ્રવેશ ન પામી હોય એવી દવાઓ તો ઘણી થોડી હશે!

શરદીની એમને નિરન્તર બીક રહેતી, અને એનાથી બચવાને માટે એમને શરીર ઉપર ઘણાં કપડાં રાખવાં પડતાં બબ્બે ગંજીફાક, વળી ઉપર ગરમ બંડી, કેડ તથા પેટના ભાગ ઉપર બાંધવાનું ગરમ કપડું, ટીંચણ ઢાકવાના 'ફ્લાલીન'ના કકડાઓ, દરેક પગે ઓછામાં ઓછા બે મોજાં, ગળે ગળપટો, અને માથે, પવન લાગી જાય નહિ માટે, કાનપુરી ગરમ ટોપી: બહાર જવું હોય ત્યારે, એક કે બે ગરમ કોટ, તથા શિયાળામાં આ સર્વ ઉપર ખાસ ગરમ 'ઓવરકોટ' : આ એમનો સાધારણ સાજ હતો!

શિયાળાની એક સાંજે, આવા પોશાકથી સજ્જ થઈ, નડિયાદની એક જાહેર સભાના પ્રમુખનું સ્થાન લેવા માટે, ગોવર્ધનરામ ઘરમાંથી નીકળ્યા. તે સમયે, એમનાં માતુશ્રી શિવકાશી ત્યાં ઓટલે બેઠાં હતાં, તેમની નજર એમના ઉપર પડી. શિવકાશીની શરીરસંપત્તિ આગળ શિયાળાની સખતમાં સખત ટાઢ પણ હારી જાય એવું હતું. તેમ એ સ્વભાવે બહુ રમૂજી હતાં. તેથી ગોવર્ધનરામનો આ બધો શણગાર જોઈ તેમનાથી રહેવાયું નહિ : "બળ્યું, મોટા, ટાઢ તે કંઈ આખા ગામને વાય છે કે તને એકલાને જ? આવું જાડું જાડું તે શું પહેર્યું છે?" ગ્લેડસ્ટનની પેઠે, ગોવર્ધનરામે હાવકું મો રાખી તરત જવાબ દીધો, "શું કરું, બા? આથી જાડું બીજું ન હતું, એટલે આ પહેર્યું." પુત્રના હાજરજવાબથી શિવકાશી પરાભવ પામ્યાં; પણ "તું તો કદીયે બંધાવાનો નહિ," કહી, પુત્રની પ્રશંસામાં પોતાની હારની વાત છુપાવી દીધી.

પોતાની લખવાની શૈલીની પેઠે પોતાના પહેરવેશની બાબતમાં પણ ગોવર્ધનરામે નિયમ કર્યો હતો કે પહેલી ઉપયોગિતા અને પછી સૌન્દર્ય. તેથી આ બન્નેમાં ઘણી વાર, સૌન્દર્યનો તદ્દન ભોગ આપીને જ, ઉપયોગિતા સાચવી રખાતી. આમ હોવાથી એમનો પોશાક ઘણાંનાં મુખ ઉપર સ્મિત આણતો. પ્રો. ગજ્જરે તો એને એક વાર 'ઘેલીના ગવાળા'નું નામ પણ આપ્યું હતું. બહુ તંદુરસ્ત શરીરવાળાને અથવા હાસ્યરસની તીવ્ર લાગણીવાળાને આમ લાગે એ બહુ સ્વાભાવિક છે. પરંતુ આ સંબંધી જે ખરેખરું કહેવા જેવું છે તે મહાન અંગ્રેજ લેખક કાર્લાઇલના જીવનકથાકારે કાર્લાઇલ માટે કહી દીધું છે કાર્લાઇલનો પોતાનો પહેરવેશ કેવો વિચિત્ર હતો તે જણાવી, મિ. ફ્રુડ બહુ સરસ રીતે પ્રશ્ન કરે છે : "But who that

knew Carlyle would care what clothes he chose to wear ?" અર્થાત્ "કાર્લાઈલની ખરી મહત્તા જાણનારામાં કોણ એવો હશે જે કાર્લાઈલ કપડાં કેવાં પહેરતો હતો તેની દરકાર રાખવા બેસશે ?"

આની સાથે એ પણ સ્પષ્ટ કરવું ઘટે છે કે તબિયત સાચવવાનો ગોવર્ધનરામનો આ સર્વ પરિશ્રમ નિષ્ફળ નહોતો ગયો. એમનું આયુષ્ય એમની કાળજીભરી સંભાળ વગર આટલું પણ ભાગ્યે ચાલત. એ પોતે કહેતા કે "મારી દવાઓ, જુદાં જુદાં ગરમ કપડાં, વગેરેની મદદથી મારા કેટલાક નાનામોટા રોગોનું બળ મેં ઘણું જ નરમ કરી નાખ્યું છે." પોતાની સંભાળથી જ પોતાનો દેહ આટલે સુધી ટકી રહ્યો છે, એમ એ ખાતરીથી માનતા. પરંતુ આ સંભાળનું કારણ પોતાના દેહ ઉપર એમને મમતા હતી એવું બિલકુલ ન હતું. એમના સહવાસમાં આવનારને તો પ્રતીત થયું જ હશે કે ન હતી એમને પોતાના દેહ ઉપર કોઈ પ્રકારની આસક્તિ કે ન હતી એમને તે તરફ તુચ્છકારથી ઉદ્ભવ પામેલી ઉપેક્ષાવૃત્તિ. शरीरमाद्यं खलु धर्मसाधनम्। એ સૂત્રનું રહસ્ય તે બરોબર સમજ્યા હતા, તેથી ધર્મના પ્રથમ સાધન રૂપે તે પ્રતિ જેટલું લક્ષ ઘટે, તેથી ઓછું નહિ, પણ તેટલું જ લક્ષ આપવા તે હમેશ તૈયાર રહેતા. અવૃત્તિમય સંન્યાસની પોતાની ભાવના સિદ્ધ કરવા, દીર્ઘાયુષ્ય તથા દૃઢ નીરોગ શરીર કેટલા આવશ્યક છે તે એ બહુ સારી રીતે જાણતા હતા. તે વારંવાર ઉપદેશ કરતા કે "શરીરના બળ તથા આરોગ્ય તરફ બેદરકારી રાખવાથી, મંદવાડ ભોગવવા પડે છે તથા આયુષ્ય કમી થાય છે આ બન્ને રીતે માણસને સત્કાર્ય કરવાનો અવકાશ જતો રહે છે, પરમાર્થથી પોતાનું જીવન સાર્થક કરવાનો લાગ મળતો નથી, અને ઊલટું, પરાધીન થઈ દુઃખ ભોગવવું પડે છે તે તો જુદું" તેથી શરીરના હિત તરફ આંખ મીંચી, આંધળિયા કરવા એ એમને મોટા પાપ સમાન લાગતું શરીરને સુંવાળું રાખવું એમ તે કદી ઇચ્છતા નહિ પરંતુ, તેને પોષણ આપવું, સુદૃઢ કરવું, અને ધર્મના સાધન તરીકે ટકાવી રાખવું એ મનુષ્યનું કર્તવ્ય છે એમ તે પાકી રીતે માનતા આ અભિપ્રાયે એમના મનમાં તથા હૃદયમાં એવું તો બળ મૂક્યું હતું કે તેથી આટલા વ્યાધિઓ સામે આટલાં વર્ષ સુધી પોતાની જીવનદોરી તે લંબાવી શક્યા.

છેલ્લા સમયમાં તે અનેક વાર કહેતા કે "જો પરમેશ્વર મને

એટલી 'ગેરટી' આપે કે હજી હુ દશ વર્ષ સુધી જીવીશ, તો બીજુ બધુ કામ પડતુ મૂકીને મારા અભ્યાસગૃહમા જઈ, સાકળ વાસી, દશે વર્ષ વાચ વાચ અને લખ લખ કરુ" આ પ્રમાણે પોતાનુ જીવન વિદ્યાભ્યાસને માટે – જનસમાજને માટે છે એમ તે સમજતા તેથી જ, આવડી મોટી ઉમરે કસરત, આટલી બધી દવાઓ, આવા 'વિચિત્ર વેશનુ આચ્છાદન' – એ સર્વ એમની દૃષ્ટિએ એક પવિત્ર ધર્મસમાન થઈ પડયા હતા

તોપણ, રોગિષ્ઠ નિર્બળ શરીરે એમના પ્રિય અને મનગમતા કાર્યોમા કેટલા ખનેન પડોચાડો હતી તેનુ એમના પોતાના જેટલુ બીજા કોઈને ભાન નહિ હોય એમના જીવનમા મોટી મોટી ભયકર બીમારીઓ આવી હતી, અને નાની નાની બીમારીથી તો એ કવચિત્ જ મુક્ત હતા આ કારણથી પોતે હાથમા લેવા ધારેલા કાર્યોમા અનેક વિઘ્ન આવ્યા, કેટલાક અપૂર્ણ જ રહ્યા તથા કેટલાક તો મનના મનમા જ રહ્યા શરીરની સારી સ્થિતિ રાખવા માટે તેની પાછળ એમને સમય, શક્તિ તથા દ્રવ્યનો થોડો વ્યય કરવો પડતો નહિ ખરેખર, ગોવર્ધનરામની અતિ ઉચ્ચ માનસિક તથા નૈતિક સપત્તિ સાથે આવી નિર્જીવ શરીરસપત્તિ જોઈને, આવા ઉત્કૃષ્ટ ગુણો આપવા સાથે એક નીરોગ તથા બળવાન શરીર આપવામા પરમાત્મા એ કેમ પાછુ વાળીને જેયુ હશે, એ પ્રશ્ન ઉભો થયા વિના રહેતો નથી પરતુ, કોઈથી પણ કળી ન શકાય એવી જગત્કર્તાની કૃતિ વિશે, આસ્તિક તથા નાસ્તિક બન્ને તરફથી, જે સેકડો પ્રશ્નો પૂછવામા આવે છે – અને જે હમેશા નિરુત્તર રહે છે તેમાનો કવચિત્ આ પણ એક પ્રશ્ન હશે !



"જન-પશુ-જગના કલ્યાણયજ્ઞ પર હોમુ આ શરીર મ્હારૂ !"

—"સરસ્વતીચન્દ્ર"—ભા ૪

## પ્રકરણ ૨

### બુદ્ધિ

સંસારમાં મુખ્યત્વે બે પ્રકારની બુદ્ધિ નજરે પડે છે. એક પ્રકારની બુદ્ધિ એવી હોય છે કે તે જ્ઞાનના લગભગ સર્વ પ્રદેશમાં પ્રવેશ કરી શકે છે, અને જેમાં જેમાં તે પ્રવેશ પામે છે તેનાં ખરાં રહસ્ય એકદમ પોતાને હાથ કરી લે છે. આવી બુદ્ધિવાળા મનુષ્યને એક જ વિષયની બધી ઝીણી ઝીણી વાતો જાણવા કરતાં, સર્વ વિષયની મુખ્ય મુખ્ય વાતો જાણવા વધારે ઉત્સાહ તથા ખાસ યોગ્યતા હોય છે. જાણે હિમાલયના શિખર ઉપર ચડી નીચેની સમગ્ર સૃષ્ટિનું અવલોકન કરતો હોયને, તેમ તેનાં વિશાળ નેત્ર જ્ઞાનના આખા પ્રદેશનું દર્શન કરે છે અનેક વિષયોનો અભ્યાસ કરી, ભ્રમરની પેઠે, દરેકનું સત્વ તે ચૂસી લે છે, પચાવી દે છે તથા પછવાડે રહેલા કૂચાને નિર્માલ્ય જાણી ફેંકી દે છે.

બીજા પ્રકારની બુદ્ધિ જ્ઞાનના એક કે બે જ વિષયમાં મગ્ન રહી શકે છે જેમા તે પ્રવેશ કરે છે તેમા તે ધીમે ધીમે એવી ઊંડી ઊતરે છે કે તે વિષયની રજ પણ વાત એનાથી ગુપ્ત રહેતી નથી. પરંતુ એનો લોભ અમુક અમુક વિષયમા જ પારંગત થવાનો હોય છે. નવા નવા વિષયો અધૂરા જાણવા કરતા પોતાને મગનમતા એક કે બે જ વિષયોનુ સંપૂર્ણ જ્ઞાન મેળવવુ એ તેને વધારે ગમે છે. આ પ્રમાણે જ્ઞાનના એક કે બે જ અંગો તે હાથમા લે છે પણ તેમા એ અદ્‌ભુત પ્રવીણતા મેળવે છે. વિસ્તારની ખામી તે ઊંડાણથી પૂરી કરવા પ્રયાસ કરે છે.

પહેલા પ્રકારની બુદ્ધિ વિશાળ સરોવર જેવી હોય છે, જેના પાણી વધારે ને વધારે વિસ્તારવાળા પ્રદેશોમા નિરન્તર વહ્યાં કરે છે બીજા

પ્રકારની બુદ્ધિ પાતાળિયા કૂવા જેવી છે, જેના પાણી ટૂકી મર્યાદામા બધાઈ રહે છે, પણ જેનુ તળિયુ અગાધ હોય છે પહેલા પ્રકારની બુદ્ધિએ પ્લેટો, એરિસ્ટોટલ, બેકન, શેક્સપીઅર જેવા મહાન નરોને ઉત્પન્ન કર્યા છે ત્યારે બીજા પ્રકારની બુદ્ધિએ દુનિયાને મોટા મોટા વિદ્વાનો, પડિતો તથા શાસ્ત્રીઓ આપ્યા છે

ગોવર્ધનરામની બુદ્ધિ બન્ને પ્રકારના મિશ્રણરૂપ હતી, જોકે તેમાયે પ્રધાન અશ પ્રથમ પ્રકારનો હતો એ તો એમની બુદ્ધિનુ એક મુખ્ય લક્ષણ હતુ કે જે કોઈ વિષયમા એ ઊતરતા તે વિષયના સામાન્ય નિયમોનુ ત્વરાથી ગ્રહણ કરી, તેનુ હાર્દ પોતે સપાટામા સમજી જતા એમના મનનુ બધારણ જ કાઈક એવા પ્રકારનુ હતું કે એમના ચિત્ત આગળ જે વસ્તુ આવતી તેના ખરા સત્ત્વ પ્રતિ જ એમની દૃષ્ટિ દોડી જતી, અને ઠેઠ સુધી એ સત્ત્વને વળગી રહી તે ઉપર જ વિશેષ વિચાર ચલાવવાની એમને ટેવ હતી આ સત્ત્વ ગ્રાહિણી બુદ્ધિને લીધે જ, કાચની કઈ ને મીજ કયુ, એ વિષે એમની, સામાન્ય રીતે ભૂલ થતી નહિ અને સાધારણ માણસ જ્યા સપાટી ને સપાટી ઉપર જ ગોથા ખાધા કરે, ત્યા ગોવર્ધનરામ, તલસ્પર્શી શક્તિથી, ઊડા ઊતરી, મોઘા રત્ન જેવા રહસ્યો ઉપર લઈ આવતા આ કારણથી દરેક વસ્તુને એકના એક જ સાકડા ચોકઠા-માથી જોવાને બદલે વિશાળ દૃષ્ટિ રાખી ચારે પાસથી તે નિહાળી શકતા

સાહિત્ય તેમ જ વ્યવહાર બન્નેના પ્રદેશોમા આ બુદ્ધિ એમને ઘણી ઉપયોગી થઈ કેટલેક અશે, એમની આ સર્વદેશીય અવલોકનની ટેવનુ જ એ પરિણામ છે "સરસ્વતીચદ્ર"ના વાચકો, અદર ચર્ચેલા પ્રશ્નોની દરેક બાજુ માટે સબળ 'કેસ' ઊભો કરેલો જોઈ, સશયમા પડે છે કે લેખકના પોતાના વિચારો કઈ બાજુ તરફ હશે. તેમ, આપણી હાલની દશાના કેટલાક છૂટાછવાયા રૂપને બાઝી પડી, તેમના ઉપરથી સમગ્ર સ્થિતિના સ્વરૂપ સબન્ધી અનુમાન દોડાવી જવાને બદલે, ગોવર્ધનરામે પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ તથા પશ્ચિમની સસ્કૃતિરૂપી ત્રિવેણીના સગમયુગની જે કલ્પના કરી, તેમ જ, તે ત્રિવેણીના દરેક પ્રવાહની, નિરપેક્ષ તથા સાપેક્ષ બન્ને રીતિએ પૂરી પરીક્ષા કર્યા વિના, સમગ્ર સ્થિતિ માટે નિર્ણય ન કરવો—એ

જે મહાન સિદ્ધાન્ત મૂક્યો,[1] તે એમની દૃષ્ટિની વિશાળતાની મોટામાં મોટી સાબિતી છે.

પરંતુ, આવા પ્રકારની બુદ્ધિને પણ ભયસ્થાન ઓછાં નથી. ઉપર જણાવેલા બીજા પ્રકારની બુદ્ધિના જે મુખ્ય ગુણ છે તેનો આમાં ઘણી વાર અભાવ હોય છે. આ પ્રમાણે હંમેશાં સામાન્ય નિયમો રચવા, સમજવા તથા વિચારવાથી, સામાન્ય નિયમોના આધારરૂપ વીગતો પ્રતિ ઘણી વાર અણગમો તથા બેદરકારી ઊપજે છે; કેટલીક વાર, વીગત તથા સિદ્ધાન્ત બરાબર ગોઠવવા જેટલી શાસ્ત્રીય ચોકસાઈ કે બારીક ઝીણવટ હોતી નથી; અને કેટલીક વાર, આ સર્વ શક્તિ હોય તોપણ દરેક વખતે તેનો ઉપયોગ કરવા જેટલાં ધીરજ તથા સંયમ હોતાં નથી.

ગોવર્ધનરામનો એકે એક સિદ્ધાન્ત આ દોષોથી મુક્ત હતો એવો દાવો અહીં કોઈ રીતે કરવાનો નથી. પરંતુ, એમના મગજના બંધારણમાં એકબીજાથી ઊલટા પરંતુ જાતે ઉત્કૃષ્ટ એવા કયા અંશો દાખલ થયા હતા, જેને પરિણામે એમની કૃતિમાં બન્ને પ્રકારની બુદ્ધિના સારા અંશો જળવાઈ રહ્યા હતા, તે જ બતાવવાનો આ પ્રયાસ છે. જેમ એમના વિશાળ સર્વગ્રાહી અવલોકન ઉપર, તેમ નાની નાની વીગતોને પણ ઉપયોગમાં લેવાની એમની દક્ષતા, શાસ્ત્રીય ચોકસાઈ, તીવ્ર સૂક્ષ્મતા તથા માનસિક ધૈર્ય એ ચારે ગુણો ઉપર પણ વકીલ તરીકેની તથા લેખક તરીકેની, એમની કીર્તિનો મોટો આધાર છે, એ વાત વીસરવા જેવી નથી.

ગોવર્ધનરામને વીગતો માટે કોઈ પૂર્વજન્મનો તિરસ્કાર ન હતો. ખરું છે કે સામાન્ય વ્યવહારની કેટલીક વાતો જે એમને નિર્માલ્ય જણાતી તેમાં એ જીવ ઘાલતા નહિ. પરંતુ, ન્યાયમન્દિરના પોતાના 'કેસ'ની બાબતમાં, સાહિત્યની બાબતમાં તથા બીજી અગત્યની બાબતોમાં, નાનીમોટી સર્વ વીગતો ઉપર પૂરેપૂરું પ્રભુત્વ મેળવ્યા વિના તે રહેતા નહિ. નાની વીગતોની ઉપેક્ષા કરનાર વકીલ કદી પણ જય પામી શકે નહિ એ તો સિદ્ધ છે. તેમ પોતાના લખાણોમાં, મોટા સિદ્ધાન્તોની સાથે જ, ઝીણી ઝીણી બાબતોનું પણ એમણે એવું

---

૧. દૃષ્ટાન્ત તરીકે જુઓ પૃ. ૮૩.

માર્મિક અવલોકન પ્રકટ કર્યું છે કે એમની આ શક્તિ માટે સંશય રહે એમ છે જ નહિ.

ગોવર્ધનરામની શાસ્ત્રીય ચોકસાઈ તથા બારીકાઈ, એમના વકીલ તરીકેના કાર્યમાં તેમ એમના લેખમાની શાસ્ત્રીય ચર્ચાઓમાં બહુ ધ્યાન ખેંચે એવી રીતે પ્રકટ થાય છે. કેટલાક બુદ્ધિશાળી માણસોનું તો એવું મંતવ્ય છે કે ગોવર્ધનરામનામા આ બે ગુણ જેટલે દરજ્જે હતા તેટલે દરજ્જે તે ગુણ એમના સમયના કોઈ પણ વકીલ બેરિસ્ટરમાં ન હતા.

આ ઊંચી શક્તિઓનો ઉપયોગ કરવા જેટલી ખંત તથા ધીરજની પણ એમનામા કદી ખોટ ન હતી. વીજળીની પેઠે ચમકારા મારતી ચંચળ બુદ્ધિને નિયમમા રાખી શાસ્ત્રીય પદ્ધતિના ચીલામાં એની પાસે કામ કરાવવું એ અતિ કઠણ કાર્ય છે. બહુ તેજસ્વી બુદ્ધિમાં સામાન્ય રીતે એવી ચંચળતા તથા અસ્થિરતા આવી જાય છે, જે એની કૃતિને ક્ષણિક તથા નિષ્ફળ બનાવી દે છે. પરંતુ, ગોવર્ધનરામ એથી ઘણે અંશે બચી જવા પામ્યા હતા. આ પરિણતિ એમના પોતાના હૃદયના ન્યાયીપણાને લીધે હોય, કે ન્યાય, ધારાશાસ્ત્ર તથા તત્ત્વજ્ઞાનના અભ્યાસને લીધે હોય, કે મનસુખરામ જેવા ચોક્કસ, સૂક્ષ્મ તથા નિયમિત ટેવવાળા "ઉરમાળી"ની અસરને લીધે હોય, કે પછી ત્રણેને લીધે હોય—તોપણ એ તો સાચું જ છે કે જેટલી ત્વરાથી એ *વિશાળ સિદ્ધાન્ત બાંધતા તેટલી જ ખંતથી એ સિદ્ધાન્તના આધાર* તપાસવા તે પ્રયાસ કરતા. આમ હોવાથી જ તેજસ્વી છતાં એમનું મન ઠરેલ તથા શાન્ત હતું. એમની દેશોદ્ધારની પદ્ધતિ 'શાસ્ત્રીય' કહેવામાં પણ આ જ લક્ષણ ઉપર ખાસ ધ્યાન જાય છે.

એમની આવી બુદ્ધિની છાપ એમના સ્મરણશક્તિ ઉપર સારી રીતે પડી હતી. કેટલાકને એમ લાગતું કે એમની આ શક્તિ નિર્બળ હશે, કારણ કે, સાધારણ માણસને અવશ્ય યાદ રાખવા જેવી લાગે એવી વ્યવહારની ઘણી વાતો એમને સમજાગી યાદ રહેતી નહિ; છેક બોચકને યાદ રહે એવી બીનાઓ પણ ગોવર્ધનરામની સ્મરણશક્તિમાથી સપાટાબન્ધ સરકી જતી. પરંતુ આનું ખરું કારણ, એમની સ્મરણ-શક્તિ સરકણી હતી એ ન હતું, પણ જ્ઞાનના તથા રસના મહત્ત્વના વિષયોમાં રચ્યુંપચ્યું રહેતું એમનું મન, રોજની આવી નાનીશની

બાબતો ઉપર લક્ષ આપવા ઇચ્છતું નહિ, એ જ હતું. આવી બાબતોમાંથી ઇચ્છાપૂર્વક, બળપૂર્વક, એમણે પોતાનું મન ખેંચી લીધુ હતું, અને તેને ખાસ કરીને છેલ્લા ભાગમાં, કેવળ બુદ્ધિના તથા પોતાને અતિ ઉપયોગી પ્રતીત થતા વિષયોમાં જ પરોવ્યું હતું.

એમની સ્મૃતિની ખરી તીવ્રતા તો એમના હૃદયે અનુમોદેલા સાહિત્ય તથા તત્વદર્શનના વિષયોમાં જોઈ શકાય છે. કહેવતો, લોક કથાઓ, લોકગીતો, તથા પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે દ્વારા એક વાર ગ્રહણ કરેલા વિષયોના મૂળ સિદ્ધાન્તો – એ સર્વનો વિવિધરંગી જે અમૂલ્ય તથા લગભગ અનન્ત ભંડાર, એમના લેખમાં તથા વાતચીતમાં પ્રકાશ પામતો, તે જ એમની સ્મરણશક્તિની દૃઢતાની, તીવ્રતાની તથા વ્યાપકતાની ખરી નિશાની હતી એમણે કોઈ દિવસ સંસ્કૃત શ્લોકો અથવા અંગ્રેજી કાવ્યો ગોખ્યાં ન હતાં. તેમ છતાં એમની સ્મૃતિમાં તે ઊંડાં કોતરાઈ ગયાં હતાં. કૉલેજમાં ભણતી વખતે જે કાવ્ય વાંચેલાં તેમાંથી, પ્રસંગ પ્રમાણે, સંસ્કૃત તથા અંગ્રેજી ઉભયની લીટીઓની લીટીઓ, નિવૃત્તિનિવાસના સમયમાં, એમના મુખમાંથી અસ્ખલિત પ્રવાહરૂપે નીકળતી. વખતે, કૉલેજમાં જનારા કોઈ યુવકો પાસે બેઠા હોય, તેમની પાસેથી એ સુન્દર પંક્તિઓ સાંભળવાના હેતુથી પોતે કહેતા કે "ઉત્તરરામચરિતનો પેલો શ્લોક યાદ છે કે? શાકુન્તલનો ફલાણા સમયનો શ્લોક બોલો જોઈએ....." જ્યારે પોતે માગેલી પંક્તિ એમને મળતી ત્યારે તે ઘણા પ્રસન્ન થતા. પણ, એ પુસ્તક તાજું જ ભણી જનાર કોઈ વિદ્યાર્થી જ્યારે એટલી બે કે ચાર લીટીઓ પણ બોલવામા નિષ્ફળ જતા, ત્યારે તેમના ઉપર એમને બહુ જ દયા આવતી હોય એવો દેખાવ કરી, રમુજમાં કહેતા. "Pity, Pity." મનને અમુક વસ્તુ ચમત્કારક લાગી એટલે તે યાદ રહેવી જ જોઈએ, એવો – કોણ જાણે કયા માનસશાસ્ત્રનો – મોટો કાયદો કાઢી, એ બિચારા શરમાઈ ગયેલા યુવકોની રસજ્ઞતા ઉપર હુમલો કરતા પણ કોઈકિ વાર તો અચકાતા નહિ!

જે અદ્દ્ભુત શક્તિએ, શ્રવણ, વાચન, મનન તથા અવલોકનદ્વારા સંપાદિત કરેલા વિશાળ જ્ઞાનને પૂરેપૂરું પચાવી દઈ, તેમાથી એક નવા 'પુરાણ' તુલ્ય "સરસ્વતીચન્દ્ર" જેવા અલૌકિક ગ્રન્થને જન્મ આપ્યો, તે અદ્દ્ભુત શક્તિમાં, ઉપર ગણાવેલા ગુણો ઉપરાત કલ્પના,

અવલોકન, અપૂર્વ રચના આદિ અનેક ઉચ્ચ અંશો મોટા પ્રમાણમા સમાયલા હોવા જોઈએ પરતુ તે સર્વનુ અહી નિરીક્ષણ કરવામા વધુ વિસ્તાર થઈ જાય

આની રીતે ઊંચા અને વિવિધ પ્રકારના ઘણા તત્ત્વો ગોવર્ધનરામના માનસિક બન્ધારણમા સચિત થયા હતા આ તત્ત્વોમા, સામાન્ય નિયમો તથા મુખ્ય મુદ્દા તરફ અચૂક લક્ષવેધી દૃષ્ટિ, વિષયોનુ સ્વતત્ર વિશાળ દર્શન તથા બહારના દેખાવથી કદી છેતરાય નહિ એવી પરિપક્વ વિવેકશક્તિ એટલા મુખ્ય હતા આ પ્રતિભા ચમત્કારી હતી, તેજસ્વી હતી પણ તેજે એની સગીનતા હણી ન હતી



“ સસારના કચાળામા ખેચતી વાસના અહતા મમતા છોડી, માન મદના અવચ્છેદથી મુક્ત થઈ, ગમહિરૂપ સનાતનિમા ભળે છે ને શાત થાય છે વાગના શરીર શાન થતુ એમ તેલ ખૂટી દીવો બળીને શાત થાય છે અને વાટ કોયલારૂપે પડી રહે છે, તેમ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થઈ શાત થાય છે અને સ્થૂલની દશા વાટના જેવી થાય છે

— સરસ્વતીચદ્ર' ભા ૪, પ ૨૩

## પ્રકરણ ૩

### હૃદય

બુદ્ધિ અને નીતિ એ મનુષ્યની બે મુખ્ય સંપત્તિ છે. તે બન્ને પૂર્ણરૂપે, પરંતુ સમતોલ પ્રમાણમાં પ્રાપ્ત કરવી એ મનુષ્યના ઉત્તમ વિકાસનું નિદર્શન છે. તેથી તો ગોવર્ધનરામની બુદ્ધિના મુખ્ય અંશ જોયા પછી, તે અંશોના પૂરક એમના હૃદયના પ્રધાન અંશ તરફ વળવું ઉચિત છે.

ગોવર્ધનરામની ખરી મહત્તાનું-ઉદાત્તતાનું દર્શન હૃદયસંપત્તિમાં જ થાય છે. જે બુદ્ધિબળના અતુલ તેજે આખા ગુજરાતને આંજી નાખ્યું છે તેની પાછળ, તેથી પણ વિશેષ પ્રભાવાળું, અને એમની સર્વ વૃત્તિ-પ્રવૃત્તિઓને પ્રેરનારું, એમનું વિશુદ્ધ નીતિબળ અતિ ઉજ્જ્વલ રીતે પ્રકાશી રહ્યું છે. ખરેખર, "તેમના લેખો" જેને આપણે સૌથી વધારે મહત્ત્વ આપીએ છીએ તે તો "તેમના નિષ્કલંક હૃદયચન્દ્રના અંશુરૂપે હોઈ, મૂળસ્થાનના શુદ્ધ, સૌમ્ય પ્રભાના અંશમાત્ર જ છે.. જે પવિત્ર હૃદયે ભિન્ન ભિન્ન લેખો દ્વારા ઉદાત્ત ભાવનાઓનો આપણને સાક્ષાત્કાર કરાવ્યો છે તે હૃદયની તત્પ્રેરિત લેખો સાથે કદાપિ તુલના થઈ શકે એમ નથી."[1] એમનું જીવન, જાહેર તેમ જ ખાનગી, પરમ શુદ્ધ તથા નીતિમય હતું, અને નાની તેમ જ મોટી એવી જે અસંખ્ય પ્રવૃત્તિમા તે વ્યતીત થયું તે સર્વમા પણ એમના "નિષ્કલંક હૃદયચન્દ્ર"ની આ "શુદ્ધ, સૌમ્ય પ્રભા" અવિચ્છિન્ન રૂપે વ્યાપી રહેલી છે.

અલબત્ત આથી એમ અભિપ્રેત નથી કે એમનામાં કોઈ પ્રકારની ન્યૂનતા હતી જ નહિ. અપૂર્ણતા એ મનુષ્યમાત્રને સાહજિક છે. કયો

---

૧. ચંદ્રશંકર ન પંડ્યા, "સમાલોચક"-ગો. સ્મા. અ. પૃ. ૮૪

માનવી તેની પાર જવા સર્વથા સમર્થ થયો છે? *છતાં કેવલ તો હરિ*। એ ન્યાયે ગોવર્ધનરામના ચારિત્ર્યમા કેટલીક બાબતની ન્યૂનતા તથા નિર્બળતા હતી જ પરન્તુ અગ્રેજ કવિ ગોલ્ડસ્મિથની પેઠે, એમના દોષ પણ એમના ગુણમાથી જ જન્મ્યા હતા[૨], અને એમના ચારિત્ર્યના સદસત્ સર્વ અંશોનુ સમગ્ર અવલોકન કર્યા પછી પણ તે ચારિત્ર્ય, અતિ ઉચ્ચ રીતે પવિત્ર સાત્ત્વિક તથા પરાર્થે સ્વાર્પણશીલ હતુ, એમ દૃઢ પ્રતીતિ થયા વિના રહેતી નથી

વીરપૂજાનો પરમ આચાર્ય ટોમસ કાર્લાઈલ કહે છે "હુ એમ માનુ છુ કે હૃદયની વિશુદ્ધિ – ઊડી, અકૃત્રિમ વિશુદ્ધિ – એ, જેમનામા કોઈ પણ જાતની વીરતા છે એવા સર્વ મનુષ્યોનુ પ્રથમ લક્ષણ છે"[૩] વિશુદ્ધ હૃદય એ સર્વ સદ્ગુણોનો ખરો આધાર છે, અને એ પાયા ઉપર જ અવિનાશી મહત્તા કે ચિરજીવ કીર્તિના મન્દિર બંધાઈ શકે ગોવર્ધનરામથી જુદા તથા વિરુદ્ધ વિચાર ધરાવનારને પણ ગોવર્ધનરામના આ ગુણ માટે પૂરી શ્રદ્ધા તથા આદર હતા ઘણા મોટા કહેવાતા માણસોમા કઈક દભ, કાઈક આડબર, કાઈક અહતા વગેરે દૃષ્ટિગોચર થાય છે પોતે અમુક જાતની પ્રતિષ્ઠા પામ્યા એટલે પોતાની વાણી તથા ક્રિયાસબન્ધી જવાબદારીમાથી ઘણે અંશે મુક્ત થયા હોય એમ માનતા તે તરફ ઘણી વાર બેદરકારી રાખે છે પરતુ ગોવર્ધનરામને ઓળખનાર સર્વ એટલુ કબૂલ કરશે જ કે એમનામા આ દોષો કદી પ્રવેશ પામ્યા ન હતા એમના હૃદયે જેને અનુમોદન નથી આપ્યુ એવો એક પણ અંશ એમના વિચારમા, વાણીમા કે વર્તનમા ભાગ્યે જ પ્રકાશ પામતો એમની ભૂલો થતી તે પણ શુદ્ધ હૃદયથી તથા પોતાને જે કાઈક સારુ લાગેલુ તે કરવા જતા થયેલી હતી જીવનની ગભીરતા તથા જવાબદારી સમજનારુ એમનુ હૃદય જીવન પ્રતિ કે જીવનના વ્યવહાર પ્રતિ કદી પણ લઘુદૃષ્ટિથી જોઈ શક્તુ નહિ સત્યના, ન્યાયના મોટા સિદ્ધાતો પુસ્તકોમા રાખવા માટે, બીજાને ઉપદેશ કરવા માટે અથવા તો નુકસાન થતુ ન હોય તેવે વખતે જ

---

૨ 'Even his failings leaned on virtue s side

૩ I should say sincerity—a deep, great, genuine sincerity—is the first characteristic of all men in any way heroic

આચારમા મૂકવા માટે પળ્યા છે એવા મત તરફ તે ખુલ્લા ધિક્કારથી જોતા આ પ્રમાણે, પોતાના બીજી વાર લગ્ન ન થવા દેવા માટે એક યુક્તિ રચી, કદી પાળી શકાય નહિ એવી શરતે લગ્નની હા પાડી પરન્તુ, પ્રારબ્ધયોગે, તે શરત અમલમા મૂકવાની સ્થિતિ આવી, ત્યારે પોતાનો પુષ્કળ અણગમો હોવા છતા, પોતાનું વચન પાળ્યું, એટલુ જ નહિ પણ બીજી વારનો ગૃહસંસાર સંપૂર્ણ કર્તવ્યપરાયણતાથી ચલાવ્યો૪ એમના સાહિત્યજીવનમા પણ, સ્વચ્છન્દી બુદ્ધિવિલાસના હેતુથી કે પોતાની વિદ્વત્તાના પ્રદર્શનના હેતુથી એમની કિંચિત્ પણ પ્રવૃત્તિ થઈ ન હતી એમના શબ્દો, એમના વિચારો, એમના ગ્રન્થો, એમના ખરા હૃદયના જ ઉભરા હતા, અને ઊંડા હૃદયમાથી નીકળી તે સામાના હૃદયમા પણ એમ જ પ્રવેશી જતા જે જે પ્રશ્નો સંબન્ધી એમણે ચર્ચા કરી છે, તેમા તેમા તે – આપણા ઘણા વિદ્વાનોની પેઠે – કેવળ બુદ્ધિ કે તર્કથી જ ઊંડા ઊતરતા નહિ પરન્તુ એ પ્રશ્નોની વિષમતા તથા ગંભીરતા જીવન્ત રીતિએ એમનુ હૃદય અનુભવતુ, અને તેનો ચુકાદો આપવા ન્યાયાસને હૃદય તથા બુદ્ધિ બન્ને બેસતા જે સમર્થતા, સંગીનતા, સર્વદેશીયતા તથા વાસ્તવિકતા એમના લેખોમા વ્યાપી રહી છે તે આ આન્તરશુદ્ધિનું પરિણામ છે એમ કોણ નહિ કહે?

ગોવર્ધનરામના હૃદયનો બીજો મોટો ગુણ એમની સ્નેહાળતા હતો. એમનો સ્નેહ જેવો દૃઢ હતો તેવો જ તે ઊંડો અને વિશાળ હતો, અને આ સ્નેહના અધિકારી કેવળ એમના સગાસંબન્ધી જ નહિ, પણ એમના સમાગમમા આવનાર – એમના વિશાળ કર્તવ્યક્ષેત્રની મર્યાદામા સમાનાર – સર્વ કોઈ થઈ શકતા તથા થતા પરંતુ એમના સ્નેહનો મોટો ભાગ – એનો ઉત્તમાંશ – તો પોતાના દેશને તથા પોતાના દેશની પ્રજાને જ એમણે સમર્પ્યો હતો, જેની સેવા માટે એમણે બાળપણમા અનેક સ્વપ્ન બાંધ્યા હતા અને મોટપણમા અનેક રીતે આત્મસમર્પણ કર્યું હતુ પોતાના સ્નેહીઓ સાથે સંબન્ધ સારો સાચવવાને તથા દૃઢ કરવાને તે હમેશ આતુર રહેતા, પોતાથી બનતી સહાયતા કરવા તે સદા તત્પર રહેતા અને પોતે કોઈ પણ ગામપરગામ જતા ત્યારે ત્યાના સ્નેહી મંડળને મળવાનુ તે કદી ચૂકતા નહિ તે જ મુજબ નવા અજાણ્યા માણસ તરફ પણ તે એવી મધુરતાથી વર્તતા કે તેને પ્રીતિ થયા વિના રહે

૪ જુઓ પૃ. ૫૭ ૫૯

નહિ. એમને કોઈનીયે તરફ દ્વેષ હતો નહિ, અને શ્રી. નરસિંહરાવ ભોળાનાથે એમની સાથેના લગભગ છેલ્લા મેળાપ વખતે એમને 'અજાતશત્રુ' કહ્યા હતા તે એમને માટે તો તદ્દન યથાર્થ છે.

* ગોવર્ધનરામની સ્વભાવભૂત ઋજુતા ને નમ્રતા માટે નીચેનું દૃષ્ટાન્ત ઘણું નોંધપાત્ર છે: એક વાર ગોવર્ધનરામના સંબંધીને ત્યાં કોઈક પ્રસંગ હોવાથી કોઈ સરકારી અધિકારીને જમવા માટે બોલાવ્યા હતા. ભોજન-સમયે તે અધિકારીને તેડી લાવવા માટે, ગોવર્ધનરામ બી.એ. થયેલા હતા તેથી તેમને જવાનું નક્કી થયું! તે સમયમાં બી.એ. થયેલાની સંખ્યા અતિ અલ્પ હોવાથી બી.એ. થયેલાને ઘણું માન મળતું. ગોવર્ધનરામને પેલા અધિકારી ઓળખતા ન હતા તેથી બહાર બેસાડ્યા ને તેમના આમંત્રણ પેટે અંદરથી હુકમ થયો—"કહો કે ભાઈ પધારે છે." અર્ધો કલાક પછી અધિકારી સાહેબ બહાર પધાર્યા અને બધા ઊભા થઈ ગયા. ગાડીમાં ગોવર્ધનરામને સામે બેસાડ્યા. ગાડી ચાલી. ત્યાં વાતવાતમાં અધિકારીએ પૂછ્યું–"કાંઈ અંગ્રેજી બંગ્રેજી ભણ્યા છો કે?" "જી, હા." "શાનો – મેટ્રિકનો અભ્યાસ કરો છો?" "જી, મેટ્રિકમાં પાસ થયો છું". "ત્યારે એફ ઈ. એ નો અભ્યાસ કરો છો?" "જી, તેમાં પણ પાસ થયો છું." "ત્યારે તો બી.એ.નો અભ્યાસ કરતા હશો?" "જી, હું બી.એ. થયેલો છું." આ સાંભળતાં જ અધિકારીનું મોં પડી ગયું! આશ્ચર્યનો અવધિ આવ્યો ને માફી માગતા બોલ્યા: "પટાવાળા જ્યાં બેસે છે ત્યાં તમને મેં બેસાડ્યા તેથી માફ કરજો. આવો, આવો, મારી સાથે બેસો."

(ચંદ્રશંકર ન. પંડ્યા–"સમાલોચક"-ગો. સ્મા. અં. પૃ. ૯૭-૯૮ને આધારે)*

*બીજો પ્રસંગ પણ એવો જ માર્મિક છે. મુંબઈમાં શ્રી. મનઃસુખરામના દીવાનખાનામાં એકલા બેસી ગોવર્ધનરામ વાંચતા હતા. "મનસુખરામભાઈ છે કે?" એ પ્રશ્ન સાંભળી ચોપડીમાંથી બહાર જોતાં મેલું પંચિયું પહેરેલા, શરીરે ઉઘાડા, અને મેલા ફટકાવાળા, માથે ભગત જેવી ટોપી ને મૂછોમાં તમાકુ ભરેલા બ્રાહ્મણને જોયો. તેમણે માન્યું કે હશે કોઈ યાચક. પણ છતાં તેમની રીત મુજબ

વિનયથી નમ્ર સ્વરે પૂછ્યું – "કંઈ કામ છે?" "મારે મળવું છે." "તમારું નામ શું?" "મારું નામ પીતાંબરદાસ." નામ સાંભળી તરત જ ગોવર્ધનરામને થયું કે ન ઓળખતા હોઈએ તેમની સાથે વિનયથી વર્તવાની મારી રીતથી વેદાન્તશાસ્ત્રના એક પૂજ્ય અભ્યાસીનું મારે હાથે અપમાન થતું અટક્યું. બ્રહ્મનિષ્ઠ પીતાંબરદાસનું નામ તેમણે સાંભળ્યું હતું, પણ કદી જોયા ન હતા. આવી રીતે વર્તવાથી અનાદરથી અટકી જવાય છે તે સાથે મનુષ્ય પ્રતિ સદ્‌ભાવથી વર્તવું જોઈએ એ વિનય પણ સચવાય છે.

(ચં. ન. પંડ્યા–'સમાલોચક' ગો. સ્મા. અં. પૃ. ૯૮ને આધારે) *

ગોવર્ધનરામના સદ્‌ગુણો જેમ એમના સ્વભાવથી જ ઉત્પન્ન થયેલા હતા તેમ એમની ઉદાત્ત કર્તવ્યનિષ્ઠાથી તે દૃઢ થયા હતા. કર્તવ્ય-નિષ્ઠાનાં ત્રણ અંગ છે: કર્તવ્ય જાણવાની ઇચ્છા, કર્તવ્ય સમજવાની વૃત્તિ અને કર્તવ્ય પાળવાની દૃઢતા અથવા શક્તિ. આ ત્રણમાંથી એક પણ અંગ ન્યૂન હોય તેટલે અંશે કર્તવ્યનિષ્ઠામાં પણ ન્યૂનતા આવે. આપણા નાયકમા આ ત્રણે અંશો ઉચ્ચ પ્રમાણમાં હતા. એમના પાછલા જીવનનું સૂક્ષ્મ અવલોકન કરી શકનાર એક લેખક લખે છે તેમ "તેમની કર્તવ્યબુદ્ધિ એવી તો ઉદાત્ત તથા ઉગ્ર હતી કે જ્યાં આપણે સામાન્ય રીતે નીતિમાન તથા ધર્મિષ્ઠ કહીએ તેવા પુરુષો વિના સંકોચે કર્મ કરે ત્યાં પણ ગોવર્ધનરામભાઈ પ્રથમ પોતાના કર્તવ્યનો વિચાર કરવા વિરમતા."[૫] વળી નીતિશાસ્ત્ર તથા તત્ત્વજ્ઞાનના ઉત્સાહી અભ્યાસી હોવાથી, જુદા જુદા મનુષ્યો, જુદા જુદા સંબંધો, જુદા જુદા પ્રસંગો, જુદા જુદા જીવન, એ સર્વ બાબતમાં ધર્મ શું ને અધર્મ શું, તે નક્કી કરવા એમણે સારી પેઠે પ્રયાસ કર્યો હતો. ધર્મસંકટમાં પણ, ધર્મના આત્માને પોષણ આપે એવો માર્ગ કયો છે તે ખોળી કાઢે એવી સતેજ અને કુશાગ્ર એમની બુદ્ધિ હતી

પોતે માનેલા પોતાના કર્તવ્યને દૃઢ પણ નિઃસ્વાર્થ રીતે આચારમાં મૂકવાની એમની શક્તિ સંબન્ધી તો હવે ભાગ્યે જ વધુ સમર્થન કે સ્પષ્ટતા જરૂરી હોય. પોતાની શક્તિ તથા જિંદગીને ઈશ્વરે આપેલી એક પવિત્ર થાપણ સમાન ગણીને તેનો સારામાં સારો ઉપયોગ કરવા એમણે જે મહાભારત પ્રયાસ કર્યો છે એ જ શું એમની કર્તવ્યપાલનની મોટામાં

૫. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા. 'સમાલોચક' ગોવર્ધન-સ્મારક અંક. પૃ. ૯૪.

મોટી સાબિતી નથી ? कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।—" તારો અધિકાર કર્મનો જ છે, ફળનો કોઈ રીતે નહિ " એ કર્તવ્યપરાયણતા સંબન્ધી ઊંચામાં ઊંચો ઉપદેશ એમની રગેરગમાં વ્યાપી ગયો હતો. પાશ્ચાત્ય વિચારક કાર્લાઇલ પણ તે જ પ્રમાણે આદેશ કરે છે કે " Duty, Duty, clear of consequences." આ દિવ્ય સૂત્રનું ઉદાહરણ આપતા હોય તેમ. કચ્છ સંસ્થાનની દીવાનગીરી પાછી ઠેલતી વખતે તે પોતાનો ઉદ્દેશ જણાવીને ખાનગી નોંધ કરે છે : " મેં ધંધો છોડી નિવૃત્તિ સેવી તેના હેતુ એ હતા કે, (૧) ધર્મ તથા તત્ત્વજ્ઞાનની ઊંચામાં ઊંચી સ્થિતિએ પહોંચવું, અને (૨) બ્રિટિશ ઇન્ડિયા તેમ જ દેશી સંસ્થાનોનો બન્નેનો મારો દેશ, તથા તેમાં વસતા મારા દેશભાઈઓ – બન્નેની સ્થિતિનો અભ્યાસ કરવો તથા તે વિષે વિચાર કરવો .. ધારો કે ઉપયોગમાં આવે એવું કાંઈયે હું કરી શકું નહિ, તોયે ફળની બિલકુલ સ્પૃહા રાખ્યા વિના, બન્ને કાર્યમાં મંડ્યા રહેવું એ મને એક મોટી ફરજરૂપે જરૂરી લાગે છે આ કામ પાર ઉતારવા માટે, આખી જિંદગી જેટલા સમયની જરૂર છે, અને મારા આયુષ્યમાં સાજા રહેવાના જેટલા વર્ષ રહ્યાં હશે તે તો ખાસ જરૂરનાં છે. તેટલા માટે, બીજા કોઈ પણ કાર્ય અર્થે આ સમયનો હું ભોગ આપી શકીશ નહિ, પછી એમાં હું સફળ થાઉં કે ન થાઉં એ તો હરિને હાથ છે."[૬]

* એમના જ શબ્દોમા કહીએ તો—

I know not me ard care not how I fare,
*I live to work and work for others' good."* *

એમનું આખું જીવન આવી ભાવનાભરી દૃઢતાથી અંકિત થયું છે. જીવનના કાર્યક્રમ જેવી મોટામાં મોટી બાબતથી માંડીને તે એક પાઈનો લેવડદેવડ જેવી નાનામાં નાની બાબત સુધી પણ ગોવર્ધનરામ હમેશાં દૃઢ, હમેશા નિયમિત હતા. નિશ્ચય કરતાં પહેલાં તે સારી પેઠે વિચાર કરતા, દરેક બાજુનો વિચાર કરવા ઊભા રહેતા, એ બધું ખરું. પરંતુ નિશ્ચય બાંધીને અમુક વાત કોરણે મૂક્યા પછી એમાંથી તેમને ખસેડવા એ કોઈથી જ બની શકે એમ હતું. તોપણ આ દૃઢતા તે એક દુરાગ્રહી માણસની જડ હઠીલાઈ ન હતી: કારણ

૬ " સમાલોચક " ગો. સ્મા અં. પ. ૨૮ (રોમન ગપ્પા)

કે, પોતાને માથે પડેલી વિટંબણાઓને લીધે, પોતાના કેટલાક સંકલ્પ શિથિલ કરવાનું તે સમજ્યા હતા. પોતાની યોજના સિદ્ધ કરવાના તીવ્ર પ્રયાસ કરતી વખતે પણ તે ભૂલ્યા ન હતા કે દરેક નિયમને મર્યાદા હોય છે; મનુષ્યનું ધાર્યું બધું થતું નથી, અને જેનો કંઈ ઉપાય જ ન હોય તે સામે નકામો બબડાટ ફફડાટ કરવાને બદલે તે સંતોષથી સહન કરી લેવું એ ઉત્તમ નીતિ છે. सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः । કાર્યસિદ્ધિનું આ મોટું સૂત્ર તે યથાર્થ સમજ્યા હતા, અને જેમ નદીનો ધસમસતો પ્રવાહ, વચ્ચે જબરજસ્ત શિલા આવતાં, તેને માર્ગમાંથી ઉખેડી નાખવાના મિથ્યા પ્રયાસમાં શક્તિનો વ્યય કરવાને બદલે, તેની આસપાસ થઈને પણ પોતાનો રસ્તો કરી લે છે તેમ ગોવર્ધનરામે અનિવાર્ય વિઘ્નોને તાબે થઈને પણ, આખરે તે હઠાવી કાઢ્યાં. આ પ્રમાણે નોકરી ન જ કરવી એવો દૃઢ આગ્રહ છતાં થોડો સમય તે સ્વીકારી; પણ એલએલ બી. પાસ થતાં તે તરત ફેંકી દીધી. નિર્વાહને માટે દ્રવ્યની જરૂર હતી, તેથી સાહિત્યસેવાનું પ્રબળ આકર્ષણ છતાં, વકીલાતનો ધંધો કર્યો, પણ જરૂર પૂરતું ધન મેળવ્યા પછી તે પણ ત્યજી દીધો, અને પોતાના જીવનનું મુખ્ય કાર્ય એકાગ્ર ચિત્તથી કરવા માંડ્યું. તેવી જ રીતે, છેલ્લા મંદવાડે આ કાર્યને પણ અધુરું મૂકી દેવાની ફરજ પાડી, ત્યારે શોકવૃત્તિને દબાવી, આ પાર કે પેલે પાર જવાની વાટ જોતા, પૂર્ણ ઈશ્વરશ્રદ્ધામાં તે પોતાના છેલ્લા દિવસોનું નિર્ગમન કરવા લાગ્યા ! ખરે, આસક્તિ વિનાની ગીતાપ્રોક્ત દૃઢતા એ ગોવર્ધનરામની પ્રકૃતિનું તથા પ્રવૃત્તિનું એક આદરણીય લક્ષણ હતું.

એમની જીવનનૌકા અનેક તોફાનોમાંથી પસાર થઈ હતી, પરંતુ એના ખલાસીએ, કદી પણ લાંબા કાળ સુધી શાન્તિ અને આનંદનો ત્યાગ કર્યો ન હતો તેમાં પણ એમની શાન્તિ તો અદ્ભુત હતી. એમને કોઈ પણ સમયે ગુસ્સો કરતા જોવા એ તો ભાગ્યે જ બનતું. કેટલીક વાર તે પોતે કહેતા કે " મને રીસ ચડી છે એમ બતાવવાને પણ મારે યત્ન કરવો પડે છે." આ શાન્તિ તે હૃદયના ઉમળકા તથા આવેશની માદલી નિર્બળતા કે નિર્જીવતાનું પરિણામ ન હતું. બિલકુલ નહિ. એમની શાન્તિ જ્યોર્જ વૉશિંગ્ટનની શાન્તિ જેવી હતી. હૃદયની વૃત્તિઓ અતિ પ્રબળ તથા વેગવતી હોવા છતાં, તે ઉપર એમનો એવો

બોલ્યા : "મારે આવી કશી પ્રવૃત્તિ હવે નથી જોઈતી તે કેમ ભૂલી જાય છે ?"

('સમાલોચક'-ગો. સ્મા. અંક. પૃ. ૬૯) *

એમની હમેશની પ્રસન્નતા તથા આનન્દીપણું જોઈ, ભૂતકાળમાં એમના હૃદય ઉપર આટલા બધા તથા આવા કઠોર પ્રહાર પડ્યા હશે, એમ કોઈને પણ લાગતુ નહિ. આમ એ ટીખળી તથા મશ્કરીખોર પણ એટલા બધા હતા કે "સરસ્વતીચંદ્ર" ઉપરથી એમના સ્વભાવનું અનુમાન કરી લેનારા તો નવાઈ જ પામતા. કુટુમ્બનાં માણસો તથા બીજા સ્નેહીઓની સંગતમા બેસીને અનેક પ્રકારની, નિર્દોષ મશ્કરીઓમાં આનન્દ કરતા એમને જોવા એ પણ એક લહાવો હતો. ખરે, શ્રી. આનન્દશંકર કહે છે તેમ, "ગોવર્ધનભાઈએ આખું જીવન જીવનનો બહુ ગભીર અર્થ કરીને પાળ્યું હતું, છતા જીવનની આનન્દી મીઠાશ એમના હૃદયને તથા કલ્પનાશક્તિને અજ્ઞાત ન હતી."

એમની સાદાઈ એમના મહાન હૃદયને દીપે એવી હતી. એમને મળવામા નાના ને મોટા, અજાણ્યા ને ઓળખીતા સર્વને એકસરખી છૂટ હતી. નાના બાળકો આગળ તે બાળક જેવા જ રમતિયાળ ને આનન્દી થઈ શકતા. તેમની રહેવાની રીતભાત પણ એવી જ સાદી હતી. મુંબઈમાં સારામા સારા દેશી વકીલ ગણાવા છતાં, ઘેર ગાડીઘોડાનો ભભકો એમણે રાખ્યો ન હતો, અને કોર્ટમા અંગ્રેજી પહેરવેશ સ્વીકારવાને બદલે, રેશમી કોરનું ધોતિયું ને પાઘડી પહેરીને જ હમેશાં જનારા એ અને શ્રી મનુભાઈ નાનાભાઈ હરિદાસ એ જ હતા.

આ ઉપરાત ધૈર્ય, સંતોષ, સત્યનિષ્ઠા, વિરાગ, નિસ્વાર્થતા, આદિ ઉચ્ચ ગુણો એમના વિશાળ હૃદયમા સમાયા હતા.

સદ્‌ભાગ્યે, આ સર્વ સદ્‌ગુણો પૃથ્વી ઉપર વિરલ નથી. પરંતુ, તે સર્વ એક જ હૃદયમા સ્થાન પામે એ તો વિરલ છે જ. તેમ, આવા ઊચામા ઊચા ગુણોવાળા હૃદયનો યોગ, આવી જ જાતના ઊચા ગુણોવાળા મન સાથે થાય એ તો તેથી પણ વધારે વિરલ છે. સોનું અને સુગધ, તેમ તેજસ્વી બુદ્ધિ અને વિશુદ્ધ નીતિ, એનો સંયોગ જેવો વિરલ છે તેવો જ તે હિતકર છે, કારણ કે એટલું તો સિદ્ધ છે કે, એકબીજાની ન્યૂનતાના પૂરક તથા એકબીજાની ઉન્નતિના સહાયક એવા સ્રીપુરુષના જેવા આ દ્વંદ્વ ઉપર જ મનુષ્યની સંપૂર્ણતાની તથા મુક્તિની સર્વ આશા રહેલી છે.

■

# પ્રકરણ ૪

## ધર્મ

નવલરામની પેઠે, ગોવર્ધનરામને પણ જુવાનીમાં "મન્થન-કાળ"માંથી પસાર થવું પડ્યું હતું. રૂઢિપૂજા, શાસ્ત્રપૂજા તથા પશ્ચિમની સ્વાતન્ત્ર્યપૂજા, એ ત્રણેના મોટા મોટા આચાર્યોની અસર તળે એમનું શરૂઆતનું જીવન વ્યતીત થયું હતું. તેથી નૈતિક ધાર્મિક, સામાજિક, રાજકીય, સાહિત્યવિષયક તથા પ્રજાકીય પ્રશ્નોએ એમના હૃદયમાં ગાઢું રમખાણ મચાવ્યું, અને સત્યની શોધમાં, એમનું કર્તવ્યનિષ્ઠ હૃદય વધારે ને વધારે ઓતપ્રોત રહ્યું. જેમ હૃદય વિશેષ શુદ્ધ તેમ આ આત્મમથન વિશેષ સાત્વિક પરંતુ વિશેષ દીર્ઘ તથા મર્મભેદક નીવડે છે. ગોવર્ધનરામના બાબતમાં પણ એવું થયું.

એમનું ધાર્મિક મન્થન વીસેક વર્ષની ઉમર પછીથી પૂરા જુસ્સાથી શરૂ થયું. ત્યાં સુધી શ્રીનાથજીની સન્મુખ એક પગ ઉપર ઊભા રહી ઠાકોરજીની જે નિત્ય માળા જપાતી, તે માળાપૂજા સર્વ ઊડી ગયા. કૉલેજની મંડળીમાં, દૃઢ શ્રદ્ધાથી તથા સબળ પ્રમાણથી, "આ જગતનો કર્તા છે જ" એમ સિદ્ધ કરવા મથનારને દુનિયાના દારગી અનુભવે ઈશ્વરની શક્તિ તથા અસ્તિત્વ સબન્ધી પણ પૂરા સંશયગ્રસ્ત કરી મૂક્યા. એમના મળતાવડા તથા નિખાલસ સ્વભાવને લીધે, આ પ્રબળ અન્તરમન્થનના ધ્વનિ બીજાઓના સાંભળવામાં પણ આવ્યા, અને "ગોવર્ધનભાઈ તો ઈશ્વરની શોધમાં છે" એમ નડિયાદમાં એમને માટે કહેવાવા પણ લાગ્યું.

પરંતુ આ મન્થનનું પરિણામ તો એ જ આવ્યું કે ઈશ્વર ઉપર એમને વધારે ઊંડી તથા વધારે સમજણવાળી શ્રદ્ધા થઈ. આ શ્રદ્ધાએ એમના બાકીના જીવન ઉપર સચોટ અસર કરી. "ઈશ્વર જે

કરે છે તે સારાને માટે જ કરે છે" એમ એમને અચળ વિશ્વાસ થયો તેથી સંસારના વિષયો તેમ જ હૃદયની અન્ય વૃત્તિઓ એમને હર્ષશોકના તરંગમા બહુ તાણી શકતા નહિ, અને એટલે જ, એમના હૃદયમાં અભિમાન, કડવાશ તથા નિરાશા વ્યાપે તેવા અનેક પ્રસંગો આવવા છતા, અભિમાનાદિનો પદસંચાર પણ એમણે થવા દીધો નહિ

એમની ઈશ્વરશ્રદ્ધા કેવા પ્રકારની હતી તે નિવૃત્તિનિવાસ સ્વીકાર્યો પછી, તા ૩૦મી મે સન ૧૯૦૦ની નોંધમા લખેલા એમના પોતાના ઉદ્ગારો જ સ્પષ્ટ રીતે પ્રકટ કરશે પોતાના દ્રવ્યની વ્યવસ્થા કરતી વેળાએ, તે સમયની સ્થિતિના સમગ્ર દર્શનથી થયેલી નિરાશાને દબાવી એ લખે કે "દેશસમસ્તને શિર વાદળ ફરે છે તેમા પોતાની બાબતમા વિશ્વાસ અને આશા રાખવી એ મૂર્ખતાની આકૃતિ જેવું જ લાગે છે સર્વથા ઈશ્વર જગતનુ જે કલ્યાણ ધારે તે જ કલ્યાણ છે, ને એ જ જ્યારે જગતનુ દેખીતુ અહિત કરે ત્યારે એ કલ્યાણ પાકુ કરવાને આ અહિત પણ કોઈક રીતે સાધન ગણી ઈશ્વરને ગમ્યુ હશે અને તે અહિત – મીરાને રાણાએ મોકલેલા પ્યાલાની પેઠે – સ્વીકારી લેવુ એટને તેનો પ્રતિકાર કરવાનો ધર્મ – તે ધર્મ કરવાની શક્તિ જ ન હોય, તો તે અહિત માટે તૈયાર થવુ અને વેરી લેવુ, એ જ ઈશ્વરની ઇચ્છાને શરણ થવાનો રસ્તો છે "[1]

મૃત્યુ સુધી પણ આ શ્રદ્ધા અને આ વિરામ એમના હૃદયમાથી ખસ્યા નહિ છેલ્લા દિવસોમા પોતાની ખબર પૂછવા આવનાર એક યુવકને એમણે પૂછ્યુ "પેપરમા કાંઈ નવાજૂની છે?" જવાબ મળ્યો કે "નથી" એટલે ગભીર શાન્તિથી તે બોલ્યા કે "અમારી ગાડી તો હવે બન્ધ થઈ પરમાત્માની ઇચ્છા હશે તો વાચીશુ"

* ગોવર્ધનરામનુ સન્યાસી હૃદય મૃત્યુનુ સ્વાગત કરવા ઝમે તે પગે તત્પર જ હતુ ને 'ન ભીતો મરણાદસ્મિ' જેવો ભાવ એમના

૧ તે જ પ્રમાણે "The Ruins of Famine and Deluge are as much the works of God as His bounties Faith means not that one of these will not betide, but that either will be accepted under the belief that God means to serve a great and good object in the end To resign is to live with this faith, and resignation alone is happiness" &c જુઓ 'Rules of Conduct' "સમાલોચક" એપ્રિલ-જૂન સન ૧૯૦

ચિત્તમાં લાંબા સમયથી દૃઢમૂલ હતો; કેમ કે નાનપણથી એમને જાણે ગૂઢ પૂર્વપ્રતીતિ થઈ હતી કે પૃથ્વી પરનું પોતાનું જીવન બહુ લાંબુ નથી. ૨૭ ઑક્ટોબર ૧૮૯૬ની નોંધમાં પણ ગોવર્ધનરામ લખે છે :

"To the passengers of Eternity who stay in thi Guest-House called Life, Death is the first sailing on the breast of the oceanic Vast to reach our Beautiful Home."

(સ્ક્રેપબુક ભા. ૨. પૃ ૮૯)*

તે જ પ્રમાણે જે કાર્ય માટે નિવૃત્તિ સ્વીકારી, તે સમાપ્ત થતાં પહેલાં આ મંદવાડ આવ્યો તેથી ઉદ્‌ભવ પામેલા સ્વાભાવિક શોકને શમાવી તે કહેતા કે "મારું કાર્ય ક્યારે પૂરું થશે તે તો ઈશ્વર જાણે. હું તો એટલું જાણું છું કે કરવાનું ઘણું છે, અને ઈશ્વરેચ્છા હશે અને જ્યાં સુધી દેહ તથા આત્માના સંયોગનું નિર્માણ થયું હશે ત્યાં સુધી કાર્ય કરાશે!" આવો દૃઢ વિરાગ તથા અનુપમ ઈશવિશ્વાસ એ ધર્મિષ્ઠતા તથા તત્ત્વજ્ઞાનનું ઉત્તમ ફળ છે એમાં સંદેહ શો!

ધર્મ સંબન્ધી એમની ભાવના એમની સત્ત્વદર્શી મેધાને તેમ જ એમના ઉદાર સર્વગ્રાહી હૃદયને અનુરૂપ જ હતી. શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાના શબ્દોમાં[2] મૂકીએ તો, "સામાજિક તથા વ્યાવહારિક વિષયોની માફક ધાર્મિક વિષયમાં પણ બાહ્ય રૂપ કરતાં અન્તર્ગત રહસ્યને તેઓ વિશેષ આવશ્યક ગણતા...બાહ્ય રૂપો નિરર્થક છે એમ નહિ, પરંતુ અન્તર્ગત પ્રાણપ્રદ રહસ્યને ભૂલી બાહ્ય રૂપને માટે જ વિવાદ કરવામાં વૃથા કાલક્ષેપ કરવો, એ ધર્મના રહસ્યનું અજ્ઞાન જ દર્શાવે છે એમ તેઓ માનતા." આ અનુસાર કર્મકાંડ તરફ એમની બહુ રુચિ ન હતી. એમનો સિદ્ધાન્ત તો, "न वारिणा शुध्यति चान्तरात्मा" એ સૂત્રની પેઠે, એવો હતો કે,[3]

"નહીં શુદ્ધોદકસ્નાન! હૃદયને નહીં શુદ્ધોદકસ્નાન!"

તથા

"નહીં પૂજનનો ડાક! હૃદયને નહીં પૂજનનો ડાક!"

તેમ જ,

"મતિ કૃતિ વાણી જો કલ્યાણી, તો પૂજાદિક ભૂષણ છે.
મતિ કૃતિ વાણી નહીં કલ્યાણી, તો બીજું દાંભિક દૂષણ છે."



---

૨. "સમાલોચક" ગો. સ્મા. અ. પૃ. ૮૬-૮૭.

૩ "લીલાવતી-જીવનકલા" પૃ. ૧૪૦.

## પ્રકરણ ૫

### જીવનની ભાવના

બુદ્ધિ, હૃદય તથા ધર્મના અનેક ઉત્કૃષ્ટ અંશોથી વિભૂષિત એવા ગોવર્ધનરામના સૂક્ષ્મ શરીરનું આપણે કાંઈક દર્શન કર્યું. આ સર્વ ગુણો, એક રીતિએ, સાધન સમાન છે. તેના ઉપયોગ માટે જ્યાં સુધી કોઈક સાધ્ય નિશ્ચિત થયું નથી, ત્યાં સુધી આ સર્વ સરંજામ વ્યર્થ જેવો છે ત્યારે પ્રશ્ન એ થાય છે કે, ઊંચી કારીગરી તથા બેનમૂન સંસ્થાઓની સંપત્તિવાળા આ ઇન્જિનમાં, આટલાં બધાં વર્ષ સુધી, ગતિ મૂકનાર તથા આવા ઉચ્ચ કલ્યાણના માર્ગે ચલાવનાર કઈ ભાવનાનું પ્રેરણાબળ હતું ?

જેની પ્રાપ્તિમાં મનુષ્ય પોતાના જીવનની સફળતા તથા સફળ કૃતિની કૃતાર્થતા સમજતો હોય, તથા જેની અપ્રાપ્તિ કરતા પ્રાણાર્પણ પણ વધારે ઇષ્ટ ગણતો હોય, તે તેના જીવનની ભાવના થઈ કહેવાય. એને જીવનની ભાવના કહો, એષણા કહો કે મહેચ્છા કહો; જીવનનો આદર્શ કહો, ઉદ્દેશ કહો કે ઉચ્ચગ્રાહ કહો – ફાવે તે કહો – પરંતુ તે વિનાનું જીવન તો ફૂટબોલના – પાદકન્દુકના – જીવન જેવું છે, જે જેમ લાત વાગે તેમ ગબડે છે, પરંતુ જેની ગતિ કોઈ પણ રીતે હેતુપૂર્વક કે સિદ્ધિસાધક થતી નથી ભાવના એ જીવનદીપને પ્રકટાવનાર તથા પરિપૂર્ણ રીતે પ્રજ્વલિત રાખનાર અગ્નિ છે ઉત્તમ પુરુષાર્થનું તેમ લોકોત્તર ઉદારતાનું કારણ શ્રેષ્ઠ ભાવના જ છે. સામાન્ય મનુષ્યને વીર બનાવનાર, વીર મનુષ્યને દેવ બનાવનાર મહાશક્તિ તે પણ ભાવના છે. તેમ મનુષ્યના અન્તરની સૃષ્ટિનું દર્શન કરાવનાર – મોટામાં મોટું હૃદયદર્શક યંત્ર – તે પણ ભાવના જ છે ત્યારે ગોવર્ધનરામની ભાવનાઓ કેવી હતી?

જેવું નીતિમય ગોવર્ધનરામનું જીવન હતું તેવું જ ભાવનાશીલ એમનું હૃદય હતું. ભવ્ય, પ્રબળ તથા વેગવતી કલ્પનાશક્તિએ છેક નાનપણથી ભવિષ્યને માટે અનેક સ્વપ્ન બાંધ્યાં હતાં – અનેક મનોરથ-દુર્ગ રચ્યા હતા. આ સર્વમાં પ્રધાન ભાવના, જેને અંગે બીજી સર્વ ભાવના ઉત્પન્ન થઈ હતી તથા જેને રંગે બીજી સર્વ રંગાઈ હતી, તે ભાવના તો અતિ વિશાળ, સાત્ત્વિક તથા લોકસમસ્તગ્રાહી પરમાર્થવૃત્તિ હતી. અને આ ભાવનાના સાધનરૂપે જે ભાવનાઓ ઘડી હતી તેમાં પ્રધાન ભાવના દૃઢ, નિષ્કામ સ્વાર્પણવૃત્તિ જ હતી.

જીવન ઈશ્વરે આપેલી થાપણ છે અને તેનો ઉત્તમ વ્યય કરવો એ જ તેની સફળતા છે: આ નિશ્ચય ગોવર્ધનરામના ભાવનામન્દિરનો પાયો હતો. આ મન્દિર બાંધનારે, મંદિરને ભવ્ય મોહક તથા ગગનચુંબી શિખરવાળું બનાવવા પ્રયાસ કર્યો તે જ સમયે પોતાની શક્તિઓની તથા પોતાના સંસારક્ષેત્રની મર્યાદાઓ ઉપરથી પોતાની દૃષ્ટિ સહેજ પણ ખસવા દીધી નહિ. મોટાં પરાક્રમો કરનાર દરેક મનુષ્યની માફક ગોવર્ધનરામને પૂરેપૂરું જ્ઞાન હતું કે પોતાનામાં કાંઈક અસાધારણ શક્તિઓનો વાસ છે આ જ્ઞાન થવાની સાથે જ કર્તવ્યપરાયણ હૃદયમાં સંકલ્પ ઊભો થયો કે આ ઈશ્વરદત્ત શક્તિઓનો સંપૂર્ણ સદુપયોગ થાય એવી રીતે જ જીવનની વ્યવસ્થા કરવી જીવનનું ખરું સાફલ્ય તેમ જ પોતાની ઉત્કૃષ્ટ શક્તિઓનો શ્રેષ્ઠ વ્યય, પોતાની ઉન્નતિ શોધવામાં નથી, પરંતુ વિશાળમાં વિશાળ પરમાર્થમાં, ભૂતદયામાં તથા જગત્કલ્યાણમાં જ છે, આત્માનો ઉદ્ધાર તેને અંગે – તેને પરિણામે થાય તો ભલે થાય, પણ તે ઉદ્દેશ તો ન જ હોવો જોઈએ. એમ પાકો નિશ્ચય થયાથી, કુટુમ્બ, દેશ તથા અન્તે પ્રાણીમાત્ર – એ સર્વનું શ્રેય એ એમનું જીવનસૂત્ર બન્યું. "જન-પશુ-જગનો કલ્યાણ-યત્ન" એ એમના ભાવનામન્દિરનું ઉત્તુંગ શિખર થયું.

આ ભાવનાની સિદ્ધિની સામગ્રીમાં 'પ્રવૃત્તિમય સંન્યાસ'ની ભાવનાને એમણે અગ્રસ્થાન આપ્યું. તત્ત્વનું અચૂક દર્શન કરનારી એમની દૃષ્ટિએ વૈરાગ્યનું શુદ્ધ સ્વરૂપ તરત જોઈ લીધું. **અન્તસ્ત્યાગી બહિ સંગી** થઈ જીવનવ્યવહાર ચલાવવો એ જ સંન્યાસનું સત્ય લક્ષણ છે. સંન્યાસ એ શુભ-અશુભ સર્વ કર્મનો પરિત્યાગ નથી, પણ ઐહિક સુખની તૃષ્ણાની પાર રહી, નિઃસ્વાર્થ હૃદયથી પરોપકારી કર્મમાં સતત પ્રવૃત્ત

રહેવું એ જ છે. શુદ્ધ વૈરાગ્યનું ફળ 'અ-કર્મીપણું' નથી, પણ 'સત્કર્મીપણું' છે. આ જ્ઞાન થયા પછી, નિષ્કામ પ્રવૃત્તિમય સન્યાસ જેવું ઉત્તમ સાધન પોતાની 'કલ્યાણવાસનાઓ'ની તૃપ્તિ માટે સ્વીકાર્યું, અને તેને પોતાના ચરિત્રનો એક મુખ્ય અંશ કરી લેવા સંકલ્પ કર્યો.

આ પ્રમાણે લોક-કલ્યાણ તેમ જ પ્રવૃત્તિમય સંન્યાસ એ બે ભાવના ગોવર્ધનરામની સર્વ ભાવનાઓમાં કેન્દ્રસ્થાને થઈ. પરંતુ લોકકલ્યાણના માર્ગ અસંખ્ય છે, સન્યાસશીલ પ્રવૃત્તિના પ્રકાર પણ અનેક છે. તેમાંથી પોતાનો માર્ગ પસંદ કરવા તથા પોતાના કાર્યક્ષેત્રની રેખાઓ બાંધવા, બીજી ગૌણ પણ વિશેષ નિર્ણીત ભાવનાઓ ધરવી આવશ્યક હતી.

આ વિશિષ્ટ ભાવનાઓ રચતી વેળાએ ગોવર્ધનરામે દેશ, કાળ તથા સ્વશક્તિ ત્રણેની વાસ્તવિક સ્થિતિ તથા મર્યાદા લક્ષમાં રાખ્યા. પશ્ચિમના વૈભવ તથા ઉત્કર્ષ જોનારને તથા ભૂતકાળના આર્યગૌરવના ભણકારા સાંભળનારને, દેશની આ સમયની સ્થિતિ દુઃસહ્ય લાગી. દેશમાં પેઠેલાં ગાઢ અજ્ઞાન, દારિદ્ર, કુસંપ વગેરેનાં ભૂત જોઈ, ઉદાર હૃદય ચિરાયું અને દેશભક્તિનો પ્રબળ ઝરો તેમાંથી જોસબંધ બહાર નીકળ્યો પોતાના સર્વસ્વનું સમર્પણ ભારતમાતાને ચરણે કરવું એ પ્રત્યેક ભારતસંતાનને શિર અનિવાર્ય ધર્મરૂપે છે એમ ખાતરી થઈ. આ પ્રમાણે લોકકલ્યાણની ભાવના, સર્વ રીતે નહિ, પણ ઘણી રીતે, દેશકલ્યાણની ભાવનામાં અન્તર્ભાવ પામી

પછીથી દેશસેવાનો માર્ગ નક્કી કર્યો રાષ્ટ્રીય જીવનના દરેકે દરેક પ્રદેશમાં થતું મન્થન તપાસતાં એમને માલૂમ પડ્યું કે પ્રદેશે પ્રદેશમાં મોટા વિકટ પ્રશ્નો ઊભા થયા છે તેના નિર્ણય ઉપર જ દેશની ઉન્નતિ કે અવનતિનો આધાર છે પણ, હા! એ પ્રશ્નોનો નિર્ણય કરનાર શાન્ત, વ્યગ્ર, કુશલ તથા સર્વગ્રાહી દૃષ્ટિવાળા દેશના નાયકો ક્યાં છે? તેથી પોતાની બુદ્ધિ, પ્રકૃતિ, વગેરેનો વિચાર કરી સંકલ્પ કર્યો કે આવા નાયકના વિચારપ્રદેશનું જે મહત્કાર્ય છે તેમાં પોતાનો મુખ્ય ફાળો આપવો. ધર્મ, રાજ્ય, સંસાર, નીતિ, શિક્ષણ, સાહિત્ય વગેરે પ્રજાજીવનના સર્વ પ્રદેશોમાં 'ત્રિવેણી'ના સંગમથી જે વિકટ સંકટો ઊભા થયા છે, તેની બારીક તપાસ કરી, તેમાં આવેલા(?)* વમળ

કાઢી નાખવાનું તથા ભવિષ્યની ચિરજીવન ઉન્નતિના માર્ગ ખોળી પ્રજાની સમીપ મૂકવાનું કઠિન કામ માથે લીધું પક્ષપાતરહિત દૃષ્ટિથી દેશની સમગ્ર સ્થિતિનું અવલોકન કરનાર તથા તે ઉપર ગંભીર, સર્વદેશી અને ઉદ્ધારક વિચાર ચલાવનાર દેશના એક વિચારકનું ગંભીર જોખમદારીવાળું કામ સ્વીકાર્યું જાહેર જીવનની ધાંધલને બદલે પોતાને વિશેષ અનુકૂળ એવા, ચિન્તન ને લેખનની પ્રવૃત્તિવાળા શાન્ત પ્રવાહમાં જીવન વ્યતીત કરવું એ ઇષ્ટ ધાર્યું આ પ્રમાણે ન્યાયાસને નિવૃત્ત, *'ત્રિવેણીસંગમ'ના દરેક પ્રવાહના એકેએક તરંગનું પૃથક્કરણ કરી, શુદ્ધ બુદ્ધિથી ત્રણેની તપાસ ચલાવવાનું તથા તુલના કરવાનું કાર્ય પોતાને માટે નિર્મિત કર્યું

જાહેર પ્રવૃત્તિમાં પડવાને બદલે આ કાર્ય પસંદ કરવામાં સાહિત્ય પ્રતિની પોતાની ખાસ અભિરુચિ ઉપરાંત, બીજાં કારણો પણ હતાં તેમાં પ્રવર્તક કારણ આ હતું – જમાનાઓ થયાં ભારતીય પ્રજાના હૃદય ઉપર અજ્ઞાન ને ભ્રમના જે થરના થર બાઝી ગયા હતા, સૈકાઓ થયાં આ યંત્ર ઉપર જે કાટ ચઢી ગયો હતો, તે ઉખાડી નાખી તેમાં નવી ભાવનાઓ ને નવું ચેતન રેડવા માટે – સંક્ષેપમાં કહીએ તો પ્રજાના આન્તરજીવનને સાચી અને સચોટ રીતે સ્પર્શ કરવાને તથા જગાડવાને માટે, સાહિત્ય જ ઉત્તમ સાધન છે એવો એમનો મત હતો જાહેર જીવનની એમને સંપૂર્ણ કદર હતી મુંબઈ અને નડિયાદની જાહેર હિલચાલોમાં ગૌણ પણ અગત્યનો ભાગ તે લેતા પરંતુ ઉપર ગણાવેલાં તેમ જ બીજાં કારણોને લીધે પોતાને માટે આ ક્ષેત્ર ઓછું અનુકૂળ જણાયું તેથી સાહિત્ય દ્વારા જ પોતાના સાક્ષરજીવનની આ સેવા અર્પિત કરવાનો દૃઢ વિચાર કર્યો આ ભાવના-સિદ્ધિ અર્થે વાંચન, મનન, શ્રવણ તથા લેખનની સફળતા આદિ એમની જે વિશેષ ગૌણ વૃત્તિઓ હતી તેમાં ઊતરવાની અહીં જરૂર નથી

લોકકલ્યાણની મુખ્ય ભાવનાના અંગ તરીકે, દેશના મહાપ્રશ્નોનો વિચાર તથા નિર્ણય અને સાહિત્યસેવા એ વિશિષ્ટ ભાવનાઓ જેમ એમણે રચી હતી તે જ મુજબ, મુખ્ય સાધનરૂપી 'પ્રવૃત્તિમય સંન્યાસ'ની ભાવના સિદ્ધ કરવા, નોકરીનો અંગીકાર, વકીલાત, નિવૃત્તિનિવાસ વગેરેની વિશિષ્ટ ભાવનાઓ ઘડી હતી

* શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ જણાવે છે તેમ અનુભવાદી

યોગીઓને એમના મતનો – પ્રવૃત્તિમય સંન્યાસનો – અર્થ શિખવાડવાનો તથા આપણી કેટલીક કહાણીઓનો અર્થ કરી બતાવવાનો એમણે પ્રયત્ન કર્યો હતો.

(‘વસંત’ સ્મા. અં. પૃ. ૧૨૯)

ઘણી વખત ગોવર્ધનરામ નિશ્વાસ નાખી કહેતા કે મારે ચાર-પાંચ વાનપ્રસ્થાશ્રમી ગ્રેજ્યુએટો જોઈએ છે. વિદ્યાનો અને લક્ષ્મીનો યોગ અતિ વિરલ હોય છે અને તેથી લક્ષ્મીની લોલુપતાવાળો ગ્રેજ્યુએટ આમાં મને કંઈ સહાય કરી શકે તેમ નથી.

(‘વસંત’ સ્મા. અં. પૃ ૧૩૦ )+

આ ભાવનાઓ તે ગોવર્ધનરામનું ખરેખરું બળ હતું. આ ભાવનાઓ જ "લાખો નિરાશામાં છુપાયલી અમર આશા" હતી. વિપત્તિના મુસળધાર પડતા વરસાદથી નિરાશાના સમુદ્રમાં ડૂબી જતાં બચાવનાર દૃઢ ખડક તે આ જ હતો સંપત્તિના શિખર ઉપરથી લોભ તથા સ્વાર્થની ખીણમાં ગબડી પડતાં અટકાવનાર તથા ધર્મપન્થ ઉપર સ્થિર રાખનાર પવિત્ર બળ તે પણ આ જ હતું.



"‘સરસ્વતીચંદ્ર’ એ ચલો જગતમાં, ચલો જીવનની ભૂમિકા, એમી–Back to Lifeની કથા છે સરસ્વતીચંદ્રના ગૃહત્યાગમાં પ્રેમ કારણભૂત બન્યો હતો. એ જ પ્રેમ કોઈક અલૌકિક પદાર્થમાં પરિવર્તન પામી એને પાછો જગતમાં રોપે છે સરસ્વતીચંદ્રનો સંન્યાસ પ્રેમ દ્વારા સંસિદ્ધ થયો છે. હવે ભગવો વેશ ઉતારી નાખીને જગતમાં વિચરતા હૃદય પર ભગવો રંગ લાગ્યો છે કે નહિ તે જોવાનું છે "—ઉમાશંકર જોષી (‘સરસ્વતીચંદ્ર’ના બૃહત્સંક્ષેપની પ્રસ્તાવના)

*

"...તત્કાલીન ભારતના ઉદ્ધારની ચિંતા એ જ આ કૃતિને મહત્ત્વ આપનાર વસ્તુ નથી ‘સરસ્વતીચંદ્ર’ ભારતીય સંસ્કૃતિનો સંદોહ ગુંથન કરી આપનાર ગ્રંથ છે, પણ સંસ્કૃતિકોશ તરીકે જ ‘સરસ્વતીચંદ્ર’નું મૂલ્ય નથી. હમેશાંના રસની વસ્તુ એમાં છે, અને તે છે જેના હૃદય ઉપર ભગવો રંગ લાગ્યો છે એવો સજ્જન જગતનો કેવા પ્રકારે સ્વીકાર કરે એનું નિરૂપણ... અધ્યાત્મમાં ઉપશમ તરફ કથા વળે છે પણ ઉપશમ કરુણા દ્વારા સંસિદ્ધ થાય છે. અને એ કરુણરસ ‘સરસ્વતીચંદ્ર’નું સનાતન આકર્ષણ છે."

—ઉમાશંકર જોષી (બૃહત્સંક્ષેપની પ્રસ્તાવના)

## પ્રકરણ ૬

### વ્યાવહારિક ગુણો

સામાન્ય લોકમત પ્રમાણે ચાર જાતના માણસને દુનિયાની સાથે તેમ દુનિયાદારી સાથે બનતું નથી તેમા એક પંડિત, બીજો રસિક, ત્રીજો ભાવનાશીલ અને ચોથો નીતિમાન આ ચારેને દુનિયા સમજતી નથી અને તેઓ દુનિયાદારીને સમજતા નથી, એમ કહેવાય છે. આમ હોવાથી તેઓ વ્યવહારમાં કાંઈ સિદ્ધિ મેળવી શકતા નથી અને દુનિયાદારીની બાબતોમાં તેઓનું મોટું મીંડું હોય છે એમ મનાય છે. આ અભિપ્રાયને અનુસરતી અનેક કથાઓ ને કહાણીઓ પૃથ્વી ઉપરની ઘણીખરી પ્રજાના સાહિત્યમાં છે. ત્યારે, બુદ્ધિ, રસ, ભાવના તથા નીતિ ચારેના ભંડારરૂપ ગોવર્ધનરામનું આ વ્યવહાર-જીવન કેવું હશે તે જાણવાની આતુરતા સ્વાભાવિક છે.

ઉપરની જીવનકથા ઉપરથી એટલુ તો સ્પષ્ટ થયું જ હશે કે વ્યવહારિક દૃષ્ટિથી પણ એમનું જીવન ઘણી રીતે સફળ હતું. એમણે પિતાનું ઋણ વાળી કુટુંબી મનુષ્યોની જુદી જુદી વાછનાઓ સતોષી. તે ઉપરાંત પોતાના કુટુંબ સહિત, મોજમજામા નહિ પણ સુખમાં રહી શકે એટલું દ્રવ્ય સંપાદિત કર્યું. વકીલ તરીકે ઉચ્ચ સ્થાન ને માન પામ્યા. કીર્તિ અને લોકપ્રિયતા પણ થોડા જ ગુજરાતીઓએ આટલી પ્રાપ્ત કરી હશે.

આ સર્વની સંપ્રાપ્તિમાં એમના વ્યાવહારિક ગુણોનો ઓછો હિસ્સો નહોતો. આખરે, આ ગુણોને લઈને જ તો જીવનમા આટલી બધી તથા આવી સંગીન પ્રવૃત્તિઓ તે કરી શક્યા એમ કહીએ તો તે જરાયે અઘટિત નથી આ વ્યાવહારિક ગુણોમાં એવા ગુણોનો સમાવેશ થાય છે જેને નીતિ સાથે કશો ખાસ સંબન્ધ નથી એ ગુણવાળો મનુષ્ય નીતિમાન તેમ જ નીતિવિહીન કોઈ પણ હોઈ શકે.

આ ગુણો એક હથિયાર જેવા છે; જેની પાસે એ હોય તેનું એ કામ કરે.

આ ગુણોમાં મુખ્ય ગુણ એકાગ્રતા છે. અંગ્રેજીમાં કહ્યું છે તેમ "Concentration is the key to success," એટલે "એકાગ્રતા એ સિદ્ધિની કૂંચી છે." જીવનની એકાગ્રતા એટલે જીવનમાં એક જ આશયનું નિર્માણ અને તે આશયની સિદ્ધિ પાછળ સર્વ વૃત્તિ ને શક્તિનું સમર્પણ. સંસાર સમજનાર પુરુષ તરત જાણે છે કે બધું કરવા જતાં કશું પણ થતું નથી. તેથી इतोभ्रष्टस्ततो भ्रष्टः થઈ છેવટે उभयतो भ्रष्टः થતા બચવાને જીવનની એક પ્રધાન પ્રવૃત્તિ નિશ્ચિત કરી રાખવી. અદ્ભુત શક્તિવાળા, પણ આ રહસ્ય નહિ સમજવાવાળા ઘણા મનુષ્યો, સંસારમાં મહત્ત્વનું કાંઈ પણ કર્યાં વિના, આગિયા કીડાની પેઠે, ક્ષણ એક ઝબૂકી ચાલ્યા જાય છે. ગોવર્ધનરામ આ વાત બહુ સારી રીતે સમજ્યા હતા. આગલા ખંડમાં દર્શાવ્યા પ્રમાણે પોતાના ભવિષ્યના જીવનની રેખા બને તેટલી સ્પષ્ટ ને દૃઢ દોરી રાખી હતી, અને કીર્તિ, ધન કે મોજશોખ કશાની પરવા રાખ્યા વિના, પોતાના સંકલ્પને જ વળગી રહ્યા હતા. જેમ જીવનનું મહત્કાર્ય સાહિત્યસેવા નક્કી કર્યું હતું, તેમ પોતાના ભરણપોષણનું સાધન વકીલાત નક્કી કરી રાખ્યું હતું. આ બન્ને સિદ્ધ કરવામાં એમણે કેવી ધીરજ, યુક્તિ તથા હિંમત બતાવ્યા છે તે આગળ દર્શાવ્યું છે. પંદર વર્ષમાં – સન ૧૮૮૪ થી સન ૧૮૯૮ સુધીમાં – મુંબઈમાં હાઈકોર્ટના આગેવાન વકીલ થયા. પંદર વર્ષમા – સન ૧૮૮૭ થી સન ૧૯૦૧ સુધીમાં – ગુર્જર ગિરાના તિલકરૂપ "સરસ્વતીચંદ્ર" રચી, શ્રેષ્ઠ પ્રકારની સાહિત્યસેવા તથા જનસેવા કરી. તે પછીનો સમય આવા જ એકાગ્ર ચિત્તથી સાહિત્યસેવામાં વ્યતીત થયો હતો, પણ તેનું ફળ પરિપક્વ થતાં પહેલાં તો પૃથ્વી ઉપરથી એમનો વાસ જતો રહ્યો.

આ ગુણનું પોષણ કરનાર મુખ્ય ગુણ અવિરત ઉદ્યોગ છે. નબળામાં નબળી તબિયત છતા પણ ઉદ્યોગવૃત્તિ હોય, તો મનુષ્ય કેટલું કામ કરી શકે તેનું વિસ્મયકારક ઉદાહરણ ગોવર્ધનરામનુ જીવન હતું. એમનું મન એટલું ચપળ તથા ઉત્સાહી હતું અને કામ કરવાનો એમને એટલો ઉદ્યમ હતો કે, ગમે તે સમયે પણ, કાંઈક ને કાંઈક ઉપયોગી કાર્ય તો એ કર્યા જ કરતા. મુંબઈની હાઈકોર્ટમાં વકીલાત કરવી, તેમાં શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરવું, તેની સાથે મોટા

કુટુમ્બનું સારી રીતે ભરણપોષણ કરવું, પોતાની નાજુક તબિયતની ચિંતા તથા સંભાળ રાખવી, અનેક વર્તમાનપત્રો, માસિકો તથા પુસ્તકોનું વાંચન તથા અભ્યાસ કરવાં, અને આ સર્વ ઉપરાંત "સરસ્વતીચંદ્ર" તથા "સ્નેહમુદ્રા" જેવા ગ્રન્થો લખવા સમય મેળવવો — એ વિલક્ષણ ઉદ્યોગ તો ગોવર્ધનરામ જેવા વિરલાઓ જ કરી શકે. નિવૃત્તિ દરમ્યાન પણ રોજના દશબાર કલાક વાંચવાલખવામાં કે મનને શ્રમ પડે તેવા કામમાં સાધારણ રીતે જતા. આમાંથી વિશ્રાન્તિ લેવાની જરૂર પડે તો બીજું કાંઈ બહુ ગંભીર ન હોય તેવું વાચે અથવા બીજાઓ સાથે ચર્ચા, વાર્તાલાપ ઇત્યાદિ કરે. એમની આવી ઉદ્યોગશક્તિ જોઈ છેલ્લા સમયમાં કેટલાકને એમ લાગ્યું હતું કે આટલી બધી મહેનત કરી ગોવર્ધનરામ પોતાનું શરીર બગાડે છે. એ પ્રમાણે જે બન્યું હોય તોપણ એટલું તો નિ:શંક છે કે જ્યાં સુધી એમનામાં શક્તિ રહી ત્યાં સુધી એમણે પોતાનું કામ અટકયા વિના, થાકયા વિના, ચલાવ્યા કર્યું. આવા નિ:સીમ ઉદ્યોગવાળા ગોવર્ધનરામને આપણા ઘણા ગુજરાતી ગ્રેજ્યુએટ પ્રમાદી જણાય તેમાં કાંઈ નવાઈ છે?

પણ આત્મશ્રદ્ધા વિના પરાક્રમ ભાગ્યે જ સંભવી શકે. આ આત્મશ્રદ્ધા તે અહંકાર કે મિથ્યાભિમાન નહિ, પણ, ગોવર્ધનરામના શબ્દોમાં, આત્મભાનનું જ પરિણામ છે. અરાજકતા, અંધાધુંધી, પરદેશી વિગ્રહો વગેરે અનેક કારણોને લીધે, ઇગ્લંડ જ્યારે ભારે દુર્દશામાં હતું ને તેની આબરૂ તેમ જ સહીસલામતી બન્ને જાણે એક વાળને આધારે જ લટકી રહ્યાં હતાં, તે સમયે મહાપરાક્રમી પીટે અનન્ત આત્મશ્રદ્ધાથી કહ્યું કે "હું ઇગ્લંડને બચાવીશ, અને હું જાણું છું કે મારા સિવાય બીજો કોઈ જ બચાવી શકશે નહિ."[1] અને પોતાનો આ બોલ ખરો પાડી, કીર્તિ, વિજય તેમ સંપત્તિને ઊંચામાંઊંચે શિખરે એણે પોતાના દેશને ચઢાવ્યો. કાંઈક તેવી જ જાતનું, પણ તેથી ઓછું ઉગ્ર, એમ ગોવર્ધનરામનામાં પણ હતું. કોઈ મહત્ત્વનું કાર્ય કરવા યોગ્ય શક્તિ પોતામાં છે એમ એમને બહુ પહેલેથી ભાન થયું હતું. તેથી પોતાની શક્તિનું બરોબર માપ કાઢવા, તેને ઉચિત ક્ષેત્રમાં વાળી તેનો પરિપૂર્ણ વિકાસ કરવા અને આવી રીતે કૃતાર્થ થવા એમણે પ્રયાસ કર્યો હતો. ઉપર જણાવ્યા મુજબ પોતાને પ્રતિકૂળ એવું એક કાર્ય એ લેતા નહિ, અને પોતાને અનુકૂળ કાર્ય પસંદ કર્યું પછીથી તે ગમે તેવું કઠિન લાગે,

1. "*I* shall save the country and I know that none else can."

તોપણ તેમાં વિજય જ થશે એવી એમને શ્રદ્ધા રહેતી. આમ હોવાથી, "હું એકલો શું કરું ?" "આવું મોટું કામ મારાથી કેમ થાય ?" એવા અજ્ઞાનજન્ય અવિશ્વાસ તથા ભીરુતા એમનાથી હમેશ દૂર નાસતાં. તેવી જ રીતે, એમની ઊંડી ઈશ્વરશ્રદ્ધા એમને વિશેષ બળ આપતી તથા હમેશ નિરભિમાન રાખતી.

વ્યવસ્થા અને નિયમ એ વ્યવહારસિદ્ધિનાં મોટા અંગ છે–વ્યવહારયંત્રની મોટી કમાન છે. એકાગ્રતા, ઉદ્યોગ અને આત્મશ્રદ્ધાને, થોડામાં થોડા શ્રમથી, થોડામાં થોડા સમયમાં, સારામાં સારું ફળ આપનાર એ જ શક્તિ છે. વ્યવહારમાં એની કેટલી જરૂર છે તે ગોવર્ધનરામ સમજતા અને પોતાના કાર્યમાં તે અંશ પૂરતા પ્રમાણમાં દાખલ કરતા. એમની વ્યવસ્થાશક્તિ સારી હતી તેથી એમના કામમાં કોઈ દિવસ ગોટાળો, ગડબડાટ કે ધાંધલ રહેતાં નહિ. આમ હોવાથી એમના હાથ નીચે પ્રામાણિકપણે કામ કરનારને સુખ રહેતું. એમના હાથથી અનેક કાર્યોની વ્યવસ્થા થઈ છે તે સર્વના આરંભમાં, દીર્ઘદૃષ્ટિથી તેની યોજના ઘડી કાઢતા, પોતાને લાયકનું કામ પોતે બરોબર કરતા અને બીજાઓને લાયકનું બીજાઓને સોંપી તેમની ઉપર બરોબર દેખરેખ રાખતા.

આ સિવાય ગોવર્ધનરામમાં બે એવા ગુણો હતા જે એક રીતે તો પરસ્પરવિરોધી છે છતાં વ્યવહારમાં બન્ને જરૂરી છે. આ ગુણો તે સ્પષ્ટવક્તાપણું અને કૌશલ. જ્યારે જ્યારે જરૂર પડે અને જ્યારે જ્યારે બહુ હાનિ થાય એમ ન હોય ત્યારે ત્યારે વ્યવહારની બાબતમાં સ્પષ્ટ થવું એ ગોવર્ધનરામનો નિયમ હતો. आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत्। વ્યવહારનીતિનું આ મુખ્ય સૂત્ર પોતે વાર વાર ઉપદેશમાં તેમ જ આચરણમાં મૂકતા. મનમાં ને મનમાં ગૂંચવાવું કે બબડ્યાં કરવું તેને બદલે પોતાની વાત સ્પષ્ટ પણ સભ્ય રીતે કહી દેવાથી પોતાને તથા પારકાને બન્નેને સરલતા અને સુખ થાય છે એમ તે માનતા. એમના આ ગુણનો એક સરસ દાખલો છે. હિન્દુ સંસારમાં સામાન્ય સ્થિતિ એવી હોય છે કે બાળકોના લગ્ન વગેરેની વાત એમના વૃદ્ધ વડીલોના હાથમાં રહે છે. એટલે પિતામાતા હોય તોપણ, સાધારણ રીતે, કુટુમ્બના વૃદ્ધમાં વૃદ્ધ વડીલ, માતાપિતાના માતાપિતા હોય તેઓ જ, મુખ્યત્વે બધું નક્કી કરે છે. બાળકનાં પોતાનાં માતાપિતા પણ તેની વિરુદ્ધ થઈ શકતાં નથી. હાલના કરતાં પણ વીસપચીસ વર્ષ

ઉપર તો આવું ઘણું જ હતું; તેથી જો કોઈ પણ જુવાન પોતાનાં માબાપને આ બાબતમાં કાંઈ કહેવા જાય તો "ઉદ્ધત", "વહી ગયેલો" એવા શબ્દોના વરસાદથી બિચારાને એકદમ દાબી દેવામાં આવતો. તેવે સમયે, બાળલગ્ન સામેના પોતાના અણગમાને અનુસરી, ગોવર્ધનરામે બહુ જ ચોખ્ખી રીતે પોતાનાં માતાપિતાને કહ્યું: "જુઓ, તમે મને વહેલો પરણાવ્યો તે તો ખેર. એમાં તમારો અધિકાર હતો. પણ આ રમણીક તથા તેની બહેનો છે તેમને વહેલાં પરણાવવા અથવા મારી સંમતિ વિના વિવાહ કરવા જશો, તો હું તેમ નહિ થવા દઉં. પછીથી હું તમને ઉદ્ધત લાગું તે કરતાં તેવો વખત જ ન આવવા દેવો એ તમારા હાથમાં છે. મેં તમારી સર્વ આજ્ઞા પાળી છે. પણ આ બાબતમાં છોકરાંઓ તરફનો મારો પોતાનો ધર્મ છે, તે મારાથી નહિ તોડાય. મારા ગમે તેવા સુખનો ભોગ તમારી આજ્ઞાથી આપું; પણ આ બાળકોના સુખનો ભોગ આપવાનો મને હક નથી." સ્વાભાવિક રીતે, આ શબ્દોની અસર થઈ. આવી રીતે સ્પષ્ટ બોલવા માટે છાતીમાં હિંમત તથા હૃદયમાં સ્વતંત્રતા જોઈએ. તે જ પ્રમાણે ગોવર્ધનરામે ઘણાં જણને ઘણી વખત તેઓના ખરા હિતની સલાહ આપી છે અને તેના બદલામાં કેટલીક વાર મળેલી અપકીર્તિ કે અપ્રિયતાની પણ તમા રાખી નથી. તેમ એ પણ ખરું કે સામો માણસ જે એમના હૃદયની શુદ્ધિથી અજ્ઞાત હોય અથવા જેને પોતાને સ્પષ્ટતા ઉપર રુચિ ન હોય તેને જરા માઠું લાગે એવી કઠોરતા પણ એમનામાં ક્વચિત્ આવી જતી.

આવું વારંવાર નહોતું બનતું તે જ એમની કુનેહ. ખરેખર, કુનેહ અને સ્પષ્ટતા બેનું વિરલ મિશ્રણ એમના વર્તનમાં નજરે પડતું, અને બેમાંથી જેની જ્યાં આવશ્યકતા હોય તે ત્યાં પ્રાધાન્ય પામતું. પરંતુ એટલું તો અવશ્ય જણાવવું જોઈએ કે કુનેહ અજમાવતી વખતે સામાને છેતરવાનો કે સામાને પોતે પ્રિય થઈ પડવાનો હલકો વિચાર એમને કદી આવતો નહિ. એમની યુક્તિ હમેશ ધર્મ્ય હતી, એટલે જ્યારે એવા પ્રસંગ આવે કે સાચી વાત કહેતાં બીજા માણસને નિરર્થક દુઃખ લાગે, અથવા તો તે વાત જાણવાથી સામાને સમૂળગો લાભ ન હોય અને કહેવાથી પોતાને ઊલટી હાનિ હોય, તેવે સમયે કુનેહ દર્શાવવી એ ધર્મ છે એમ તે માનતા. મૂળ હેતુ શુદ્ધ, અને કુનેહ દાખવવામાં ખૂબી અને મીઠાશ, એટલે સામાન્ય રીતે કોઈ પક્ષને અસંતોષ થતો નહિ. આવી રીતે કોર્ટ વચ્ચે, ભલભલા ન્યાયાધીશોને

તેમની ભૂલ ગોવર્ધનરામ બતાવી શકયા હતા, અને ન્યાયાધીશો પણ એવા શાણા ને સમજદાર હતા કે આવા નિર્ભીક પ્રગલ્ભ વર્તનથી તેમની પ્રીતિ તથા આદરભાવ જ એમણે સંપાદિત કર્યાં હતાં. એમના જીવનમાં આવા તો સંખ્યબંધ પ્રસંગો બન્યા હતા. એમાંના બે જે ભાવનગરમાં બનેલા તે નીચે પ્રમાણે છે:

બીજાઓને પજવવામાં મઝા લેનારા ઘણા મનુષ્યો મળી આવે છે. આ વર્ગના એક સુજન( ? )ને કાંઈક એવી જ ટેવ કે દીવાન સામળદાસને ત્યાં બધા બેઠા હોય ત્યારે મોટું મોં રાખી, ગોવર્ધનરામને સવાલ પૂછે: "કહો, ગોરધનભાઈ, આજ શું જમ્યા?" એક દિવસ નહિ, બે દિવસ નહિ, અને લગભગ રોજ આવો પ્રશ્ન પૂછવા માંડ્યો. હવે, ગોવર્ધનરામ ભાવનગરમાં બહુ સાદી રીતે રહેતા. તેમાં શરીર વ્યાધિયુક્ત હોવાથી એમને બહુ સાદો તથા હલકો ખોરાક લેવાની જરૂર પડતી. આ સર્વ હકીકત બધા વચ્ચે પ્રકટ કરવી એ આત્મમાનની વૃત્તિવાળા કોઈને પણ રુચે નહિ. પણ પેલા સજ્જનને તો એમાં જ રસ પડે. બીજી રીતે એમને કહેવાય એવું હતું નહિ. એટલે ગોવર્ધનરામે યુક્તિ કરી, એકાન્તમાં એમને સમજાવ્યું કે "તમને ખરેખર જિજ્ઞાસા થતી હોય, તો આંખની કે એવી કોઈ સંજ્ઞાથી તમે પૂછજો. મેં જો એનો એ ખોરાક ખાધો હશે તો હું એક આંગળી ઊંચી કરીશ; જુદો ખાધો હશે તો બે ઊંચી કરીશ." આમ થોડા દિવસ ચાલ્યા પછી, ઇશારતના આ સંવાદ તરફ શ્રી. સામળદાસનું ધ્યાન ગયું, તેથી કુતૂહલથી તેનો અર્થ ગોવર્ધનરામને પૂછ્યો. ગોવર્ધનરામે ખૂબીબંધ બધી હકીકત જણાવી, ખુલાસો કર્યો ત્યાર પછીથી આ ઇશારત કરવાની એમને જરૂર પડી નહિ।

આથી વિશેષ બોધદાયક પ્રસંગ નીચેનો છે એક વેળા દીવાળીના ઉત્સવમાં એમના માતુશ્રી શિવકાશીએ દીવાળીના પકવાન વગેરે ખાવાનો એમને આગ્રહ કર્યો. "બળી રોજ ને રોજ તે બાજરી શા? તેમાં આ સપરમે દહાડે પણ તું બાજરી ખાઉં એ તો મને ન ગમે." ગોવર્ધનરામે ધીમેથી જવાબ દીધો, "જો, બા, એ વાત ખરી, પણ સપરમે દહાડે સારું સારું ખાવા જતા, સપરમે દહાડે હું માંદો પડીશ તેનું કેમ? એ કરતા તે ન ખાઉં તે જ સારું ને?" પણ, "જા, જા, હવે. આવા આવા વહેમ શા? એક વાર ખાવામાં તે શું નડવાનું છે?" એમ કરી શિવકાશીએ તો હઠ લીધી.

ઘણી સ્ત્રીઓ સારું સારું ખવરાવવું એને સ્નેહની પરિસીમા

માને છે! ગોવર્ધનરામે એમને સમજાવવાનુ મકુ કર્યું પણ જોયુ કે ના પાડવાથી બાને દુ ખ લાગે છે "જાતે જોયા વગર નહિ જ માને તેથી ફરીથી કોઈ દિવસ આવો આગ્રહ ન કરે એમ કરવુ " એવા વિચારથી, આ વખતે એમનુ મન રાખી થોડો સમય રીતે પીરસેલી લેવા તૈયાર થયા તે મુજબ દીવાળીની રાત્રિએ દીવાળી માટે કરેલી સારી સારી વસ્તુઓ શિવકાશીને બરોબર સતોષ થાય તે પ્રમાણે ખાધી ખાધી તો ખરી પણ પછી જાગ ક્યાં? બધા સૂવા જતા હતા તે જ સમયે એમના પેટમા એવુ તો સખત દરદ ઊપડ્યુ કે ઘરના બધાને ગભરાવી નાખ્યા તથા આખી રાત ઉજાગરો કરાવ્યો પથ્થર જેવી દઢતાવાળા શિવકાશી પણ નરમ થઈ ગયા અને દરદ મટ્યા પછી કબૂલ કર્યું કે "ભોગ, હુ ભૂલી હવેથી તને કદી ખાવાનો આગ્રહ નહિ કરુ માટે તારે ખાવુ હોય તે જ ખાજે" પોતાને આગલી વ્યથા ભમરી પડી તે માટે કાંઈ પણ બોલ્યા વિના, ગોવર્ધનરામ શાન્તિથી માત્ર હસ્યા અને આ કબૂલાત હમેશ માટે પાકી કરાવી લાધી

ગોવર્ધનરામના વ્યવહારુ જીવનને વધુ પાસેથી જોનારને વ્યવહારની નાની તેમ જ કેટલીક મોટી બાબતોમા ગોવર્ધનરામથી થયેલી ભૂલો નજરે પડ્યા વિના રહેતી નથી પરતુ એ ભૂલો શાથી થઈ હશે એમ પૂછતા જતા, કદાચિત્ માલૂમ પડશે કે, સાધારણ રીતે કોઈકનુ ભલુ કરવાની વૃત્તિ, અથવા તો કોઈ સારો નિયમ અમલમા મૂકવાની ઇચ્છા અથવા તો એવુ જ કાંઈક નિર્દોષ કારણ આ ભૂલો માટે જવાબદાર છે આ પ્રમાણે ગોવર્ધનરામનો સ્વભાવ કાંઈક ચીકણો છે એમ લાગવાના કેટલાકને કારણો મળ્યા છે આ દોષ વ્યવહારમા સર્વત્ર અસ્થિરતા ઉત્પન્ન કરાવે એવો જ છે છતા તે વધારે પડતી આત્મભાનની વૃત્તિથી થયો હશે કે એમના હૃદયની વધારે પડતી ચોખવટને લીધે બીજાઓને તેવો લાગ્યો હશે એ તપાસવા જેવુ છે

પરતુ એમના ગુણદોષનો પૂરો વિચાર કરતા, એમનુ ઊંચા પ્રકારનુ વ્યવહારુ ડહાપણ તથા વ્યવહાર સફળ કરવાની દઢતાભરેલી શક્તિ એ બે કદી છૂપા રહી શકતા નથી આના વધુ ઉદાહરણ એમના લેખોમાથી જડ્યા વિના નહિ રહે તેમ જ 'Rules of Conduct' અથવા 'વ્યવહારના નિયમો', એ મથાળા નીચે પોતાની ખાનગી ચોપડીમા જે સો–સવાસો નિયમો ટાંક્યા છે અને જે

"સમાલોચક" પત્રના સન ૧૯૦૯ના પહેલા તથા બીજા અંકમાં પ્રકટ થયા છે, તેમાંના ઘણા નિયમો એમની દીર્ઘદૃષ્ટિ અને ઊંડી પહોંચના સારા નમૂના રજૂ કરે છે. પરંતુ, એમની વ્યાવહારિકતાનું સૌથી વધારે સમર્થ ઉદાહરણ તો એમની જીવનરચનામાં દૃષ્ટિએ પડે છે. દેશ તથા સાહિત્યની સેવામાં આખા જીવનનું સમર્પણ કરવા હૃદય હલમલી રહ્યું હતું, અને તે માટે ઉગ્ર સ્વાર્પણ કરવાને પણ તૈયારી કરી રાખી હતી, છતાં ગોવર્ધનરામ એટલું નહોતા ભૂલ્યા કે ચોપડીઓ લખવાથી પેટ ભરાવાનું નથી. મૂળથી જ, કવિ કાલિદાસ કહે છે તેમ, લક્ષ્મી–સરસ્વતીને પરસ્પર વિરોધ છે. અને અસલમાં, દાનદક્ષિણા વગેરેથી પંડિતો, વિદ્વાનો વગેરેનું પોષણ કદી થતું હશે, તોપણ, આ જમાનામાં અને ખાસ કરીને ગુજરાતમા, જ્યાં પ્રજામાં તથા પૈસાદાર વર્ગમાં સાહિત્યસેવાની બહુ કદર નથી, ત્યાં "Literature can never be the staff of life." અર્થાત્, "સાહિત્ય એ નિર્વાહનું સાધન કદી થઈ શકે નહિ." તેથી પોતાની મુખ્ય ભાવનાને અમલમાં મૂકતાં પહેલાં, પોતે પોતાનું કુટુમ્બ તથા એ ભાવના, ત્રણેના નિર્વાહનું સાધન જે દ્રવ્ય તે પૂરતી રીતે સંપાદિત કરવું જ, એ વિચાર એમના હૃદયમાં જડ ઘાલીને બેઠો હતો. આમ હોવાથી જ, પિતાનું ઋણ વાળ્યા પહેલા, અને વકીલાતમા બરોબર સ્થિર થયા પહેલાં એમણે પોતાનુ મુખ્ય પુસ્તક "સરસ્વતીચન્દ્ર" પ્રકટ કર્યું ન હતું—જોકે પોતાના કાર્યની તૈયારી અંદરખાનેથી કરી રાખવામા કશી કચાશ રહેવા દીધી ન હતી.

ગોવર્ધનરામના ચરિત્રનો આ અંશ – ઉચ્ચ ભાવનામયતાની સાથે પરિપૂર્ણ વ્યાવહારિકતા – જેમ, દેશયજ્ઞમા પોતાની જાતને હોમવાની શુદ્ધમા શુદ્ધ પરંતુ આવેશમય ભાવનાથી ધૂંધવાઈ ગયેલા, અને પોતાની જાતનો, કુટુમ્બનો કે ભવિષ્યનો વિચાર કરવાની વ્યવહારબુદ્ધિથી તદ્દન વિહીન, એવા હૃદયોને બોધરૂપ છે, તેમ બીજે પક્ષે, જેઓના એક વારના મહેચ્છુ હૃદય ઉપર હવે સ્વાર્થના તથા દુનિયાદારીના ગઢડા બાઝી ગયા છે, અને જેઓ, ઉદાત્ત ભાવનાઓથી કદી કદી ડોલવા છતાં, "પહેલો સ્વાર્થ પછી પરમાર્થ" એ વ્યવહારનીતિના સૂત્રના ખોટા અર્થને વળગી રહી, સ્વાર્થની સાધનામાથી કદી નવરા થતા નથી અને પરમાર્થ શરૂ કરવાની મુદત આઘી ને આઘી ઠેલવામાં કદી ચૂકતા નથી, તેઓને પણ અનુસરવા યોગ્ય છે.

## પ્રકરણ ૭

### કેટલીક નાની પણ અગત્યની બાબતો

ગોવર્ધનરામના નિવૃત્તિનિવાસની નાનકડી મેડી એમના સંબન્ધમાં આવેલા કોઈથી ભૂલી ભુલાય તેવી નથી. પૂરેપૂરાં આઠ વર્ષ સુધી, ગોવર્ધનરામની સર્વ પ્રવૃત્તિઓનું તે મધ્યસ્થળ બની હતી; તેમ જ એમના વિદ્વાન મિત્રોનું તે અનુપમ વિનોદસ્થાન હતી અને એમના ગુણપૂજકોનું તે ભવ્ય ઉપદેશમંદિર હતી.

આ મેડી ઘરના આગલા ભાગમાં ખડકીની ઉપર આવી હતી. કદમાં એવી મોટી ન હતી કે તેને "હોલ" કહેવાય, તેમ એવી નાનીયે ન હતી કે છેક ઓરડી કહેવાય એની વચ્ચે હોવાથી તે બન્નેની ગરજ સારતી, અને સમય પ્રમાણે તે ગોવર્ધનરામનું દીવાનખાનું અથવા અભ્યાસગૃહ બની જતી. એમનો ઘણોખરો કાળ અહીં જ જતો. એનો આખો દેખાવ, સુન્દર તો નહિ, પરંતુ નડિયાદના પ્રમાણમાં ઘણો સ્વચ્છ તથા આકર્ષક હતો, અને એનું વાતાવરણ ઉદ્દતમાં શાન્તિ તથા નમ્રતા પૂરે અને અભણમાં વિદ્યાનુરાગ તથા વિદ્યાભક્તિ સ્ફુરાવે એવું હતું. મેડીની વચ્ચોવચ, ગાદીવાળા હીંચકા ઉપર ગોવર્ધનરામ ઘણુંખરું બેસતા. સામે બે આરામખુરશીઓ તથા બીજી સાદી ખુરશીઓ હતી. પાસે ગોળ ટેબલ ઉપર જાડા જાડા અનેક ગ્રન્થો પડેલા હતા. કોષ, ડિક્ષનેરી વગેરે જેનો વારંવાર આશ્રય લેવો પડે તે સર્વ ગ્રન્થો આ ટેબલ ઉપર જ રાખવામાં આવતા. ગોવર્ધનરામની પોતાની પુસ્તકશાળા તો ઘરના બીજા ખંડમાં હતી, છતાં આ અભ્યાસસ્થાન હોવાથી, અહીં પણ પુસ્તકો ને પુસ્તકો જ નજરે પડતાં. જુદે જુદે સ્થળે, ટેબલ ઉપર ને બુક-કેસમાં, એટલાં પુસ્તકો હતાં કે આ મેડીમાં પગ મૂકતા અજાણ્યાને પણ

ખબર પડી જતી કે ઘરધણીનો ધંધો કયા પ્રકારનો હશે આ મેડીમાના પુસ્તકોનો મોટો ભાગ કાયદાના ગ્રંથોનો હતો, જોકે, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર, સાહિત્ય, વિજ્ઞાન વગેરે ગોવર્ધનરામના તે સમયના અભ્યાસવિષયના પુસ્તકો પણ સખ્યાબંધ હતા

આ મેડીમા પુસ્તકોથી બીજે નબરે ખાસ ધ્યાન ખેચે એવું કાઈ હોય તો તે છબીઓ હતી ચારે ભીતો, નાનીમોટી તથા બધી જાતની છબીઓથી ઢકાઈ ગઈ હતી આ છબીઓ મેડી શણગારવાના સહેજ પણ વિચારથી મૂકવામા આવી ન હતી શણગારને ખાતર કે ફેશનને ખાતર કશું કરવુ એ ગોવર્ધનરામનો ચાલ જ ન હતો ઊલટો એમને તો એવો ગર્વ હતો કે મારે ઘેર એકે ચીજ એવી નથી જે કેવળ શોભાની કે મોજશોખની હોય દરેકે દરેક છબી પસદ કરવામા એમનો કંઈક ઊડો ગભીર હેતુ હતો, જે પોતે પ્રસગોપાત્ત સમજાવતા પણ હતા છબીઓમા એમના મુખ્ય મુખ્ય તથા અગત્યના સર્વ સ્નેહીસબન્ધીઓ તથા સહાધ્યાયીઓ હતા તે ઉપરાત અનેક મહાન પુરુષો હતા 'હિન્દના દાદા' દાદાભાઈ નવરોજજી, 'ઇગ્લન્ડના દાદા' ગ્લેડસ્ટન, લોર્ડ રીપન, ન્યાયમૂર્તિ રાનડે, જસ્ટીસ સાર્જન્ટ વગેરેની મોટી છબીઓ નેત્રને તથા હૃદયને સત્વર આકર્ષતી તે સિવાય સર ફિરોજશાહ મહેતા, તેલગ, મડલિક તથા ગજ્જર, અને હ્યુમ, વેડરબર્ન, વ્યોમેશચન્દ્ર બેનરજી, સુરેન્દ્રનાથ બેનરજી વગેરે કોંગ્રેસના પ્રમુખો તથા હિન્દી રાજનીરો દેશી રાજદ્વારી વીરનાઓમા હરિદાસ વિહારીદાસ, મણિભાઈ જશભાઈ, ગૌરીશંકર ઉદયશકર, મનસુખરામ આદિ સાહિત્યવીરોમા દયારામ, નવલરામ મણિલાલ, દોલતરામ, કેશવલાલ ધ્રુવ, 'કલાપી' ઇત્યાદિ—આવા આવા દેશના કંઈ કંઈ નરરત્નો પોતાના નેત્રસમીપ તે અહોનિશ રાખતા એક પાસ એમના પૂજ્ય પિતાશ્રી માધવરામનો રંગીત મોટી છબી હતી અને બીજી પાસ – આવનારનુ ધ્યાન ખેચે તેવે સ્થળે – એમના જ્યેષ્ઠ પુત્રી સદગત લીલાવતીની મોટી પ્રતિકૃતિ હતી * પોતે કવચિત્ દૂરબીનથી અન્તર્દશાના સમયમા આ છબીઓ નિહાળતા * યાદૃશ ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી। પોતાના હૃદયના શુદ્ધ પ્રેમ તથા માનને પાત્ર બનેલા, આ છબીઓમા વિરાજતા સજ્જનો તરફ ઘણી વાર, એકટશે, ભાવમય દૃષ્ટિથી ગોવર્ધનરામ જોઈ રહેતા જાણે પોતાના ચક્ષુ દ્વારા તેઓના

ગુણનુ પાન કર્યું હોય તેમ પછાથી એ કહેતા "આ સર્વને જોઈને મને મારા કર્તવ્યનું તથા મારા દેશના મોઘા રત્નોનુ નિરન્તર ભાન થાય છે" નિરાશાની, અધૈર્યની તથા ઉદ્વેગની એવી તો કેટલીયે ક્ષણો ગઈ હશે જ્યારે આ છબીઓમા ગૃઢ રહેલા આત્માઓએ એમના દિલમા આશા, ધૈર્ય તથા ઉત્સાહ પૂર્યા હશે!

આવા મોટા માણસોના છબીઓ ઉપરાત, ઇતિહાસના તથા પોતાના જીવનના અગત્યના પ્રસગોનુ સ્મરણ કરાવે એવા પણ કેટલાક ચિત્રો એમણે રાખ્યા હતા તેમા 'ફ્રેન્ડલી સોસાયટી'ના સભાસદો, પતિના શબને ખોળામા લઈ બળી મરવા ચિતા તરફ ધસતી સતી, વગેરેની છબીઓ ઉપરાત, ખાસ જાણવા લાયક બે ચિત્ર હતા, જે એમના હીંચકાની બે પાસની ભીંતોએ લટકતા હતા એકમા પ્રચડ મોજાઓ ઉછાળતા મહા તોફાની સમુદ્રનુ ચિત્ર હતુ બીજામા, પર્વતની ટેકરીઓ પાસે 'શાન્ત મીઠું ગાન કરતુ' એક નાનું ઝરણુ વહેતુ હતુ પહેલામા પ્રવૃત્તિ, તોફાન, વિગ્રહ, ભય વગેરે મૂર્તિમાન હતા બીજામા નિવૃત્તિ શાન્તિ, સપ, સુખ, વગેરે મુદ્રિત હતા ગોવર્ધનરામ એનો અર્થ સમજાવતા કહેતા કે "આ પહેલુ ચિત્ર જોઈને મને મારો આગલો વખત સાભરી આવે છે, તથા સસારનુ એક સ્વરૂપ કેવુ આફતથી ભરેલુ તથા વિહામણુ છે તેનુ ભાન થાય છે આ બીજુ ચિત્ર શાતિનુ છે, અને મારી હાલની અવસ્થામા જે શાન્તિ તથા નિવૃત્તિ પ્રસરાઈ છે તેને મારા મન આગળ ખડી કરે છે"

આવા પ્રકારની ચીજોથી વીટળાઈ રહેતા, કદી ધસમસતી પાણીદાર કલમને કાગળ ઉપર નચાવતા તો કદી મિત્રો સાથે રસભેર વાર્તાલાપ કરતા, ક્વચિત્ વચ્ચેના હિંડોળા ઉપર અભ્યાસમા મશગૂલ થયેલા, તો ક્વચિત્ શાન્ત વિચારનિમગ્ન સ્થિતિમા હળુ હળુ હીંચકા ખાતા, એવા, આસપાસના ચિત્રો પુસ્તકો વગેરે સર્વના અધિષ્ઠાતા પુરુષ જેવા, આ મહાત્માની સ્થિર, રોગગ્રસ્ત, વિચિત્રવેશયુક્ત, પરતુ સ્નેહ તથા સાધુતાથી શોભતી, પુણ્યમય મૂર્તિ નિહાળી, એમના ગુણપૂજકોના હૃદય ભક્તિભાવથી—પ્રેમભાવથી એમના ચરણમા પ્રેમના ઉછાળા મારી રહેતા!

* શ્રીયુત ગોવર્ધનરામનુ નીચે પ્રમાણે તાદશ ચિત્ર શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ દોરે છે

' વિવિધ વિષયના અભ્યાસમા ગૂથાયા છતા જ્યારે જ્યારે કોઈ એમને મળવા જતુ ત્યારે જાણે નવરા જ હોય તેમ આનદમા જણાતા એમના પગના ઢીચણ સુધી એક ઝભ્ભાની માફક ધોતિયા ઉપર લટકતા પહેરણના ઉપર હાફકોટ જેવા ગરમ કપડાનો ટૂકો ખુલ્લા બટનનો બજે ( જાકીટ ? ) વાર વાર હાથથી સકેલતા કે ધોળા કાનટોપી ઉપર ગળે વીટાળેલા ગનપટ્ટાનો એક આટો મારતા હીચકા ઉપર બેઠા બેઠા પોતાના કુટુબના માણસો સાથે વાત કરતા કે કોઈ કામ બતાવતા જ દેખાતા ! અડધાપડધા પહેરેલા મોજાવાળા એક પગમા દક્ષણી જોડો પહેરતા અને બીજો પગ માત્ર બીજા જોડા ઉપર જ મૂકી રાખતા બહારની શેરીમા રમતમા ને રમતમા કોઈ કોઈ વખત ગાય જવા ગરીબ પ્રાણીને ચીડવી તેને પજવતા છોકરાને વારતા જેણે આપણા સાક્ષરને જોયા હોય તે ભાગ્યે જ માની શકે કે જેની બહાર કસ્તૂરીના જેવી કીર્તિની મહેક ફેલી રહી છે તે વિદ્વાન ગોવર્ધનરામ તે તે જ હશે ! એમની સાદાઈ એટલી બધી આપણને ભુલાવામા નાખે તેવી હતી કે આપણે વખતે એમને જ પૂછીએ કે ગોવર્ધનરામ કયા હશે !

('વસત' સ્મા અ પૃ ૧૩૧)'

ગોવર્ધનરામનામા કેટલીક જાતની ભારે ચોક્સાઈ હતી રોજની બાબતોમા સગવડ ખાતર એમણે અમુક નિયમ કરી નાખ્યા હતા અને તે પળાય તે માટે ઘણી ચીવટ રાખતા પોતાની ચોપડીઓ બીજાને આપવામા એમની આ ચુસ્તતાનુ સારી રીતે દર્શન થતુ સાધારણ માણસોને તો તે એમ જ કહેતા કે " તમારે જે વાચવુ હોય તે અહી બેસીને સુખેથી વચો અને જ્યારે વાચી રહો ત્યારે ચોપડી જ્યાથી લીધી હોય ત્યા યાદ રાખીને પાછી મૂકી દેજો " પુસ્તક ઘરની બહાર લઈ જવાની કોઈકને જ રજા આપી હશે સ્વાભાવિક રીતે, એમની આ ટેવ બીજાઓને અગવડભરેલી થઈ પડતી, પણ આ નિયમ કરવાના એમને બે કારણ હતા

પહેલુ કારણ નીચેના પ્રસગ ઉપરથી મળશે મુબઈના પ્રખ્યાત ન્યાયાધીશ, ન્યાયમૂર્તિ તેલગ શ્રીમદ્ભગવદ્ગીતાના ભાષાન્તર સબધી પોતાનુ કાર્ય કરતા હતા ત્યારે તેમને શ્રીમદ્ભગવદ્ગીતા સબધી અમુક પુસ્તકોની બહુ જ જરૂર પડી આ પુસ્તકો જેમ બહુ જરૂરના હતા તેમ ઘણા મોઘા તથા ક્વચિત જ હાથમા આવે એવા હતા.

મનસુખરામ પોતે આ ગ્રંથના અભ્યાસી હોવાથી એમણે તે સંબંધી અંગ્રેજી તથા સંસ્કૃત જેટલાં પુસ્તકો હશે તેમાંનાં ઘણાખરાં એકઠાં કર્યાં હતાં. મિ. તેલંગને જે પુસ્તકોની જરૂર હતી તે એમની પાસે હતાં. મિ. તેલંગ સાથે ગોવર્ધનરામને સારો પરિચય હોવાથી, ગોવર્ધનરામ દ્વારા તે પુસ્તકોની માગણી એમણે મનસુખરામ પાસે કરી. સ્વાભાવિક રીતે, આવી ચોપડીઓ બીજાના હાથમાં સોંપવાનું કોઈ પસંદ કરે નહિ. તેમાં વળી મનસુખરામ તો બહુ ચોક્કસ તથા વ્યવહારુ માણસ હતા, છતાં, મિ. તેલંગ જેવા વિદ્વાનને આપણે કોઈ રીતે મદદ કરી શકીએ તો બેશક સારું, એવી ઉદારવૃત્તિથી આ પુસ્તકો એમણે મિ. તેલંગને પહોંચાડ્યાં. પછીથી ઘણો સમય વહી ગયો પણ તે પુસ્તકો પાછાં આવે જ શાનાં! મનસુખરામે ઘણી ઉઘરાણીઓ કરી, પણ તેનો જવાબ જ નહિ! છેવટે ગોવર્ધનરામે પોતે સારી પેઠે આગ્રહ કરી દાબીને કહ્યું, ત્યારે મિ. તેલંગે સામો પ્રશ્ન પૂછ્યો, "પણ ત્રિપાઠી, એ ડોસાને વળી આ ચોપડીઓનું શું કામ છે? હું તો કાંઈ મોકલવાનો નથી" પછી ગોવર્ધનરામે કહ્યું, "હશે, એ ખાસ આગ્રહથી માગે છે એટલે હમણાં તો આપો. પછી જોઈ લઈશું" આવી રીતે તે પુસ્તકો પાછાં મેળવ્યાં.

આવા અનુભવ ઉપરથી ગોવર્ધનરામે ધડો લીધો કે, પારકાની પાઈ લેવી એ પણ ચોરી ગણતા હોય તેવા સારા સારા માણસો પણ ચોપડીઓના ચોરીને ચોરી ગણતા નથી! આ બોધ બીજી વાર પામવાની જરૂર પડે એવી એમની વૃત્તિ ન હતી. તેથી ચાલતાં સુધી બીજાઓને બહુ ચોપડીઓ આપવી જ નહિ, એમ સિદ્ધાન્ત કરી રાખ્યો. આ સિદ્ધાન્તના સમર્થનમાં પોતે શંકર પાંડુરંગ પંડિતનું વાક્ય બોલતા કે "તમારે જોઈએ તો મારો જીવ લ્યો, પણ મારી ચોપડી નહિ"[1] બીજું કારણ એ હતું કે એમના જેવા સાક્ષર જેનું જીવન જ લેખન-વચનમય હતું, તેમને કંઈ તપાસવા, સરખાવવા કે શોધ કરવા માટે પોતાના પુસ્તકોની ગમે તે ઘડીએ જરૂર પડે તેવે વખતે પોતાની ચોપડીઓ પોતાની પાસે ને પાસે હોય તો જ તરત કામમાં આવે, અને કોઈને આપી હોય તો અગવડ પડે; માટે, લશ્કરી સિપાઈની પેઠે, પોતાનાં અર્થ હથિયાર વિદ્વાનોએ તો પોતાની પાસે જ રાખવાં, એમ એમનું માનવું હતું.

---

૧ 'You may take my life, but not my books, sir.'

ગોવર્ધનરામને વાતો કરવાનો જેવો અસાધારણ શોખ હતો તેવી જ અસાધારણ વાતો કરવાની એમની શક્તિ હતી. આટલા માટે બુદ્ધિશાળી માણસોની સોબત તે હમેશ ખોળતા, અને જ્યારે તે મળતી ત્યારે વાર્તાલાપમા એવા તલ્લીન બની જતા કે તે સમયે ખાવુ, પીવુ, શરીરની પીડા, મનની ચિન્તા વગેરે સર્વ ભૂલી જતા અને સામાને પણ ભુલાવી દેતા. જો કોઈ રસિક માણસે ગુજરાતના જુદા જુદા મોટા માણસોની વાતચીત કરવાની ખૂબી તપાસીને, વાર્તાલાપ કરનાર તરીકે સર્વેની તુલના કરી હોત અને તે સર્વમા ગોવર્ધનરામની બરોબરી કરનારા થોડાક જ માણસ છે એમ નિર્ણય કર્યો હોત, તો એમા સહેજ પણ નવાઈ થાત નહિ એમની રીત એવી સરળ, સચોટ, પરિપક્વ તથા રસદાયક હતી કે એમને મુખેથી વાતો સાભળતા મન કદી પણ ધરાઈ જતુ નહિ વિદ્યાવિલાસી યુવકોને તો એમની વાતચીત સાભળવા જેવુ બોધદાયક, મોહદાયક તથા પ્રોત્સાહક બીજુ થોડુ જ હશે આમ હોવાથી એમની મુલાકાત લેનારની સખ્યા હમેશ ઘણી મોટી રહેતી, અને તે પણ એટલે સુધી કે, "આટલા બધા માણસો રોજ મળવા આવે છે તેથી અભ્યાસનુ કાર્ય ઇચ્છા મુજબ વધી શકતુ નથી," એમ ગોવર્ધનરામને પોતાની નોંધપોથીમા વાર વાર ફરિયાદ કરવી પડતી એમની આ આશ્ચર્યકારક શક્તિ વિષે, "સમાલોચક" તથા "વસન્ત" બન્ને સ્મારક અકોમા, કેટલાક લેખકોએ ખાસ નોંધ કરી છે

ખરેખર, સુન્દર મનોહર વાર્તાલાપ કરવો એ એક કળા છે અને તે જ કારણથી તે બધા માણસોમા કે બધા ભણેલાઓમા પણ હોતી નથી આ કળા તે બીજાને ફોસલાવી અથવા રાજી કરી, ઠગાઈ થા પોતાનુ કામ કાઢી લેવાની વેપારીની, વારાગનાની કે રાજદ્વારી માણસની કળા નથી આ કળા તો નિઃસ્વાર્થ તથા અકૃત્રિમ હોવા છતા એટલી ને એટલી જ આનન્દજનક તથા મોહમય છે આ કળાના અભ્યાસીઓ કહે છે તેમ તેના અનિવાર્ય લક્ષણ બે છે એક એ કે મગજ વિચારોથી ભરપૂર હોવુ જોઈએ, અને બીજુ એ કે ભાષાનો પ્રવાહ નિરન્તર ચાલે એવો જોઈએ જેનુ મગજ ખાલીખમ હોય અથવા જેની જીભને એ વાક્ય બોલતા બોલતમા પાચછ "સ્ટેશન" કરવા પડે, તે આ કળામા પ્રવીણ થઈ શકે જ નહિ આ ઉપરાત એક જ સમયે જુદા જુદા માણસોને તેમ જ જુદે જુદે સમયે એક જ માણસને પોતાની વાતચીતની મોહિનીમા ઉતારી શકવા માટે વિષયોની

'વિવિધતા જોઈએ, જ્ઞાનની વિશાળતા જોઈએ, તેમ જ વિચાર અને ભાષામા ચમત્કાર તથા નવીનતા પણ જોઈએ જ

ગોવર્ધનરામ જ્યારે રસથી વાત કરતા ત્યારે એમની વાતમા આ સર્વ ગુણો ઊંચા પ્રમાણમા નજરે પડતા ભાષામા વિશેષ સરલતા તથા ઉચ્ચારમા ચરોતરની કાંઈક અસર – એ બે સિવાય, એમના મોના શબ્દોને એમના લેખના શબ્દોથી જુદા પાડે એવુ કશુ હતુ નહિ! ગોવર્ધનરામની માનસિક સપત્તિ એવી અસાધારણ હતી કે એક મોટા વિચારક તથા મોટા લેખક હોવા ઉપરાત, વાતચીત કરવાની શક્તિ પણ એમણે આવી સારી સપાદિત કરી હતી એમની વાત કરવાની રીતનુ એક અગત્યનુ લક્ષણ એમનો આવેશ હતો આમ ઘણા શાન્ત હતા તેથી વાતમા ગરમાગરમ થઈ જવાની સ્થિતિ એમને બહુ આવતી નહિ પરતુ એમના શુદ્ધ નિષ્પ્રપંચ હૃદયને લીધે, એમની વાતમા ઘણી વાર એવુ જોમ આવતુ કે સામા માણસને તરત લાગતુ કે "આ માણસ પોતાના અન્તઃકરણમાથી જ બોલે છે અને એમના વિચાર એવા દૃઢ તથા ગભીર છે કે એમના આગળ ખોટી ચોપે કે નકામી લપ્પનછપ્પન ચાલશે નહિ" એમની બીજી એક ખૂબી એ હતી કે ગભીર, ગૂઢ તથા અઘરી બાબતનો એ રમતમા સમજાવી દેતા વળી કદી આવા વિષયો બહુ સહેલી રીતે ગળે ઉતારતા તો કદી તે વિષયોની સમર્થ દલીલો આપી ઊંડી ચર્ચામા ઊતરી પડતા ક્વચિત્ કોઈક આધુનિક બનાવ કે મનુષ્ય સબન્ધી સમગ્ર વિવેચન કરતા, તો ક્વચિત્ આધુનિક પ્રશ્નોને જુદી જુદી દૃષ્ટિથી બતાવી, તે વિશે ડહાપણ ભરેલા નિર્ણયો રજૂ કરતા કોઈક વાર માણસના સ્વભાવ વિશે અથવા દુનિયાના વ્યવહાર વિશે બહુ કીમતી, પણ બારીક, અવલોકન પ્રકટ કરતા, તો કોઈક વાર સાહિત્યના રસમય પ્રદેશમા ઘૂમી, અગ્રેજી તથા સસ્કૃત કવિતાઓનુ પોતાનુ વાચન તેના સ્મરણ તથા વિવેચન દ્વારા, બતાવતા, કદી પોતાના ભૂતકાળના સુખદુઃખથી ભરેલા પાના ઉથામવા બેસતા, તો કદી પોતાના વર્તમાનના જુદા જુદા અનુભવો બહુ રમૂજથી જણાવતા

આ અગે શ્રી નરસિહરાવે આપેલુ દૃષ્ટાન્ત નોધવા જોગ છે

ગોવર્ધનભાઈ એક રમૂજી વાત કહી આનદ પામતા હતા ને પમાડતા હતા એક બિચારો સાધારણ બુદ્ધિનો વાણિયો કોઈક પોતાનો બારેક વર્ષનો છોકરો ગુજરી ગયો તેના વખાણ કરતો

હતો કે–" ગોરધનભાઈ! શી વાત કહું! છોકરો કોઈ કારમો હતો! બાર સુધી તો આંક ભટભટ બોલી જતો હતો!"

('વસંત' સ્મા. અં. પૃ. ૧૫૦)

તે જ પ્રમાણે આ બીજો પ્રસંગ પણ જુઓ:

ગોવર્ધનરામના પુત્ર રમણીયરામ, ગોવર્ધનરામના ભાણા ભાનુશંકર યાજ્ઞિક તથા આ જીવનકથાના લેખક ત્રણે નડિયાદમાં સાથે રમેલા ને ઊછરેલા. એક વાર ત્રણે રાત્રે ડેલાની મેડીમા ભોંય ઉપર પથારીમાં સૂતા હતા ને ગોવર્ધનરામ પાસેના હીંચકા પર પોતાનું લેખન–વાચન કરતા બેઠા હતા. આ જીવનકથાના લખનાર [કાંતિભાઈ] ત્રણેની વચ્ચે સૂતા હતા. કાંતિભાઈના જ શબ્દોમા કહીએ તો "રાત્રે લગભગ અગિયારેક વાગ્યે થોડી ઊંઘ પછી મને લાગ્યું કે મારા માથાના વાળમાં કાંઈક – કોઈ જીવડું – ઉંદર કદાચિત્ ફરે છે. જાગીને જોતાં માલૂમ પડ્યું કે એ તો મોટામામા (ગોવર્ધનરામ) નો હાથ જ હતો! એમને પૂછતાં એમણે કબૂલ કર્યું કે "હું ત્રણેની ચોટલીઓ બાંધવાનું કરતો હતો! પણ તારી ચોટલી તો હાથમા જ ન આવી!" આવી હોત તો! એવા ટીખળી એ હતા. એમની પાસે રહીએ ત્યારે કાંઈ કાંઈ રમૂજો, ગમ્મતો ને ટીખળોથી તો એ જાણે હસાવી જ મારે."

('ગોવર્ધનશતાબ્દીગ્રંથ,' ખંડ પહેલો, પૃ. ૧૦૧)"

ગોવર્ધનરામ આમ ગમે તે વિષયમાં ઊંડા ઊતર્યા હોય તોયે એમની ભાષાનો અસ્ખલિત પ્રવાહ, હાસ્યરસનો છંટકાવ, ઉચિત પ્રસંગે બહુ છૂટથી વપરાતી કથાકહાણીઓ, વિચારના તથા બુદ્ધિના ચમત્કાર, અને સર્વના ઉપર ઊંડી નીતિની છાપ – એ તો એમની વાતચીતમાં હમેશ વ્યાપી જ રહેતા. આમ હોવાથી બાળ ને વૃદ્ધ, સાક્ષર ને નિરક્ષર, પુરુષ ને સ્ત્રી, સર્વ એમની વાત સાંભળવા આતુર રહેતા. ખરે, ઉદાર ચરિત તથા ઉચ્ચ બુદ્ધિની સાથે આવી વાત કરવાની શક્તિનો સંયોગ થવાથી જ શ્રીમાન્ ભર્તૃહરિના વાક્યનું રહસ્ય સમજાય છે.

'परिचरितव्याः सन्तः कथयन्ति यद्यपि नैकमुपदेशम् ।

यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥'

અર્થાત્, "સન્ત લોકો લાંબા લાંબા 'લેક્ચર' કે વ્યાખ્યાન કરવા બેસતા ન હોય, તોપણ એમની તો સેવા કર્યા જ કરવી; કારણ કે પ્રસંગાનુસાર તે જે કાંઈ બોલે તે શાસ્ત્ર સમાન છે અને શાસ્ત્રની ગરજ સારે છે."

# ૭ કુટુમ્બી તથા સ્નેહીરૂપે જીવન

## ૧. કુટુમ્બજીવન

આ પ્રમાણે ગોવર્ધનરામના ચારિત્ર્યનુ કાઈક અવલોકન આપણે કર્યું — જે પરિપૂર્ણ સમજવા માટે મોટા મોટા પુસ્તકોની જરૂર છે તે ફક્ત થોડા જ પાનામા સમજવા યત્ન કર્યો ! હવે આ ચારિત્ર્યથી એમનુ વર્તન કેવી રીતે બધાયુ હતુ તે જોવા જુદા જુદા સબધમા એમનુ વર્તન કેવુ હતુ તે તપાસીશુ પ્રથમ એમનુ કુટુમ્બજીવન લઈએ

ઉચ્ચ પરાક્રમ તથા વિશાળ જનસેવા એ બેને કુટુમ્બસેવા સાથે વારવાર વિરોધ રહે છે તેથી પરાક્રમ તથા પરોપકાર ચાહનારને કા તો કુટુમ્બના સુખ તરફ પીઠ જ ફેરવવી પડે છે અથવા તો કુટુમ્બસુખને વળગી રહેતા જતા પરાક્રમ ને પરોપકારની ઊચી ભાવનાને તિલાજલિ આપવી પડે છે ત્યારે આત્મજીવનને લોકસેવાનુ જ સાધન બનાવનાર ગોવર્ધનરામનુ પોતાના કુટુમ્બ પ્રતિ આચરણ કેવા પ્રકારનુ હતુ તે જોવુ ઇષ્ટ છે

કુટુમ્બજીવનની ગોવર્ધનરામની ભાવના ધર્મના વિશાળ તથા ઉદાત્ત આધાર ઉપર રચાઈ હતી આ ભાવના કેવી હતી તે એમના લેખોમાથી બરોબર સમજી શકાય એમ છે ત્યારે અહી જોવાનુ માત્ર એ જ કે એમની આ ભાવના અને એમનુ જીવન એક પ્રકારની સુસવાદિતાવાળા હતા કે નહિ ?

સૌથી પહેલા પુત્ર તરીકેનુ એમનુ વર્તન તપાસીએ એમના પિતાશ્રી માધવરામના સ્વભાવનુ કાઈક આછુ ચિત્ર આગળ અપાયુ છે માધવરામ ખરેખર અમીરી સ્વભાવના માણસ હતા મુબઈમા જ્યારે એમનો વેપાર ધમધોકાર ચાલતો હતો ત્યારે, કામને પ્રસગે મુબઈ આવેલા ગુજરાત–કાઠિયાવાડના ઘણા નાગરો એમને ત્યાં જ મુકામ રાખતા એમની અમીરી પરોણાગતથી સર્વને એવી પ્રસન્નતા

થતી કે "માધવરામભાઈ" એ નામ ઘણા સમય સુધી ખાનદાની મહેમાનગીરીના દૃષ્ટાન્તરૂપ કહ્યું. માધવરામના પિતા ધીરજરામ એમને નાના મૂકીને જ સદ્‌ગત થયા હતા, અને એ પ્રતાપી ડોસાની ઉદારતા સિવાય બીજો કોઈ મરદાની ગુણ એમનામાં ઊતર્યો જણાતો નથી. એમનાં માતુશ્રી ઉમિયાકુંવર તથા કાશીવાળા મુનિબાવા એનાથી જ એમનું ચરિત્ર મોટે ભાગે બંધાયું હતું,[1] તેથી ભક્તિભાવ, ભલાઈ તથા ભોળપણ ત્રણેના સંસ્કાર એમનામાં બહુ દૃઢ થયા હતા. દુકાન ચાલતી હતી ત્યારે તેમ જ તે તૂટયા પછી, એમનો ઘણોખરો સમય "દેવાર્ચનમાં, ભક્તિભજનમાં, વાચવામાં, કથાકીર્તનમાં અને ધર્મકાર્યમાં ગાળતા...તે પરમ વૈષ્ણવ હતા. ગોસાંઈજી મહારાજના અનુયાયી ન હતા, પણ ષોડશોપચારથી[2] શાલિગ્રામની અને દેવની પૂજા કરતા, તથા પોતાનું સર્વસ્વ એ દેવને હૃદયથી સમર્પી દેવના પ્રસાદથી પોતાને મળેલું ગણી સ્વીકારતા...તેઓની ક્રિયાકાંડ ઉપર પણ અત્યન્ત આસ્થા હતી "[2] પોતે "ગીતગોવિન્દ" ઘણું સારું તથા ઘણા ભક્તિભાવથી ગાતા; તેમ બ્રાહ્મણોને મુખે સામગાન સાંભળતા કે "દેવની પૂજા કરતાં નિર્ભર રસથી દેવસંમુખ જાતે સામગાન કરતા, ત્યારે એમનું હૃદય તેમાં લીન થતું હતું"[3] સંનિપાતમાં તેમ મૃત્યુશય્યામાં પણ તેઓને હરિના તથા વૈકુંઠનાં સ્વપ્ન આવતાં. એમના સરળ, કોમળ તથા શ્રદ્ધાળુ હૃદયનો જેને અનુભવ થતો તે એમને સાધુ જેવા ગણતા, અને કેટલાક લોકો તો એમને નરસિંહ મહેતા જેવા પણ ગણતા એમના સંબંધી કરેલી એક ખાનગી નોંધમાં ગોવર્ધનરામ, જરાક સખ્ત રીતે, એમનામાં નીચેના ચાર ગુણ ગણાવે છે: "અત્યન્ત શ્રદ્ધા, અત્યન્ત ભોળપણ, અત્યન્ત ઉદારતા અને મનની અત્યંત નિર્બળતા એ ઉમિયાડોસીની પ્રજાના સામાન્ય લક્ષણ હતાં."

આવા ભલા દિલના માણસ, ગોવર્ધનરામ જેવા પુત્ર ઉપર પ્રીતિ રાખે તથા બનતાં સુધી એમનું દિલ દુભાવા ન દે એ સ્વાભાવિક

૧. પૃ. ૮. ૨. કોઈ દેવ કે મહર્ષિને સત્કાર કરી માન આપવાનો વિધિ આવા સોળ વિધિ આપણામાં ગણાવાય છે, તે નીચે મુજબ છે: आसनं स्वागत पाद्यमर्घ्यमाचमनीयकम्। मधुपर्काचमस्नानं वसनाभरणानि च । गन्धपुष्पे धूपदीपौ नैवेद्य वन्दनं दया॥ ૩. જુઓ "લીલાવતી–જીવનકળા" પૃ ૧૦૭

હતું. છતાં માધવરામ રૂઢિના અનુયાયી તથા હાલમાં જેને 'તદ્દન જૂના વિચારના' કહેવામાં આવે તેવા હતા. ગોવર્ધનરામની બુદ્ધિ સ્વતંત્ર હતી, પશ્ચિમની વિદ્યાના સંસ્કારોથી સમૃદ્ધ બની હતી અને સ્વભાવથી તેમ જ શિક્ષણથી, એકતરફી થઈ શકે એમ ન હતી. જૂનામાં સોનું કેટલું છે તે જાણવા છતાં, એ સોનાને ખાતર તેના મેલ તથા કચરાને પણ સોનુ માની શકે એવા તે ન હતા. પિતાપુત્ર બન્ને પોતાના અભિપ્રાયમાં ચુસ્ત હોવાથી, ધર્મની તથા વ્યવહારની ઘણી બાબતોમાં મતભેદ રહેતો તથા પ્રસંગે પ્રસંગે પ્રકટ થતો. આ મતભેદ તદ્દન કાઢી નાખવો એ બને એમ ન હતું. તેથી તે ખુલ્લો કરવામાં જેટલી અપ્રિયતા તથા કડવાશ ઓછી થાય તેટલી ઓછી કરવા કોઈ ચૂકતું નહિ. વળી, બન્ને સ્નેહાળ તથા સમજુ હોવાથી કોઈ દુરાગ્રહ ઉપર ચઢતું નહિ, અને બીજાં કુટુમ્બોમાં જે પ્રસંગો નિત્યનો કકાસ ઊભો કરે તે પ્રસંગો આ બે વચ્ચે ઘણુંખરું સમાધાનથી પતતા.

પરંતુ ગોવર્ધનરામની પિતૃભક્તિ ફક્ત પિતાની આજ્ઞા પાળીને કે તેમની સાથે સપથી ચાલીને તૃપ્ત થાય એવી ન હતી. પોતાના આ પૂજ્ય પિતાશ્રીને ખરેખર પ્રસન્ન તથા સુખી રાખવા તે હમેશ તૈયાર રહેતા અને તેમ કરવા જતાં કેટલોક જાતભોગ આપવો પડે તોપણ તેને ધર્મરૂપ માનતા. આ પ્રમાણે, પ્રથમથી જ, પિતાની નાશ પામેલી લક્ષ્મી તથા કીર્તિ સજીવન કરવાનુ એમણે વચન આપ્યું અને પોતાની કમાઈનો પહેલો ભાગ તે માટે વાપરી એ વચન પૂરેપૂરું પાળ્યું. ભાવનગરની નોકરી કરવાનું એક મોટું કારણ માધવરામની તીવ્ર ઇચ્છા હતી. દ્રવ્યથી, વિદ્યાથી તેમ જ પ્રતિષ્ઠાથી, પિતા કરતાં પોતે અધિકાતા થયા છે એ વિચાર એમને કદી આવતો નહિ, અને હમેશ કેવળ પૂજ્યભાવથી પિતા પ્રતિ તે દૃષ્ટિ કરતા. વકીલાત દરમ્યાન પણ એવો એક દાખલો બન્યો. ગોવર્ધનરામ કાંઈક ઠેકાણે પડ્યા હતા, તેવામાં એમનાં પત્ની લલિતાગૌરી માંદાં પડ્યાં અને આ જીવલેણ મંદવાડમાંથી લાંબે વખતે પાછાં ઊઠવા પામ્યાં. તે જ સમયમાં મથુરા જઈ શ્રીજીનાં પહેલાંછેલ્લાં દર્શન કરી લેવાની જે તીવ્ર ઉત્કંઠા માધવરામને ઘણાં વર્ષો થયાં થઈ હતી, તે પોતાની પાસે સાધન નહિ હોવાથી, ધીમે ધીમે તીવ્ર નિરાશામાં પલટાતી હતી. ગોવર્ધનરામને આ વાતની ખબર પડી, પણ લલિતાગૌરીના મંદવાડનું મોટું ખર્ચ

ન્રમણું જ ગયું હતું તેવામાં યાત્રાનું બીજું મોટું ખર્ચ ઉપાડવું એમને ઠીક લાગ્યું નહિ. પરંતુ, આખરે, પિતાને ઓછું આવે છે એમ લાગતાં, તેમને કુટુમ્બનાં બીજાં માણસો સાથે યાત્રાએ જવાની સગવડ કરી આપીને પિતાની આ ઇચ્છા પણ પૂરી પાડી. વળી, એમને પ્રસન્ન રાખવા, એમના મૃત્યુ પછી એમણે તથા નરહરિરામે ઘર આગળ શ્રીનાથજીનું સુંદર મન્દિર બંધાવ્યું[૪] તથા એમનું સ્મરણ રાખવા "માધવરામ-સ્મારિકા" પ્રકટ કરી.[૫] જ્યારે જ્યારે માધવરામ વિષે પોતે વાત કરતા, ત્યારે ત્યારે એમની સુજનતા સંભારી ગોવર્ધનરામનાં નેત્રમાં પાણી આવી જતાં. એમનો આ કોમળ સ્નેહભાવ "માધવરામ-સ્મારિકા"ના આરંભમાં મૂકેલી સ્નેહાર્દ્ર તથા મધુર પંક્તિઓમાં સારી પેઠે દૃષ્ટિગોચર થાય છે.

> " न चलित हरितो हरिभक्तितो विपदि संपदि वा गुणसाधुना ।
> जगदसारपदात्कलितात्क्षणात् चलितमेव च तेन मुमुक्षुणा ॥
> स मम माधवराम इति श्रुतः स्मरणशेषपदं गमितः पिता ।
> हरिपदे गतदेहतया वसन् वसति साधुतया हृदि मादृशाम् ।
> धर्मैकनिष्ठः सुखमाप साधुर्गतिं सतां सत्पुरुषैककाम्याम् ।
> स ज्ञातिबन्धुस्मरणीयतामु विराजतामित्ययमल्पयत्नः ॥ "

અર્થાત્ "(૧) પોતાના ગુણોથી કરીને (વસ્ત્રાદિકથી નહિ) જે ખરેખર સાધુ હતા અને જે સંપત્તિમાં કે વિપત્તિમાં હરિથી કે હરિભક્તિથી ચળ્યા ન હતા, તે મુમુક્ષુ આ ક્ષણિક જગતના અસાર-પદમાંથી તો ચલિત થયા જ (ચાલ્યા ગયા). (૨) 'માધવરામ' એ નામથી ઓળખાતા તથા હાલ જેની સ્મૃતિ જ બાકી રહી છે એવા મારા પિતા, પોતાના દેહત્યાગથી હરિપદમાં વસે છે, અને પોતાની સાધુતાથી મારા જેવાના હૃદયમાં નિવાસ કરે છે. (૩) ધર્મમાં જ નિષ્ઠા રાખનાર તે સાધુપુરુષે સત્પુરુષો જ જેની અભિલાષા કરી શકે એવી સદ્‌ગતિ સુખપૂર્વક પ્રાપ્ત કરી છે. (તેથી) જ્ઞાતિબન્ધુઓના સ્મરણમાં તે વિરાજે એ હેતુથી આ અલ્પ પ્રયાસ કરાયો છે."

ગોવર્ધનરામને હૃદયનો વારસો પિતા તરફથી મળ્યો, તો બુદ્ધિનો વારસો બધો એમનાં માતા તરફથી મળ્યો. એમનાં માતુશ્રી શિવકાશી

---

૪. પૃ. ૯૨, ૧૧૪. ૫. પૃ. ૧૨૪

એક જબરજસ્ત સ્ત્રી હતા એમની શક્તિ એવી અસાધારણ હતી કે કોઈ સારા નવલકથાકારે પોતાની નવલકથાના એક પાત્ર તરીકે એમને લીધા હોત તો તે નવલકથાને બેશક ઘણી શોભા આપત એમની આકૃતિ જ કેવી જાજરમાન હતી તે નીચેના પ્રસગ ઉપરથી સમજાશે જૂનાગઢની કૉલેજના વિજ્ઞાનના પ્રોફેસર મિ સાકે, એક પ્રસગે નડિયાદના પોતાના શિષ્યોને મળવાને તથા ગોવર્ધનરામ જેવા નડિયાદી રત્નોના દર્શનનો લાભ લેવાને નડિયાદ ઊતર્યા હતા ગોવર્ધનરામને મળ્યા પછી શ્રીનાથજીના મદિરમા દર્શન કરતા એમને તેડી જવામા આવ્યા ત્યા માધવરામ તથા શિવકાશીની બે મોટી છબીઓ જોઈ, તેમને ઓળખ્યા પહેલા તે એકદમ બોલી ઊઠ્યા કે 'આ સ્ત્રી તો કોઈ રાજ્ય ચલાવી શકે એવી શક્તિશાળી લાગે છે, અને આ પુરુષ કોઈ દયાળુ ભક્તજન લાગે છે'

શિવકાશીનુ શરીર એમ ધાતુનુ પણ બાધેની દૃઢીની પેઠે એવુ મજબૂત અને નીરોગ હતુ કે સેન્ડોની કસરત કરનારા જુવાનિયાઓને પણ સહનશક્તિમા તથા કામ કરવાની શક્તિમા નીચુ જોવરાવે એમ કહેવાય છે કે બારમે વર્ષે એક વાર દીવેલ પીધુ હશે ત્યાર પછીથી મરણ સુધી દવા શુ ને રોગ શુ તે એમણે જાણ્યુ જ નથી! આમ હોવાથી વૃદ્ધાવસ્થામા પણ એમની ચચળતા તથા ખુશમિજાજી એવા ને એવા જ હતા માધવરામના અવસાન પછી ગોવર્ધનરામની ખાસ સૂચનાથી શ્રીનાથજીની સેવાનુ સર્વ કાર્ય એમણે હૃદયથી ઉપાડી લીધુ અને વ્યવહારમાથી મન વાળી લઈ ધર્મમાર્ગમા પરોવવા પ્રયાસ કર્યો તે સમયે રોજ પ્રાતઃકાળમા સાડાચાર વાગે ઊઠતા અને ઠડા પાણીથી સ્નાન કરી મદિરના કાર્ય પ્રતિ વળતા ભરશિયાળાની કડકડતી ટાઢમા, જ્યારે કોઈક વાર હિમ પડવાથી પક્ષીઓ તથા તરુઓ નાશ પામતા અને ભલભલાને પણ શરદીની દહેશત રહેતી, ત્યારે પણ શિવકાશીનુ ટાઢા પાણીનુ સ્નાન તથા આરોગ્ય એવા ને એવા કાયમ રહેતા હતા! પોતાના શરીર ઘડપણમા આવા કસાયલા તથા મજબૂત રાખવાની હાલની કેટલી યુવતીઓ આશા રાખી શકશે?

આગળ કહ્યુ છે તેમ વ્યવહાર એ શિવકાશીની પ્રવીણતાનો ખાસ વિષય હતો એમની વ્યવસ્થાશક્તિ તથા બીજાને સમજાવી તેની પાસે ધાર્યું કામ કરાવવાની શક્તિ," એમની હિંમત તથા

એમની સમયસૂચકતા વિલક્ષણ પ્રકારનાં હતાં. ઘણા પહોંચેલા સોનીઓને, તેઓની ચોરી પકડીને તથા તેઓએ યુક્તિથી સંતાડેલું સોનું પાછું કઢાવીને, એમણે તાજુબી તથા ગભરાટમાં નાખ્યા હતા.

* ગોવર્ધનરામે સ્ક્રેપબુકના ૨જા ભાગમાં પૃ ૨૯૭ પર નોંધ્યું છે કે તેમ, શિવકાશી એક વાર ઘોડિયા આગળ બેસીને ગાતાં હતાં ત્યાં ઘોડિયા પર એમણે સાપ જોયો, પણ જરાયે ડર્યા વિના એમણે પકડી લીધો! ઘરમા ભરાયેલા ચોરને પકડતાં પણ તે સહેજે ડધાયા ન હતા. *

આવા પ્રસંગ તો એમના જીવનમાં ઘણા બન્યા હતા, અને તે પ્રસંગોએ પોતાનાં બુદ્ધિબળ, ડહાપણ તથા આગ્રહથી એમણે સર્વને છક કર્યા હતાં. ઘરનો વહીવટ પણ એ સારી રીતે કરતાં અને "કુટુમ્બની સબળી તેમ જ નબળી સ્થિતિમાં સમય જોઈને વર્તતાં."

એક પાસથી એમની બુદ્ધિ આવી ઠરેલ તથા વ્યવહારુ હતી, ત્યારે બીજી પાસથી કેટલીક ઉપયોગી કળાઓ તે એવી સારી રીતે જાણતાં હતા કે તે કળાઓમા એમના સમયમા એમની જોડી મળવી મુશ્કેલ હતી. રસોઈની કળામાં તો એ પૂરેપૂરા પ્રવીણ તથા ખાસ પંકાયલાં હતા. ગાવામા પણ કુશળ હતા. જોકે શાસ્ત્રીય તાલીમ એમના જમાનાની સ્ત્રીઓને મળી હોય એ તો અશક્ય જ હતું, છતાં પોતાની સ્વાભાવિક શક્તિ ને મહાવરાથી તેમ જ મહેનતથી એમણે ગીતકલા ઘણી ખીલવી હતી વળી ગરબીઓ, ગીતો, ભજનો, કવિતાઓ ઇત્યાદિ જે એમને મોએ હતા તેની સખ્યા એટલી બધી મોટી થાય, કે આખા વર્ષનું ગોખેલુ પરીક્ષાને બીજે જ દિવસે ભૂલી જનાર આપણા ઘણા વિદ્યાર્થીઓને એમની આગળ શરમાવુ પડે અહી ખાસ નોંધવુ જોઈએ કે "સરસ્વતીચન્દ્ર"મા જે જૂના ગીત વગેરે નજરે પડે છે તેમાનો કેટલોક ભાગ એમણે પોતાના માતુશ્રી પાસેથી મેળવેલો હતો.

* ગોવર્ધનરામને પણ આ સસ્કારબળે જૂના ગીતો-ભજનોનું હમેશા આકર્ષણ હતુ ઘર આગળ આવતા ભિક્ષુક કે યાચક સ્ત્રીપુરુષોમાં પણ જે સારું ગાઈ-વગાડી શકતા, સારગી કે અન્ય વાદ્ય સાથે તેમને પૈસા આપી, સતોષી, ગોવર્ધનરામ તેમની પાસે ગવડાવતા. છેલ્લા અંદાઉમા પણ તેમનાં બહેન પાસે ક્વચિત્ ક્વચિત્ ગવડાવીને

આનંદ મેળવતા. ગોવર્ધનરામ પોતે પણ અવારનવાર શ્લોકો વગેરે ગાતા હતા.

('સમાલોચક'–ગો. સ્મા અં. પૃ ૬૩)*

આ કળાઓ ઉપરાંત, નાનપણમાં તરવાની કળા પણ એમનાં માતા બહુ સારી રીતે શીખ્યા હતાં. પોતે કહેતાં કે "હું નાની હતી ત્યારે મોટા મોટા તારાઓની પણ હિંમત ચાલે નહિ એવા ઊંચા ઝાડ ઉપરથી ભૂસકા મારતી તથા આખું તળાવ તરી જતી" એ વિષે તે એક પ્રસંગ જણાવતાં, જે એમની આ શક્તિ ઉપરાંત એમના સાહસ, હિંમત, સમયસૂચકતા વગેરે ગુણો ઉપર પણ વિશેષ પ્રકાશ નાખે છે.

એક વાર એવું બન્યું કે શિવકાશી જે આશરે બારચૌદ વર્ષના હશે તે આવી રીતે ભૂસકો મારવા માટે, નડિયાદના એક તળાવ પાસેના ઝાડ ઉપર ચઢ્યા હતાં. ત્યાંથી પડતું મૂકે તે પહેલાં એમની નજર નીચે ગઈ, તો પોતાના શ્વશુરપક્ષના કોઈ મોટી ઉંમરના પુરુષને જોયો. ભૂસકો મારવો એટલે એમની નજરે પડ્યા વિના રહેવાય નહિ; તેમ ઝાડ ઉપરથી ઊતરવું એ પણ યોગ્ય કે ઇષ્ટ ન હતું–એટલે, શું કરવું તેનો નિશ્ચય એક ક્ષણમાં કરી લઈ, શિવકાશીએ પોતાની ટેવ મુજબ તળાવમાં ભૂસકો માર્યો પરંતુ પાણીમાં પડ્યા પછી પાછા ઉપર આવવાને બદલે, પાણીમાં ને પાણીમાં રહી દૂર નીકળી ગયા, અને આખું તળાવ તરી ઠેઠ સામે આરે નીકળ્યાં. પેલા પુરુષે એમને પડતા દીઠા અને તરત ઓળખ્યા. પરંતુ પાણીમાંથી બહાર આવતા જોયા નહિ એટલે એકદમ પેટમાં ફ્રાસકો પડ્યો કે "અરે, બિચારી ડૂબી ગઈ હશે કે શું ?" તેથી બહાવરા બની ને આ સમાચાર ઘેર કહેવા માટે શિવકાશીને સાસરે દોટ મૂકીને ગયા. અને "શિવકાશી તો ડૂબી ગઈ. નાદાન છોકરી.. ઘરમાંથી કોઈ કહેનાર મળે નહિ તે બીજું શું થાય ?...છોકરી માણસને તે તરવાના છંદ શા ? . હા, હા, મે નજરોનજર જોઈ. અરે રામ ! કેવા ઊંચા ઝાડ ઉપરથી ભરતળાવમાં ભૂસકો માર્યો ! .." વગેરે વગેરે શબ્દોથી બધાને ગભરાવી માર્યાં. તેઓ હાંફળાફાંફળા થઈ શિવકાશીની તપાસ કરવા તથા આ ખેદકારક સમાચાર જણાવવા એકદમ શિવકાશીને ઘેર ચાલ્યા. આ બાજુ શિવકાશી આખું તળાવ તરી સામી પાસને

આરે નીકળ્યાં અને પોતાનાં લૂગડાંલત્તાં ત્યાંથી પહેરી લઈ, પેલો માણસ ઘેર વાત કરશે તો કદાચ ઠપકો મળશે એમ બીતાં બીતાં, પણ બહારથી શાન્ત દેખાવ રાખતાં, ઉતાવળે પગલે ઘેર પહોંચી ગયાં; અને જાણે કશું બન્યું જ ન હોય, એમ મૂગે મોંએ, ઘરના કામમાં વળગ્યાં. એટલામાં તો એમના સસરાના ઘરનાં બેબાકળાં બનેલાં માણસો આવી પહોંચ્યાં, ને એકદમ શિવકાશી વિષે પૂછપરછ કરવા મંડ્યાં. તે સમયે, જ્યારે શિવકાશીનાં માતુશ્રીએ "શિવકાશી ? એ તો ક્યારની આવી છે ! એ ઘરમાં કામ કરે !" એમ જવાબ દીધો, તથા જ્યારે ડૂબી ગયાં માનેલા શિવકાશીને ઠંડે પેટે ઘરમાં કામ કરતાં તેઓએ જોયાં, ત્યારે તે બિચારાનાં મો કેવાં છોભીલાં પડી ગયાં હશે, તથા પ્રથમ સંદેહ, પછીથી આનન્દ તથા છેવટે આશ્ચર્ય, એમની મુખમુદ્રાઓ ઉપર કેવી રીતે દોડંદોડ કરી રહ્યાં હશે – તેમ જ શિવકાશીએ તેમની આ અવસ્થા જોઈ કેવી ગુપ્ત રમૂજ મેળવી હશે, એ સર્વનો ખ્યાલ તો વાંચનારે જ કરી લેવો.

ગોવર્ધનરામની પેઠે શિવકાશીને પણ વાતો કરવાનો બહુ શોખ હતો. ઘડપણને લીધે તથા બીજું કામ ન હોવાને લીધે, ઘરનાં બાળકો તથા યુવકો આગળ પોતાના ચમત્કારક અનુભવોની વાતો તે કલાકના કલાક સુધી કરતા, અને પોતાને વીતેલા પ્રસંગો તથા તેમા બતાવેલી પોતાની બહાદુરી, યુક્તિ, દૃઢતા વગેરેનું સ્પષ્ટ તથા આબેહૂબ વર્ણન કરી સાંભળનારને ચકિત કરી દેતા.

આવા બન્ધારણવાળા સ્વભાવમા મમત્વના પ્રબળ અંશો હમેશ જોવામાં આવે છે. તે પ્રમાણે, શિવકાશી પોતાના છોકરાઓ ઉપર ઘણી મમતા રાખતાં. ગોવર્ધનરામ ઉપર પણ એમને ઘણી પ્રીતિ હતી અને એમની બુદ્ધિ તથા કીર્તિ જોઈને આ લાગણીની વૃદ્ધિ થઈ હતી. તે વારંવાર કહેતા કે "આ બધાયે મારું કહ્યું માને છે અને હું કહું છું તે કરે છે પણ આ મોટો મને કાંઈ એવી રીતે સમજાવે છે કે તેના આગળ મારુ કાંઈ ચાલતું નથી."

તેવી જ રીતે ગોવર્ધનરામની વર્તણૂક એમની તરફ હમેશ સ્નેહ તથા ઉદારતાવાળી હતી. બન્ને મજબૂત મનનાં હોવાથી ઘર્ષણના પ્રસંગ બન્ને વચ્ચે કોઈ કોઈ વખત ઉપસ્થિત થતા. પરંતુ ગોવર્ધનરામે

એવી રીત રાખી હતી જેથી કોઈના મન હમેશને માટે ખાટા રહે નહિ. આ પ્રમાણે પોતાના પત્ની સાથે માતુશ્રીને અણબનાવ થયેલો જોયો, ત્યારે "તે બન્નેની પ્રતિષ્ઠા જળવાય, બને ત્યા સુધી કોઈને ખોટુ ન લાગે, પરસ્પર પ્રીતિ વધે, શાન્તિ સચવાય અને અન્યાય ન થાય એવી રીત યુક્તિપૂર્વક શોધી કાઢતા વગી નૈતિક તથા શારીરિક હાનિ ન થતી હોય તેવી રૂઢિઓના સબન્ધમા ગોવર્ધનરામભાઈ આગ્રહ ન કરતા, પરંતુ જ્યા તેવી હાનિ થાય એમ લાગે ત્યા, તેમની યુક્તિથી કામ ન સરે તો, લોકનિન્દાનો તે અનાદર કરતા, અને ન ચાલે પોતાના માતુશ્રીને ખોટુ લાગે તે ગણકારતા નહિ "[૬] છતા પોતાના માતુશ્રી પ્રતિ એમને ઘણી પૂજ્યબુદ્ધિ તથા સ્નેહભાવ હતા, અને એમના પ્રતિ એમણે ઘણી વાર એવી ઉદારતા પ્રકટ કરી છે જે થોડા પુત્રોમા નજરે પડે

શિવકાશીના મૃત્યુ પછી તેમને વિષે પોતાના ખાનગી પુસ્તકમાં ગોવર્ધનરામ નીચે મુજબ નોધ કરે છે આ નોધ જેમ એમની લાગણી પ્રકટ કરે છે તેમ એમના જેવા મનુષ્યસ્વભાવના સમર્થ ચિત્રકારના હાથનુ શિવકાશીનુ ચિત્ર હોવાથી, એ રીતે પણ તે જોવા લાયક છે તે લખે છે

'*In my mother I have lost a great woman from my family* A cloudless and clear intellect a common-sense reason, a quick and comprehensive memory, a vivid and powerful imagination a prudence and discreetness that never failed her in the most *trying ordeals*, a capacity and desire to meet the practical problems of life with the spirit of business like views and aptitudes, an adaptibility to circumstances and persons which was as cautious as it was searching and liberal and a fertile and reasonable mind these among others were the elements of her great mental calibre and *I have felt moments when I was proud of being born of a*

---

૬ રા ચન્દ્રશંકર ન પડ્યા "સમાલોચક" ગો સ્મા અ પૃ ૪૦



સ્વ. નરહરિરામ મા. ત્રિપાઠી

જન્મ ૧૮૬૭ અવસાન ૧૯૩૪



સ્વ. રમણીયરામ ગો. ત્રિપાઠી

જન્મ ૧૮૮૬ અવસાન ૧૯૫૫

*mother so great! What would she not have been if educated?"*

(સ્ક્રેપબુક ભા. ૨ પૃ. ૨૯૬)

"મારાં માતુશ્રીના મરણને લીધે મારા કુટુમ્બની એક મહાન સ્ત્રી મેં ખોઈ છે. સહેજ પણ ગોટાળા વગરની, ચોખ્ખી બુદ્ધિ; પાકી સમજણવાળી વિચારશક્તિ; ચંચળ સર્વગ્રાહી યાદદાસ્ત; ખરી સ્થિતિનો આબેહૂબ ખ્યાલ કરી શકે એવી પ્રબળ કલ્પનાશક્તિ; ખરેખરી અણીને વખતે પણ નિષ્ફળ ન થાય એવું ડહાપણ તથા સમજણ; જિંદગીની વ્યાવહારિક મુશ્કેલીઓને વ્યવહારુ વિચાર તથા વ્યવહારુ રીતથી હઠાવી કાઢવાની વૃત્તિ તથા શક્તિ; આસપાસના બનાવો તથા મનુષ્યોને અનુકૂળ થવાની શક્તિ – જેટલી સાવચેતીભરેલી તેટલી જ વિવેકબુદ્ધિવાળી તથા ઉદારતાવાળી; મુશ્કેલીના ઉપાયો ખોળવામાં કુશળતા; અને સમજુપણું—આવાં આવાં અનેક તત્ત્વો એમની સમર્થ બુદ્ધિના બન્ધારણમાં પ્રવેશ પામ્યાં હતાં. ખરેખર, એવી અનેક ક્ષણ મેં અનુભવી છે જ્યારે આવી મહાન માતાને પેટે મેં જન્મ લીધો હોવા બાબત મને અભિમાન થયું છે! એમને જો કેળવણી મળી હોત તો તે શું ન થયાં હોત?"

ગોવર્ધનરામને બે બહેન હતાં. તે બન્ને એમનાથી નાનાં હતાં. એમાં મોટા હતા તેમનું નામ શણગારલક્ષ્મી. ગોવર્ધનરામ એમનાથી એત્રણ વર્ષે મોટા હતા અનેક કારણોને લીધે વિદ્યાના બહુ સંસ્કારો મેળવવા એ ભાગ્યશાળી થયા નહોતા. "મોટાભાઈ" તરફ એમને ઘણો સ્નેહ તથા પૂજ્યબુદ્ધિ હતા. તેમ ગોવર્ધનરામ પણ એમના તરફનો પોતાનો ધર્મ બહુ સારી રીતે પાળતા, અને એમનું પોતાનું તથા એમના સંતાનોનુ કલ્યાણ કરવામા કદી ચૂક્યા નથી. ગોવર્ધનરામના અવસાનને સમયે શણગારલક્ષ્મીએ ગળગળા થઈ એક સંબન્ધીને કહ્યું હતુ કે "મારા માબાપના સદ્ભાગ્ય જ કે આવા મહાત્મા તેમની કૂખે જન્મ્યા, અને મેં પણ કોણ જાણે શાયે પુણ્ય કર્યાં હશે કે આવા કુલદીપક ભાઈની બહેન થવાને ભાગ્યશાળી થઈ!"

ગોવર્ધનરામના બીજાં બહેનનું નામ સમર્થલક્ષ્મી હતું. એમનું લગ્ન "કાદમ્બરી"ના ભાષાન્તરકર્તા શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યા સાથે થયું હતું. છેક નાનપણથી જ તે સુન્દર, ચાલાક તથા સૌને પ્રિય હતાં. ધીમે ધીમે વાંચનનો તથા વિદ્યાનો શોખ એમને થતો જોઈ,

પ્રસન્ન થઈને, મન સુખરામ તેમ જ ગોવર્ધનરામ એમને અનેક પ્રકારે ઉત્તેજન આપતા, અને એમના મનને તથા હૃદયને વધારે વિદ્યાવાળુ તથા સસ્કારી કરવા પ્રયાસ કરતા પોતાનાથી નાના માણસે ઉપર ધ્યાન આપી, વિદ્યાથી, નીતિથી તથા અનેક સાધનોથી, તેમને વધારે ઊંચી કક્ષાએ લઈ જવાની ગોવર્ધનરામને ટેવ જ હતી આ ટેવ તથા આ સિદ્ધાન્તનુ ઉત્તમ ફળ સમર્થલક્ષ્મી તથા લીનાવતીને મળ્યુ. ગોવર્ધનરામ કહેતા કે 'સમરી (સમર્થલક્ષ્મી) ને લીનાવતી એ બે ફેઈબિનીજી ઉપર મારો ખાસ પક્ષપાત હતો " બન્નેને માટે એમણે જે શ્રમ લીધો હતો તે બન્નેએ પોતાના ઉચ્ચ જીવનથી સાર્થક કરી આપ્યો પોતાના ભાઈ માટે ગાઢ સ્નેહભાવ હોવા ઉપરાત, એમની તેજસ્વી બુદ્ધિ માટે સમર્થલક્ષ્મીને સાદર અભિમાન હતુ પોતાના ભાઈ એક અસાધારણ મનુષ્ય છે એવી એમની દૃઢ ખાતરી હતી સમર્થલક્ષ્મીની ઉમળકાભરી તથા નિર્દોષ કદરથી ગોવર્ધનરામના હૃદયમા ઘણી કૂળી લાગણી પ્રગટી હોય એમ જણાય છે કારણ કે જે સમયે સસારની વિટમ્બણાઓથી ગોવર્ધનરામનો જીવ ઘેરાઈ ગયો હતો અને લોક કલ્યાણ તથા મેરાની નવી નવી મનવતી આકાક્ષાઓથી હૃદય મૂઝાઈ ગયુ હતુ, તે સમયે એમના હૃદયના પ્રથમ અકુરને ખરા હૃદયના ઉમળકાથી વધાવી લેનાર તથા સમભાવ ને ઉત્તેજનરૂપી જળ સીંચી, તેને વધારે ને વધારે ખીલવનાર આ એમ જ બાળા હતી

બત્રીસ વર્ષની વયે થયેલા સમર્થલક્ષ્મીના અકાળ દેહત્યાગથી ગોવર્ધનરામના હૃદયને પ્રબળ આઘાત થયો હતો પોતાની જે કૃતિ સમર્થલક્ષ્મીને સૌથી વધારે પ્રિય હતી તે – " સરસ્વતીચન્દ્ર " – પૂરી થતા પહેલા એમનુ અવસાન થયુ, તેથી એમને ખાસ શોક થયો. પોતાના હૃદયનો સર્વ ભાવ પ્રકટ કરવા, " સરસ્વતીચન્દ્ર 'ના ત્રીજા ભાગના આરભમા પોતાની આ ભગિનીને મર્મભેદક ' નિવાપાજલિ " અર્પીને પોતાનુ સ્નેહ–ઋણ વાળવા ગોવર્ધનરામે ઉચિત પ્રયાસ કર્યો છે તેમાની કેટલાક પક્તિઓ હૃદયદ્રાવક છે

" બત્રીશ વર્ષનુ સ્વપ્ન થયુ ત્યા પુરુ કર્યુ યમદૂતે
હતી ન હતી કરી દીપ ફુલવાડી મૂર્ખ પવનની ફુકે

ભગિની ! હતી તુ પ્રિય માતપિતાને, કઈક અર્પી વિદ્યા મે.

સોંપી તને ગુણી માળીને, ત્યાં કેળવી ગુણવલ્લરી તેં.
ફુલી ફળી તું કરમાઈ અકાળે; રુવે આપ્તજન સર્વે;
તુજ ગુણદ્રુમસંપત્તિતણા શ્રીગન્ધ વહે સ્મૃત ગર્વે;
વસે ગર્વ મુજ ઉરમાં તારો! ભાગ્યવતી થઈ ગઈ તું!

..................................

ગેશવથી તરતી ઉત્સાહિની પ્રસન્નતા તુજ જોઈ,
એ જ નિકષ પર ગ્રન્થ-રતિ મુજ પ્રથમ ઘસી મેં જોઈ.
આરંભ્યો આ ગ્રન્થ, લેખ મુજ નહી હતો છુપાયો,
કનકરેખ નિકષે પ્રકટી, તે, બ્હેની, ત્યાં જ તેં સ્હાયો.
મુજ પુસ્તકની કીર્તિ રંક, તે તુજને ભાસતી ઝાઝી,
અનુમોદતી મોદતી પ્રિય બાળા ઘણું ઘણું મલકાતી.
ત્રીજા ભાગનું દર્શન કરવા અતિશય ધરી અભિલાષ,
ભ્રાતપાસ લેણું રાખી, ગઈ પ્રભુપદ કરવા વાસ.
જ્ઞાનદૃષ્ટિ ઉઘડી, બાળા! નથી અનુશોચન મિંચાતું,
પણ આ ગ્રન્થ વધે ત્યમ ત્યમ તુજ સ્મરણ-મલિલ ઉભરાતું.
નિકષશિલા મુજ! સ્મરી સ્મરી તુજ પર પડેની કઈકઈ રેખા,
તત્પર કરું અક્ષરમય અંજલિ, નિવાપ તુજને દેવા"

"સમાલોચક" ના એક અંકમાં, શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ, આ ભાઈબ્હેનને, પ્રખ્યાત અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ તથા તેની રસિક બ્હેન ડોરોથી સાથે સરખાવ્યા છે

ગોવર્ધનરામના ભાઈ નરહરિરામ, આગળ જણાવ્યા મુજબ, એન એમ ત્રિપાઠીની કંપનીના સ્થાપનાર તથા મુખ્ય ભાગીદાર છે. ધંધે વેપારી હોવા છતા, પિતૃભક્તિ ભ્રાતૃભક્તિ તથા તેના જેવા બીજા અનેક ઉમદા તથા કોમળ ગુણ એમના હૃદયમા વસેલા છે, જેને માટે ઘણાને માન ઊપજ્યા વગર રહ્યુ નથી ગોવર્ધનરામના તે એકના એક ભાઈ હતા અને ગોવર્ધનરામ એમનાથી બારેક વર્ષ મોટા હતા. તેથી ગોવર્ધનરામ એમના ઉપર પૂર્ણ વાત્સલ્યભાવથી જોતા. નાનપણમાં એમને વિદ્યાભ્યાસ કરાવવાની, મોટપણમા એમને આબરૂદાર ને સ્વતંત્ર બનાવી અર્થોપાર્જનનુ સબળ સાધન પૂરુ પાડવાની અને આખા [illegible]

અન્યાય થાય કે ઓછું આવે નહિ તેવું કરવાની ગોવર્ધનરામે સ્તુતિપાત્ર કાળજી તથા ચિન્તા રાખ્યાં હતાં. તે મુજબ, નરહરિરામના દિલમાં પણ "મોટાભાઈ" માટે ઊંડો સ્નેહમય પૂજ્યભાવ હતો. પોતાને માટેની ભાઈની ચિન્તાનો બદલો, ભાઈને સર્વ વાતે પ્રસન્ન કરવાના, એમની આજ્ઞાઓ પાળવાના તથા એમની અનેક સેવાઓ ઉઠાવવાના પોતાના ઉમળકાથી નરહરિરામે વાળી આપ્યો. ગોવર્ધનરામના વિદેહ થયા પછી પણ એમની સેવા કરવાના શુભ આશયથી, એમણે ગુજરાતના જુદા જુદા લેખકોની પ્રસાદી એકઠી કરી, "સમાલોચક"-ના વધારાના અંક તરીકે, આશરે ત્રણસો પાનાનો એક ગ્રન્થ, પોતાના યશસ્વી બન્ધુના ચરણમાં અર્પિત કર્યો. આવી રીતે બન્ને ભાઈઓ વચ્ચે સ્નેહ તથા સંબન્ધ એવો હતો, જેવો એ સગા ભાઈ વચ્ચે કવચિત જ જોવામાં આવે છે. આ ઉપરથી તેઓને ઘણા લોકો 'રામલક્ષ્મણની જોડી' કહેતા. પ્રો. ગજ્જરને, ગોવર્ધનરામ સાથેના ગાઢ સંબંધને લીધે, આ ભાવ પ્રત્યક્ષ કરવાના પ્રસંગ આવ્યા હતા. તે ઉપરથી પરસ્પર સદ્ભાવ તથા સ્નેહ સાચવવાની એમની રીતને ધન્યવાદ આપતા તે બોલી ઊઠ્યા, "આવા સ્નેહી ભાઈઓ તો જવલ્લે જ મળી આવે તેમાયે નરહરિરામની પૂજ્યબુદ્ધિ તો કાંઈ જુદી જ છે!"

પુત્ર તરીકે તથા જ્યેષ્ઠ બન્ધુ તરીકે ગોવર્ધનરામ કેવા હતા તે જોયા પછી, હવે પતિ તરીકેનું એમનું વર્તન તપાસીએ એમનાં પ્રથમ પત્ની હરિલક્ષ્મી પ્રેમાળ, અતિ સ્વરૂપવાળાં તથા ઉંમરમાં એમનાથી સહેજ મોટાં હતાં. નાનપણથી જ તે સાસરે રહ્યાં હતાં અને નાનપણથી જ એમના હૃદયનો સ્નેહ ગોવર્ધનરામ ઉપર ઢોળાવા લાગ્યો હતો. વયની સાથે આ પ્રેમ પણ વધ્યો. યુવાવસ્થામાં આ રસિક દંપતી ઘણા નિર્દોષ આનંદ ભોગવતા. એમના સ્નેહની કેટલીક એવી વાતો કહેવાય છે કે જે અન્ય સ્નેહરસિકોને પણ આનંદ પમાડ્યા વિના રહે નહિ. હરિલક્ષ્મીના ટૂંકા જીવનના છેલ્લા દિવસો ઘરકંકાસથી દુઃખકારક બન્યા હતા; પરંતુ, દંપતીના સ્નેહમાં આ મોટું વિઘ્ન આવી પડ્યા છતાં, તેને હઠાવી કાઢવામાં તેમનો સ્નેહ જય પામ્યો. ઘરના અણબનાવ સામે દૃઢ રહેનારને આખરે મૃત્યુએ જુદાં પાડ્યાં. આથી ગોવર્ધનરામના રસિક પ્રેમી તથા મહેચ્છુ હૃદય ઉપર કેવો ઘા પડ્યો અને આ વિરહ

હૃદયના ઉદ્‌ગારો "હૃદયત્રિદિશતક" તથા "સ્નેહમુદ્રા"માં કેવી રીતે ગૂંથાયા એ તો પ્રસિદ્ધ વાત છે.

ગોવર્ધનરામનાં બીજી વારનાં પત્નીનું નામ લલિતાગૌરી હતું. તેમની પોતાની તબિયત કોઈ રીતે સારી રહેતી નહિ, તેમ છતાં ગોવર્ધનરામની તબિયતની સંભાળ તે બહુ ખંતથી રાખતાં. તેમાં પણ છેલ્લા મંદવાડ વખતે પોતે ભયંકર અકસ્માતનો ભોગ થયેલાં હોવા છતાં, જે એકનિષ્ઠાથી એમણે શ્રમ લીધો તે ખરેખર અસાધારણ હતો. ઊંચી વિદ્યા કે ઊંચી કેળવણીના સંસ્કારથી તો એ દૂર જ હતાં; પરંતુ, જેમ ઉમર વધતી ગઈ તેમ ઘણી હિન્દુ સ્ત્રીઓની પેઠે, એમની ધર્મ ઉપર આસ્થા વધી અને તેની સાથે જ, ગોવર્ધનરામના પ્રયાસથી, ધર્મનાં પુસ્તકોના શ્રવણ તથા વાંચન માટે પ્રીતિ થઈ. એમનો સ્વભાવ ગોવર્ધનરામ જેવો શાન્ત નહોતો; તેથી એમની મશ્કરી કરીને ગોવર્ધનરામ કહેતા કે "આ તો ખૂબ તોફાની અને મસ્તીખોર હતી, અને હું તો મૂળથી જ રાંક અને શાન્ત ગણાતો. એટલે નાતના લોકો મારી બહુ દયા ખાતા. પણ ઈશ્વરકૃપાથી મારો સંસાર શાન્તિ અને સુખમાં ગયો."

પોતાની બિલકુલ મરજી વગર આ લગ્ન થયું હતું, પરંતુ તે માટે પોતાનાં બીજાં પત્ની ઉપર ગેરવ્યાજબી અણગમો અથવા રીસ રાખવા જેવી સંકુચિતતા ગોવર્ધનરામના હૃદયને તદ્દન અપરિચિત હતી. તેને બદલે, 'પ્રવાહપતિત ધર્મ' તે માન્ય કરી, લલિતાગૌરીને સુખી કરવામાં તથા એમના હૃદયમાં હિતકારક સંસ્કાર રોપવામાં એમણે કશું બાકી રાખ્યું નહોતું. ઘરના વહીવટ સંબંધમાં એમની પદ્ધતિ કેવી રીતે સ્વતંત્રતા તથા અંકુશના મિશ્રણરૂપ હતી તે તો આગળ દર્શાવ્યું છે[૭] તે પ્રમાણે, સ્ત્રીઓની ઉન્નતિના હિમાયતી એ પોતાની પત્નીના હૃદયને તથા મનને ખીલવવા અસાધારણ પ્રયાસ કર્યો હતો. ભાવનગરમાંથી જ એમને શીખવવાનું પોતે શરૂ કર્યું હતું. મુંબઈ આવ્યા પછી સંસ્કૃતનો આરંભ કરાવ્યો તથા શ્રી. જીવરામ શાસ્ત્રી જેવા પંડિત દ્વારા "યોગવાસિષ્ઠ" જેવા ધર્મપુસ્તકો શિખવાડવા માંડ્યાં. આ ઉપરાંત, પોતાના કુટુમ્બની તેમ જ પોતાના કેટલાક મિત્રોના કુટુમ્બની સ્ત્રીઓને જુદા જુદા ઉપયોગી વિષયો શીખવવા માટે, સ્ત્રીઓનો એક વર્ગ કાઢ્યો અને

---

૭. પૃ. ૨૦૨.

પગાર આપી એક સ્ત્રીશિક્ષિકા રાખી પરંતુ, અનેક કારણોને લીધે, આ યોજના બરાબર પાર પડી નહિ, અને હિંદુ સંસારમાં બન્ધનો પાળીને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો આ લઘુ પરંતુ અનુસરણીય પ્રયાસ નિષ્ફળ થયો. આ પ્રમાણે લલિતાગૌરીને પોતાની ઇચ્છાનુસાર શિક્ષણ આપવામા તે ફાવ્યા નહિ, ત્યારે સ્ત્રીઓને લાયકનાં ધર્મનીતિના પુસ્તકો, કથાઓ, વ્યાખ્યાનો વગેરેનો એ લાભ લઈ શકે એવી એમણે ગોઠવણ કરી અને પ્રસંગોપાત્ત વાતચીતમાં પોતે સદ્બોધ આપવાની પદ્ધતિ રાખી. લલિતાગૌરીના હિતની એમને કેટલી બધી ચિન્તા હતી, તેનું એક ઉદાહરણ એ છે કે પોતાના મૃત્યુ પછી એ સુખમાં રહી શકે એ હેતુથી, પોતાની કુલ મિલકતના અર્ધા ભાગની માલિકી પોતાના પુત્ર રમણીયરામ ભોગવે અને બીજા અર્ધા ભાગની માલિકી લલિતાગૌરી પોતાના જીવન સુધી ભોગવે, એવી ગોઠવણ કરી. લલિતાગૌરીના મૃત્યુ પછી તે ભાગ પાછો રમણીયરામને જ મળે, પણ એમનો દેહ હોય ત્યા લગી તેની માલિકી એ જ ભોગવે. સામાન્ય રીતે, આપણામાં પૂજીનો વારસ પુત્ર જ થાય છે, પરંતુ લલિતાગૌરીના વિશેષ સુખને ખાતર, જાણી જોઈને ગોવર્ધનરામે આ વ્યવસ્થા કરી છે અન્તમાં લલિતાગૌરી માટે એમણે કેવા પ્રયાસ કર્યા હતા તે વધારે સારી રીતે પ્રકટ કરવા, ગોવર્ધનરામની નોંધમાંથી એ સંબન્ધી એક વાક્ય અહીં ટાંકીશું. તે લખે છે કે "*તેર વર્ષની વયે એ મારે ત્યાં આવી ત્યારથી* –એને વિદ્યા તો નથી અપાઈ પણ–ઉદ્યોગ, વત્સલતા, સહન–શીલતા, આત્માર્પણ, શાન્તિ વગેરે ઘણા ગુણોનું એનામાં સિંચન કરવા મે પ્રયત્ન કર્યો છે" આ નોંધની પૂર્તિમાં એટલું જણાવવું બસ થશે કે પોતાનો આ પ્રયત્ન ઘણી રીતે સફળ થયો છે એમ ગોવર્ધનરામ સમજતા.

"લીલાવતી-જીવનકલા"માં ગોવર્ધનરામની વત્સલતાની છબી એવી સરસ કોતરાઈ છે કે તે ઉપર વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર હોય. એમના ચારે સતાનો તરફ એમની સ્નેહવૃત્તિ દૃઢ તથા ઉદાર હતી. સૌમાં અ.સૌ. લીલાવતી જેમ મોટાં હતાં તેમ એમના શિક્ષણ તથા વિકાસ પાછળ સૌથી વિશેષ લક્ષ અપાયું હતું. લીલાવતીને શિક્ષણ કેવું મળ્યું હતું, "પોતે પ્રાપ્ત કરેલા સદ્બોધને એમણે પોતાના જીવનમા કેવી રીતે વણ્યો" દીઠો હતો, અને એમના

પવિત્ર જીવનકુસુમના અકાળે કરમાવાથી પ્રેમી પિતાને કેવો જબ્બર ધક્કો લાગ્યો હતો, તે સર્વ જાણવા ગોવર્ધનરામની કૃતિ મોજૂદ છે. તેથી અહીં તો માત્ર એટલું જ નોંધીશું કે લીલાવતીને પોતાના સ્નેહાળ પિતાની મહત્તાનું સારી પેઠે ભાન હતું, અને ગોવર્ધનરામને પોતાની પુત્રીના ગુણો માટે પૂજ્યબુદ્ધિ જેવી જ લાગણી હતી. "લીલાવતી-જીવનકલા"ના મુખપૃષ્ઠ ઉપર મહાકવિ ભવભૂતિનું જે વચન છે કે "गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।' અર્થાત્ 'ગુણી જનોમાં ગુણ એ જ પૂજાનું સ્થાન છે, જાતિ પણ નહિ ને વય પણ નહિ.' તે વચન પોતાની આ સદ્‌ગત પુત્રીના સંબન્ધમાં એ વારંવાર ઉચ્ચારતા. કેટલાક અંશમાં પોતાના કરતાં પણ લીલાવતી ઉચ્ચ હતાં એમ એમને લાગ્યું હતું. વળી તે કહેતા કે "જેમ જેમ હું વધારે વિચાર કરું છું તેમ તેમ લીલાવતીના ગુણ મને વધારે ને વધારે પ્રતીત થાય છે, અને એના દોષ શોધ્યા પણ જડતા નથી. કેટલીક વખત તો એમ થાય છે કે લીલાવતી પુત્રરૂપે જન્મી હોત તો સારું થાત."

આ દુ:ખી બાળાને મૃત્યુમાંથી બચાવવાને ગોવર્ધનરામે જે અથાગ શ્રમ લીધો હતો તથા ખર્ચ કર્યો હતો તે એમનાથી વધારે પૈસાદાર માણસો પણ ભાગ્યે જ કરે એવો હતો. ગોવર્ધનરામની સંતાનપ્રીતિનો તે એક હૃદયદ્રાવક નમૂનો છે. છેવટે જ્યારે સર્વ પ્રયાસ વૃથા ગયા અને "ફોઈની પાછળ ભત્રીજી પણ મને છોડીને ગઈ," એવું કહેવાનો વખત આવ્યો, ત્યારે પોતાની નિત્યનોંધમાં આટલું જ મિતાક્ષરી લખાણ કર્યું કે "At 5-30 p.m. yesterday, my poor Lilavati died after a stainless spotless life of suffering"—"કાલે સાંજે સાડા પાંચ વાગતાં, મારી ગરીબડી લીલાવતી પોતાનું દુઃખમય પરંતુ શુદ્ધ તથા નિષ્કલંક જીવન પૂરું કરી, પૃથ્વી ઉપરથી ચાલી ગઈ."

લીલાવતી પાછળ પોતે જેવો શ્રમ લીધો હતો તેવો પોતાની બે નાની પુત્રીઓ, જમુ તથા જયન્તી પાછળ પોતે લઈ શક્યા નહિ, તે માટે શોકનો ખરા દિલનો ઊભરો એ ઘણી વાર કાઢતા.

* શ્રી. ચન્દ્રશંકર પંડ્યા જણાવે છે તેમ એક વાર ગોવર્ધનરામને એમ એ ની પરીક્ષા માટે મુંબઈ જવાનુ હોવાથી એમની સૌથી નાની

પુત્રી જયતીએ કહ્યું "મોગ કાકા, મારે માટે મુબઈથી કથાની ચોપડી લેતા આવશો?" વત્સન પિતાએ "હા, બહેન, લેતો આવીશ બીજું કઈ?" કહી જયતીના ગયા પછી નિશ્વાસ નાખ્યો શ્રી ચદ્રશકર પડયાએ તેનુ કારણ પૂછ્યુ ત્યારે ગ્લાનિ સાથે જણાવ્યુ કે "હુ ભિચારીને કઈ શીખવી ન શકયો ત્યારે 'મોભનારની કથા' જેવુ પુસ્તક મગાવે છે ને? નહિ તો લીનાવતીની માફક ઉત્તમ પુસ્તકો ન માગે?"*

આ બન્ને બાળાઓ પોતાના પૂજ્ય શિરચ્છત્ર તરફ ઘણુ હેત તથા આદર રાખતી, તેમ ગોવર્ધનરામ પણ એમના ઉપર એવુ જ હેત રાખી તેઓનુ કલ્યાણ કરવા હમેશ ઉત્સુક રહેતા ગોવર્ધનરામના કુટુમ્બી સબન્ધી જે કોઈ ચિન્તા રાખતા હશે, તેઓને જાણીને શોક થશે કે એમના પોતાના દેહત્યાગ પછી અઢી વર્ષે, સૌ જમુએ ક્ષયરોગથી પીડાઈ આ દુનિયનો ત્યાગ કર્યો, અને હાલ (૧૯૧૦)મા ગોવર્ધનરામની સૌથી નાની, અને હવે એકની એક પુત્રી જયન્તી પણ કેટલાક દુષ્ટ રોગથી પીડા પામી ઘણા મહિના થયા બીમારી ભાગવે છે એવુ આરોગ્ય એને પાછુ મળો તથા એ દીર્ઘાયુષ્ય પામો, એવી ગોવર્ધનરામના કુટુમ્બના સર્વ શુભેચ્છકોની ભાવના હોય જ

ગોવર્ધનરામના ચિરજીવી રમણીયરામ હાલ (૧૯૧૦મા) ત્રેવીસ વર્ષના છે પોતાના પિતાશ્રી માટે એમના હૃદયમા અતિ કોમળ સ્નેહ તથા પૂજ્યભાવ છે ગોવર્ધનરામ એમને ઘણી છૂટ આપતા, છતા એમની ઉત્સાહી તથા જુસ્સાદાર પ્રકૃતિમા વિશેષ સાત્ત્વિક ગુણો ઉમેરવાનો પ્રયાસ કરવાનુ ભૂલતા નહિ આ હેતુથી એમના શરીર, મન તથા હૃદય ત્રણેની કેળવણી પાછળ તેમણે ઘણુ ધ્યાન આપ્યુ હતુ જેકે, કમનસીબે, સર્વેમા તેમને એકસરખી ફતેહ મળી નહિ નિશાળના કરતા ઘેર પોતાની પાસે તે વધારે સારુ તથા વધારે ત્વરાથી શીખી શકશે, એમ વિચારી પોતે નિવૃત્ત થઈ નડિયાદ આવ્યા બાદ એમને અગ્રેજી નિશાળમાથી ઉઠાડી લીધા ને પોતે જાતે ભણાવવા માડ્યુ આ યોજનામા વિઘ્ન ન આવ્યા હોત તો તે કેટલે અશે સફળ થાત તે જુદી વાત છે પરતુ આ બાબતમા તો ગોવર્ધનરામની પોતાની લાબી માદગી તથા બીજા કેટલાક કારણોએ મળીને આ યોજના

તદ્દન નિષ્ફળ કરી નાંખી અને આ નિષ્ફળતામાંથી કેટલાંક ગંભીર પરિણામ પણ નીપજ્યાં. જોકે વિદ્યા ભણાવવાની બાબતમાં ગોવર્ધનરામ યથેચ્છ સફળ ન થયા, તોપણ એમનું શરીર સુધારવામાં અને સાહિત્ય તથા સ્વદેશ ઉપર જોસબંધ પ્રેમ ઉત્પન્ન કરાવવામાં એ ઘણા વિજયી થયા. પોતાના દાખલાથી ચેતીને, પોતાના પુત્રને તેવું ભોગવવું ન પડે એમ ઇચ્છી, રમણીયરામના મગજ ઉપર કસરત કરવાની આવશ્યકતાની ઊંડી છાપ પાડી. તે કહેતા કે "રમણીક, જ્યારે હું એમ સાંભળીશ કે તેં કસરત કરવી બંધ કરી છે કે તરત જ તારું ભણવાનું બંધ કરાની કૉલેજમાંથી બોલાવી લઈશ એ નકી જાણજે." આનું પરિણામ એ આવ્યું કે રમણીયરામના શરીરનો બાંધો ઘણો બળવાન તથા મજબૂત થયો.

રમણીયરામના મન ઉપર અમુક વસ્તુઓ ઠસાવવાની ગોવર્ધનરામે ઘણી કાળજી રાખી હતી. એક તો એ કે શરીર સુધારવું, બીજું અક્ષર સારા કરવા, ત્રીજુ બનતાં સુધી નોકરીના ધંધામાં ન પડવું, અને ચોથું સ્વદેશપ્રેમી થવું. તે કહેતા કે "જો, રમણીક, તારા વડવાઓએ કદી નોકરી કરી નથી, તારા મોટાકાકાને પણ નોકરી સામે અત્યન્ત ધિક્કાર છે, અને તારા નાનાકાકાએ પણ વેપાર કર્યો છે. તો તું પણ નોકરી નહિ કરે, પરંતુ પુરુષાર્થથી તથા સ્વતંત્રતાથી નિર્વાહ કરશે એવી મારી અન્ત:કરણની ઇચ્છા છે." તે મુજબ એમનો વિચાર એવો હતો કે "એને ભણવુ હોય ત્યા સુધી ભણે મારી ખાસ ઇચ્છા એટલી જ છે કે સારા પુસ્તકો વાચવા તરફ એની રુચિ જાગ્રત થાય અને કોઈ પણ રીતે એના દેશની સેવા કરવા ઉપર એને પ્રીતિ થાય. કાંઈ યુનિવર્સિટીની ડીગ્રી મેળવ્યે જ જ્ઞાન કે ગુણ મેળવાય છે એમ નથી આપણા આટલા બધા ગ્રૅજ્યુએટ સ્વાર્થમય જીવન ગાળે છે, દેશહિત માટે કાંઈ કરતા નથી અને પોતાના ભણતરમાં ધૂળ નાખે છે. તેવો ભણેલો મારો રમણીક થાય તેના કરતા તો અભણ રહે ને એના દેશની યથાશક્તિ સેવા કરે એ જ વધારે ઇચ્છવા યોગ્ય છે"[૮] પોતાના વસિયતનામામા પણ એમને માટે આ ઉદ્દેશોને અનુસરીને વ્યવસ્થા કરી છે.

ગોવર્ધનરામનુ કુટુંબ આટલામા જ સમાપ્ત થતું ન હતું.

---

૮. "સમાલોચક" ગો. સ્મા. અ. પૃ ૯૪.

સયુક્ત કુટુબની ચર્ચા કરનારે એ સરથાના ઘણાખરા લાભાલાભ જાતે અનુભવ્યા હતા એમના બ્હેન શણગારલક્ષ્મીના સતાન મુખ્યત્વે એમને ઘેર ઊછર્યાં હતા તથા એમને ત્યા રહીને વિદ્યા ભણ્યા હતા તેમ એમના નાના બ્હેન સમર્થલક્ષ્મીના મૃત્યુ પછી, એમના સતાન તરફ પોતાની ફરજ બેવડી થઈ હોય એમ એ માનતા, અને તે અનુસાર એમના દિનની નાનીમોટી સર્વ બાબતમા તેઓના સદ્‌ગત માતુશ્રીની પેઠે જ ચિન્તા રાખતા એમના ભાણાભાણીઓ તથા તેઓની બાળ પ્રજા ઉપરાત, એમના જમાઈઓ પણ ઘણો સમય એમને ત્યા રહેતા ગોવર્ધનરામના સ્નેહાળ, ઉદાર તથા ધર્મ પ્રવણ હૃદયે પોતાના આ સર્વ કુટુબીઓના ક્લેશ મગડા તથા સુખ વધારવા નિરન્તર પ્રયાસ ચાલુ રાખ્યા હતા ઘરના છોકરાઓ તથા બાળકોને તો ગોવર્ધનરામ ઘણા પ્રિય હતા એમના ટીખળી, આનન્દી તથા ઋજુ સ્વભાવને લીધે તે છોકરાઓ સાથે છોકરા જેવા થઈ જતા ગાડીઘેની તેમ જ ચાતુર્યવાળી જુદી જુદી મશ્કરીથી બાળકોને તે ખીજવતા, અને ઘણી વાર સ્નેહયુક્ત અડપના કરી તેમને ખીજવતા તેમા પણ કોઈ એમની મશ્કરીનો પાશેરો જવાબ આપે તો ઘણા જ ખુશ થઈ બધાની સાથે પોતે પણ હસવા લાગતા છત્રજીનો એક મોટો પ્રધાન પોતાની પત્નીની બધી મોટાઈ તથા આડમ્બર વેગળા મૂકી બાળકોનો ઘોડો થઈ તેઓને પોતાના ઉપર સવાર થવા દેતો ત્યારે બીજો મોટો પ્રધાન – મિ વિલિઅમ પિટ – છોકરાઓ સાથે ઉશીકાથી મારામારી કરી નિર્દોષ રમત રમવામા આનન્દ સમજતો આવા જ ઉત્સાહથી આવા જ આનદથી તથા આવી જ સરળ સ્વાભાવિકતાથી ગોવર્ધનરામ પણ બાળકો સાથે ભળી જતા ઘડીમા તેઓ સાથે હાસ્યવિનોદ કરતા, ઘડીમા તેઓને રસભરી વાર્તાઓ કહેતા તો ઘડીમા ગભીર થઈ તેઓની કોઈક ભૂત ભવન ઊચા પ્રકારની શિખામણ સચોટ રીતે આપતા

* ગૃહસસારમા તેમનુ નોકર સાથેનુ વર્તન પણ અનુકરણીય છે નોકર વર્ગની બેત્રણ ભૂલ ગોવર્ધનરામ ક્ષમ્ય ગણતા અને છતા જો તે અસાધ્ય જણાય તો માત્ર નામનો – ત્રણચાર રૂપિયાના પગારદારને તે કેટલો હોય ? – એકબે પૈસા – દડ કરતા બસ હદ થઈ ગઈ તો વળી પ્રસગે ખુશ થઈ ઇનામ આપતા તથા મીઠુ પ્રોત્સાહન પણ આપતા છેવટની વેળાએ જ્યારે નડિયાદથી મુબઈ આવવાનુ એમને

થયુ ત્યારે મુનીમને પોતાની પાસે બોલાવીને કહ્યુ "હુ મુબઈ જાઉ છુ તો ખરો. ઈશ્વિરેચ્છા હશે તો પાછો આવીશ પણ કદાચિત્ ન અવાય તો તુ નોકરી કરીશ કે રજા લઈશ ?" આમ પૂછવાનુ કારણ એ હતું કે તે નોકરને ગોવર્ધનરામ સિવાય બીજા કોઈ સાથે ઘરમા બહુ બનતું નહિ તેણે જવાબ દીધો "ભાઈ, હુ તો રહીશ" એટલે ગોવર્ધનરામે પોતાના ચિરજીવીને પાસે બોલાવી પૂછ્યુ "તુ આ માણસને રાખીશ કે લઈશ ?" જવાબ મળ્યો "રાખીશ"

પોતે બહુજ નિખાલસ દિલના હતા એક વખત તેમની સૌથી નાની દીકરીએ કઈ ભૂલ કરી ત્યારે માતાએ ઠપકો દીધો ને પિતાએ પણ કઈ કહ્યુ જવાબમા નાની દીકરી બોલી "મોટાકાકા, મારી તો ભૂલ થઈ, પણ નાનપણમા તમે મને એવી ભૂલો કરતા વારી કે મારી કેમ નહિ ? જો તેમ થયુ હોત તો આજે આ ભૂલ ન થાત" ભૂલ કઈ ગંભીર ન હતી ગોવર્ધનરામે શાતિથી ઉપદેશ આપ્યો. "બહેન, તે મારી ભૂલ પણ હવે તારામા તારાપણુ ક્યારે કે જ્યારે પોતાની મેળે તુ સુધરે"

("સમાલોચક"–ગો સ્મા અં પૃ ૬૭)*

આવુ ગોવર્ધનરામનુ કુટુમ્બજીવન હતુ એમનો આ આચાર તથા એમના લેખમા પ્રકટ કરેલા એમના વિચાર ઉચ્ચ પ્રકારની, ધર્મયુક્ત, ઉદારતાવાળી કુટુમ્બભાવના સિદ્ધ કરે છે અથવા તો એમના કુટુમ્બસ્નેહ માટે વિશેષ શુ બોલવુ ? જેણે, "સ્નેહમુદ્રા" સાથે પોતાના પત્ની, 'સરસ્વતીચન્દ્ર"ના પ્રથમ ભાગ સાથે પિતા તુલ્ય મનસુખરામ, ત્રીજા ભાગ સાથે પોતાના ભગિની, "લીલાવતી જીવનકલા" સાથે પોતાના પુત્રી, અને "માધવરામ-સ્મારિકા" સાથે પોતાના પિતાશ્રીના નામ યોજી, પોતાના આ કુટુમ્બીઓને પોતાના ગ્રન્થોની અક્ષય કીર્તિના ભાગીદાર બનાવ્યા છે, તેના કુટુમ્બસ્નેહની શુદ્ધતા તથા ઉદારતા માટે વિશેષ શુ કહેવા જેવુ હોય ?

## પ્રકરણ ૨

### સ્નેહી તથા સંબન્ધીરૂપે જીવન

કુટુમ્બ પ્રતિ ગોવર્ધનરામનું વર્તન જ્યારે આવા ધર્મભાવથી પ્રેરાયું હતું, ત્યારે અન્ય સંબન્ધીઓ, સ્નેહીઓ તથા સામાન્ય ઓળખીતાઓ પ્રતિ એમણે જે વર્તન રાખ્યું હતું તે કાંઈ રીતે ઓછું ધર્મ ન હતું. જેમ એમનું કુટુમ્બ વિશાળ હતું, તેમ આ બીજા વર્ગમાં સમાનાર મનુષ્યોની સંખ્યા પણ અસાધારણ મોટી હતી. વકીલનો ધંધો, મોટા લેખકની પ્રતિષ્ઠા, મિલનસાર સ્વભાવ તથા પરોપકારમાં તત્પરતા, એ કારણોથી એમના સંબન્ધમાં આવનારાં મનુષ્યો પુષ્કળ હતા. આ વર્ગ જેમ વિશાળ હતો તેમ તેમાં ઘણા મોટા તથા પ્રખ્યાત માણસોનો સમાવેશ પણ હતો, કારણ કે ગોવર્ધનરામ નાનપણથી જ મોટા તથા નામાંકિત મનુષ્યોના સમાગમમાં રહ્યા હોવાથી,[1] વિરલ મહત્તા તથા શુદ્ધ સદ્‌ગુણના પૂજારી હતા. તેથી પોતાના સમયના આવી કોટિના માણસોનો બને તેટલો સમાગમ કરવાને તથા તેઓના સંસર્ગમાં રહેવાને એમનું જિજ્ઞાસુ તથા નિરભિમાન ચિત્ત હમેશ આતુર રહેતું. આમ મહાન પુરુષોનો સંસર્ગ પ્રકૃતિથી તેમ જ સિદ્ધાન્તથી એમને ઇષ્ટ હોવાથી, જુદી જુદી કોમોના, જુદા જુદા વિચારોવાળા તથા જુદા જુદા ક્ષેત્રમાં કામ કરનારા આગેવાનો સાથે એમણે સારો સંબન્ધ રાખ્યો હતો. એમના સમયના પ્રસિદ્ધ તથા મોટા માણસોમાંથી જેઓ એમને નહિ ઓળખતા હોય તથા જેઓને એ ઓળખતા નહિ હોય એવા થોડા જ હશે. અનેક, કેટલાકની સાથે તો એમને ગાઢ પરિચય તથા સ્નેહસંબન્ધ પણ બંધાયા હતા.

આ સ્નેહીસંબન્ધીઓ તરફ ગોવર્ધનરામનું હૃદય ખરા ઉમળકાથી ઢળતું. તેઓના હિતની ચિન્તા કરવી, તેઓની વિવિધ પ્રવૃત્તિઓથી માહિતગાર રહેવું, તેઓને મળવાકરવાનો બને તેટલો લાભ લેવો અને

---

૧. જુઓ પૃ ૨૫.

તેઓને પોતાની સલાહ વગેરેની જોઈએ તેટલી મદદ આપની – એ એમનો સ્વભાવ જ હતો. ગોવર્ધનરામની લોકપ્રિયતાના અંશોનું પૃથક્કરણ કરવા બેસીશું તો તેમાં એમની સ્નેહાળતા તથા હૃદયની નિષ્પ્રપંચ શુદ્ધતા એ બે અંશો સારા પ્રમાણમા જડ્યા વિના રહેશે નહિ

પણ ગોવર્ધનરામના સ્નેહીઓ તથા સંબન્ધીઓ એટલા બધા છે કે તેઓમાથી અમુક અમુક વિષે જ આ સ્થળે લખવુ શક્ય છે.

આ સર્વમાં ગુરુસ્થાન શ્રી. મન.સુખરામ સૂર્યરામ ત્રિપાઠીને ઘટે છે. આ સમર્થ પુરુષે, કચ્છ તથા ગુજરાત–કાઠિયાવાડનાં મોટાં મોટા દેશી રાજ્યોમાં, ત્રીસ વર્ષ કરતાં પણ વધારે લાબા સમય સુધી, જે પ્રબળ તથા હિતકારક સત્તા ભોગવી છે, પોતાની કલમથી ગુજરાતી ભાષા તથા ગુજરાતી ગદ્ય ઉપર જે ઊંડી, આગ્રહી તથા સંસ્કૃતમય છાપ પાડી છે, અતિ દીન[૨] સ્થિતિમાથી જે ઉચ્ચ વ્યાવહારિક ગુણોની સહાયતા વડે વિપુલ ધન, સત્તા, કીર્તિ તથા સુખ સપાદિત કરવાનું સદ્‌ભાગ્ય પ્રકટ કર્યું છે, તથા વેદાન્તના જે દીર્ઘ અભ્યાસથી કેટલાક યૂરોપીય વિદ્વાનોનુ પણ લક્ષ ખેન્ચુ છે – તે સર્વને લીધે, વિક્રમની વીસમી સદીમા થઈ ગયેલા મોટામા મોટા ગુજરાતીઓમાં એમને સ્થાન અર્પવુ એ ન્યાય્ય તથા ઉચિત જ છે આ વિલક્ષણ શક્તિવાળા જેમ એક પક્ષે સમર્થ ગજકીય પુરુષ તથા આત્મબળથી જ પોતાની ઉન્નતિ સાધનાર વીરજન હતા, તેમ બીજે પક્ષે, ભાષા તથા સાહિત્યના સાચા ભક્ત તથા પ્રતિષ્ઠિત વેદાન્તી હતા એમના ચારિત્ર્યમા જે જે આદરણીય અશો હતા, તેમા ગુણની પરીક્ષા તથા કદર એ અગ્રસ્થાને નજરે પડે છે આ અંશનો લાભ જે જે મનુષ્યોને મળ્યો હતો તેઓમા ગોવર્ધનરામ પ્રથમ પદવીએ હતા.

ગોવર્ધનરામ સાથેનુ એમનુ સગપણ આગળ દર્શાવ્યું છે[૩] આ સગપણ ઉપરાત જે સ્નેહતન્તુએ એ બ નેના હૃદયને લગભગ અર્ધી સૈકા સુધી સહેજ પણ વિચ્છેદ વિના જોડી રાખ્યા, તે સ્નેહતન્તુની દૃઢતા તો કાંઈક અનેરી જ હશે. ગાઢ નિસ્વાર્થ સ્નેહ સસારની ગમે તે

૨ * સ્વ. કાન્તિલાલે જ નોધ્યુ છે ("અખડાનદ." ઓક્ટો. '૫૫) તેમ, "મહિને રૂપિયા એકના પગારથી કમાવાનુ શરૂ કરનાર એમણે છાસઠ વર્ષે દેહ છોડ્યો ત્યારે કેટલાક લાખ રૂપિયા પુત્ર ઘનસુખરામના હાથમા મૂકતા
- "(૧)* ૩ ૫ ૧૪

દશામા અથવા ગમે તે પ્રદેશમા શોભે છે પરતુ સરસ્વતીમન્દિરમા આવો સ્નેહ જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તે કાઈ જુદી જ શ્રેષ્ઠતા તથા મોહકતા ધારણ કરે છે તે પ્રમાણે આ બને વિદ્યાભક્તોના સ્નેહનો દાખનો સાહિત્યના ઇતિહાસમા ખાસ નોધપાત્ર છે

ગોવર્ધનરામની કિશોર અવસ્થામાથી જ મન સુખરામે એમને પોતાની આખ નીચે રાખ્યા હતા અને ત્યારથી તે એમના મૃત્યુ પર્યન્ત એમને માથે છત્રરૂપે તેઓ રહ્યા હતા ગોવર્ધનરામની બાલ્યાવસ્થામા પણ કેટલી સભાળ તથા મમતાથી તે જોતા, તેનુ એક દૃષ્ટાન્ત આ પ્રમાણે છે ગોવર્ધનરામની કેળવણીનુ કાર્ય જે એમણે પોતાના હાથમા રાખ્યુ હતુ, તમાં કેટલીક વાર શિવકારીનુ પ્રમત્ત વ્યક્તિત્વ વિઘ્નરૂપ થવા લાગ્યુ બહુ નાયકવાળુ સૈન્ય વિનાશ પામે છે એ સૂત્ર સ્મરીને, ગોવર્ધનરામના માતુશ્રીને મન સુખરામે યુક્તિથી કહ્યુ ' ભાભી ગોવર્ધનને મે મારા હાથમા રાખ્યો છે એટલે તમાર એની કશી ચિન્તા કરવી નહિ જુઓને, બે જણાના હાથમા રહ્યાથી છોકરુ બગડે, માટે તમારે એને જે કાઈ કહેવુ હોય અગર ઠપકો દેવો હોય, તે એને ન કહેતા મને જ જણાવવુ, એટલે મારે એને જેવી રીતે કહેવુ હશે તે રીતે કહીશ '' શિવકારીએ તે કબૂલ કર્યુ અને એ પછીથી ગોવર્ધનરામની કેળવણી સબધી સર્વ વ્યવસ્થા એકલા મન સુખરામના હાથમા રહી મૂગ તો ' ઉરવલ્લી જ ઉચ્ચ સપત્તિવાળી, તેમા મન સુખરામ જેવા કુશળ ''ઉરમાળી' મળ્યા, પછી એ વલ્લીના વિકાસ તથા સમૃદ્ધિનુ પૂછવુ જ શુ ? ગોવર્ધનરામ પોતે જણાવે છે તેમ

' કુમળી હતી ત્યારથકી સિંચી એ
બળવાળી રૂપાળી બની વધી તે
કઈ નાચતી એ ફુલ તે ખરતા,
નિજ માળી તણે ચરણે પડતા ' ૪

નવા ચેતનનુ પહેલુ ભાન ઘણુ કરીને મન સુખરામ દ્વારા જ ગોવર્ધનરામના હૃદયને થયુ તેની સાથે ''પ્રાચીન ભારત ઉપરનો પ્રેમ તથા એની સસ્થાઓનુ રહસ્ય સમજવાનો આગ્રહ ''૫ એ બે અશો પણ મન સુખરામને લીધે એમનામા દૃઢ થયા હોય સાક્ષરશ્રી આનન્દશકર કહે છે૫ તેમ ગોવર્ધનરામના ''ઉરનુ તાત્ત્વિક સ્વરૂપ'' તો

૪ ''સરસ્વતીચદ્ર ભાગ ૧ ' મગલપુષ્પાજલિ ' બીજીવીટીમાં છેલ્લો શબ્દ વધારો છે તે ઉપરથી અહી ફેરફાર કર્યો છે ૫ ' વસન્ત ' ને સ્મા અ ૫ ૨૪૮

ગ્રાઈ પણ બહારની શક્તિથી નિર્મિત તથા નિર્ણીત થયું ન હતું, પરંતુ એ સ્વરૂપને ખીલવવાનું તથા તેના વિકાસ માટે અનુભવ તથા વિચારની સમૃદ્ધિયુક્ત સામગ્રી પૂરી પાડવાનું અગત્યનું કાર્ય તો આ "ઉરમાળી"નું જ હતુ. મન સુખરામની પ્રીતિ ગોવર્ધનરામને વિદ્યા અર્પીને જ સંતુષ્ટ થઈ ન હતી, પરંતુ વ્યવહારના કાર્યોમા પણ એણે ગોવર્ધનરામને એટલી બધી સંગીન તથા એવા જુદા જુદા પ્રકારની સહાયતા આપાવી હતી કે તેની અહીં ગણતરી કરવી પણ મુશ્કેલ છે

જેવી પ્રીતિ ગોવર્ધનરામ માટે મન સુખરામને હતી, તેવી જ પ્રેમભક્તિ મન સુખરામ માટે ગોવર્ધનરામના હૃદયમા હતી ગોવર્ધનરામ એમને પોતાના પિતાતુલ્ય – અરે, કેટલેક અંશે પિતાથી પણ અધિક – માનતા બન્ને વચ્ચે આટલો સ્નેહ હોવા છતા, બન્નેની બુદ્ધિના બંધારણમા તથા અભિપ્રાયમા સ્પષ્ટ ફરક હતો પહેલેથી જ મન સુખરામે ગોવર્ધનરામને ચર્ચામા પોતાના વિચારો નિનાસ કોચે પ્રકટ કરવાની તથા તે સિદ્ધ કરવા પ્રમાણ આપવાની પૂરી છૂટ આપી હતી. પૂજ્યભાવમા ઘણી વાર ભયના જે અનિષ્ટ અંશ આવે છે તે મન સુખરામ તરફના ગોવર્ધનરામના પૂજ્યભાવમાથી લુપ્ત થઈ ગયા અને પ્રીતિના અંશ દૃઢ થયા પરિણામે, આ બે સમર્થ મનુષ્યોની ચર્ચાઓ હમેશાં બહુ રસભરી તથા ઉત્કર્ષક થતી ગોવર્ધનરામ કોઈ પણ કાર્યમાં મન સુખરામની સલાહ સૌથી પહેલી લેતા, પરંતુ છેવો નિર્ણય તો હમેશા પોતાના હાથમા જ રાખતા[6] આમ હોવાથી કેટલાએક અગત્યના પ્રસંગોએ પોતાના આ પૂજ્ય વડીલની સલાહ અનુસાર તે વર્તી શકયા ન હતા દાખલા તરીકે, વક્રીતાત તથા નિવૃત્તિનિવાસ જેવા બે મહત્ત્વના પ્રશ્ન સંબન્ધી એમના તથા મન સુખરામના વિચારો તદ્દન જુદા હતા[7] મોટા તેમ નાના અનેક પ્રસંગો વિષે આમ મતભેદ હોવા છતાં, જીવનના અન્ત સુધી તેઓ વચ્ચે પ્રીતિભેદ થયો નહિ, તે આ પ્રીતિની અસામાન્ય ઉદારતા તથા દૃઢતા જ સૂચવે છે

મન સુખરામ વિષેનો પોતાનો ભાવ જે નમ્ર તથા આદરભર્યાં વચનોથી "સરસ્વતીચન્દ્ર"ની 'મંગલપુષ્પાજલિ'મા ગોવર્ધનરામે જાહેર કર્યો છે, તેવા જ વચનોથી પોતાની વાતચીતમા પણ તે જાહેર કરતા વળી, પોતાનો આ પૂજ્યભાવ પોતાની પાસેના બીજા મનુષ્યોમાં

૬ ગોવર્ધનરામની પદ્ધતિ માટે જુઓ પૃ ૯૯ ૭ પૃ ૭૫-૮૬ ૯૦-૧ ૦,

પણ ઉતારવા એ પ્રયત્ન કરતા. પોતાના નિવૃત્તિનિવાસના એક યુવાન 'મિત્ર'ને એમણે ઘણી વાર કહ્યું હતું કે "ચન્દ્રશંકર, મહાન પુરુષોને માટે લેશ પણ પૂજ્યભાવ હોય તો ભાણાકાકાની બને તેટલી સેવા કરજો. ભાણાકાકા જેવું માણસ થવું નથી." ગોવર્ધનરામના છેલ્લા મંદવાડ વખતે મનઃસુખરામ અને ગોવર્ધનરામ વચ્ચે જે હૃદયભેદક મેળાપ થયો હતો તે તેમના સ્નેહનું ઘણું સચોટ ઉદાહરણ છે. ગોવર્ધનરામને મુંબઈ લાવ્યા પછી, મનસુખરામ એમની તબિયત જોવા નિત્ય સાયંકાલે વાલકેશ્વર જતા. છેવટે ગોવર્ધનરામે દેહત્યાગ કર્યો, એ સમાચાર સાંભળી આ સ્નેહાળ વૃદ્ધ પુરુષના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી રહી. ગોવર્ધનરામનો શોક એમના હૃદયમાથી કદી ખસી શક્યો નહિ. ગોવર્ધનરામના મૃત્યુ પછી મનઃસુખરામની તબિયત પણ જાણે સોરતા ન હોય તેમ વધારે કથળી ગઈ, અને છએક માસમાં એમણે પણ પોતાનો દેહ છોડ્યો. પોતાના અન્ત સુધી પણ આ પ્રતાપી વૃદ્ધ પુરુષ કહ્યા કરતા કે "મારે હવે કશી બાબતની ચિન્તા કે તૃષ્ણા રહી નથી. કુટુમ્બનું, મિત્રોનુ, દ્રવ્યનું તથા વિદ્યાનું સર્વનું સુખ મેં મેળવ્યું છે એટલે તે બાબતમાં મારે કશું ઇચ્છવા જેવું રહ્યું નથી. પરંતુ મને શોક એટલો જ રહ્યો છે કે ગોરધન અત્યારે મારી આગળ નથી."

ગોવર્ધનરામના અન્ય સગાસમ્બન્ધીઓમા શ્રી. મોતીભાઈ રઘુનાથજી પડયા મુખ્ય હતા. તેઓ ગોવર્ધનરામનાં ફોઈના પુત્ર થાય, તેથી તથા ઉમર, અનુભવ તથા વ્યાવહારિક કુશળતામા ગોવર્ધનરામ કરતાં અધિક હોવાથી તેઓ એમનું હમેશ સલાહ લેવાનુ સ્થાન હતા. શ્રી. મોતીભાઈ પહેલા નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા અને પછીથી થોડા વર્ષ જૂનાગઢના દીવાન સાહેબના અંગત મદદનીશ હતા. હાલ (ઈ. ૧૯૧૦)મા તેઓ નડિયાદમાં રહે છે અને નડિયાદની વડનગરા નાગર જ્ઞાતિના એક આગેવાન તથા ભૂષણરૂપ છે. એમની સમયસૂચકતા, યોજનાશક્તિ તથા વ્યાવહારિક ડહાપણ માટે ગોવર્ધનરામને ઘણો ઉચ્ચ મત હતો.

ગોવર્ધનરામના નડિયાદના અન્ય સમ્બન્ધીઓમાં ભાઉસાહેબ કુટુમ્બ મુખ્ય હતું. આ કુટુમ્બમાં શ્રી. હરિદાસ વિહારીદાસ આદિ અનેક પ્રતિષ્ઠિત તથા નામકિત નરો થયા છે. સરકારની તથા

રિયતની વિવિધ પ્રકારે ઘણા લાબા સમય સુધી બજાવેલી સેવા ઉપરાત, આ કુટુમ્બમા સુજનતા, વિદ્વાનો આદર વગેરે પ્રશસાપાત્ર ગુણો છે ગોવર્ધનરામના કુટુમ્બ સાથે એમને ઘર જેવો નિકટ સબન્ધ હતો, અને ગોવર્ધનરામને માટે પણ એમને ઘણુ માન તથા સદ્ભાવ હતા.

ગોવર્ધનરામના બાળમિત્રોમા હરિરામ ભટ્ટ, મોટા ગોખલે (રામચન્દ્ર વિષ્ણુ ગોખલે) તથા એમના ભાઈ ડૉક્ટર ગોખલે (વિઠ્ઠલ વિષ્ણુ ગોખલે) હતા આ ત્રણે વિદેહ થવાથી ગોવર્ધનરામને ઘણો શોક થયો હતો અને તેમના અવસાન પછી પણ તેમની સ્મૃતિ એમણે બહુ ઉમળકાથી રાખી હતી હરિરામ ભટ્ટ તથા મોટા ગોખલે જે એમના કૉલેજના મિત્ર હતા તથા બીએ થયા પછી તરત મૃત્યુ પામ્યા, તેમની બુદ્ધિ વિષે ગોવર્ધનરામ અનેક વાર અતિપ્રશસાયુક્ત ઉદ્ગાર કાઢતા, તથા એ બન્ને લાબુ જીવ્યા હોત તો દેશના અમૂલ્ય રત્નરૂપ થયા હોત એમ ખાતરીથી કહેતા ડૉ ગોખલેની છબી નીચે એમણે જે થોડી પક્તિઓ લખી છે તે એ સન્મિત્રની લાયકીના સર્ટિફિકેટની તુલ્ય છે

"Died Oct, '93 Alas! Thou lived'st for labour, endurance and a brave, unassisted career of heart! Adversities and sacrifices, both unseen yet great – very great, summed up the hiatus of thy studies and labour Life with thee has done no more than these'

ગોવર્ધનરામની ઉત્તરાવસ્થાના ખરેખરા મિત્ર તો પ્રો ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર હતા એમની મૈત્રી જેવી અસાધારણ સ્નેહવાળી હતી, તેવી જ તેની ઉત્પત્તિ પણ આકસ્મિક હતી ગોવર્ધનરામની પેઠે પ્રો ગજ્જરના હૃદયમા પણ દેશોદય માટે વેગથી મન્થન ચાલતુ હતુ, અને એમની ચપળ બુદ્ધિ તથા પ્રખર કલ્પનાશક્તિએ આ હેતુ સાધવા અમુક અમુક યોજનાઓ મનમા ઘડી રાખી હતી પણ જ્યારે "સરસ્વતીચન્દ્ર' ભાગ ૪ પ્રકટ થયો ત્યારે તેમા ગોવર્ધનરામની 'કલ્યાણ-ગ્રામ'ની યોજના વાચીને, પોતાની યોજના સાથેનુ તેનુ સામ્ય જોઈ એ ચકિત થઈ ગયા એમના પોતાના શબ્દોમા મૂકીએ, તો "મને તો વાચીને એમ જ થયુ કે ઓહો! મારા જેવો શેખચલ્લી બીજો કોઈક પણ છે ખરો!" વિચાર તથા ભાવનાના

આકસ્મિક સામ્યથી સાનન્દાશ્ચર્ય પામેલું હૃદય ગોવર્ધનરામ પ્રતિ ગૂઢ બળથી એકદમ આકર્ષાયું. તેવામા એમ એ.ની પરીક્ષા લેવા ગોવર્ધનરામને મુંબઈ આવવું થયું, એટલે એમનો સહવાસ પ્રો ગજ્જરે આતુરતાથી શોધ્યો. પછીથી, ભર્તૃહરિએ સજ્જનમૈત્રીનુ લક્ષણ આપ્યુ છે તે મુજબ, દિવસના પાછલા પહોરની છાયા જેવી, આ મૈત્રી ક્રમે ક્રમે વૃદ્ધિમતી થઈ અને છેવટે દૃઢ સ્નેહભાવમા તથા અન્યોન્યની મહા ઉપયોગી સેવામા પરિણમી

પ્રો ગજ્જરના ઉદાર, ઉમદા તથા પરોપકારી સ્વભાવ માટે ગોવર્ધનરામને ઊંચામા ઊંચુ માન હતુ

* પ્રો ગજ્જરની સાથે પોતાની જાતને સરખાવતા ગોવર્ધનરામે કહેતું "ગજ્જર વત્તા અને ઓછા થઈને શૂન્ય થાય છે અને હુ તો શૂન્ય છુ જ, એટને બન્ને સરખા ગજ્જર કમાય છે પણ બહુ તે પરહિતમા ખર્ચે છે પણ બહુ આપણે નથી કમાતા કે નથી આપતા."* એમણે જે જે મોગ કામ કર્યા છે તેની ખરી કદર કરી, એમના સ્વાર્થત્યાગના તથા ઊંચી પ્રતિભાના તે વખાણ કરતા પ્રો ગજ્જરના કેસમાં, બીમારીમા, કુટુમ્બકલહમા તથા બીજી ઘણી અગત્યની બાબતમા ગોવર્ધનરામે એમની અદ્વિતીય સેવા કરી છે, અને હાલના સમયમા, જ્યારે આ ઉદાર રસાયણશાસ્ત્રીનુ જીવન ચિન્તાના વાદળાઓથી અનેક વાર ઘેરાયુ છે, તે સમયે ગોવર્ધનરામ આયુષ્માન હોત તો બીજો કોઈ નથી આપી શક્યો એવી કલ્યાણકારક સહાયતા એમણે નક્કી આપી હોત! તેવી જ રીતે પ્રો ગજ્જરને પણ ગોવર્ધનરામના હૃદયની તથા બુદ્ધિની મહત્તા છેક પાસેથી અનુભવવાના પ્રસગ મળ્યા હતા, તેથી ગોવર્ધનરામ પ્રતિ એમનુ હૃદય પણ ઊંચા પ્રકારના સ્નેહથી તથા પૂજ્યભાવથી વળતુ હતુ "ગોવર્ધનરામની છેલ્લી બીમારી સમયે એમણે ગોવર્ધનરામને માટે જે કાંઈ કર્યું છે તે તો નિકટ સબન્ધી પણ ભાગ્યે જ કરી શકે"[૮] ગોવર્ધનરામના અવસાન પછી એમની ઉચિત સેવા જાહેર રીતે કરવાનો સ્તુત્ય અભિલાષ આ સ્નેહાળ હૃદયમા સતત જીવતો હતો

અમદાવાદના વિખ્યાત સદ્ગત ભોળાનાથ સારાભાઈ તથા એમના કુટુમ્બ જોડે ગોવર્ધનરામ ઘણા પરિચયમા આવ્યા હતા શ્રી.

૮. "સમાલોચક' ગો. સ્મા. અ. ૫ ૯૬

ભોળાનાથના બીજા પુત્ર ભીમરાવ એમના સહાધ્યાયી હતા અને ત્રીજા પુત્ર શ્રી. નરસિંહરાવ, ગોવર્ધનરામના મૃત્યુ સુધી એમના સ્નેહ તથા મિત્રતાને પાત્ર રહ્યા હતા. ખરેખર, આ બે સમર્થ સાક્ષરો વચ્ચે આચાર તથા વિચારની કેટલીક મહત્ત્વની બાબતોમાં પુષ્કળ તફાવત હતો અને તેમની વચ્ચે જાહેર 'યુદ્ધપ્રસંગ' એક કરતા વધારે વાર આવ્યા હતા, છતાં લગભગ ત્રીસ વર્ષ સુધી, એમની "સ્નેહસરિતા અકલુષિત રીતે વહ્યાં કરી." ગોવર્ધનરામનું વર્તન એમના તરફ કેટ સુધી કેવું હતું તે દર્શાવવાને શ્રી. નરસિંહરાવના પોતાના જ શબ્દો ઉતારવા યોગ્ય છે તેઓ લખે છે કે[૯] "કાવ્યરચનાનો મે આરમ્ભ કર્યો અને એમણે મને ઉત્તેજન આપ્યુ. બાલ્યકાળમા સ્નેહથી પોષણ કરી, પૂર્ણાવસ્થા વખત સમાનભાવ રાખી, સ્નેહયુક્ત દ્વન્દ્વયુદ્ધમા મને જોડીને પણ, એમનો મારી સાથે સબન્ધ અપૂર્વ પ્રકારનો, પરસ્પર આદરયુક્ત, સ્નેહયુક્ત, પૂર્ણકલાને પામ્યો." "આ અસાધારણ પરિણામ"ના "મુખ્ય કારણ" તરીકે "ગોવર્ધનભાઈની અન્તર્ગત સુજનતા, ઉદારતા તથા સ્નેહશીલતા" વગર સકોચે સ્વીકારવામા શ્રી. નરસિંહરાવની પોતાની ઉદાર સ્નેહાળતા પણ પ્રકટ થાય છે એ કહેવુ પડે એમ નથી

ગોવર્ધનરામના બીજા મહૃદય સ્નેહીઓમા શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા પ્રો આનન્દશકર બાપુભાઈ ધ્રુવના નામ તરત સ્ફુરે છે શ્રી. કેશવલાલ સાથે એમને સન ૧૯૦૨થી ૦૪ સબન્ધ થયો હતો. પરંતુ ત્યાર પછી વિશેષ પરિચયથી પરસ્પરના ગુણના વિશેષ અભિજ્ઞાનથી, આ સબન્ધ ઘણો દૃઢ થયો સાહિત્યપ્રીતિ ઉપરાત ઋજુતા, કોમળતા, સ્નેહાળતા તથા રસિકતા બન્નેમા સામાન્ય હોવાથી અન્યોન્ય પ્રતિ ઘણું માન તથા સદ્ભાવ રહ્યા હતા. પહેલી ગુજરાતી સાહિત્યપરિષદ્મા શ્રી. કેશવલાલની વિદ્વત્તાનુ જાહેર ઓળખાણ કરાવતા ગોવર્ધનરામે કહ્યુ હતું કે "ગૃહસ્થો, મે એક ખરેખરા વિદ્વાનને શોધી કાઢયા છે" શ્રી. કેશવલાલને પણ ગોવર્ધનરામ તરફ બહુ કોમળ સ્નેહવૃત્તિ તથા પૂજ્યવૃત્તિ હતી તેઓ ખાનગીમા કે જાહેરમા જ્યારે જ્યારે એમના સંબન્ધી બોલે ત્યારે ત્યારે એમના સ્નેહમય નેત્ર અશ્રુમય થયા વિના રહેતા નહિ. બીજી ગુજરાતી સાહિત્યપરિષદ્મા પોતાના પ્રમુખ

૯. "વસન્ત" ગ્રો. ૨મા અ. પૃ. ૧૫૩-૫૪

નર્સિંહેન વ્યાખ્યાનના આરંભમાં પણ "સદ્ગત શ્રી. ગોવર્ધનરામનો હામ તો અહીં ખાલી જ છે." કરીને, હૃદયના સાચા ઉમળકાથી "વિશાળ હૃદયના, ઊંડી લાગણીવાળા, પ્રખર તર્કશીલ, ઉજ્જ્વલ પ્રતિભાશાળી, કર્તવ્યનિષ્ઠ અગ્રગણ્ય સાક્ષર" ગોવર્ધનરામ સમ્બન્ધી એમણે જે ઉચ્ચ, પરંતુ ઉચિત, પ્રશસાવચન ઉચ્ચાર્યાં હતાં, તે તો ઘણાના હૃદયમા ચિરકાળ સુધી સ્મરણીય રહેશે.

પ્રો. આનન્દશંકર સાથે પણ ગોવર્ધનરામને એવો ગાઢ સંબન્ધ થયો હતો કે તે જ્યારે અમદાવાદ જતા ત્યારે એમને ત્યાં જ ઊતરતા, તેમ પ્રો. આનન્દશંકર જ્યારે નડિયાદ આવે ત્યારે ગોવર્ધનરામને ત્યાં જ ઊતરતા. આવી રીતે એકબીજાને મળવાનો તથા રસ ને જ્ઞાનના વિષયો ઉપર વાર્તાલાપ કરવાનો તેઓ વારંવાર લાભ લેતા. ગોવર્ધનરામની પાછળ પહેલું સ્મારક ઊભું કરવાનું માન એમના આ જ રસિક સ્નેહીને ઘટે છે.

વાક્યમાં આબેહૂબ નિરૂપી : " My dear Govardhanbhai, your *philosophic vagabond* is the true child of this generation, which thirsts after knowledge as such, but is devoid of activity and still less capable of applying his knowledge to the rehabilitation of our social fabric." જેણે ગોવર્ધનરામની નવલકથાનો પહેલો ભાગ જ વાંચ્યો હશે તેને ખાસ કરીને આ વિવેચનમાં અનેરી વાસ્તવિકતા જણાયા વિના નહિ રહે.

હિન્દુસ્તાનના રાજકીય અગ્રેસરોમાં સર ફિરોજશાહ મહેતાના થોડાઘણા સંબન્ધમાં એ આવ્યા હતા. એમના ઉત્તમ ગુણોનું ગોવર્ધનરામ માનના ઊભરા સહિત વર્ણન કરતા. પ્રજાના નાયકમાં જે ગુણો હોવા જોઈએ તેમાંથી એમના જેટલા ગુણ બીજા કોઈમાં પણ નથી એમ વારંવાર કહેતા, તથા એ જો ઇંગ્લંડમાં જન્મ્યા હોત તો ત્યાંની પ્રજા એમને વડા પ્રધાનનું પદ અર્પ્યા વિના રહેત નહિ એમ પોતાનો મત જાહેર કરતા. બીજી ગુજરાતી સાહિત્યપરિષદમાં ગોવર્ધનરામના સ્મરણ માટે ફંડ ઊભું કરવાની દરખાસ્ત સર ફિરોજશાહ મૂકવાના હતા, પણ તે હાજર નહિ રહી શકયાથી ન્યાયમૂર્તિ ચન્દાવરકરે તે દરખાસ્ત મૂકી હતી.

ગોવર્ધનરામનું સ્નેહીમંડળ પોતાની ભાષા બોલનારા વર્ગમાં જ સીમિત રહ્યું ન હતું. દક્ષણી પ્રજાના કેટલાક ઘણા સારા માણસો એમના આ મંડળમાં હતા ન્યાયમૂર્તિ રાનડે તથા ન્યાયમૂર્તિ તેલંગ બન્ને સાથે એમને સારો સબન્ધ થયો હતો. શ્રી. રાનડે સાથે કોર્ટના ધંધાને લીધે પરિચયમાં આવ્યા અને શ્રી. તેલંગ સાથે તો તેથી પણ વધારે જૂનો અને ગાઢ પરિચય હતો. આ બન્ને ગોવર્ધનરામ ઉપર ઘણો સદ્‌ભાવ રાખતા, તેમ ગોવર્ધનરામ પણ તે બન્નેને પોતાના ગુરુ સમાન માન આપતા તેઓની છબી પોતાની બેઠકની સામે જ રાખતા, અને "આ તેલંગની છબી ઉપર રજ ચઢી હોય છે તે ધીમે રહીને હાથવતી લોહવી મને બહુ ગમે છે," એવા એવાં લાક્ષણિક વચનોથી પોતાનો જે મૃદુ સ્નેહ તથા પૂજ્યભાવ પ્રકટ કરતા તે તો રસિક સાભળનારને હજી પણ યાદ હશે.

આ બે સિવાય પોતાના વૃદ્ધ શિક્ષક પ્રો. ભાંડારકર સાથે

એમને અન્ત સુધી સ્નેહસમ્બન્ધ સારો રહ્યો હતો. આ મહાન શિક્ષક પોતાના શિષ્યના ગુણ જોઈ તથા તેના લેખ વાંચી પ્રસન્ન થતા. શ્રી મહાદેવ ચિમનાજી આપ્ટેની અદ્ભુત ઉદારતાના ગોવર્ધનરામ ઘણા વખાણ કરતા. વકીલાતને લઈને તેઓ મિત્ર થયા હતા, અને સ્વાર્થત્યાગ તથા પરોપકારવૃત્તિની સામાન્ય સામ્યથી આ મિત્રતા દૃઢ થઈ હતી. શ્રી આપ્ટેએ પોતાના સર્વસ્વનું દાન કરી આનંદાશ્રમ બંધાવ્યો તથા પોતે સન્યાસ સ્વીકાર્યો – એ અદ્ભુત પરાક્રમની વાત ગોવર્ધનરામ કોઈક જુદા જ ઉમંગથી કહેતા. શ્રી આપ્ટેની છબી નીચે એમણે શ્લોક લખ્યો છે :

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥

વળી શ્રી ચન્દાવરકર, શ્રી ચૌબલ, શ્રી ખરે આદિ ગૃહસ્થો સાથે એમને એવો ને એવો સારો સમ્બન્ધ હતો. ગોવર્ધનરામ જ્યારે જ્યારે મુંબઈ આવતા ત્યારે ત્યારે તે શ્રી ચન્દાવરકરને અવશ્ય મળતા. તેઓ હિન્દુ શાસ્ત્રોનો અભ્યાસ કરે છે તથા તેનું રહસ્ય જાણવા પ્રયત્ન કરે છે એ પોતાના છેલ્લા દિવસોમાં સાંભળીને ગોવર્ધનરામ ઘણો આનન્દ પામ્યા હતા. શ્રી ચૌબલને ગોવર્ધનરામ ઉપર પોતાનો ઉમળકો જે વાક્ય દ્વારા એક પ્રસંગે દર્શાવ્યો હતો તે વાક્ય તો પ્રસિદ્ધિને પાત્ર છે. ભરસભામાં જ હૃદયના ઊભરાને વશ થઈ એ બોલી ઊઠ્યા હતા કે "Mr. Tripathi, I love you, I respect you, I revere you, I admire you!!"–"મિ. ત્રિપાઠી હું તમને ચાહું છું, હું તમને સન્માનું છું, હું તમને પૂજું છું, હું તમને પ્રશંસું છું."

મોટાઓ તથા બરોબરિયા તરફ જેમનું વર્તન આવું ભાવયુક્ત તથા સ્નેહયુક્ત હતું તેમનું વર્તન નાનાઓ તથા યુવકો તરફ કેવું હતું તે જોયા વિના આ પ્રકરણ અપૂર્ણ જ રહેશે. ગોવર્ધનરામના હૃદયની ઉદાત્તતા તથા વિશાળતાની આ એક જ સાબિતી બસ છે કે યુવાન વર્ગ તરફ તે બહુ સદ્ભાવપૂર્ણ દૃષ્ટિથી જોતા. તેઓ ભવિષ્યના નેતા છે એમ જાણી, તેમનું યોગ્ય ઘડતર કરવાની પોતાની માથે જવાબદારી છે એમ તે સમજતા. ચોકસાઈ, સંયમ, દયા વગેરે અગત્યના ગુણો એમનો શીખવવા માટે, તેઓને હંમેશાં એ

ત્યારે, તેઓ સાથે કદી કદી સખ્ત થતા, પરંતુ મીઠાશ તથા કલ્યાણની અભિલાષ એમના હૃદયથી કદી વેગળા જતા નહિ ખરે, આ પ્રમાણે જુદા જુદા યુવકોની યોગ્યતા જોઈ તેમને માટે એમણે શું શું કર્યું છે, તેનું વર્ણન કરવા બેસીએ તો પાનાના પાના ભરાઈ જાય! નિવૃત્તિનિવાસના સમયમા, નડિયાદના કેટલાક યુવકો વિશ્વવિદ્યાલયની પરીક્ષાના પરિણામ જણાય તે જ દિવસે સાયકાળે એમને ત્યા એકઠા થતા તે વખતે જ્યારે હર્ષશોકના ખળભળાટથી તે યુવકોના હૃદય મૃદુ બનેલા હોય ત્યારે, આ પરીક્ષાઓની તુલના કરી તેના પરિણામોનુ મૂલ્ય આકી, "ખરી પરીક્ષા તે છેલ્લી પરીક્ષા અને છેલ્લી પરીક્ષા તે સસારની પરીક્ષા માટે તેમા સફળ થાઓ – તેમા માન પામો ' એવો ભવ્ય ડહાપણભર્યો ઉપદેશ તેઓ ઉપર સારી પેઠે ઠસાવતા, અને પછીથી સાકર કે પતાસા આપી, હૃદયની સાથે મુખમા પણ આસ્તિક મીઠાશ પૂરતા

સક્ષેપમા કહીએ તો, મોટા તરફ આદરભાવ, સમોવડિયા તરફ સમાનભાવ, નાના તરફ વાત્સલ્યભાવ, અજાણ્યા તરફ મીઠો સદ્ભાવ, અને જાણીતા તરફ નિષ્કપટ સ્નેહભાવ – એ ગોવર્ધનરામના વર્તનનુ તથા એમણે પ્રાપ્ત કરેલી મહાન લોકપ્રીતિનુ રહસ્ય હતુ વય તથા વિચારનુ ગમે તેટલુ અન્તર હોય છતા સ્નેહસબન્ધ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય, વધારી શકાય તથા લાબા સમય સુધી જાળવી શકાય તેનો એક સારામા સારો નમૂનો ગોવર્ધનરામનુ જીવન છે સત્ય લખ્યુ છે એમના એક પ્રતિષ્ઠિત સ્નેહીએ ' પ્રકૃતિથા જ તે કોમળ તથા ઉદાર હોવાથી એમની સર્વગ્રાહી આધ્યાત્મિક પ્રવૃત્તિના ક્ષેત્રમા જે કોઈ આવતુ તે સર્વના સુખદુ ખમા તે ભાગ પડાવતા દ્વેષથી તો એ સપૂર્ણ રીતે વિરહિત હતા ખરેખર, એમનાથી વધારે માયાળુ વધારે આનન્દી તથા વધારે પ્રેમાળ મિત્રની કલ્પના કરવી પણ અશક્ય છે ૧૦



૧૦ "Gentle and charitable by nature, he shared the joys and sorrows of all who came within the radius of his all-embracing spiritual activities He was entirely free from malice Personally it is impossible to think of a kindlier, more genial more lovable friend

—"*The Indian Spectator* 12th January, 1907

## પ્રકરણ ૩

### વકીલરૂપે જીવન

ગોવર્ધનરામના બંધારણમાં જે નૈતિક, માનસિક તથા વ્યાવહારિક ગુણો દાખલ થયા હતા, તે ગુણો લક્ષ આગળ રાખતાં ધંધામાં એમની મોટી ફતેહ તરત સમજી શકાય એમ છે. વકીલ તરીકેના એમના ગુણોમાં ભાષાનો ભભકો કે તેજસ્વી મોહકતા ન હતાં, પણ સૂક્ષ્મ બુદ્ધિ, સ્વતંત્ર દૃષ્ટિ, નૈતિક હિંમત, શાન્ત આગ્રહ તથા અવિરત ઉદ્યોગ એ પ્રધાનપણે લક્ષ ખેંચતાં હતાં. એમની બુદ્ધિની ઝીણવટ સંબન્ધી શ્રી. મન્સુખરામ કૃષ્ણસુખરામ મહેતા લખે છે કે "નામદાર ન્યાયાધીશો તથા સામા પક્ષના વકીલો ઘણી વખત નવાઈ પામતા કે અમુક આધાર શા માટે એમણે બતાવ્યો હશે. પણ ગોવર્ધનરામની બુદ્ધિ એવી તીવ્ર હતી કે પોતે કાઢેલો આધાર પોતાના કામને કેવી રીતે લાગુ પડે છે તે અજબ રીતે બતાવતા તથા ભલભલા ન્યાયાધીશોને તથા સામાના વકીલને ગૂંચવાડામાં નાંખી દેતા. આધારોના સૂક્ષ્મ તફાવતો શોધી કાઢવામાં નિપુણ હતા ને એ કામમાં એમની સૂક્ષ્મ અવલોકન–શક્તિ ઘણી પ્રદર્શિત થતી હતી."[1] આ ગુણો ઉપરાંત એમની સુજનતા તથા કર્તવ્યનિષ્ઠાને લીધે, આ ધંધામાં તે ઘણી પ્રતિષ્ઠા પામ્યા. એમનું વર્તન વિશેષ નજદીકથી જોઈ શકાય માટે અસીલો, વકીલો તથા ન્યાયાધીશો ત્રણે તરફનું એમનું વલણ–વર્તન જુદું જુદું તપાસીશું.

ગોવર્ધનરામના અસીલ સબન્ધી એક વાત જણાવવા જેવી છે. લગભગ દરેકે દરેક વર્ગનાં માણસો અસીલ તરીકે એમની પાસે આવી ગયાં હતાં! ગુજરાતના ચારે જિલ્લામાંથી, કાઠિયાવાડ

૧. "સમાલોચક" ગો. સ્મા. અ. પૃ. ૭૬.

કચ્છ રાજપીપળા પાટડી વગેરે રાજરજવાડાં તરફથી, તથા ખાનદેશ ધારવાડ રત્નાગિરિ સોલાપુર નાસિક આદિ દક્ષિણનાં સ્થળોમાંથી, એમની સેવાની માગણી થઈ હતી. તેમ એક પાસ ઊંચા અમલદારો, શ્રીમન્ત શેઠિયાઓ, મોટા જાગીરદારો, ધનાઢ્ય જમીનદારો, પ્રતિષ્ઠિત વકીલો વગેરે તથા બીજી પાસ શંકરાચાર્ય, સ્વામીનારાયણ, ગોસાંઈ મહારાજ, પારસી મોબેદો, મુલ્લાંઓ, પાદરીઓ, ફકીરો તથા સાધુઓ વગેરે – આમ તવંગરોથી માંડીને તે તદ્દન કંગાલ, મુફલીસ તથા છેક હલકા વર્ણો સુધીનાં માણસો – એમનાં અસીલ થયાં હતાં! આ બહોળા અસીલવર્ગે બેશક ગોવર્ધનરામને વ્યાપક અને ઝીણા અવલોકનની ઘણી સામગ્રી પૂરી પાડી હશે તથા દેશની રગેરગ જાણવામાં વિશેષ અનુકૂળતા કરી આપી હશે.

અસીલ તરફના ગોવર્ધનરામના વર્તનમાં જો કોઈ વસ્તુ સૌથી વિશેષ પ્રશંસાયોગ્ય હોય તો તે એ છે કે ગમે તેવું કામ આવ્યું હોય, પછી તે કોઈ દરિદ્રનું હોય કે શાહુકારનું હોય, હજારો રૂપિયાનો સવાલ હોય કે ક્ષુદ્ર બાબત હોય, તોપણ તે કામ પોતાને સોંપાયું એટલે એને માટે પૂરેપૂરો પ્રયાસ કરવો જ જોઈએ એમ તે સમજતા. તેથી સર્વ કાગળો વાચવામાં, મુદ્દાઓ તપાસવામાં તથા આધારો ખોળી કાઢવામાં તે અથાગ શ્રમ લેતા. વળી, અસીલનું કામ કરતાં દલીલમાં વખત બહુ જશે તો ન્યાયાધીશને ઠીક નહિ લાગે ને ગુસ્સે થશે, એ વિચાર એમના મનમાં કદી આવતો નહિ. ન્યાયાધીશને ખુશ રાખવા ખાતર, લાંબી દલીલ નહિ કરતાં ટૂંકમાં પતાવી દઈ અસીલના લાભનો ભોગ આપવાની તથા પોતાને માટેનો ન્યાયાધીશનો અભિપ્રાય સારો રખાવવાની કેટલાક વકીલોની પદ્ધતિ હોય છે, તેનો એ તિરસ્કાર કરતા, અને પોતાને માટે ફાવે તેવો વિચાર આવે તો-પણ અસીલનું તો ભલું જ થાય, તેની કાળજી રાખતા.[૨]

પોતાના સર્વ ધંધાભાઈઓ સાથે ગોવર્ધનરામ ઘણી છૂટથી તથા સદ્ભાવથી વર્તતા. દક્ષણી, ગુજરાતી કે પારસી એવો સંકુચિત દૃષ્ટિનો ભેદ એમની સમીપ કદી રહી શકતો નહિ. તેવી રીતે વકીલમંડળ પણ એમની કદર કરી એમને સારું માન આપતું. ગોવર્ધનરામે નિવૃત્તિ સ્વીકારી તે સમય પછી પણ એમનો આ વર્ગ સાથે

૨. "સમાલોચક" ગો. સ્મા. અં. પૃ. ૭૬-૭૮.

સબંધ ચાલુ રહ્યો હતો તે જ્યારે જ્યારે મુંબઈ આવતા ત્યારે ત્યારે પોતાના જૂના સ્નેહીઓ વિષે હેતથી પૂછપરછ કરતા તથા ઘણાખરાને પ્રત્યક્ષ મળી આવતા વળી દરેક સમયે એમના એક જૂના મિત્ર રાવબહાદુર ઘનશ્યામ નીલકંઠ નાડકર્ણી એમના માનમા પોતાને ત્યાં એક નાનો સરખો મેળાવડો કરતા તેમા "ગુજરાતી વકીલો તથા કેટલાક દક્ષણી વકીલોને આમંત્રણ કરતા ને કલાક દોઢ કલાક વાર્તાવિનોદમા"[૩] વ્યતીત કરતા

હાઈકોર્ટના ન્યાયાધીશો પ્રતિ ગોવર્ધનરામનું વર્તન હમેશ સભ્ય તથા વિનયયુક્ત હતું પરંતુ એમના સ્વભાવની સ્વતંત્રતા અતિ વિનયથી દીદમાઈ ગઈ નહોતી વરિષ્ઠ ન્યાયમંદિરના ન્યાયાસને વિરાજનાર તથા ન્યાય અન્યાયના નિયામક કાંઈ ફિરસ્તા હોતા નથી ઉતત આસનો એમના છતા કેટલીક માનુષી નિર્બલતાનુ પ્રદર્શન કરવાનો એમને પણ અવસર આવે છે તે સમયે, તેમની મટેરબાની કે મિજાજ જાળવવાની નબળી ઈચ્છાને તાબે થવાને બદલે, ગોવર્ધનરામ બેધડક સ્વતંત્ર અભિપ્રાય જણાવતા પણ એમા ગોવર્ધનરામની ખૂબી એ હતી કે આ પ્રગલ્ભતાથી વિવેક કે મીઠાશનો ભંગ થતો નહિ અને આ સ્પષ્ટતામા એમના આશયોની શુદ્ધતા હમેશ પ્રકાશી રહેતી નામદાર ન્યાયાધીશો સાથેની ગોવર્ધનરામની આવી ઝપાઝપીના ઘણા લાક્ષણિક દૃષ્ટાંતો કહી શકાય એમ છે પોતાની આ વિનયયુક્ત સ્વતંત્ર બુદ્ધિને લીધે એમણે ન્યાયાસનને શોભાવનાર ઘણા પુરુષોના માન તથા સદ્‌ભાવ સંપાદિત કર્યાં હતા, અને સર ચાર્લ્સ સારજન્ટ જેવા મહાન ન્યાયાધીશના પ્રીતિયુક્ત આદરભાવને પાત્ર થયા હતા

આવો એક પ્રસંગ સર એડવર્ડ કેન્ડી આગળ બન્યો હતો.[૪] આ ન્યાયાધીશ સાહેબ સહેજ જલદ સ્વભાવના હતા, અને જ્યારે એમનો મિજાજ ઠેકાણે ન હોય ત્યારે એ કંઈનું કંઈ બોલી જતા. આવે પ્રસંગે કોઈ નવોસવો વકીલ હોય તો તે બાપડો, બીકમા કે ગભરાટમા પોતાનો મુદ્દો ચૂકી જાય અને કેસ ખોઈ બેસે એક વાર ગોવર્ધનરામ એમની આગળ અમુક અપીલ દાખલ કરાવવાને દલીલ કરતા હતા તેનામા આ વિદ્વાન ન્યાયાધીશનો મિજાજ ગયો. ગોવર્ધનરામને પોતાનો મુદ્દમો ઘણો સાબૂત લાગ્યો હતો, તેથી

૩ "સમાલોચક" ગો સ્મા અ ૫ ૮૧
૪ "સમાલોચક" ગો સ્મા અ *Reprint P* 4

જજ સાહેબ ગુસ્સે થઈ પોતાની દલીલ ઉપર ધ્યાન ન આપે અને એટલા ખાતર પોતાનો સરસ કેસ માર્યો જાય એ એમને ગમ્યું નહિ. એટલે ધીમે રહી શાન્તિપૂર્વક કેન્ડી સાહેબને પ્રશ્ન પૂછ્યો કે "Is your Lordship unwell to-day?" "આપ નામદારની તબિયત આજે કંઈ બગડી છે?" કેન્ડી સાહેબ પ્રશ્નનો મર્મ તર્ત સમજ્યા અને "O, no, Mr. Tripathi, I am all right; go on, go on." "ના, ના, મિ. ત્રિપાઠી, મારી તબિયત તો ઘણી સારી છે-હું, પછી આગળ ચલાવો જોઈએ." એમ કહી ન્યાયાસનને ઉચિત ગંભીર દેખાવ ધારણ કરી, ગોવર્ધનરામના મુદ્દા ધ્યાનથી સાંભળ્યા અને છેવટે અપીલ દાખલ કરવાની પરવાનગી આપી.

પઆવી રીતે દલીલમાં પણ પોતાની હકીકત તથા મુદ્દાઓ જે રૂપમાં કહેવા ધાર્યા હોય તે જ રૂપમાં કહ્યા વિના એ રહેતા નહિ. અધીરા ન્યાયાધીશો ગમે તેટલી વાર એમને અટકાવે અથવા પિષ્ટ-પેષણનો દોષ કાઢે, પણ ગોવર્ધનરામ એમની ટીકાને ગણકારતા જ નહિ. એમના જ્યાં લગી ખાતરી ન થાય કે પોતાનો મુદ્દો ન્યાયાધીશ બરોબર સમજ્યા છે, ત્યાં લગી પોતાની વાત જુદા જુદા રૂપમાં ને જુદી જુદી ભાષામાં ઉથલાવી ઉલટાવીને પણ રજૂ કરતા. નામદાર પારસન્સ જેવા આકળા ન્યાયાધીશ તો એમને કોઈક વાર ટોકતા પણ હતા કે "મિ ત્રિપાઠી, તમારી આ દલીલ અરધો ડઝન વાર રજૂ થઈ ગઈ છે" તોયે, એ તો ઠંડે પેટે જવાબ આપતા કે "સાહેબ, હું પુનરુક્તિ કરતો નથી. માત્ર આપ નામદારના ધ્યાનમાં મારી વાત બરોબર આવે તેટલા માટે મારો મુદ્દો વધારે સ્પષ્ટ ભાષામાં પ્રકટ કરવા યત્ન કરું છું" સર ચાર્લ્સ સાર્જન્ટ તથા ફેરન જેવા વડા ન્યાયાધીશના અને પારસન્સ તથા કેન્ડી જેવા કડક ન્યાયાધીશના તીક્ષ્ણ કટાક્ષવાળા સવાલોને પણ ગભરાયા કે મહાત થયા વિના, હાજરજવાબથી તે પહોંચી વળતા ઘણી વાર તટસ્થને એમ લાગે કે આ કેસમાં તો કોર્ટ એમની સામે છે અને એમનું કાંઈ વળવાનું નથી, તેવે વખતે પણ પોતાની સચોટ, સબળ દલીલોથી ન્યાયાધીશોના મત એમણે ફેરવ્યા હતા. આ પ્રમાણે સત્ય આગ્રહ તથા હદ્દાપણભરી હિંમત માટે એ પ્રસિદ્ધ થયા હતા, અને તેથી હાઇકોર્ટના કેટલાક ગેરવ્યાજબી

૫. "સમાલોચક" ગો. સ્મા. અ. પૃ. ૭૬

દસ્તાવેજ જોઈને એમણે તેનો અંગ્રેજી તરજૂમો માગ્યો ગોવર્ધનરામે વિનયથી કહ્યું "સાહેબ, અંગ્રેજી તરજૂમા કરવા એ મારું કામ નથી, તેથી મે એનો તરજૂમો કર્યો નથી" આ નવીન ઉત્તર સાંભળી, કાંઈક ભવા ચઢાવી, કેન્ડી સાહેબે પ્રશ્ન પૂછ્યો, "મિ ત્રિપાઠી, ખતના તરજૂમા વકીલોએ કરવા એ હાઈકોર્ટનો શિરસ્તો છે તે તમે જાણો છો?" ગોવર્ધનરામે શાન્ત મુખમુદ્રા રાખી જવાબ આપ્યો, "જી, કેટલાક વકીલો તે પ્રમાણે કરતા હશે પરંતુ એ શિરસ્તો કાયદેસર નથી કારણ, ભાષાન્તર કરવું એ કોઈ રીતે વકીલનું કામ નથી"

ન્યાયાધીશ સાહેબનો મિજાજ જવા લાગ્યો અત્યાર સુધી કોઈ વકીલે આવા હકનો દાવો કર્યો ન હતો! તીખાશથી ફરી પ્રશ્ન પૂછ્યો, "મિ ત્રિપાઠી, અંગ્રેજી ભાષાન્તર કરવાનું કામ તમારું નથી તો બીજા કોનું છે?" સભ્યતાની જેટલી મર્યાદા રાખી શકાય તેટલી રાખીને, પરંતુ નીડરપણે ગોવર્ધનરામે ઉત્તર દીધો, "સાહેબ, વકીલોનું કામ ભાષાન્તર કરવાનું બિલકુલ નથી પણ આપ નામદારને અંગ્રેજી ભાષાન્તરની જરૂર જ હોય, તો તે કામ હાઈકોર્ટના ભાષાન્તરખાતા પાસે કે સરકારી ભાષાન્તરખાતા પાસે કરાવવું જોઈએ આવું કામ કરવા માટે જ પૈસા ખર્ચીને સરકારે આ ખાતાઓ ઉઘાડ્યા છે તેથી તે કામ કરવાની તેઓની ફરજ છે—વકીલોની નહિ' આ સાંભળી કેન્ડી સાહેબ કાંઈક વિચારમા પડ્યા પણ ચર્ચા ટાળવાના હેતુથી ફરીથી આગ્રહ કરીને કહ્યું, "પણ ત્રિપાઠી, બીજા બધા વકીલો તરજૂમો કરે છે તો મારી ખાતર તમે એનો તરજૂમો નહિ કરી લાવો?' ગોવર્ધનરામે શરમમા લેવાયા વિના ઉચિત સભ્યતાથી કહ્યું, "ના, નામદાર એક નિયમને ખાતર હું તે કરી શકીશ નહિ'

તોપણ જજ સાહેબે નમતું મૂક્યું નહિ, એટલે બન્ને વચ્ચે થોડી ટપાટપી ચાલી આ દરમ્યાન ગોવર્ધનરામના હિંમતભર્યા જવાબો તથા તેથી વૃદ્ધિ પામતો ન્યાયાધીશ સાહેબનો ગેર જોઈને, ગોવર્ધનરામની પાસે બેઠેલા એક ઘણા પ્રસિદ્ધ વકીલ, જે એમના ખરા હિતચિન્તક તથા સ્નેહી હતા, તેમણે ગોવર્ધનરામને બેસાડી દેવા માટે, પછાડેથી વારંવાર એમનો ડગલો ખેંચવા માંડ્યો, અને એની અસર થઈ નહિ ત્યારે, બાજુએથી ચૂંટીઓ ખણ્યાં! પણ

ગોવર્ધનરામને અર્ધો દિલનુ કામ પસંદ ન હતુ ઘા તો ઘા મારવો જ નહિ, ને મારવો તો એવો મારવો કે કામ પાર પડે તેથી સહેજ ડોકુ વાળી આ મિત્રને કહ્યુ "અરે, બોલના દેને ન્યાયાધીશ થવાનો મને લોભ નથી કે દબાઈને હુ બેસી જાઉ" એમ દઢતાથી કહી, પોતાની દલીલ પાછી ચલાવી છેવટે, આ યુદ્ધનો અન્ત આણવાના હેતુથી પોતાનુ સૌથી પ્રબળ હથિયાર વાપરવાની ગોવર્ધનરામને જરૂર પડી તેથી મોટે અવાજે એમણે કહ્યુ "My Lord the bench is expected to know the vernaculars of the country—' અર્થાત્ "આપ નામદારને માલૂમ હશે કે કાયદાની રૂએ ન્યાયાસને વિરાજનાર અધિકારી દેશી ભાષાઓથી વાકેફ થયેલો હોવો જોઈએ—' વરિષ્ઠ ન્યાયમન્દિરના ન્યાયાધીશ સાહેબને એક દેશી વકીલ આવો અપૂર્વ ઉપદેશ આપવા હિંમત ધરે, એ વિચારથી કેન્ડી સાહેબનો પિત્તો પૂરપૂરો ઊછળ્યો ઉદ્ધતાઈની સીમા આવેલી જોઈ સાહેબનો મિજાજ હવે છેડાઈ ગયો, અને ભાનચૂક થઈ ગુસ્સાથી કાઈક વાક્પ્રહાર કરવા જતા હતા ત્યાં તો ચતુર ગોવર્ધનરામે પોતાનુ અધૂરુ વાક્ય પૂરુ કર્યું "—and your Lordship knows Marathi so well" "—અને આપ નામદારનુ મરાઠીનુ જ્ઞાન તો કેવુ સારુ છે!" આ ચાતુર્યોક્તિથી – જે એકલી ખુશામત ન હતી – કેન્ડી સાહેબનો ક્રોધ એકદમ ઊતરી ગયો અને પાછા ખુશમિજાજમા આવી હસને મોગે બોલ્યા, "હા, હા, મિ ત્રિપાઠી, તમારુ કહેવુ ખરુ છે પરતુ જુઓને, આ ખતમા અક્ષર એવા ખરાબ છે કે ' ઇત્યાદિ. ત્યાર પછીથી, દેશી ભાષામા લખાયલા ખતનો તરજુમો કરવાનુ કામ વકીલોને માથે ફરીથી આવ્યુ નહિ—જ્યા સુધી ગોવર્ધનરામ હાઈકોર્ટમા રહ્યા ત્યા સુધી તો ખાસ કરીને

## પ્રકરણ ૪

### સાક્ષરજીવન (વાંચન)

કુટુંબના પ્રદેશમા, મૈત્રી તથા સ્નેહના પ્રદેશમા અને આજીવિકાના સાધન વકીલાતના પ્રદેશમા – એમ ક્રમે ક્રમે વિસ્તરતી સીમાઓવાળા પ્રદેશોમા ગોવર્ધનરામનુ જીવન કેવુ ઉચ્ચ તથા ધર્મ્ય હતુ તે જોયા પછી, આપણે હવે એના પ્રદેશમા પ્રવેશ કરીએ છીએ જેમાનુ એમનુ જીવન એમની વિખ્યાતિ તથા જનસેવાના મુખ્ય આધારરૂપ છે સાક્ષરજીવનની ભાવનાએ ગોવર્ધનરામની ભાવનાઓમા અગ્ર સ્થાન કેવી રીતે લીધુ એ એમના જીવનની ભાવનાઓ દર્શાવતા સમજાવ્યુ છે[1] ત્યા એ પણ સ્પષ્ટ રીતે દર્શાવ્યુ હતુ કે આ પ્રકારનુ જીવન નિશ્ચિત કરવામા જે જે વૃત્તિઓ અગ્રેસર હતી તેમા પરમાર્થવૃત્તિ એ જ સૌના મૂળરૂપ તથા સૌમા બળવાન હતી નહિ કે એમનુ હૃદય શુદ્ધ કીર્તિના આન્દોલનો આગળ અચેત હતુ તોપણ એમના હૃદયથી પરિચિત થનારા માણસો ખાતરીથી જાણે છે તેમ એમની સાક્ષરપ્રવૃત્તિના મૂળ કલ્યાણવાસના તથા કર્તવ્યભાવનાની પવિત્ર ભૂમિમા જ ઊંડા રોપાયા હતા પુનિત યશની ઇચ્છા પણ ગૌણ સ્થાન જ ધારણ કરતી હતી અને તેથી આ દરકાને મૂળ પ્રેરક તત્ત્વ માની એમના સાક્ષરજીવનની તુલના કરનાર એમની કદર કરવા કદાપિ શક્તિમાન નહિ થાય

સાક્ષરજીવનના ત્રણ પ્રકાર છે વાચન લેખન તથા ભાષણ આ ત્રણ પ્રકારનુ ગોવર્ધનરામનુ જીવન હતુ જોકે પહેલા બેની સરખામણીમા ત્રીજાનુ પ્રમાણ અલ્પ હતુ આ ત્રણેની સમુચિત નિરીક્ષા કરવી એ આ લેખના ઉદ્દેશની મર્યાદાની બહારની વાત છે તેથી તે મર્યાદા સચવાય એવી રીતે ગોવર્ધનરામના સાક્ષરજીવન સમન્ધી કેટલીક હકીકત અત્ર પ્રકટ કરી સતોષ માનીશુ

---

[1] પૃ ૧૭૨ ૧૭૫

ગોવર્ધનરામને નાનપણથી જ વાંચન તરફ પ્રબળ આકર્ષણ હતું. જ્યારથી એ વાંચતા થયા ત્યારથી, એમની ચચળ બુદ્ધિ તથા વિચારશીલ પ્રકૃતિએ પુસ્તકોમાં સમાયેલા જ્ઞાનરૂપી અમૃત માટે એમના હૃદયમાં તીવ્ર વાંછના ઉત્પન્ન કરી હતી. જો આહાર સાત્વિક હોય તથા જો એને બરાબર પચાવી દેવામાં આવે તો તે ખાનારને પુષ્ટિ તથા બલ આપે છે અને આવી રીતે તેની ભૂખ વધારે ઉઘાડે છે. તે મુજબ ગોવર્ધનરામે જ્ઞાનામૃતભોજનનો જેમ જેમ સ્વાદ લેવા માંડ્યો તેમ તેમ તેમની ક્ષુધા વધારે તીવ્ર તથા વધારે પ્રદીપ્ત થવા લાગી, અને ગુજરાતી, અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યના વિશાળ તથા ઊંડા વાંચનમાં તૃપ્તિ શોધવા લાગી. જ્ઞાનની આ ઝંખના ત્વરાથી એટલો પરિપાક પામી કે નિશાળનાં ઇનામ તથા માન પામવાની કુદરતી ઇચ્છા ઉપર પણ તે જય પામી, અને કૉલેજ તથા વકીલાતના ઉદાસીભર્યા વચગાળામાં ધૈર્ય તથા આશ્વાસનનું પરમ ધામ થઈ પડી. ત્યાર પછીથી, ધંધાનો બોજો ગમે તેટલો વધતા છતાં તથા ધંધાના કામ માટે એમની અસાધારણ ચીવટ છતાં, પોતાનું આ વાંચનકાર્ય એમણે અખંડ રાખ્યું હતું, અને જ્ઞાનના આ પ્રકાશને હૃદયમાં પ્રવેશ કરવાનો માર્ગ દ્રવ્યની તથા આળસની મોહનીથી જરાયે કુંઠિત થવા દીધો નહોતો. હાઇકોર્ટમાં ફુરસદનો વખત, વિશ્રાન્તિનો વખત, આડાઅવળી જેટલો વખત મળે તે બધો વખત, વકીલોની 'ચેમ્બર'માં એક ખૂણા આગળ બેસી, પસંદ કરી રાખેલાં પુસ્તકો વાંચવામાં તે કેવી રીતે ગાળતા એ વાત એમની સાથેના વકીલો હજી પણ કહે છે. આમ હોવાથી, નિવૃત્તિ સ્વીકાર્યા પછી રોજનો મોટો ભાગ વાચનમાં તથા ગ્રન્થોના અભ્યાસમાં એ વિતાવે તેમાં તો કાંઈ નવાઈ છે જ નહિ. ખરે, એમનું મન કાંઈ એવી અસાધારણ રીતે ઉદ્યોગશીલ હતું કે એમના હાથમાં ન હોય તેવા અનિવાર્ય કારણો સિવાય, એમના વાંચનક્રમમાં પૂર્ણવિરામ તો કદી દૃષ્ટિગોચર થાય જ નહિ ! મિત્રો સાથે તડાકા મારીને કે અમથા બેસી રહીને જે વિશ્રાન્તિ બીજાઓ મેળવે, તે વિશ્રાન્તિ ગોવર્ધનરામને તો બીજા વિષયનું પુસ્તક હાથમાં લીધે જ મળી રહેતી.

આવી રીતે ગોવર્ધનરામ પોતાના સમગ્ર જીવન પર્યંત પુસ્તકોના અભ્યાસી રહ્યા હતા. પુસ્તકો વિદ્યાનો ખજાનો છે, જ્ઞાનનું એક મુખ્ય દ્વાર છે, અને અમુક દૃષ્ટિએ, ખરો મિત્ર તથા સાચો સત્સંગ છે, એવું

તે માનતા જેને વિદ્યાના ક્ષેત્રમા પોતાનો ડંકો વગાડવો છે તેને તો વાચન વગર ચાલે જ નહિ, એમ તે વારવાર કહેતા વાચન કે અભ્યાસ વિના એમ ને એમ મોટા લેખક થઈ જવાના કેટલાક મનુષ્યોના ઉતાવળિયા તથા ટૂકી નજરના પ્રયાસો તરફ તે ઘણી અપ્રસન્નતા દર્શાવતા એક વાર જો જોન્સનનુ એક વાક્ય એમને સભળાવવામા આવ્યુ કે "એક પુસ્તક લખતા પહેલા માણસે કાઈ નહિ તો અર્ધી પુસ્તકશાળા ઉથામી જવી જોઈએ"[૨] તે સાભળી, એ વિચાર સાથે પોતાની સમતિ સૂચવીને તે બોલ્યા "એ વાત તદ્દન ખરી છે દીવાને જેમ તેલ છે તેમ લેખકને વાચન છે નવુ નવુ તેલ દીવામા હમેશા પુરાય તો જ દીવો નિરન્તર પ્રકાશ આપી શકે અને લગી વાર સુધી ટકી રહે"

આ જ મતલબની નોધ "નવલરામની જીવનકથા'મા એમણે કરી છે "અભ્યાસ, અવલોકન અને અનુભવ એ ગ્રન્થકાર થનારનુ તેલ છે, અને તે વિના એકની વધતા ઠરતી બુદ્ધિ દીવાસળીની પેઠે તરત હોલવાય છે ગુજરાતમા કવિઓ, વર્તમાનપત્રલેખકો અને બીજા ગ્રન્થકારો, તીડના ટોળા પેઠે, ઊભરાય છે અને થોડીક વારમા સ્વત-શાન્ત થઈ જાય છે, તેનુ કારણ આ જ છે કે નાના બાળકો સાધન વિના સાધ્ય શોધે, તેમ વિદ્યા વગેરે શ્રમસાધ્ય સાધનો વિના ગ્રન્થકાર થવાના ફોગટ ઉછાળા મારી પાછા પડે છે આ સખ્ત પણ સત્યતાવાળી ટીકામાથી એક સારામા સારા અપવાદરૂપે કોઈ લેખકને ખોળવા જઈશુ તો ગોવર્ધનરામનુ પોતાનુ જ નામ શુ તરત જડયા વિના રહેશે?

હવે ગોવર્ધનરામની વાચનપદ્ધતિ તથા વાચનના વિષયો પ્રતિ દૃષ્ટિ ફેરવીશુ આ બ ને સબ ધી સામાન્ય રીતે એટલુ ખાસ જણાવવુ ઘટે કે જ્ઞાનના દરેક વિષયની ઉપયોગિતા તેમ જ જ્ઞાનને ખાતર જ્ઞાન સપાદિત કરવાની કિમત તે સારી પેઠે સમજતા છતા તોપણ,

---

૨ ' Before writing one book, one must turn over at least half a library પ્રો ગજ્જર આ વિષયના પોતાનો મત સૂત્ર જેવા એક સક્ષિપ્ત પણ માર્મિક વાક્યમા વારવાર પ્રગટ કરે છે : "Every great work is done by only 2 per cent of *inspiration* and 98 per cent of *perspiration*

આખરે જ્ઞાન એ કલ્યાણનું સાધન જ છે એમ માની, પોતે જે કાર્ય ઉપાડ્યું હતું તેનાથી તદ્દન નિરાળા વિષયોમાં બહુ પ્રવેશ કરવા તે ઇચ્છતા નહિ. આમ હોવાથી, પોતે પોતાના કાર્યને યોગ્ય જે જે વિષયો ગણતા તેનો અભ્યાસ તે ઘણી ખંતથી ને બારીકાઈથી કરતા. તે ઉપરાંત વિષયોમાંથી જેને સીધો આ અભ્યાસ સાથે સંબંધ ન હોય પરંતુ તે તરફ બીજા કોઈ કારણથી એમની વૃત્તિ વળી હોય, તેવા વિષયોના સામાન્ય સિદ્ધાન્તોનું જ ગ્રહણ કરી તે સંતોષ પામતા. બધા વિષયોનો એકસરખી સારી રીતે અભ્યાસ કરવો એ કોઈથી બની શકે એમ નથી, અને ગોવર્ધનરામ આ નિયમનો અપવાદ ન હતા.

એમની પદ્ધતિ સંબન્ધી બીજું જાણવા જેવું એ છે કે કોઈ પણ વિષયનો અભ્યાસ કરતી વેળાએ, તે વિષય સંબન્ધી મળો શકે તેટલા પુસ્તકો એમાં કરતા અને બને તેટલી જુદી જુદી દૃષ્ટિઓથી તે વિષયનું અવલોકન કરવું ચૂકતા નહિ. આવી રીતે નિવૃત્તિમાં આર્યસંસ્કૃતિનું શુદ્ધ સ્વરૂપ સમજવાના એ પ્રયાસ કરતા હતા, તેને અંગે, તેના એક અર્વાચીન પ્રતિપાદક (Exponent) તરીકે થિયોસોફીનું ઘણું સાહિત્ય પોતે જોઈ ગયા હતા. તેમ ચરક, સુશ્રુત આદિ પ્રાચીન આર્ય વૈદ્યક ગ્રન્થોનું અધ્યયન કરતા કરતા, અર્વાચીન પાશ્ચાત્ય શાસ્ત્ર સાથે તેની તુલના કરવાના હેતુથી, પાશ્ચાત્ય વિજ્ઞાન તથા વૈદ્યકના પણ કેટલાક ગ્રન્થો એ તપાસી વળ્યા હતા.

ગોવર્ધનરામને બીજી એ ટેવ હતી કે પોતાના અભ્યાસના આરંભમાં જ સર્વ પારિભાષિક શબ્દોના અર્થ બહુ સ્ફુટતાથી તથા વિસ્તારથી પોતે ગ્રહણ કરતા. આ પ્રમાણે ઉપનિષદ વૈદ્યક ઇત્યાદિના અભ્યાસમાં જે જે પરિભાષાના શબ્દો મળતા તેના પૂરેપૂરા અર્થનું ગ્રહણ કરવા માટે તે બહુ મથતા, તે સંબન્ધી બીજા લેખો વાચતા તથા છેવટે તે શબ્દ સંબન્ધી એક લાંબુ ટિપ્પણ તૈયાર કરતા. 'Every word is a symbol of some great thought and some deep philosophy"—"એક એક શબ્દ કોઈ મહાન સિદ્ધાન્તનો સૂચક છે અને કોઈ ગૂઢ ફિલસૂફીની સંજ્ઞારૂપ છે," એમ તે માનતા. ન્યાયશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનના અભ્યાસી આ અભિપ્રાયની બરોબર કદર કરી શકશે કારણ કે, પરિભાષાના

શબ્દોનું યથાર્થ જ્ઞાન થયું હોય તો જ આખા વિષયનું બરાબર જ્ઞાન થઈ શકે એમ તે સમજે છે. ગોવર્ધનરામ પોતે પણ આ નિયમનું મૂલ્ય ઘણી વાર સિદ્ધ કરતા, અને તે માટે કેટલીક વાર નીચેનું ઉદાહરણ આપતા. એમના વાંચવામાં નીચેનું વાક્ય આવ્યું, "अग्निः शक्तिः।" અગ્નિને આપણામાં 'શક્તિ' માન્યો છે. આ 'શક્તિ' શબ્દનો અર્થ 'દેવ' ગણીને સામાન્ય માણસ આ લક્ષણબંધી ઉપર કદાચિત્ ધ્યાન ન આપત. પરંતુ 'અગ્નિ' તથા 'શક્તિ' બન્નેના અર્થ તથા તેમની ભાવના સમજવા ગોવર્ધનરામે બીજું વાંચ્યું, અને છેવટે એવા નિર્ણય ઉપર આવ્યા કે અંગ્રેજી વિજ્ઞાનમાં જેને 'energy' કહે છે તેવો જ અર્થ 'શક્તિ' શબ્દનો આપણા લોકોએ કર્યો હતો અને અગ્નિનો અર્થ 'Fire' જેવો નહિ પણ 'Heat' જેવો કર્યો હતો. એટલે अग्निः शक्तिः। નો અર્થ અંગ્રેજી વિજ્ઞાનની ભાષામાં 'Heat is a form of energy' એવો થાય. આ પ્રમાણે આર્ય શાસ્ત્રોના તથા પાશ્ચાત્ય વિજ્ઞાનના નિયમો વચ્ચે એક નવી સમાનતા એમણે ખોળી કાઢી!

* વિજ્ઞાનની દૃષ્ટિથી જ ગોવર્ધનરામે શ્રી. ચંદ્રશંકર પંડ્યા તથા શ્રી. ભાનુશંકર યાજ્ઞિક પર વશીકરણ વિદ્યાના પ્રયોગ કર્યા હતા. આ વિદ્યા દ્વારા માનસપરીક્ષા કેવી રીતે થઈ શકે છે, સામાનું મન કેમ વાંચી શકાય છે, તથા "Mental or Mesmeric Healing" કેવી રીતે થઈ શકે છે તે ગોવર્ધનરામના પ્રયોગનું લક્ષ્ય હતું.*

ગોવર્ધનરામની વાચનપદ્ધતિનું સૌથી અગત્યનું લક્ષણ મનન હતું. જ્ઞાન મેળવવા જેટલી જરૂર વાચવાની છે તેટલી જ બલ્કે તેથી પણ વધારે જરૂર વાચવાનો ખરો ઉપયોગ કરવા મનનની છે. કવિ દલપતરામની, અમુક રીતે ઉપેક્ષા પામેલી, પરંતુ વાસ્તવિક રીતે ઘણી અર્થગંભીર એવી, 'સારી ચોપડીઓ'વાળી કવિતામાં આ નિયમ કવિશ્રીએ પોતાની લાક્ષણિક સરલતાથી મૂક્યો છે કે,

"વાચે પણ નહિ કરે વિચાર
તે સમજે નહિ સઘળો સાર."

જેનામાં એ શક્તિ નથી તે ગમે તેટલાં પોથાં વાચે તોપણ તે અર્ધદગ્ધ જ રહેવાનો. એનું નામ પોપ કવિએ આપ્યું છે :

"The bookful block-head, ignorantly read,
With loads of learned lumber in his head"

પરંતુ જેનામા વાચન ઉપર મનન કરી શાસ્ત્રીય તથા વ્યાવહારિક દૃષ્ટિથી તેની નિરીક્ષા કરી, તેના સત્ત્વને પોતામા ઉતારી દેવાની શક્તિ છે, તે માણસ ગમે એટલુ તથા ગમે એ વિષયનુ વાચે તોપણ તે તો, य देश श्रयते तमेव कुरुते बाहुप्रतापार्जितम् ।—વિદ્યાના જે કોઈ પ્રદેશમા ઊતરશે તેમા પ્રભુત્વ સંપાદિત કરશે જ

વિચારશીલતા એ ગોવર્ધનરામના બન્ધારણનો અગત્યનો અંશ હતો એમના નાનપણના નિબન્ધોમા પણ આ અંશ ધ્યાન ખેચી રહે છે એમનુ મન હમેશ વિચારમા ગૂથાયેલુ રહેતું, અને હીંચકાના કઠેરા ઉપર એક હાથની કોણી ટેકવી, તે હાથની હથેલી ઉપર લમણાને આશ્રય આપી, એક પગ હીંચકા ઉપર રાખી, બીજે પગે ધીમે ધીમે હીંચકો હલાવતા તથા ગંભીર વિચારમા ઝૂલતા એમને જોવા, એ દેખાવ કોઈ રીતે નવીન કે અપરિચિત ન હતો

વાચેલા વિષયનો મુદ્દો બરોબર સમજવો, તેને વિવિધ દૃષ્ટિબિન્દુથી તપાસવો, પોતાના ભૂતકાળના અભ્યાસ, અનુભવ તથા અવલોકન સાથે તેને સરખાવવો, નવા જ્ઞાનના ઉપયોગ, તેની મર્યાદા તથા તેમાથી નીકળતા રહસ્યો ખોળી કાઢવા – આવી આવી ક્રિયાથી વલોવી વલોવીને ગોવર્ધનરામ જૂના જ્ઞાન સાથે નવા જ્ઞાનને બધબેસતુ કરી દેતા તથા બરોબર પચાવેલા અન્નની માફક પોતામા એકરસ કરી દેતા આ ટેવને લીધે, ચોપડીના કીડાની પેઠે ચોપડીઓને કોરી ખાનારાનુ વ્યક્તિત્વ જેમ અતિવાચનથી કુંઠિત તથા નષ્ટ થાય છે, તેમ ગોવર્ધનરામનુ થયુ નહિ, પરંતુ એમની બુદ્ધિની સ્વતંત્રતા તથા વિચારોની અપૂર્વતા આ વિશાળ વાચનથી ભાઈ ઓર પોષણ પામી આમ હોવાથી એમના માનસિક સંચામાથી જે કાઈ બહાર નીકળતુ તે હમેશા કાઈ ચમત્કૃતિવાળુ જ હતુ

આમ વિચાર કરવા ઉપરાંત, ગોવર્ધનરામ પોતાના વાચનમાથી અગત્યના ભાગ તથા તે ઉપર પોતે કરેલા અગત્યના વિચાર જુદી નોટ-બુકમા નોધી લેતા આ ટેવથી એમના વિચારો વધારે સ્પષ્ટ, ચોક્કસ તથા સ્થાયી બનતા, અને એ ઉતારા એમને પોતાના અભ્યાસમા તેમ જ બીજુ લખવામા ઘણા ઉપયોગી થતા કૉલેજમા અભ્યાસ કરતી વેળાએ એમણે આ પદ્ધતિ રાખી હતી, અને એક વિષય

ઉપર ઘણાં પુસ્તકો વાચી, તે ઉપર વિચાર ચલાવી, ઘણા શ્રમથી લાંબી લાંબી "નોટ્સ" તૈયાર કરી રાખતા હતા.

આવા પ્રકારનું ગોવર્ધનરામનું વાચન તથા વિદ્યાર્થીરૂપે વર્તન હતું. આ અભ્યાસમાં કયા કયા વિષયોનો સમાવેશ થયો હતો તે વિષે આગળ જણાવ્યું છે. મુખ્યત્વે પોતાના કાર્યમાં આવશ્યક અથવા સહાયક હોય તેવા જ વિષયોમા ગોવર્ધનરામ પોતાનું લક્ષ તથા સમય રોકતા. પરંતુ આ કાર્ય જ એવું મહાભારત હતું કે તેને અંગે મહત્ત્વના ઘણાખરા વિષયોનો એમને અભ્યાસ કરવો પડ્યો. પૂર્વ તથા પશ્ચિમના એ સગમકાળમા, દરેક પ્રવાહના પટ ઉકેલી તેનું સ્વરૂપ સમજવા માટે, પૂર્વ તથા પશ્ચિમની પ્રજાઓનું સમસ્ત જીવન સમજવું જોઈએ, અને તેથી કરીને બન્ને પ્રજાઓનાં સાહિત્ય, ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર ઇત્યાદિ પ્રજાનું જીવન પ્રકટ કરનારા વિષયોનું અધ્યયન કરવું જોઈએ. પરિણામે એમનું વાચન જેવું સત્ત્વગ્રાહી બન્યું તેવું જ વિશાળ તથા સર્વગ્રાહી ને અનેકદેશીય થયું.

ગોવર્ધનરામની પૂર્વાવસ્થાના અતિ પ્રિય વિષયો જોઈએ તો તે ઇતિહાસ અને સાહિત્ય એ બે જણાય છે ઇતિહાસના અભ્યાસ તરફ એમનું ચિત્ત કાઈ અજબ આકર્ષણથી ખેંચાતુ હતુ, તેમ તેના અભ્યાસની આવશ્યકતા પણ એ ઘણી જ માનતા બી.એ.મા પોતાના ઐચ્છિક વિષય તરીકે ન્યાય તથા નીતિશાસ્ત્રની સાથે ઇતિહાસને એમણે પસંદ કર્યો હતો, અને પ્રાચીન તથા અર્વાચીન હિન્દ, ઇંગ્લેંડ, ગ્રીસ, રોમ, અમેરિકા તથા યુરોપના બીજા મોટા દેશોના ઇતિહાસનો એમણે વિચારપૂર્વક અભ્યાસ કર્યો હતો ભારતવર્ષની હાલની દશા વાસ્તવિક રીતે સમજવામા તથા હાલની મુશ્કેલીઓના ખુલાસા ખોળવામા જુદા જુદા દેશોના તથા સમસ્ત જગતના ઇતિહાસ બહુ ઉપયોગી થશે એમ તે માનતા હાલમા હિન્દની સ્થિતિ છે તેવા સ્થિતિ થોડા કે વધુ અંશમા બીજા કોઈ રાજ્યોની હતી કે નહિ? જો હતી, તો તે સમયે ત્યાના ડાહ્યા તથા રાજનીતિજ્ઞ પુરુષોએ શા ઉપાયો લીધા હતા? આ દશામા આખરે તે દેશની ઉન્નતિ થઈ શકી કે અવનતિ જ થઈ? ઉન્નતિ થઈ હોય તો તે કેવા કારણોથી થઈ? અને અવનતિ થઈ હોય તો તે શાથી થઈ? વગેરે પ્રશ્નોના ઉત્તર

ઇતિહાસના પાનામાંથી શોધી ગોવર્ધનરામ ઇતિહાસનાં ગભીર સત્યો ઉકેલતા, તથા હિન્દનુ હિત એ આ અભ્યાસના એક મુખ્ય લક્ષ્ય તરીકે સ્થાપતા વળી, "હાલના ૨ જકર્તા ચાલ્યા જાય અથવા પરાજય પામે તો કેવા સંયોગો ઊભા થાય, અને તે સયોગોમા વિજયી થવા દેશની પ્રજાને કેવા ચારિત્ર્ય અને મનોબન્ધારણની જરૂર છે'[3] એવા પ્રશ્નો ઉઠાવવાનો તથા તે ઉપર વિચાર ચલાવવાનો એમને શોખ હતો

શુદ્ધ સાહિત્યના તો પુષ્કળ પુસ્તકો ગોવર્ધનરામે વાચ્યા હતા તેમા પણ સસ્કૃત તથા અગ્રેજી સાહિત્યના શિષ્ટ ગ્રન્થો એમણે ઘણી ઉમળકાથી તથા આદરભાવથી વાચ્યા હતા એમનું આ વિષયનુ વિસ્તારી વાચન તથા કદર કરવાની ઉચ્ચ રસિકવૃત્તિ બન્નેનુ દર્શન, જે ખૂબીથી તથા ઔચિત્યથી જુદા જુદા લેખકોના વાક્યો "સરસ્વતીચન્દ્ર"મા એમણે ગોઠવી દીધા છે, તેમા ઘણી સારી રીતે થાય છે. ગદ્ય તથા પદ્યના શિષ્ટ તથા સમર્થ લેખકોની પ્રસાદી પોતે સારી પેઠે વાચી હતી, છતા નવલકથા વાચવા તરફ એમને ઘણો અણગમો હતો પોતે બહુ નવલકથાઓ વાંચતા નહિ, તેમ નવી નવી વાર્તાઓ વાચવા તરફ કેટલાક નવીનતાના ઉપાસક જે અંધ પ્રેમ બતાવે છે તે વિષે ઊચો અભિપ્રાય પણ બાધતા નહિ આવા એમના મત છતા, ગુજરાતી સાહિત્યમા અત્યારે જે અદ્વિતીય છે એવી નવલકથા એમણે પોતે કેમ લખી હશે એ સ્વાભાવિક પ્રશ્નનો ખુલાસો એમણે પહેલા ભાગની પ્રસ્તાવનામા કર્યો છે

આ ઉપરાત ગૃહસ્થાશ્રમમા એક પાસથી અગ્રેજી તથા સસ્કૃત ન્યાયનો તથા વેદાન્તનો અભ્યાસ કર્યો, અને બીજી પાસથી પશ્ચિમનાં નીતિશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન તથા સમાજશાસ્ત્રનુ અધ્યયન કર્યું પાછલા સમયમા રામાયણ તથા મહાભારતનો અભ્યાસ કર્યો, અને તે પછી, ઉપનિષદ્, યોગ તથા વૈદ્યક આદિ મનનપૂર્વક વાચવા માડ્યા તેની સાથે થિયોસોફી તથા વિજ્ઞાનશાસ્ત્રનાં અમુક મુખ્ય પુસ્તક જોઈ ગયા છેક પાછલા સમયમા જ્યોતિષશાસ્ત્ર તથા પ્રાણવિનિમય 'હિપ્નોટિઝમ' તરફ એમનુ મન આકર્ષાયુ હતુ, અને તેનો પણ થોડો અભ્યાસ પ્રયોગ સહિત આરભ્યો હતો વૈદ્યકમાં હોમિયોપેથી સબન્ધી, વાચન તથા ક્રિયા

---

૩ ગોવર્ધનરામ સબન્ધી લેખ, "ગુજરાતી' તા ૧૩ જાન્યુઆરી, ૧૯૦૭.

દ્વારા, સારું જ્ઞાન સંપાદિત કર્યું હતું. જેમ જેમ એમાં પોતાનો અભ્યાસ વધાર્યો તેમ તેમ એમને એ પદ્ધતિ એલોપેથીની પદ્ધતિ કરતાં ઘણી ચઢિયાતી જણાઈ. એમનાં પુત્રી લીલાવતીને ગોવર્ધનરામે અજમાવેલી હોમિયોપેથીથી ઘણો સુધારો થયો હતો, પરંતુ એલોપેથીના ભક્ત એવા કેટલાક દાક્તરોએ આગ્રહથી એ દવાની સારવાર બંધ કરાવી તથા એલોપેથીની સારવાર ચાલુ રાખી, જેનું પરિણામ લીલાવતીના સંબન્ધમાં શું આવ્યું તે અજાણ્યું નથી. પ્રો. ગજ્જરને પણ ગંભીર બીમારીમાથી હોમિયોપેથીની મદદથી પોતે ઉગાર્યા તે વાત તથા તેમાંથી ઉત્પન્ન થયેલો બન્નેનો વિનોદપૂર્ણ મતભેદ આગળ વર્ણવ્યો છે.[૪] ખરે, આ ઉપચારવિધિમાં ગોવર્ધનરામની આસ્થા એવી બેઠી કે આપણી યુનિવર્સિટીવાળા તેનો ત્યાગ કરે છે તે એલોપેથીમાં મૂર્ખ અન્ધશ્રદ્ધાને લઈને જ કરે છે એમ ગોવર્ધનરામ માનવા લાગ્યા, અને તેથી યુનિવર્સિટીમાં હોમિયોપેથી દાખલ કરાવવા માટે પૂર્ણ પ્રયાસ કરવા એમનો વિચાર હતો.

આ સર્વ ઉપરાંત મુખ્ય મુખ્ય સામયિક પત્રો તથા વર્તમાનપત્રોનું વાચન એમનું નિરન્તર ચાલુ રહેતું. વિચાર તથા કર્મના ક્ષેત્રમા જે જે જાણવા જેવા બનાવ બન્યા હોય તેથી વાકેફ રહેવા તે હમેશ પ્રયત્ન કરતા.

ગોવર્ધનરામની વિદ્વત્તાની નોંધ ભેગી એટલી નોંધ અપ્રાસંગિક નહિ ગણાય કે ઉપર ગણાવેલા ગંભીર તથા અગત્યના વિષયોના આ અભ્યાસીને લોકવાયકા, જનશ્રુતિ, સુભાષિત, લોકગીત, કહેવત, વગેરેનો ઘણો શોખ હતો. આ સર્વનો આશ્ચર્યકારક ભંડાર એમના મગજમાં હતો, અને પોતાની વાતચીતમા તેમ લેખમા તેનો બહુ છૂટથી પરંતુ બહુ સૂઝથી, એ ઉપયોગ કરતા.

■

૪. પૃ. ૧૧૦-૧૧૧.

# પ્રકરણ ૫

## સાક્ષરજીવન (લેખન)

ગોવર્ધનરામનું વાચનકાર્ય આપણને જેટલો વિસ્મય પમાડે છે તેથી પણ અધિક વિસ્મય, તેનું સહચારી લેખનકાર્ય, એના ઉચ્ચ પ્રકારને લીધે તથા મહાન વિસ્તારને લીધે, આપણામાં ઉત્પન્ન કરે છે કારણ કે, ગોવર્ધનરામની કલમની પ્રવૃત્તિ એમના પ્રસિદ્ધ થયેલા લેખોમાં જ બંધાઈ રહી નહોતી જોકે "સરસ્વતીચંદ્ર"થી માંડીને તે "સમાલોચક"માં પ્રકટ થયેલી એમની નાનામાં નાની કવિતાઓ સુધીના એમના અંગ્રેજી-ગુજરાતી સર્વ પ્રસિદ્ધ લેખોની મંજરી જેમ અપરિમિત સુગન્ધવાળી છે તેમ કોઈ રીતે નાનીસૂની નથી તથાપિ આ લેખો ઉપરાંત હજી અપ્રસિદ્ધ રહેલા એવા એમના લેખો પણ ઘણા છે આ લેખોનો સમૂહ કેટલો મોટો છે તે વિષે શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી "સમાલોચક"ના 'ગોવર્ધન-સ્મારક' અંકમાં લખે છે[1] કે "ગોવર્ધનરામના ગાઢ પરિચયમાં જેઓ આવ્યા હશે તે સિવાયના બીજાઓને ભાગ્યે જ ખબર હશે કે ગોવર્ધનરામના જે જે લેખો છપાઈ બહાર પડ્યા છે તે ઉપરાંત પણ એ કેટલું બધું લખતા લાંબા વખત ઉપર શરૂ કરેલી એમની ખાનગી ડાયરીઓ તથા એમના અપ્રસિદ્ધ લેખો એ સર્વને એકબીજા ઉપર ખડકી

---

૧ "*Perhaps it is not known except to those who were intimate with Mr Tripathi, what an amount of writing work he did, besides what has been published His private diaries, kept since his early days, strewed over with thoughtful observations, coupled with his unpublished manuscripts, if piled up would alone reach a height of five to six feet*' P 32 (દશમ સંખ્યા)

દઅવો કરવામાં આવે તો તે સહેજે પાચ૭ ફીટ જેટલો ઊચો થાય!"

ગોવર્ધનરામના આ અપ્રસિદ્ધ લેખોનો સમૂહ બે પ્રકારનો છે. એક સાહિત્ય સંબન્ધી અને બીજો એમના જીવન સબન્ધી પહેલામા એમના નાનપણના લેખો, એમણે આપેલા ભાષણો તથા તે ઉપરના ટિપ્પણો, જાણી જોઈને નહિ છપાવેલા એવા લેખો, અને એમના પોતાના અન્તથી જ અન્ત પામેલા એવા અપૂર્ણ લેખો, એટલાનો સમાવેશ થાય છે આ લેખો ગદ્યમા તથા પદ્યમા, તેમ જ અગ્રેજી, ગુજરાતી તથા સસ્કૃત ત્રણે ભાષામા છે આ પ્રકારના અગત્યના લેખોની યાદી આ પુસ્તકમા એક સ્થળે જુદી પ્રકટ કરી છે

બીજા પ્રકારના એમના લેખ ખાનગી નિત્યનોધ, મનન, અવતરણ, Scrap-books વગેરેથી બનેલા છે પોતે વકીલાત શરૂ કરી ત્યારથી નિયમિત રીતે એમણે આ પ્રકારના લખાણની શરૂઆત કરી હતી આ લખાણો જુદી જુદી નોટબુકમા છે અને તેમા ઘણા પ્રકારની હકીકતોનો સમાવેશ થાય છે આ હકીકતોની નોંધોને માટે ગોવર્ધનરામે 'સ્ક્રેપ-બુક' એ અગ્રેજી શબ્દ વાપર્યો છે તે શરૂમા—સન ૧૮૫૫મા તદ્દન યથાર્થ હતો આ નોટબુકો વકીલાત શરૂ થયા પછી તરત શરૂ થઈ, ને પહેલા તો એ પોતાની વાચનની નોંધો, છાપેલી કાપનીઓ વગેરે આમા સગ્રહતા પાચ–૭ વર્ષ પછી પોતાના વિચારો, ખાસ અનુભવો, વગેરે એમા ઉતારવા લાગ્ય આ સાત નોટબુકોમાની પહેલી બે આમ બન્નેનું મિશ્રણ છે ઈ૧૮૯૧થી આવુ બીજુ લેખન વધ્યુ ને ઈ ૧૮૯૧ના એપ્રિલથી સપ્ટેમ્બર લગીમા બીજી નોટબુ ભરાઈ ત્રીજા પુસ્તકમા કેવળ પોતાના જ ચિન્તનનો—આત્મકથાનો પ્રવાહ ચાલ્યો, તે ૧૯૦૬ની આખરમાની છેલ્લી માદગી લગી ગોવર્ધનરામના મનોરથો, કાર્યક્રમો વગેરે ઘણુ પાછળના પાચ ભાગોમા આ યુ આ લખાણ આખુ અગ્રેજીમા છે

એમની સામાન્ય દિનચર્યા ઉપરાત, મોટા અથવા નામાંકિત મનુષ્યો સાથેની વાતચીત અથવા મુલાકાત, પોતાના જીવનના મહત્ત્વના પ્રસગો, પોતાના કુટુમ્બ સબન્ધી અગત્યના પ્રસગો, કુટુમ્બનો ભૂતકાળનો ઇતિહાસ તથા ખાનગી હકીકત, ધધા સબન્ધી કેટલીક મહત્ત્વની બાબત, આ સર્વ ઉપરથી પોતાને આવેલા વિચાર, પોતાના વાચનમાથી અવતરણ, તે ઉપર મનન, કોઈ વિષયનુ સ્વતત્ર ચિન્તન,

પોતાના સાક્ષરજીવનનો કાર્યક્રમ તથા તે કેટલે અંશે અમલમાં મુકાય છે તેનું પુનઃ પુનઃ અવલોકન—ટૂંકામાં, એમના હૃદયમાં જે કંઈ પ્રસંગો કે વ્યક્તિઓએ ચિરસ્થાયી અસર જન્માવી હશે તે સંબંધી ઊર્મિઓ, વૃત્તિઓ, વિચારો તથા સંકલ્પોનું "રજિસ્ટર" હોય એવી જાતનું આ લખાણ છે.

આ સ્ક્રેપબુક લખવાનું પ્રયોજન ગોવર્ધનરામ પોતે જ ઈ. સ. ૧૮૯૧ની ૧૮મી જુલાઈની નોંધમાં સ્ફુટ કરે છે.[૨]

"આવી નોટબુકોમાં આમ લખ લખ લખ કર્યાનો શો અર્થ છે! આમ કરીને મારી વિચારણાઓનાં પરિણામો ખોવાઈ ના જાય તે માટે હું નોંધો સાચવી રાખું છું. કેટલીક વાર આમ લખીને મને પોતાને તથા મારા વિચારોને વધારે વ્યવસ્થિત બનાવું છું. વળી ક્વચિત્ મારા દિલને આ કાગળો ઉપર રેડીને હું એને લગાર હળવું કરું છું. મારે વાતો કરવા પૂરતોય કોઈ દોસ્ત હોય તો તે હું પોતે જ છું. આ પાનાઓ જ્યારે હું ઉથલાવું છું ત્યારે મારી સ્મૃતિ પાછી તાજી થાય છે, મને દિલસોજી મળે છે, મને આશ્વાસન મળે છે આમાં પ્રકટ થતી મારી નબળાઈની ક્ષણો હું નિહાળું છું અને શરમાઉં છું. આમાંથી હું બળ પામુ છું ને હિંમત મેળવું છું. જે પ્રવાહ કદી આગળ તો કદી પાછળ વળી જાય છે, તેમાં કાંઈક સળંગપણું

---

૨ * આ 'સ્ક્રેપબુક'નું પ્રયોજન ગોવર્ધનરામ મૂળ અંગ્રેજી લખાણમાં આ પ્રમાણે સ્ફુટ કરે છે:

"What is the meaning of writing and writing and writing in such books? Hereby I sometimes note down my conclusions to prevent their loss, sometimes I make myself exact thereby; at other times I ease my heart by pouring it on paper. I have no friend to talk to except myself. When I turn over these pages, I feel reminded, sympathised, and consoled; I look and blush at my weak moments as reflected here I take courage and strength from here. The current that flows, now forward and now backward, can be traced here with greater continuity. My strength and weakness are there, and I can take lesson from the one during the nightmare of the other . ." ૧૦ ૧૦

(સ્ક્રેપબુક ભા. ૧, પૃ. ૬૮–૭૦)*

અહીં દેખાય છે. મારું બળ અહીં છે, મારી નિર્બળતાય અહીં છે; એકના ઓથાર વખતે બીજામાંથી હું બોધ મેળવું છું.

ભવિષ્યમાં બીજા કોઈના હાથમાં આ પડે તો એ મને શું કહેશે એની શરમ કે બીક રાખવાની મારે જરાય જરૂર નથી. હું જાતે તો એ બીજાનાં વચનો સાંભળવાનો જ નથી! ફિલસૂફીથી બોલતાં, એમ પણ કહેવાય કે મારા જેવાના ચિત્તના અંદરના પ્રવાહનો અભ્યાસ કર્યાથી એને કદાપિ ફાયદો થાય. પણ જો કદી એને ઊલટું નુકસાન થય તો હું એમાં શું કરી શકું? હું તો માનતો જ નથી કે આમાં કશું નુકસાન હોય. પણ દુરુપયોગ તો બધી ચીજોનો થઈ શકે છે, અને જે માણસ સંભવિત દુરુપયોગથી પોતાને બચાવી શકતો નથી તે પોતે જ દોષપાત્ર છે. ખેર, આખરે આ બધી વાતો તો મારી ખાનગી વાતો જ છે, અને આ ખાનગી વાતો કદી બીજાના હાથમાં જવા નિર્માઈ હોય તો એ બીજાઓ પોતાની વિવેકબુદ્ધિ વાપરીને અયોગ્ય વાતોનો નાશ કરે!

ઈશ્વરેચ્છા જ આ બધું લખવાને મને પ્રેરે છે. મારું કર્તવ્ય આટલેથી જ પૂરું થાય છે."

("સ્ક્રેપબુક" ભાગ ૨, પૃ. ૯૧)"

આ નોંધો સાહિત્યની દૃષ્ટિએ બહુ મહત્ત્વની કદાચ ન જણાય. પરંતુ એમની જીવનકથાની દૃષ્ટિએ એની ઉપયોગિતા જેવીતેવી નથી. બહુ ખુલ્લા દિલથી તથા નિયમિતપણે આ નોંધ લખાઈ છે તેથી તથા ગોવર્ધનરામના કીમતી આયુષ્યનો છેલ્લો અર્ધો ભાગ તેમાં અન્તર્ગત હોવાથી, એમનુ આન્તરજીવન તથા આન્તરમંથન સમજવાને આ નોંધો અદ્વિતીય આધારરૂપ છે તથા એમના જીવનચરિત્રની ખરેખર અણમૂલ ને વિશ્વસનીય સામગ્રી છે.

*સદ્ભાગ્યે ગોવર્ધનશતાબ્દી-પ્રસંગે, નડિયાદનું એમનું નિવાસ-સ્થાન એ જેમ "સ્મૃતિમંદિર" બન્યું છે તેમ આ નોંધો પણ (સ્વ. કાંતિલાલ પંડ્યા ને શ્રી. રામપ્રસાદ બક્ષી દ્વારા, સ્વ. સન્મુખલાલ પંડ્યાના અતુલ ઉત્સાહથી) ગ્રંથાકારે પ્રગટ થઈ છે.*

ગોવર્ધનરામની જે જે કૃતિ પ્રકટ થઈ છે તે સર્વમાં પ્રમુખસ્થાન "સરસ્વતીચન્દ્ર"ને અપાઈ ચૂક્યું છે. "સ્નેહમુદ્રા"માં સારા અંશ અનેક છે, અમુક પ્રકારનો રસ-ચમત્કાર છે અને સ્નેહની ભાવના ઘણી

ઉદાત્ત તથા સર્વવ્યાપી છે, પરંતુ આપણા જનસમાજના એક નાના વર્ગને જ તે મનોહારી જણાઈ છે. "લીલાવતી-જીવનકલા"માં એક આધુનિક આર્યબાળાના મન તથા હૃદયનો વિકાસ કરવાના પ્રયાસ તથા ભાવના વર્ણવ્યાં છે. મધ્યમ વર્ગની હિન્દુ બાલિકાઓની શિક્ષણ-પદ્ધતિ સંબન્ધી ઘણી ઉપયોગી તથા વ્યાવહારિક સૂચનાઓ તેમાંથી મળી શકે એમ છે. ગોવર્ધનરામની આ પુત્રીના જીવનમાં જે ગ્લાનિકારક તથા કષ્ટમય ભાગ જણાય છે તેમા આશ્વાસનરૂપે વાચકને એ જ વસ્તુ મળી આવે છે – પુત્રીની ઉદાર સર્વસહિષ્ણુ ધર્મમયતા તથા પિતાની દૃઢ વત્સલતા. એની લખાવટમાં ઊંચા પ્રકારની પકવ શૈલી નજરે પડે છે, અને પોતાની ઉચ્ચ તથા સૂક્ષ્મ ભાવનાઓ અંગ્રેજીની છાયા વિનાના શુદ્ધ ગુજરાતીમા પોતે ઉતારી છે એવું કાંઈક ગૌરવ ગોવર્ધનરામ અનુભવતા. "દયારામનો અક્ષરદેહ" એ જુદા પ્રકારનો લેખ છે, અને એમા દયારામભાઈની કવિતાના શુભ લક્ષણો તથા વૈષ્ણવધર્મના અન્તર્ગત રહસ્યો ઊંડી શોધકબુદ્ધિથી ગોવર્ધનરામે નિરૂપ્યા છે. આ ઉપરાંત બીજા ગુજરાતી તથા અંગ્રેજી સર્વ લેખ વિશાળ તથા વ્યાપક મનોદૃષ્ટિના શાસ્ત્રીય તથા ચમત્કારક વિચારશક્તિના, પુરાણી સંસ્થાઓના તત્ત્વચિન્તનના તેમ જ ઉચ્ચ પ્રકારની સાહિત્યની લખાવટના છૂટકછૂટક, પણ મનોહર ને બોધકારક નમૂનાઓ છે વળી, આ બીજા લેખોનો ઘણો ભાગ સામયિક પત્રોમાં તથા અંગ્રેજી ભાષામા લખાયલો હોવાથી, તેને લીધે સમકાલીન અનુયાયીઓમા ગોવર્ધનરામની ખ્યાતિ ઘણી વૃદ્ધિ પામી, તથા એમનું નામ એક દેશવત્સલ વિચારક તથા ગંભીર તત્ત્વચિન્તક તરીકે ગુજરાતની બહાર પણ પ્રસિદ્ધ થવા લાગ્યુ.

આ પ્રમાણે, "સરસ્વતીચન્દ્ર" સિવાયના બીજા લેખો પણ અસાધારણ પ્રકારના છે તથા તેમા પણ ગોવર્ધનરામનુ ગોવર્ધનરામપણુ છૂપું રહ્યુ નથી, તથાપિ ગોવર્ધનરામની કીર્તિનો તથા કૃતિનો ખરો સ્તમ્ભ તો "સરસ્વતીચન્દ્ર" જ ગણાશે, એ નિ સંદેહ છે એમના બીજા લેખો ગમે તેટલા માનપાત્ર હોય તોપણ જનસમુદાય તો એમને "સરસ્વતીચન્દ્ર"ના લેખક તરીકે જ ઓળખશે, અને સાક્ષરસમુદાય પણ એમના મુખ્ય વિચારો જાણવા તથા એમની ખરી તુલના કરવા એ જ મહાગ્રન્થ તરફ વળશે

જેમ "સરસ્વતીચન્દ્ર" એ ગોવર્ધનરામની શ્રેષ્ઠ કૃતિ છે, તેમ

તે પ્રકટ થઈ એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં તથા ગુજરાતી પ્રજાના ઇતિહાસમાં પણ એક મોટી ઘટનારૂપ છે. તેથી તેનો પ્રધાન ઉદ્દેશ, તેનું સામાન્ય રૂપ તથા તેનાં કેટલાંક લક્ષણો સંબન્ધી થોડીક હકીકત જણાવવાની જરૂર છે.

જેમ "સરસ્વતીચન્દ્ર"ની યોગ્ય કદર કરવા માટે તેની રચનાનો ઉદ્દેશ બરોબર સમજવાની જરૂર છે, તેમ તે ઉદ્દેશ પૂર્ણ રીતે સમજવા માટે ગોવર્ધનરામના જીવનના ઉદ્દેશ પણ બરોબર લક્ષમાં રાખવાની આવશ્યકતા છે. આ વાત એટલી અગત્યની છે કે "સરસ્વતીચન્દ્ર"નો મુખ્ય ઉદ્દેશ સમજાવવા જતાં કેટલીક પુનરુક્તિ થાય તો તે પણ આવશ્યક તથા અનિવાર્ય લેખાવી જોઈએ. ગોવર્ધનરામના મૂળ લક્ષ્ય તરીકે લોકકલ્યાણ, તેના વિશિષ્ટ તથા નિશ્ચિત સ્વરૂપ તરીકે હિન્દી પ્રજાના મહાપ્રશ્નોનો વિચાર, તેને અંગે ધર્મપ્રાપ્ત કર્તવ્યરૂપે સાહિત્યસેવા, અને તેના શ્રેષ્ઠ ફલ તરીકે "સરસ્વતીચન્દ્ર": આવો કાંઈક સંબન્ધ બાંધીએ તો "સરસ્વતીચન્દ્ર"નો મુખ્ય આશય સંક્ષેપમાં સમજી શકાય. અથવા જો વધારે વિસ્તારથી લખીએ તો, પોતાના સમયના કેટલાક મહાપ્રશ્ન ઉપરના પોતાના વિચારો પ્રજા સમીપ લોકભોગ્ય રૂપે મૂકવા; અલંકારની ભાષા યોજીએ તો, આ "ત્રિવેણી"ના સંગમમાં દેશના નાવને અવનતિના વમળ તથા ભમરાથી બચાવવા કેવી રીતે ચલાવવું જોઈએ, અને જે કલ્યાણભૂમિએ આખરે પહોંચવું છે તે કેવી છે તથા ત્યાં કેવી રીતે પહોંચાશે, એ સર્વનું ચિંતન તથા કલ્પનાથી મિશ્રિત ચિત્ર દોરવું, ગોવર્ધનરામની પોતાની ભાષાનો[3] ઉપયોગ કરીએ તો, "હજી સુધી આપણા કાનમાં વાગતા ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો, અને ભવિષ્યકાળમાં વિચારથી થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના પર પડતી અનિરછાયા – એ સર્વનું મિશ્રણ" ચિત્રદ્વારા બનાવવું; અથવા તો, ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં એમણે સ્પષ્ટ રીતે લખ્યું છે તેમ, "આપણી પ્રજા, આપણો દેશ, આપણો કાળ, આપણા વિચાર–આચાર, અને આપણી આધિ ઉપાધિ, એ સર્વના વર્તમાન ચિત્ર વચ્ચે ઊભા રહીને, આપણી ભાવિ પ્રજાનું એ જ વિષયોના રંગોથી ભરેલું કલ્પિત ચિત્ર આલેખવું" અને ઉત્તમ ચિત્રકારની માફક કલા તથા વક્તવ્યને મેળવી દઈ, હાલની પ્રજાને કલ્યાણમાર્ગ

૩. "સરસ્વતીચન્દ્ર" ભા. ૧, પ્રસ્તાવના

તરફ જવા પ્રેરણા કરવી · એ આ ગ્રન્થ લખવામાં ગોવર્ધનરામનો-મુખ્ય – પ્રવર્તક – હેતુ હતો.

જોકે, "સરસ્વતીચન્દ્ર" સિવાય બીજી જે જે રચના એમણે કરી છે તે સર્વમાં પણ આ આશય ઘણે અંશે પ્રગટ થયો છે અને તે તે લેખો પણ દેશના અમુક અમુક સવાલ ઉપર ચમત્કારક પ્રકાશ નાખે છે, એ સત્ય છે, તેમ જ, ગોવર્ધનરામની નિવૃત્તિનું કાર્ય પૂર્ણ થયું હોત તો તેનું પ્રકટ ફળ, જોકે "સરસ્વતીચન્દ્ર" જેટલું લોકપ્રિય નહિ, તો યે તેથી અધિક ઉપયોગી તથા મૂલ્યવાન થાત એ પણ નિઃસંશય છે; તથાપિ, આપણી સમક્ષ હાલ એમના જે જે લેખો તથા સર્જનો છે તે સર્વમાં, જેમ બીજી દષ્ટિથી તેમ આ દષ્ટિથી પણ, "સરસ્વતીચન્દ્ર" અગ્રસ્થાન લે છે એ નિર્વિવાદ છે.

આ પ્રમાણે આપણા દેશના ગૃહ, ધર્મ, રાજનીતિ, તત્ત્વજ્ઞાન, વગેરે સર્વ વિષયના જુદા જુદા પ્રશ્નો, તેના જુદા જુદા નિર્ણયો તથા તે નિર્ણયોના જુદા જુદા ગુણદોષો વગેરેના એક કોષ તરીકે – એક આકરગ્રંથ તરીકે – "સરસ્વતીચન્દ્ર" છે. અથવા તો આપણા ખરેખરા આર્ય સંસ્કારોને અનુકૂળ શબ્દ વાપરવો હોય તો, પ્રો. આનન્દશંકરની મર્મગામી રસિકતાએ સૂચવ્યું છે[૪] તેમ, "સરસ્વતીચન્દ્ર" એ એક નવું "પુરાણ" છે. આ શબ્દથી તેનું સ્વરૂપ કાંઈક અધિક રીતિએ જ દર્શાવાતું હોય એમ લાગે છે. આ સરખામણી વધારે ખુલી કરવાને માટે, ગોવર્ધનરામે લખેલી લાંબી પ્રસ્તાવનાને બદલે, તેની નીચે પ્રમાણે પ્રસ્તાવના લખી હોત તો વધારે ઉચિત હતું : "કલિકાલમાં જ્યારે ભરતખંડનાં મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ, ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ 'સરસ્વતીચન્દ્ર પુરાણ' રચ્યું."[૫]

ગોવર્ધનરામનો જે ઉદ્દેશ ઉપર બતાવ્યો છે તેમાં એક વાત ગૌણ રીતિએ દર્શાવાઈ છે. જે દષ્ટિથી ઉપરનો હેતુ એમના મનમાં હતો તે દષ્ટિથી તો એ વાત ગૌણ સ્થાનને જ યોગ્ય હતી. પરંતુ બીજી સર્વ દષ્ટિથી તે પ્રધાન હતી, અને પુષ્પની જુદી જુદી પાંખડી–

૪. "વસંત" ગો. સ્મા. અ. પૃ. ૨૪૯. ૫ એજન.

એમાં એક જ પુષ્પગન્ધ પ્રસરી રહે છે, તેમ ગોવર્ધનરામના સર્વ ઉદ્દેશોમાં તથા સર્વ સિદ્ધાન્તોમા આત્મારૂપે આ એક શ્રદ્ધા વ્યાપી રહી હતી આ શ્રદ્ધા આની હતી – પૂર્વ તથા પશ્ચિમના સંઘટ્ટન વચ્ચે કચરાતી ભારતપ્રજા આખરે પૂર્ણ કલ્યાણ તથા શાન્તિ પામ્યા વિના નહિ રહે.

ઘણા મનુષ્યોમા આ શ્રદ્ધા કેવળ ઉપરચોટિયા અજ્ઞાની ઉત્સાહનું પરિણામ હોય છે પરંતુ ગોવર્ધનરામની બાબતમાં તો તે જેમ એમની આશાવાદી પ્રકૃતિ ઉપર રચાઈ હતી તેમ એમની વિચારશક્તિથી તે પૂરેપૂરી સમર્થિત હતી દરેક ચીજની વિરોધી જ બાજુ જોવી તથા દરેક બનાવમાથી અમગળની જ આશંકા રાખવી, એવી કાયર તથા ઉદાસીનની વૃત્તિને તો એમના આશાવન્ત, પુરુષાર્થી તથા જગન્નિયન્તાની અપાર પ્રજ્ઞામા અચળ વિશ્વાસ રાખનાર હૃદયે પૂરેપૂરો દેશવટો આપ્યો હતો. એમની પ્રકૃતિનો મુદ્રાલેખ જ એ હતો કે શુદ્ધ અન્તઃકરણથી પ્રેરાયેલા નિષ્ઠાભર્યા પ્રયાસ કદી નિષ્ફળ જવાના નથી.

વળી કેટલાક અનિષ્ટવાદીઓ એવું માને છે કે ચડતીપડતી સર્વને શિરે છે, તે મુજબ ભારતીય પ્રજાના દિવસ પૂરા થઈ ચૂક્યા છે, અને હિન્દનો ખરો ઇતિહાસ હવે પૂરો થયો છે પૂર્વે ગ્રીસ, રોમ, ઇરાન વગેરે દેશની અનેક મહાન પ્રજાઓએ અસાધારણ કીર્તિ, સમૃદ્ધિ તથા પરાક્રમ પ્રકટ કર્યાં હતા, પણ આખરે તે સર્વનું શું થયુ ? અને એક વાર જડમૂળથી નાશ પામ્યા પછી કઈ પ્રજા ફરીથી ઉન્નતિ પામવા ભાગ્યશાળી થઈ છે ? તે મુજબ એક વાર મહાન ગણાતી આ આર્ય પ્રજા પણ અનેક ઘા ખમી ખમીને, છેવટે પાશ્ચાત્ય આચારવિચારના તંત્ર નીચે મૃત્યુ પામી છે એ હવે સજીવન થશે એવો તલભાર પણ સંભવ નથી એનું ભવિષ્ય અવનતિ તથા વિસ્મૃતિ એ જ છે

આવુ અમંગળ ભવિષ્ય ભાખનારને ગોવર્ધનરામનો સ્પષ્ટ ઉત્તર એ હતો કે "ભૂતદશાના ઉત્કર્ષક ઇતિહાસ વિનાની પ્રજાઓ આવું દાસત્વ સુખેથી પામો, પરંતુ અતિ ભવ્ય, તત્ત્વત ઉત્કર્ષક, અતિ પુરાણ, શુદ્ધ અને સંગીન મહાન આર્યપ્રજા તો તેમ નહિ જ કરે એ ભવિષ્ય જોનારને મન નિઃસંશય હોવું જોઈએ " બીજી સર્વ પ્રજાઓના ઉદાહરણની સામે એમણે જે આ સિદ્ધાન્ત પોતાના મનથી નક્કી કરી રાખ્યો હતો,

તે આપણા ભૂતકાળનું અવલોકન તથા ભવિષ્યનું કાલ્પનિક દર્શન બન્નેના આધાર પર રચાયો હતો. જેમ આર્યપ્રજાનું પ્રાચીન સત્ત્વ નિહાળી તે સત્ત્વના હાલના વારસો નિર્માલ્ય નહિ થાય એવો એમણે વિશ્વાસ રાખ્યો હતો, તેમ અત્યારે પ્રજાજીવનમાં ઉછાળા મારતા જુદા જુદા તરંગોને બારીક તથા સર્વવ્યાપી દૃષ્ટિથી શોધી કાઢી, વિદ્યા તથા વિવેકબુદ્ધિની ચાળણી વડે તેના ક્ષણિક નાશવન્ત અંશોને ચાળી નાખી, અને શાશ્વત તથા ચિરસ્થાયી અંશોનો નિષ્પક્ષપાત અભ્યાસ કરી ગોવર્ધનરામ એવા નિર્ણય ઉપર આવ્યા કે અન્તે હિન્દમાતાના ભાગ્યમાં સુખ તથા શાન્તિના દિવસો નિશ્ચિત જ છે. ચોથા ભાગની પ્રસ્તાવનામાં એ લખે છે "પરંતુ વધારે સ્વસ્થતાથી વિચાર કર્યા પછી એવી વાત ગળે ઊતરશે જ કે આપણી હાલની સંક્રાન્તિની દશા એક દિવસે તો પૂરી થશે અને તેની સાથે તે દશાના અનિત્ય તરંગોના ઊભરાઓ પણ શમી જશે. આ સ્થિતિ પૂરી થયા પછી હિન્દના શાન્તિ તથા સુખના દિવસો ઊગવા જ જોઈએ અને પ્રશ્ન માત્ર એટલો જ છે કે તે દિવસો કેવી તરેહના હશે."[૬]

હિન્દુસ્તાનના ભવિષ્ય સબન્ધી પોતાની કલ્પનાઓ ખરી જ પડશે એવો ગોવર્ધનરામ કોઈ રીતે આગ્રહ રાખતા નથી. તે પોતે સમજે છે કે "કલ્પિત ચિત્ર પ્રમાણે જ ભવિષ્ય બંધાશે એવો સિદ્ધાન્ત મનુષ્યથી બંધાય એમ નથી." છતાં, એક તો, એમણે આલેખ્યું છે તે ચિત્ર કેવળ કલ્પનામય નથી, પરંતુ અભ્યાસ, અવલોકન તથા ચિંતનથી પ્રેરિત છે; વળી બીજું, જેમ સ્વપ્ન પણ કોઈ વાર સાચા પડે છે તેમ, "આજે જે સ્વપ્ન ભાસે તે કાલે સત્ય થાય"[૭] એમ પણ બને. અને આ ન્યાય ન થાય તોપણ, "પોતાના 'મનોરાજ્ય'માં

---

૬ 'Cooler thoughts will, however bring home the conviction that our present state of *transition must one* day end the effervescence of its lighter elements. That stage over, *India must have her day of peace and comfort,* and the only question is what kind of day that will be.'

૭ "To look at these two cherubs of beauty and hope (Progress and Harmony) as they look at us is at least a vision of glory and happiness, and *what is vision to-day may be reality to-morrow.*"

'સરસ્વતીચંદ્ર' ભા ૩, પ્રસ્તાવના પૃ. iii.

પોતાના દેશબન્ધુઓને પ્રવેશ કરાવીને, અન્ધકારમાંથી પ્રકાશમાં આવવાનો કોઈ પણ માર્ગ એમને સુઝાડી શકાય, અને ઉદયકાળ વહેલો આણવા માટે જે કોઈ આતુર હોય, પરંતુ પોતાના કર્તવ્યથી અજ્ઞાત હોય તેવાઓને તેમના ધર્મની દિશા બતાવી શકાય"—આટલું પણ થાય તોયે ગોવર્ધનરામ ઘણો લાભ માનતા હતા૮

પોતાનો મુખ્ય ઉદ્દેશ તથા તે વિષેની ઉપરની સર્વ હકીકત ગોવર્ધનરામે નીચેના વાક્યોમાં સંક્ષેપથી જણાવી છે "સંક્રાન્તિકાળના આ ખગ્રાસે મોહમાં તથા શોકમાં પાડેલા જૂના અને નવા, તરુણ અને વૃદ્ધ, અશિક્ષિત અને શિક્ષિત, અજ્ઞ અને પ્રજ્ઞ દીન અને સમર્થ, ક્લિષ્ટ અને શિષ્ટ સર્વ ચિત્તોમાં મોક્ષકાળના આ ઉત્પદ્યમાન ચિરંજીવ કિરણ પ્રવેશ પામે, અને અવિચારને સ્થાને વિચાર, અને અવસાદને સ્થાને ઉત્સાહ પ્રવર્તે – એ આ કથાના સર્વ ભાગોના સર્વ ઉદ્દેશોનો કેન્દ્રસ્થ ઉદ્દેશ છે"

આ મહાન આશય એમના દિલમાં ઘડાયો પછી તે પૂર્ણ કરવા માટેના લેખનું રૂપ ચોક્કસ કરતાં કેટલોક વિલમ્બ થયો. ગોવર્ધનરામ પોતે જણાવે છે૧૦ તેમ એમનો પહેલો વિચાર સ્વાભાવિક રીતે એવો હતો કે પોતાને જે કાંઈ કહેવાનું હતું તે સર્વ એક નિબન્ધમાલાના રૂપમાં પ્રજાની સમક્ષ જૂ કરવું પરંતુ એમના અનુભવી મનને પછીથી લાગ્યું કે આ માર્ગ, બીજી રીતિએ ગમે તેવો લાભકારક હશે તોપણ, હાલના સમયમાં ગુજરાતી લોકોના હૃદયોને જાદુઇ સ્પર્શથી જગાડવાને અસમર્થ છે કેવળ વિચારાત્મક તથા ગંભીર લખાણોને બદલે, તે વિચારોના દેહરૂપ જીવતા પાત્રો તથા જીવતી ભાવનાઓ ખડી કરવામાં આવે તો એ ઉદ્દેશ સૌથી વધારે સહેલાઈથી સફળ થાય "પ્રસાદ ખાવા આવે તે કથા પણ સાભળતો જાય" એ સત્યને આધારે, इष्ट धर्मेण योजयेत् । એ ઉત્તમ શિક્ષકના રહસ્ય સૂત્રઅનુસાર, વાર્તાના રસ દ્વારા પોતાના ઉચ્ચગ્રાહનું અવલમ્બન " જનસમાજને દર્શાવવું એ છેવટનો વિચાર થયો તેને અનુસરીને "સરસ્વતીચન્દ્ર" ની યોજના તથા સર્જન થયું

આ કૃતિને નવલકથા એ નામ આપી શકાય કે નહિ એ શબ્દભેદનો તથા મહાન મતભેદનો વિષય છે માટે તેની ચર્ચામાં

---

૮ 'સરસ્વતીચંદ્ર' ભા ૪ પ્રસ્તાવના પૃ ૧૧

૯ 'સરસ્વતીચંદ્ર' ભા ૩, પ્રસ્તાવના, પૃ ૭

૧૦ 'સરસ્વતીચંદ્ર' ભા ૧, પ્રસ્તાવના

ઊતરવા કરતાં, નિબન્ધને બદલે આવી કથા લખવાનો ગોવર્ધનરામે સંકલ્પ કર્યો તે સંકલ્પના અનુસંધાનમાં એટલું જણાવીશું, કે અગર એમણે નિબન્ધ લખ્યા હોત તોપણ એમનું દૈવત એવું હતું કે તે નિબન્ધો અસાધારણ ઉત્કૃષ્ટતાને પાત્ર થયા હોત, તોપણ, તેથી નવલી રીતે આ અગત્યના પ્રશ્નનો નિર્ણય કરવાથી ત્રણ મહાલાભ થયેલા સ્પષ્ટ જણાય છે. પ્રથમ એ કે આપણી પ્રજાનો મોટો ભાગ જેણે નિબન્ધલેખક ગોવર્ધનરામનો સ્વર સાંભળી પોતાના હૃદયના કમાડ કદી પણ ઉઘાડયાં ન હેત, તેઓએ "સરસ્વતીચન્દ્ર"ના લેખકને આતુરતાથી તથા હર્ષથી હૃદયમાં સ્થાન આપ્યું. ગોવર્ધનરામનો સંદેશ આ પ્રમાણે પ્રજાના ઘણા મોટા ભાગને સુલભ થયો. બીજો લાભ એ કે મનુષ્યસ્વભાવના નીચા, ઊંચા તથા મધ્યમ ત્રણે પ્રદેશોનું અદ્‌ભુત જ્ઞાન, તે આલેખવાનું અપૂર્વ કૌશલ, વગેરે એમની વિરલ શક્તિઓને, પૂર્ણ રીતે તેમ જ ઘણા પરિપકવ ફળરૂપે, પ્રકાશમાં લાવવાનો એમને અનુપમ અવસર મળ્યો. ત્રીજો લાભ એ છે કે એમના આ નિર્ણયથી ગુજરાતી સાહિત્યને એક એવા મહાગ્રન્થની પ્રાપ્તિ થઈ જેની ઉચ્ચતા ઘણા અંશોમાં અદ્વિતીય છે. ખરેખર, "સરસ્વતીચન્દ્ર"ના બીજા અંશોને દૂર રાખી એક પાત્રરચનાની દૃષ્ટિથી જ જોઈએ તોપણ, સરસ્વતીચન્દ્ર, કુમુદ, કુસુમ, ચન્દ્રાવલી તથા ગુણિયલ ગુણસુંદરી જેવાં પાત્રોથી ગુજરાતી સાહિત્યના ગૌરવમાં, સમૃદ્ધિમાં તથા કલ્યાણશક્તિમાં એટલી વૃદ્ધિ થઈ છે કે તેનું માપ કાઢવું પણ મુશ્કેલ છે. *હિમાલયમાંથી વહેતી ગંગાની જેમ ગોવર્ધનરામનું ચિંતન સર્જનરૂપે, નવલકથાની શ્રીસભર કલારૂપે વહેતું થયું, એ પણ જેવોતેવો લાભ નથી.*

ગોવર્ધનરામ ઉપર સ્નેહ, માન તથા પૂજ્યબુદ્ધિથી જોનાર કેટલાક દક્ષિણી, હિન્દી તથા અંગ્રેજી ગૃહસ્થો એમના અંગ્રેજી લેખો ઉપર મોહ પામી તથા એમના લેખોમા કેવળ ગુજરાતના જ પ્રશ્નો નહિ પણ સકલ હિન્દના રાષ્ટ્રીય મહાપ્રશ્નોનું ચિંતન જોઈ, એમને ઘણી વાર ઠપકાથી કહેતા કે, "ત્રિપાઠી, 'સરસ્વતીચન્દ્ર' જેવી તમારી મોટામાં મોટી કૃતિ ગુજરાતીમા લખવાનું તમને શું સૂઝ્યું ? તમે જો એ અંગ્રેજીમાં લખી હોત તો આખા હિન્દુસ્તાનના શિક્ષિતવર્ગને તે સુલભ થાત, વળી અંગ્રેજો પણ તે વાંચત, અને તમારા વિચારોથી તે બધાને કેટલો લાભ થાત !" એક સારા પ્રતિષ્ઠિત બંગાળી ગૃહસ્થે

તો એક પત્રમાં ગોવર્ધનરામ ઉપર નીચેનું વિખ્યાત વાક્ય ઉતારીને મોકલ્યું : "You have given to a party what was meant for mankind "—" જે આખી મનુષ્યજાત માટે સર્જાયેલું હતું તે તમે નાનકડા વિભાગને જ આપ્યું."

આ ફરિયાદ કેટલેક અંશે ગોવર્ધનરામને અભિનંદન સમાન છે, તથાપિ તેમાં સમૂળગું વજન નથી એમ કહી શકાશે નહિ. નવલકથાનું રૂપ પસંદ કરવામાં ગોવર્ધનરામનો ખાસ આશય હતો, તેમ ભાષા પસંદ કરવામાં પણ હતો. આ ફરિયાદના જવાબમાં તે શું શું કહેતા તે સર્વ અહીં જણાવતાં બહુ વિસ્તાર થાય. પરંતુ મુખ્ય વાત એ કહેવી જોઈએ કે ગુજરાત સિવાયના બીજા પ્રાન્તોની એમને દરકાર જ નહોતી અથવા એકરાષ્ટ્રીયત્વનો પ્રવાહ એમની નાડીમાં મન્દતાથી વહેતો હતો, એવા સર્વ તર્ક તદ્દન મિથ્યા તથા હાસ્યપાત્ર છે. પોતાના આ ગ્રન્થ માટે પોતાની માતૃભાષા પસંદ કરવામાં,"લીલાવતી-જીવનકલા"-મા એમણે જેને પ્રનેર ધર્મ કહ્યો છે[૧૬] તે જ એમણે પાળ્યો છે. એ ધર્મ તેઓ પોતે સમજાવે છે કે "આગગાડીમાં ઘણી ભીડમાં આપણે બેઠા હોઈએ ત્યારે દૂર ઊભેલા મનુષ્યને ઊભો રહેવા દઈ પાસે ઊભેલાને બેસવાની જગા આપવા આપણે ઊભા થઈએ." વળી સંસારના અન્ય જીવોની સંભાળ લેવાને બદલે "પોતાની પાસે ઈશ્વરે મૂકેલા પુત્રાદિક જીવોની સંભાળ લેવામા" આપણે ગૂંથાઈએ. આમ હોવા છતાં "હૃદયમાં એ સર્વના ઉપર સમાન દૃષ્ટિ રાખી શકાય છે.. પક્ષપાત ક્રિયામાં હોય છે, હૃદયમાં હોતો નથી, માટે તે પક્ષપાત રાખનારની સમદૃષ્ટિતામાં ન્યૂનતા આવતી નથી." આ ઉપરાંત એટલું નોંધવા જેવું છે કે નિવૃત્તિનું ઘણું લેખનકાર્ય અંગ્રેજીમાં થયું હતું તથા થવાનું હતું.

"સરસ્વતીચન્દ્ર"ના ચારે ભાગ સરખી કોટિના નથી. પહેલા બે ભાગ કરતાં છેલ્લા બે ભાગ, તેમાયે વળી ચોથો ભાગ, વિશેષ કઠિન છે એમ સાધારણ વાચનારા તરફથી અર્ધી ફરિયાદના રૂપમાં – અર્ધી નિરાશાના રૂપમાં કહેવાય છે. પરંતુ એ સંબન્ધમાં ગોવર્ધનરામનો હેતુ જાણ્યા વગર વિચાર બાંધવો એ યોગ્ય નથી. પહેલા તથા ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે આપણા જનસમાજના સર્વ વાચકગણને માટે આખી કૃતિ સર્જાયેલી છે, અને આપણો વાચકગણ

૧૬. પૃ. ૪૪–૪૮

જુદા જુદા અનેક વર્ગોનો બનેલો હોવાથી, આખી કૃતિનું સ્વરૂપ એક પ્રકારનું થઈ શકે એમ ન હતું. આમ હોવાથી, જોકે વિદ્વાન વાંચનારને તો ચારે ભાગ ગમ્ય છે, તોપણ તે ચારે ભાગ જુદી જુદી દૃષ્ટિએ જુદી જુદી જાતના લોકો માટે પ્રધાનપણે લખાયેલા છે. આ પ્રમાણે એમણે એક વાર કહ્યું હતું કે પહેલો ભાગ સર્વ વર્ગના, અને ખાસ કરીને સામાન્ય વર્ગના, વાંચનારા માટે યોજાયલો છે. બીજો ભાગ મુખ્યત્વે સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓની સ્થિતિ જાણવા તથા સુધારવા-પ્રયાસ કરનારાઓ માટે છે. ત્રીજો ભાગ વિશેષે કરીને રાજકીય વિષયોના અભ્યાસીઓ તથા રાજકીય હિલચાલમાં ભાગ લેનારા માટે છે. ચોથો ભાગ સરસ્વતીના મનોરાજ્યનું અથવા સ્વપ્નભૂમિનું ચિત્ર છે, અને તેનું નામ તથા પ્રસ્તાવના પ્રકટ કરે છે તેમ, મુખ્યત્વે આપણા કેળવાયેલા મનુષ્યોએ ભવિષ્યની ઉન્નતિના પ્રયાસમાં જે કઠિન કાર્ય કરવાનું છે તેના સૂચનરૂપે છે. તે પોતે કહેતા પણ ખરા કે સંસ્કૃતના જ્ઞાનવાળા સર્વ ગ્રેજ્યુએટને એ ભાગ સૌથી વિશેષ ઉપયોગી છે; તેઓ તેનો પાકો અભ્યાસ કરે એમ તે અવશ્ય ઇચ્છતા. કેટલીક વાર તો, એમના સહવાસમાં આવેલા કૉલેજના ઉત્સાહી વિદ્યાર્થી એમને કાંઈ શંકાઓ પૂછતા ત્યારે એમ પણ જવાબ દેતા કે "તમે બી.એ. થઈ, 'સરસ્વતીચન્દ્ર'નો ચોથો ભાગ બરાબર વાંચજો, એટલે તમને તે સમજાશે. અને તે સમયે તમારે કાંઈ પૂછવા જેવું રહે તો હું બેલાશક ખુલાસો કરીશ."

ગોવર્ધનરામની આ મહાન કૃતિનો ઉદ્દેશ તથા સામાન્ય રૂપ આવા પ્રકારનાં હતાં. એ કાર્ય માટે એમણે જે સામગ્રી વાપરી છે તે કોઈ પણ પ્રજાના મોટામાં મોટા લેખકને છાજે એવી છે. કેવળ સાહિત્યની દૃષ્ટિથી જોઈએ તો એક ગૌરવગ્રંથનાં – Literary masterpieceનાં – ઘણાં લક્ષણો એમાં નજરે પડે છે, એ તો નિર્વિવાદ છે.

આ સમર્થ સર્જનનું સૌથી પ્રધાન લક્ષણ પાત્રાલેખન છે. એમાનાં પાત્રોની કલ્પના જેવી અપૂર્વ, વિવિધતાવાળી તથા ચમત્કારમય છે તેવું જ તેનું આલેખન તાદૃશ, મર્મગ્રાહી તથા હૃદયંગમ છે. ખરેખર, આટલાં બધાં પાત્રો હોવા છતાં આવી સ્પષ્ટ તથા સુન્દર વિવિધતાવાળાં, આટલી વિવિધતા હોવા છતાં આટલી મનોહર સ્વાભાવિકતાવાળાં, અને આટલી સ્વાભાવિકતા હોવા છતાં અન્તે આવી:

ઉત્કર્ષકારક છાયાવાળાં પાત્રો, રામાયણ કે મહાભારત સિવાય બીજી કોઈ એક જ કથામાં તો ભારતમાં ભાગ્યે જ સંક્રાન્ત થયાં હશે. આ પ્રમાણે, રાજકર્તાઓ, અમાત્યો, સાધુઓ, પતિપત્ની પિતાપુત્ર વગેરેનાં યુગલો, અને આવી રીતે જૂના, નવા તથા અધવચ રહેલા, જુદી જુદી પ્રકૃતિવાળા, સંસારના જુદા જુદા પ્રદેશોમાંના મનુષ્યો : એ સર્વના આબેહૂબ નમૂનાઓ "સરસ્વતીચન્દ્ર"માં મળી આવે છે. આ પાત્રોમાં એકે પાત્ર વ્યર્થ કે નિષ્પ્રયોજન નથી, એકેનું વ્યક્તિત્વ ગોટાળામાં ખોવાઈ ગયું નથી; એકેએક પાત્ર બારીક અવલોકનકારને સંસારમાં મળી આવતા મનુષ્યની તાદશ પ્રતિમા જણાય છે, તથા એકેએક પાત્ર અર્વાચીન હિન્દમાં મન્થન અનુભવતી જુદી જુદી વ્યક્તિની વૃત્તિશક્તિના પ્રતીકરૂપ દેખાય છે. આ ઉપરાંત, અમુક પાત્રોના આલેખનમાં તો ગોવર્ધનરામે એવા શ્રેષ્ઠ પ્રદેશોનું દર્શન કરાવ્યું છે કે એમની પાત્રરચનાના તથા પાત્રાલેખનના અપૂર્વ કૌશલ્યથી, ગુજરાતી સાહિત્યનો તો શું પણ અંગ્રેજી સાહિત્યનો અભ્યાસી પણ આનંદ તથા આશ્ચર્યની અનવધિએ પહોંચી રસસાગરમાં ઝૂલવા માંડે. ઇંગ્લંડમાં શેક્સ્પીઅર તથા સર વૉલ્ટર સ્કૉટ માટે યોગ્ય જ કહેવાય છે કે તેમણે રચેલાં પાત્રો ખરેખરી ઐતિહાસિક મૂર્તિની પેઠે અંગ્રેજી સાહિત્યમાં જીવન્ત રહ્યાં છે તથા રહેશે. તે પ્રમાણે, ઉચિત ગર્વથી આપણે પણ કહી શકીશું કે "સરસ્વતીચંદ્ર."-માંના સિદ્ધાંતોની મીમાંસા ગમે તે પ્રકારની થાય, તોપણ તે ગ્રંથ દ્વારા જે પાત્રો ગુજરાતી સાહિત્યને ગોવર્ધનરામે અર્પ્યાં છે તે પાત્રો તો ગુજરાતી સાહિત્યમાં નિઃશંક અમરત્વ પ્રાપ્ત કરશે.

"સરસ્વતીચંદ્ર"નાં પાત્રો સંબન્ધી બીજી એક વસ્તુ સ્પષ્ટ કરવી ઘટે છે. આ પાત્રો કંઈ સર્વગુણસંપન્ન નથી; અને તે હેતુપૂર્વક છે. સંસારનું વાસ્તવિક ચિત્ર દોરવાના આશયથી, તથા "પૃથ્વી ઉપરના માનવીને નીસરણીનું છેક ઉપલું પગથિયું બનાવવું એ તેની હિંમત હરાવવા જેવું"[૧૨] લાગવાથી, ગોવર્ધનરામે પોતાની કથાના મનુષ્યો સંપૂર્ણતાયુક્ત કે "ઉત્કૃષ્ટતમ" નથી કર્યાં. પરંતુ માનુષ નિર્બલતા તથા માનુષ વિકારોને ઉચિત સ્થાન આપ્યું છે. ગ્રન્થનો નાયક સરસ્વતીચન્દ્ર, જે તાત્ત્વિક રીતિએ હાલના હિન્દી ગ્રેજ્યુએટનો ઉત્કૃષ્ટ નમૂનો છે, તેનામા આ જમાનાના ઉત્તમ અંશોની તથા મુખ્ય દોષોની નાજુક મેળવણી કરી છે. ચિત્રની ખૂબી એ છે કે એ દોષો ધીમે ધીમે

૧૨. "સરસ્વતીચન્દ્ર" ભા. ૧, પ્રસ્તાવના.

સ્વયમેવ ન્યૂન થતા જાય છે અને ગુણો ધીમે ધીમે વિકાસ પામી, શુદ્ધ લોકહિતેચ્છામાં તથા અદ્‌ભુત લોક-કલ્યાણમાં પરિણામ પામે છે.

શેક્સ્પીઅર ઉપર વિવેચન કરનાર કેટલાક રસજ્ઞ મનુષ્યોનો એવો મત થયો છે કે, પાત્રો રચવાની એની શક્તિ સર્વ સ્થળે અદ્વિતીય હોવા છતાં, શ્રેષ્ઠ સ્ત્રીપાત્રોનું આલેખન કરતી વેળાએ એની અમર પીંછીમાંથી એવી કાંઈ જાદુઈ સુંદરતા, સુકુમારતા તથા ભાવનામયતા ઝરે છે, જે શ્રેષ્ઠ પુરુષપાત્રોના આલેખનમાં એટલી બધી દૃષ્ટિગોચર થતી નથી. ગોવર્ધનરામે સર્જેલાં વિવિધ પાત્રો સંબન્ધી પણ આપણા કેટલાક રસિક માણસોને એવું લાગ્યું છે. આ અભિપ્રાય જ્યાં સુધી વીગત તથા દાખલાથી પુષ્ટ થઈ ચર્ચાયો નથી, ત્યાં સુધી તેના સંબન્ધી વિશેષ અવલોકન કરવાની અહીં જરૂર નથી. આ બાબતનો નિર્ણય ગુજરાતના વિદ્વાનો ગમે તે રીતે કરે, તોપણ એક વાત નિઃસંદેહ છે કે, કુમુદસુન્દરી, કુસુમસુન્દરી, ગુણસુન્દરી, ચન્દ્રાવલી, સૌભાગ્યદેવી વગેરે ગોવર્ધનરામની માનસપુત્રીઓની મંગલ, પુણ્યમય મૂર્તિઓમાં જે પવિત્ર મોહિની જણાય છે તે તો ખરેખર અનેરી તથા બહુધા આર્ય સ્ત્રીઓમાં જ આવી શકે એવી છે

આપણામાં એક સામાન્ય કહેવત છે કે "જ્યાં નવ પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ" માનવ-હૃદયના ઊંડામાં ઊંડા રહસ્યસ્થલમાં પ્રવેશ કરવો તથા ઝીણામાં ઝીણા ભેદ ઉકેલવા; ભિન્ન ભિન્ન મનુષ્યોમાં એક જ પ્રસંગે અને એક જ મનુષ્યમાં ભિન્ન ભિન્ન પ્રસંગે કઈ ઊર્મિઓ પ્રવર્તે છે તથા તેમનાં મનની ઘટમાળ કેવી રીતે ચાલે છે તેનું જ્ઞાન મેળવવું, તથા આ સર્વ હૃદયમન્થન યથાસ્થિત રૂપમાં પોતાની કલમમાં કલામયતાથી ઉતારવું—એ વિરલ શક્તિનો અધિકાર તો દુનિયાના બહુ થોડા જ ઉસ્તાદોને બક્ષિસ થયેલો છે. પરંતુ હૃદયમંથન તથા મન:સૃષ્ટિના જે વર્ણનો ગોવર્ધનરામે આપ્યા છે તે નિહાળતાં તેઓ માનસશાસ્ત્રના એક મહાન આચાર્ય હોય એમ લાગ્યા વિના રહેતું નથી. પહેલા ભાગમાં બુદ્ધિધન તથા કુમુદસુન્દરી, ત્રીજા ભાગમાં મલ્લરાજ, ચોથામાં કુમુદ તથા કુસુમ, અને ચારે ભાગોમાં સરસ્વતીચન્દ્ર—તેમની જુદી જુદી મનોદશાનાં વર્ણનો આ બાબતનાં ઉત્તમ ઉદાહરણ છે.

મનુષ્યોનું ચિત્ર દોરવાની ગોવર્ધનરામની શક્તિ જો બહુધા અનુપમ ને અનવદ્ય છે તો જુદા જુદા બનાવો તથા પ્રસંગોનાં ચિત્ર દોરવાની એમની શક્તિ તેથી કોઈ રીતે ઊતરે એમ નથી. પ્રસંગોની પસંદગી તથા

કલ્પના ઉત્કૃષ્ટ હોવાની સાથે, ચિત્ર જાતે એની ઝીણવટથી, સુન્દરતાથી તથા સ્વાભાવિકતાથી દોરાયા છે કે વાચનાર તેમા પૂરેપૂરો ગરકાવ થયા વિના રહે જ નહિ આપણી હાનતી સ્થિતિના મનુષ્યોના જુદા જુદા નમૂના પ્રગટ કરવા માટે તથા આપણા જીવનના ને આપણા સ્વભાવના ઘણા વિશિષ્ટ પ્રસગોને "સરસ્વતીચન્દ્ર"મા અમર કરવા માટે ગુજરાત હમેશા કૃતાર્થતા ને કૃતજ્ઞતા અનુભવશે

"સરસ્વતીચન્દ્ર"ની વસ્તુસકલના સબધી સર્વ વાચનાર એક જ અભિપ્રાય ઉપર આવી શકે તેમ તો જણાતુ નથી કેટલાકને કથાની સકલના "શિથિલ તથા નિર્બલ" લાગી છે ત્યારે બીજા કેટલાકને તે નવીન, રસભરી તથા ચતુરાઈવાળી જણાઈ છે મનુષ્યોની પ્રકૃતિ તથા વિચારોમા ભેદ રહેશે ત્યા સુધી આ બાબતનો ભેદ તદ્દન નાશ પામે એ અશક્ય છે એક શિષ્ટ તથા ઉત્તમ નવલકથાકારની વસ્તુસકલના જેવી સુઘડ, વ્યવસ્થિત તથા પ્રથમથી વિચારપૂર્વક નિર્મિત થયેલી હોવાની આપણે આશા રાખીએ તેવી ગોવર્ધનરામના કથામાં કદાચ દૃષ્ટિએ પડતી નથી એક કુશળ શિલ્પશાસ્ત્રી કોઈ મકાન ચણતા પહેલા, તેના અગેઅગનો પહેલેથી નકશો કરી રાખે અને તે મકાન જેવુ સુન્દર, જેવુ ભવ્ય તથા જેવુ મોટુ નાનુ કરવુ હોય તે સર્વ પહેલેથી ગોઠવી નક્શો કરી રાખે, અને પછીથી એ નકશા અનુસાર જ આખી હવેલીની રચના કરે, તેવી રીતે ગોવર્ધનરામની નવનવ્યાનુ થયુ હોય એમ લાગતુ નથી આમ હોવાથી વસ્તુના સુશ્લિષ્ટ સવિધાનથી વાચનારને જે આનન્દ તથા સરળતા પડે છે તે કેટલેક અશે આ ગ્રન્થમા અનવ્ય છે. વળી, "બીજી કથાઓની ફૂલગૂથણી", ગભીર વિષયોની ઊડી તથા લાબી ચર્ચા, અને ક્રિયા કે જે કથામાત્રનુ સત્ત્વ છે તેનો છેવટના ભાગોમા ક્રમે ક્રમે લોપ—એ સર્વ કારણોને લીધે, આ નવલકથાના વસ્તુસકલનામા ઘણા પ્રકારની ન્યૂનતા દેખાય છે પરતુ આ વિષે જેટલુ કહેવાય તે બધુ કહી દીધા પછી પણ, "સરસ્વતીચન્દ્ર"ની સકલના, છૂટક છૂટક વિભાગમા તેમ સમસ્ત રીતે પણ, ચમત્કારક તથા મનોહર છે એમ કહ્યા વિના તો ચાલતુ નથી એટલુ જ નહિ પણ પડિતયુગની આ કૃતિના ઉચ્ચ ઉદ્દેશની ભવ્યતાને લીધે તથા લખાવટના અપૂર્વ પ્રકારની મોહિનીને લીધે, ઉપરની ખામીઓ પણ કેટલાકને કદાચિત્ સ્વલ્પ જ દેખાશે ગોવર્ધનરામના પોતાના મનોમય કોષનુ જેવી જાતનુ બન્ધારણ હતુ, તેને એમની કથાનુ સવિધાન

આ બાબતમા ઘણે અંશે મળતું આવે છે એમ કહેવામા કશું અજુગતું નથી.

ગોવર્ધનરામની શૈલી, ખાસ કરીને આ મહાકૃતિમા છે તે, પ્રૌઢ, બલવતી તથા શિષ્ટ છે એ શૈલીના સર્વ અંશોનું પૃથક્કરણ કરી, દરેકના રૂપ તથા મૂલ્યનો નિર્ણય કરવાનુ તજી દઈ, અહી માત્ર તે સબન્ધી થોડીક સામાન્ય નોધ કરીશું એ શૈલી સબન્ધી જે મુખ્ય વિશેષતા જણાય છે તે એ છે કે કલ્પના તથા ભાષા ઉભયના અનુપમ મૂલ્યવાળા આભૂષણ આ રત્નરાશિમા ઝળકી રહ્યા છે. એમની કલ્પનાનું પૂર તો બસ અલૌકિક છે રસના તથા જ્ઞાનના બન્નેના વિષયોમા તે પહોચી વળે છે ને બન્નેના પ્રદેશોમા નવી નવી મોહકતા, નવા નવા અર્થો તથા નવા નવા બોધ ઉત્પન્ન કરે છે એમની ઉપમાઓ ભવ્ય, ઉગ્ર અથવા કોમળ, જેવી જોઈએ તેવી, પરંતુ હમેશાં નૂતન, મર્મગ્રાહી તથા બધબેસતી હોય છે એમની ઉપમાઓ આપવાની શક્તિ કાઈ અદ્ભુત જ છે, અને "उपमा कालिदासस्य" એમ સંસ્કૃત સાહિત્યમા કહેવાય છે તેવી રીતે ગુજરાતી સાહિત્યમા ગોવર્ધનરામ માટે કદી કહેવાય તો તે અયોગ્ય કે અસભવિત નથી વળી, વાચન તથા શ્રવણના ફળરૂપ જે અમૂલ ખજાનાઓ, સંસ્કૃત, અગ્રેજી, ગુજરાતી તથા હિન્દી અવતરણ રૂપે, વેદાન્તથી માડીને તે અભણ ગાડાવાળાના અથવા રાત્રે શોખ મારતા મિયાભાઈના ગાયનો સુધીના, એમના લખાવટ સાથે ગૂથાયા છે તે એમની શૈલીમા વિદ્વત્તા તથા રસિકતાનો વિરલ ઉચ્ચ સયોગ કરાવે છે આ ઉપરાન્ત, ભાષા ઉપરનુ એમનુ ઐશ્વર્ય ખરે જ મહાલેખકને છાજે એવુ છે શ્રીકંઠ ભવભૂતિ પોતાને વિષે કહે છે—કહેવડાવે છે કે "य ब्रह्माण मय देवी वाग्वश्येवानुवर्तते।" અર્થાત્ "(મને) વાગ્દેવી - વાણીની દેવી - વશ થયેલી વ્હાલગરી સ્ત્રીની પેઠે અનુસરે છે" જે પ્રતાપથી ગોવર્ધનરામની વાણીની ધારા છૂટે છે, જે ત્વરાથી "સરસ્વતીચન્દ્ર" ચોથો ભાગ, "માધવરજીવન" વગેરે કૃતિઓ રચાતી હતી, અને જે પ્રભુત્વથી અગમ્ય તથા અગમ ભાવો, વિચારો તથા કલ્પનાઓ એમણે ભાષામા ઉતાર્યા છે, તે પ્રત્યક્ષ કરનાર કોઈ પણ ગોવર્ધનરામ સબન્ધી આવી જ જાતનું વિધાન કરવા લલચાશે

ગોવર્ધનરામના લેખની જમા બાજુ વિષે આટલું બધું બોલાય તો ઉધાર બાજુ ઉપર પણ થોડું બોલાયુ નથી કથાવિધાન, પ્રસગની

પસંદગી, વાર્તાની સંકલના, કથાના અન્તની રચના, તથા હાનના સમયમાં, જોડણીની પદ્ધતિ પણ મતભેદના વિગ્રહમાંથી બચી શકે એમ નથી અને જ્યાં સુધી આ વિગ્રહ વિચારયુક્ત તથા શુદ્ધ હેતુના વિવાદનું સ્વરૂપ રાખી શકે ત્યાં સુધી તે ઇષ્ટ તથા આવશ્યક છે પરંતુ એ અર્થને દૂર રાખી, "સરસ્વતીચન્દ્ર' સંબંધી જે ફરિયાદ મુખ્ય જણાઈ છે તથા જે સંબન્ધી હજી અહીં કે બીજે સ્થળે કાંઈ લખવામાં આવ્યું નથી, તે ઉપર વાચકનું લક્ષ દોરીશું

આ ફરિયાદ એ છે કે હાનના જે જે પ્રશ્નો સંબંધી ગોવર્ધનરામે ચર્ચા કરી છે તે તે સંબંધી પોતાના અભિપ્રાય તથા પોતાના નિર્ણય શા છે તે બિલકુલ સમજાતું નથી દાખલા તરીકે, એક ઉત્સાહી વાચનારે પોતાનો ગૂંચવાડો એવી રીતે પ્રકટ કર્યો હતો કે "ચોથા ભાગમાં 'સરસ્વતીચન્દ્રની અશ્રુગાર'ના પ્રકરણમાં, સંયુક્ત અથવા અવિભક્ત કુટુમ્બની આપણી સંસ્થા સંબન્ધી એમણે ચર્ચા ચલાવી છે, અને તે સંસ્થાના જુદા જુદા સ્વરૂપ, જુદી જુદી દૃષ્ટિથી જુદા જુદા મિત્રોના પત્રદ્વારા, આપણી સમક્ષ મૂક્યા છે પણ એમાં તો જે વાંચીએ છીએ તે બરોબર જ લાગે છે જ્યારે તરંગશંકરનો પત્ર વાંચીએ છીએ ત્યારે એના વિચારો સાચા લાગે છે પણ જ્યાં તેનો ચન્દ્રકાન્તે આપેલો જવાબ વાંચીએ છીએ ત્યારે એમ થાય છે કે, તરંગશંકરના વિચારો તરંગી જ છે, અને ચન્દ્રકાન્તનું કહેવું સાચું છે વળી જ્યાં ઉદ્ધતલાલનો પત્ર વાંચીએ છીએ એટલે એનો દલીલો જ મગજમાં ખૂપી જાય છે અને એ વિચારો તો તદ્દન ખરા અને પાછલા બધાયે ખોટા એમ લાગે છે પરંતુ જ્યારે ચન્દ્રકાન્તે એના પત્ર નીચે નોંધ કરી છે તે વાંચીએ છીએ, ત્યારે વળી ઉદ્ધતલાલના વિચારોમાં એટલી બધી ભૂલો નજરે પડે છે કે વાત નહિ આથી મગજમાં એવો ગોટાળો ઊભો થાય છે કે પછી બધામાં સારું શું ને નઠારું શું તે કશું સમજાતું નથી ગોવર્ધનરામભાઈ પોતે તો કશો તોડ કાઢતા જ નથી, ને સત્ય શું તે સ્પષ્ટ રીતે લખતા જ નથી કહો, પછી એમાં શી સમજણ પડે?'

આ ફરિયાદ ઘણે અંશે સ્વાભાવિક છે તથા એમાં કેટલીક સત્યતા પણ રહી છે તેમ એમની વાત પણ પૂરેપૂરી ચોક્કસ છે કે 'સરસ્વતીચન્દ્ર' માંના કોઈ પણ એક પાત્રના વિચારો લઈ, તે વિચારો સર્વાંશે ગોવર્ધનરામના જ વિચારો છે એમ લઈ પડવું એ તદ્દન અયોગ્ય

તથા શ્રમજનક છે. તેથી આ સંબન્ધી ગોવર્ધનરામની ખરી સ્થિતિ શી હતી તે સમજવાની જરૂર છે. ઇંગ્લંડમાં શેક્સપીઅર સંબન્ધી પણ આવી શંકાઓ તથા ચર્ચાઓ ઊભી થઈ છે—સર્વદેશીય લેખકોનું તો એ જ ભાગ્ય છે. આ વિષે ગોવર્ધનરામની સમજ એવી હતી કે, એક નિબન્ધલેખક તરીકે માણસ પોતાના અભિપ્રાયો જણાવી શકે તથા ફલાણું ખરું ને ફલાણું ખોટું એમ કરી પક્ષકાર થઈ શકે. પરંતુ નવલકથાના લેખકને આમ કરવામાં કલાના કાનૂનો બંધનકર્તા થાય છે તેથી નવલકથાના લખનારે તો પક્ષવાદ મૂકી દઈ સંસારલીલાનું ચિત્ર આપવાનું છે. એક પ્રશ્ન ઉપર જુદી જુદી બુદ્ધિવાળા મનુષ્યોને શું લાગ્યું છે તે રજૂ કરવું, પરંતુ તેમા પોતાનું વ્યક્તિત્વ પ્રકટ રૂપે મૂકવા જતા કલાની ક્ષતિ થાય છે. આ વિચાર પોતાની પ્રસ્તાવનામાં એમણે જાહેર કર્યો જ છે. તેમ કેટલાક માણસો એમને મોઢામોઢ આ સવાલ પૂછતા ત્યારે તે આવી રીતે ખુલાસો કરતા અને કહેતા કે "મારા વિચારો કયા છે તે હું નહિ કહું. તમે તમારી મેળે ખોળી લ્યો."

આમ હોવાથી એમણે પોતાના અભિપ્રાયો સ્પષ્ટ રીતે તથા ખાસ જુદા પાડીને નોંધ્યા નથી. પરંતુ એમના અભિપ્રાયો જાણવાનું કામ અઘરું છે માટે તે અશક્ય છે એવું કાંઈ નથી. હાલની આપણી સ્થિતિમાં કયા માર્ગનું ગ્રહણ કરવામાં આપણું શ્રેય છે એ દર્શાવવાનો એમનો ખાસ હેતુ હોવાથી, પોતાના નિર્ણયો ગ્રન્થમા આપ્યા વિના એમને છૂટકો નહોતો. ફક્ત અમુક પ્રકારના આવરણ નીચે તે છુપાયેલા છે, અને તે આવરણ ખસેડી નાખવાની હિકમતની જ જરૂર છે.[૧૩] આ કામ સૌથી સરસ રીતે કરવા માટે અમારો નમ્ર મત તો એ છે કે આપણા વિદ્વાનો ગોવર્ધનરામના સર્વ લેખોનો પાકો અભ્યાસ કરે તથા તેના પરિણામ તરીકે, એકેક વિષય ઉપર ગોવર્ધનરામે જે અભિપ્રાયો પ્રકટ કર્યા હોય તે સર્વનું સદોહન કરી, વ્યવસ્થિત રૂપમા તે પ્રકટ કરે. આમ થશે તો ગોવર્ધનરામના વિચારો વધારે સ્ફુટ રીતે વધારે માણસોને સુગ્રાહ્ય થશે, તેમ જ તે સંબન્ધી ચર્ચા પણ ઘણાને વધારે સુગમ પડશે. આવા પ્રકારના પ્રયાસની શરૂઆત થઈ પણ ચૂકી છે એ આનન્દની વાત છે. શ્રી. ઉત્તમલાલ

૧૩. સરખાવો શ્રી. ઉત્તમલાલ કે. ત્રિવેદીના શબ્દો. "વસન્ત" ગો સ્મા. અં. પૃ. ૨૨૮. લીટી ૧-૨.

કેશવલાલ ત્રિવેદીએ 'સરસ્વતીચન્દ્ર અને આપણો ગૃહસંસાર' એ વિષય ઉપર, તથા બીજા એક ઉત્સાહી વિદ્વાન શ્રી. છબાભાઈ અમીચંદ પટેલે 'સ્વર્ગસ્થ શ્રી. ગોવર્ધનરામભાઈના પ્રાથમિક શિક્ષણ પરના વિચારો' એ વિષય ઉપર સુન્દર લેખો "વસન્ત" પત્રમાં પ્રકટ કર્યા છે. પરંતુ ગોવર્ધનરામના લેખનો અભ્યાસ કરવાનું તથા તે ઉપર વિવેચન કરવાનું ધર્મકાર્ય આટલી શરૂઆતથી જ અટકવું ન જોઈએ.

અન્તમા, "સરસ્વતીચન્દ્ર" સબન્ધી એક અગત્યની વાતની નોંધ લઈ, આ વિષય સમાપ્ત કરીશું. આ ગ્રન્થમા જે જે બીનાઓનું તથા મનુષ્યોનું ગોવર્ધનરામે વર્ણન આપ્યું છે, તે સર્વ એમની કલ્પનાની જ સતતિ હશે કે કોઈ સાચા બનેલા બનાવો તથા જીવતાં માણસો ઉપરથી લીધા હશે, એ પ્રશ્ન વારવાર ચર્ચાયો છે અને ભવિષ્યમાં કદાચિત્ આથી પણ વધારે ચર્ચાશે. આના એક સામાન્ય ઉત્તરરૂપે એટલું કહેવાનું કે જેમ એક પક્ષે, પોતે જે કાઈ જોયુ-સાંભળ્યું હોય તેમાથી કશાનોયે ઉપયોગ પોતાના લેખમા કરવો નહિ છતાં ઉત્તમ ગ્રન્થ લખવો, એવા પ્રકારની સર્ગશક્તિ—અપૂર્વ રચનાશક્તિ કોઈ દિવસ જન્મ પામી નથી, તેમ, બીજે પક્ષે, જેટલું જોયુ-જાણ્યું તેટલું બધું પુસ્તકમા ભરવુ એ એક પ્રકારે કલ્પનાશક્તિનુ દારિદ્ર્ય સૂચવે છે અને બાજે પ્રકારે અન્ય મનુષ્યોના ગુપ્ત ચરિત્ર ખુલ્લા કરવાનો અવિવેક પ્રકટ કરે છે શિષ્ટ લેખકોનો પ્રથા આમાથી એકે પદ્ધતિ જેવી હોતી નથી તેઓ પોતાના અવલોકનવિષયમા આવેલા મનુષ્યો તથા બનાવોના સામાન્ય સ્વરૂપ તારવી કાઢી-કલ્પનાશક્તિથી પોતાની રચના કરે છે હાલની એક અંગ્રેજ સ્ત્રી-નાટ્યકારે પોતાના એક નાટક સબન્ધી લખ્યુ છે તેમ, "There are no actual portraits, but types are evolved from groups" —"આમા કોઈની પણ આબેહૂબ છબી નથી, પરંતુ જુદા જુદા વર્ગોમાથી સામાન્ય લક્ષણો તારવી કાઢીને તેમાથી સામાન્ય આકૃતિઓ રચી છે." કાઠિયાવાડ તથા ગુજરાતના ઘણા પ્રદેશોમા ગોવર્ધનરામ સારી પેઠે ફર્યા હતા, અને ત્યાના પ્રસગો તથા મનુષ્યોનું એમણે બારીક અવલોકન કર્યું હતું. તેમા કોઈના પ્રસંગ પરથી પોતાની નવલકથાની અમુક રચના એમને સ્ફુરી હોય એ તદ્દન સ્વાભાવિક છે,

પરંતુ તેનો ઉપયોગ કરતી વેળાએ તેમાંથી એવા અંશોનો જ સ્વીકાર થતો જે બીજે સ્થળે તથા બીજાઓના અવલોકનમાં પણ હોઈ શકે

આ સંબંધી કેટલાક પ્રસંગો જાણવા જેવા છે અને તેમનાથી ઉપર લખેલી વાત વધારે ખુલાસાથી સમજાશે આમાંના કેટલાક પ્રસંગ ગોવર્ધનરામના સહવાસમાં આવેલા ઘણાખરા માણસો જાણે છે, તથા પ્રો બળવન્તરાય ઠાકોરે પોતાના ' છેલ્લા મેળાપ 'ની નોંધમાં[૧૪] તેમને દાખલ કરી વિશેષ પ્રસિદ્ધિ આપી છે "સરસ્વતીચન્દ્ર'નો પહેલો ભાગ છપાતો હતો ત્યારે ગોવર્ધનરામ પોતાની રીત મુજબ, તેના છપાયેલા ભાગ અમુક અમુક વિદ્વાન સ્નેહીઓને વાંચવા મોકલતા તે સમયે ભાવનગરમાંના તે વાંચનારાઓને પોતાના અનુભવ પ્રમાણે એમ લાગ્યું હતું કે ગોવર્ધનરામે ભાવનગરની રાજખટપટ અંદર ઉતારી છે જૂનાગઢવાળાને જૂનાગઢનું ચિત્ર દેખાયું, ને રેવાકાંઠા-મહીકાંઠાવાળાઓએ પોતાનો જ ઇતિહાસ અંદર જોયો ! ખંભાતમાં એથી પણ વધારે રમૂજી બનાવ બન્યો ખંભાતનો તે સમયે કેસ ચાલતો હતો અને ગોવર્ધનરામ ખંભાત તરફના વકીલ હતા રાજ્યના એક અમલદાર જેમણે આ કેસને સંબંધે ખંભાત રાજ્યની ખાનગી હકીકતો ગોવર્ધનરામને જણાવી હતી, તેમણે આ પ્રકરણ વાંચીને વાતમાં ને વાતમાં એમના ઉપર આરોપ પણ મૂક્યો કે ' કેસના ધંધાને અંગે જ જે ગુપ્ત બાતમીઓ તમને જણાવવામાં આવી હતી તેને આમ પ્રકટ કરીને એ બાતમીનો તમે ગેરઉપયોગ કરો છો " આ સાંભળી ગોવર્ધનરામે પોતાની મૂળ રચનાના કાગળો બતાવી તે ઉપરની તારીખોથી એમની ખાતરી કરી આપી કે ખંભાતનો કેસ પોતાના હાથમાં આવ્યો તેનાથી ઘણા વખત પહેલાં એ કૃતિનો ભાગ રચાયો હતો આવી રીતે ત્રીજા ભાગમાં મલ્લરાજ તથા જરાશંકરનું ચિત્ર રાજા દિનકરરાવ ઉપરથી કોઈએ લીધું હતું, પરંતુ રાજનીતિના કેટલાક સિદ્ધાન્ત સિવાય એ ચિત્ર અને એનો નમૂનો બેમાં બહુ સમાનતા નથી

આવી રીતે સરસ્વતીચન્દ્રના ગૃહત્યાગનો પ્રસંગ કોઈક અંશે એમના પોતાના એક પ્રસંગ ઉપરથી સૂચિત થયો હશે એમ લાગે છે

૧૪ "વસન્ત" ગો સ્મા અ પૃ ૧૯૦-૧૯૧

આ પ્રસગ એમણે પોતાના સર્વ સગા, સ્નેહી તથા સબન્ધીઓથી ગુપ્ત રાખ્યો હતો, અને એમના ગાઢમા ગાઢ પરિચયમા આવેલા એક કે બે જણને જ એ વાત ઘણે વર્ષે જણાવી હતી, અને તે પણ એવે વખતે કે જ્યારે હૃદય ને હૃદય વચ્ચે કાઈ ભેદ કે અન્તરપટ રહેતો નથી, અને જ્યારે હૃદયના સર્વ દ્વાર ખોલી જાણે કે અન્તરાત્મા પોતે બોલે છે આ વાત જણાવતી વેળાએ પોતાના અવસાન સુધી તે પ્રકટ ન કરવાની એમણે સખ્ત આજ્ઞા કરી હતી આમ ગુપ્ત હોવાથી, "સરસ્વતીચન્દ્ર" સાથે તેને સબધ હોવાનો સભવ હોવાથી, તથા ગોવર્ધનરામના જીવનનો એક અગત્યનો તથા સ્વભાવદર્શક, જોકે નિષ્ફળ, પ્રસગ હોવાથી તે જાણવા જેવો છે

હરિલક્ષ્મીના ટૂકા જીવનના છેલ્લા વર્ષો એમને પોતાને માટે તથા ગોવર્ધનરામને માટે ઘણા ક્લેશપૂર્ણ હતા તેવામા એક સમયે કાઈક એવા બનાવ બન્યા જે ગોવર્ધનરામના સ્નેહશીલ હૃદયના કોમળમા કોમળ તતુ ઉપર કઠોર વજ્ર સમાન થઈ પડ્યા એમના હૃદયમા તો જબરુ બડ મચી રહ્યુ હતુ, પરતુ એમની સયમશક્તિને લીધે અદરનો ખળભળાટ બહાર જણાતો નહિ જેમ સમય વધતો ગયો તેમ દુ ખની વેદના ઘટવાને બદલે વધારે તીવ્ર થતી ગઈ એમને એક એવી ટેવ હતી કે રાત્રિએ જમી કરીને ચોપાટી ઉપર કે સમુદ્રકિનારે તે ફરવા જતા તથા કલાકોના કલાકો સુધી – કેટલી વાર મધ્યરાત્રિ સુધી પણ – સૃષ્ટિસૌન્દર્યનુ પાન કરતા તથા વિચાર ને કલ્પનાના કઈ કઈ રસમા નાહ્તા ત્યા બેસી રહેતા આ પ્રમાણે તે દિવસે પણ આખા દિવસના મન્થનથી તપ્ત થયેલા હૃદયે સમુદ્રની શીતળ હવામા શાન્તિ મેળવવા શરીરને તે તરફ ધકેલ્યુ

પરતુ શોક, ઉદ્વેગ ગ્લાનિ વગેરે અમગળ શક્તિઓના સામ્રાજ્યનો આ દિવસ હતો જે સાધનો રોજ એમને આનન્દ આપતા તેનુ બળ આજ વ્યર્થ ગયુ અને વ્યાકુળ હૃદયે ત્યાથી પણ શાન્તિ સ્વીકારવાની ના પાડી સાગરનો ઘોર ગભીર દેખાવ પવનના મદ મદ લહરી, ચદ્રની શીળી ચન્દ્રિકા—એ સર્વથી મગજનો તાપ શમવાને બદલે મગજ ઊલટુ વધારે ચગડોળે ચડ્યુ પોતાની સ્થિતિ અતિ મર્મભેદક લાગી – અસહ્ય લાગી "બસ, બસ આ તો સહન નહિ થાય માટે અહીથી નાસવુ, નાસવુ, નાસવુ ગમે તેમ કરીને – ગમે

આગગાડી પ્લેટફૉર્મ ઉપરથી સરી ગઈ, ને જોતજોતાંમાં નજરની બહાર નીકળી ગઈ! નિરાશા તથા આશ્ચર્યથી દિઙ્મૂઢ બનેલા ગોવર્ધનરામ તો તે તરફ જોતા જ રહ્યા! બીજી ગાડી ક્યારે મળશે તેની તપાસ કરી તો માલૂમ પડ્યું કે બરાબર દોઢ કલાક પછી બીજી 'લોકલ' આવશે. आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम्।–આરંભ કરેલા કાર્યનો અન્ત આણવો એ બુદ્ધિનું બાજું લક્ષણ છે, એ સૂત્રનું સ્મરણ કરતા કરતા ગોવર્ધનરામ બીજી ટ્રેનની રાહ જોતા બેઠા!

આપણામાં એક બહુ ડહાપણભરી કહેવત પ્રચલિત છે કે અણી ચૂક્યો સો વર્ષ જીવે. સંસારની એ એક વિલક્ષણતા છે કે કેટલીક વાર નાનામાં નાના બનાવોથી એવા સવાલોના ત્વરિત નિર્ણય થઈ ગયા છે કે જો તે બનાવો ન બન્યા હોત, તો આખા જન્મારા સુધી તે સવાલ વિષે સંશય જ રહ્યા કરત અથવા તો તે સવાલનો તદ્દન ઊલટો જ નિર્ણય થયો હોત. પુષ્કળ ભારથી દબાયેલાં પણ સરખે સરખાં થઈ ગયેલાં ત્રાજવાંમાં એક નાજુક વાળના પડવાથી પણ બનો ઘાટ ફરી જાય છે. આપણી દૃષ્ટિએ આપણે જેને 'અકસ્માત' કહીએ છીએ, તેવા નજીવામાં નજીવા અકસ્માતોએ દુનિયાના ઇતિહાસમાં અતિ અગત્યના, ગંભીર તથા ન સમજી શકાય એવા વેશ ભજવ્યા છે મહાદેવજીના બાણ ઉપર ચડી, તેમને ચડાવેલા ચોખા એક પામર ઉંદરડી ખાઈ જાય, અને આખા બ્રહ્માંડનો નાશ કરવાની શક્તિવાળા, પ્રલયના કારણરૂપ કહેવાતા શિવજી પોતે તેને કશી શિક્ષા ન કરી શકે—એ આશ્ચર્યકારક દેખાવ જોઈ એક અન્ધશ્રદ્ધાવાળો ભક્ત મૂર્તિખંડકનો મોટો સરદાર થયો! અને, પોતાનો મિત્ર વીજળીના પડવાથી બળીને ખાખ થયો પણ તેની પાસે જ–લગભગ અડોઅડ–ઊભેલા પોતાના દેહનો વાળ પણ વાંકો ન થયો, એ ચમત્કાર જોઈને માર્ટિન લ્યૂથરના હૃદયમા ઈશ્વરભક્તિ તથા ધર્મબળનો એવો અલૌકિક પ્રવાહ ઉત્પન્ન થયો જેણે રોમના મોટા પોપની પણ ગાદી ધ્રુજાવી અને યૂરોપના તથા આખા જગતના ઇતિહાસમા એક નવીન યુગનો પ્રારંભ કર્યો.

આવા જ અકલિત નિયમાનુસાર, ગોવર્ધનરામની ઉન્મત્ત યોજનાને જે આકસ્મિક વિલમ્બ નડ્યો તે એમની ભવિષ્યની જિંદગીનો ખરો નિયામક થયો દોઢ કલાક સુધી તો આ સાહસનો અમલ થઈ શકે એમ નથી એવી ખાતરી થયાથી પોતાનો છેલ્લો હુમલો કરી લેવો,

–ત્યાં પણ – નાસી જવું. ગૃહની આ મર્મવિદારક પરિસ્થિતિમાંથી ગમે તે કરીને પણ છૂટા થવું જ."

આવી ઉશ્કેરાયેલી સ્થિતિમાં ન કરવા જેવા કંઈ કંઈ વિચારો કરાય છે. ગોવર્ધનરામને પણ તે સમયે શા શા વિચારો આવ્યા હતા તે તો એ પોતે જ સારી રીતે કહી શકે. પરંતુ બધા વિચારોમાં ગૃહત્યાગનો વિચાર વધારે બલવાન થયો. યુરોપ કે અમેરિકા નાસી જઈ, એક સાધારણ માણસ તરીકે – જરૂર પડે તો મજૂરી કરીને પણ – નવું જ જીવન શરૂ કરવું. પાશ્ચાત્ય વિદ્યાના અભ્યાસે પશ્ચિમની પ્રવૃત્તિ તથા સંપત્તિ સૂચવી, વિદ્યા, ધન તથા પરમાર્થ પ્રાપ્ત કરવાના લલચાવનારા સ્વપ્ન ખડાં કર્યાં. એક ક્ષણમાં આ વિચાર નિશ્ચયરૂપ થઈ ગયો. પણ બીજી જ ક્ષણે કુટુંબસ્નેહ, કુટુંબધર્મ તથા બીજી મહેચ્છાઓ પોતપોતાની સબળ વકીલાત કરવા મંડી પડ્યાં. પરંતુ સ્નેહ કે કર્તવ્ય કોઈની અરજ માની શકે એવી અત્યારે એમની સ્થિતિ રહી નહોતી. ગૃહ સાથે, સ્નેહ સાથે – અરે, કર્તવ્ય સાથે પણ, અત્યારે એમને બાંધી રાખે એવી બળવાન સાંકળ મળી નહિ. દુઃખમાંથી છૂટવાની આખરે બારી મળી. તેના ઉલ્લાસમાં એમના ચરણ એમને ત્વરાથી ભાયખળાને સ્ટેશને લઈ ગયા. પછવાડે વળગતા તથા પાછા ફરવાને સમજાવતા એવા કુટુંબસંબંધી સર્વ વિચારોને પાછા હડસેલી દીધા, અને જન્મથી જે ક્ષેત્રમાં ન્હાતા હતા તે ક્ષેત્ર ત્યજી, યુરોપની ભૂમિ ઉપર ધર્મ તથા પરાક્રમનું નૂતન ક્ષેત્ર સર્જવા પ્રયત્નશીલ થયા. એ બીજાથી તદ્દન ભિન્ન ધર્મવાળા, ગંભીર જોખમદારીવાળા તથા મહાવિસ્તારી એવા આ બે ક્ષેત્રો વચ્ચે સંબંધ સાધનારું દ્વાર— સરસ્વતીચંદ્રને જેમ ચર્નીરોડનું સ્ટેશન હતું, કુમુદસુન્દરીને પ્રમાદધન તથા સરસ્વતીચન્દ્રની મેડીઓ વચ્ચેનું બારણું હતું—તેમ ગોવર્ધનરામને ભાયખળાનું સ્ટેશન થયું, જોકે બન્નેના પ્રકાર તથા પરિણામ ભિન્ન હતાં.

ગોવર્ધનરામ ભાયખળે પહોંચ્યા ત્યારે મધ્યરાત્રિનો સુમાર હતો. ગાડી સ્ટેશનમાં જ હતી. પણ ઉશ્કેરાટે પગને એમણે જોરો સ્ટેશન ઉપર પગ મૂક્યો તેવી જ બીતી થઈ, અને આ યુવાન ચિત્તમાં ગાજી રહેલા તરંગોની તદ્દન ઉપેક્ષા કરી હોય, અથવા તો પોતાના ભરેલા આ સાહસ માટે પૂરેપૂરો અખત્યાર આપ્યો હતો, એમ

-આગગાડી પ્લેટફૉર્મ ઉપરથી સરી ગઈ, ને જોતજોતામા નજરની બહાર નીકળી ગઈ ! નિરાશા તથા આશ્ચર્યથી દિઙ્મૂઢ બનેના ગોવર્ધનરામ તો તે તરફ જોતા જ રહ્યા ! બીજી ગાડી ક્યારે મળશે તેની તપાસ કરી તો માલૂમ પડ્યુ કે બરોબર દોઢ કલાક પછી બીજી 'લોકલ' આવશે આરબ્ધસ્યાન્તગમનં દ્વિતીયં બુદ્ધિલક્ષણમ્ !–આરંભ કરેલા કાર્યનો અન્ત આણવો એ બુદ્ધિનુ બીજુ લક્ષણ છે, એ સૂત્રનુ સ્મરણ કરતા કરતા ગોવર્ધનરામ બીજી ટ્રેનની રાહ જોતા બેઠા !

આપણામા એક બહુ ઉપયોગી કહેવત પ્રચલિત છે કે અણી ચૂક્યો સો વર્ષ જીવે સસારની એ એક વિલક્ષણતા છે કે કેટલીક વાર નાનામા નાના બનાવોથી એવા સવાલોના ત્વરિત નિર્ણય થઈ ગયા છે કે જો તે બનાવો ન બન્યા હોત, તો આખા જન્મારા સુધી તે સવાલ વિષે સશય જ રહ્યા કરત અથવા તો તે સવાલનો તદ્દન ઊલટો જ નિર્ણય થયો હોત પુષ્કળ ભારથી દબાયેલા પણ સરખે સરખા થઈ ગયેલા ત્રાજવામા એક નાજુક વાળના પડવાથી પણ બધો ઘાટ ફરી જાય છે આપણી દૃષ્ટિએ આપણે જેને 'અકસ્માત' કહીએ છીએ, તેવા નજીવામા નજીવા અકસ્માતોએ દુનિયાના ઇતિહાસમા અતિ અગત્યના, ગભીર તથા ન સમજી શકાય એવા વેશ ભજવ્યા છે મહાદેવજીના બાણ ઉપર ચડી તેમને ચડાવેલા ચોખા એક પામર ઉદરડી ખાઈ જાય, અને આખા બ્રહ્માડનો નાશ કરવાની શક્તિવાળા, પ્રલયના કારણરૂપ કહેવાતા શિવજી પોતે તેને કશી શિક્ષા ન કરી શકે—એ આશ્ચર્યકારક દેખાવ જોઈ એ અન્ધશ્રદ્ધાવાળો ભક્ત મૂર્તિખડકોનો મોટો સરદાર થયો ! અને પોતાનો મિત્ર વીજળીના પડવાથી બળીને ખાખ થયો પણ તેની પાસે જ – લગભગ અડોઅડ – ઊભેલા પોતાના દેહનો વાળ પણ વાકો ન થયો એ ચમત્કાર જોઈને માર્ટિન લ્યુથરના હૃદયમા ઈશ્વરભક્તિ તથા ધર્મભાવનો એવો અલૌકિક પ્રવાહ ઉત્પન્ન થયો જેણે રોમના મોટા પોપની પણ ગાદી ધ્રુજાવી અને યૂરોપના તથા આખા જગતના ઇતિહાસમા એક નવીન યુગનો પ્રારંભ કર્યો.

આવા જ અકલિત નિયમાનુસાર, ગોવર્ધનરામની ઉન્મત્ત યોજનાને જે આકસ્મિક વિલમ્બ નડ્યો તે એમની ભવિષ્યની જિદગીનો ખરો નિયામક થયો દોઢ કલાક સુધી તો આ સાહસનો અમલ થઈ શકે એમ નથી એવી ખાતરી થવાથી પોતાનો ઉદ્યમ ને ઉદ્યમને કરી બેસો,

એવો જાણે વિચાર થયો હોય, તેમ એમની ધર્મવૃત્તિ, સ્નેહવૃત્તિ,-દેશભક્તિ વગેરેએ સંયુક્ત થઈ એમના નવીન વિચાર ઉપર ફરીથી જોસબંધ ધસારો કર્યો. પહેલી હારથી એનું જોર કાંઈક ભાંગી ગયું હોય એમ તે વિચાર આ સમયે આ એકસામટા ધસારા સામે ટકી શક્યો નહિ. એની મોહિની ઊડી જતી જણાઈ. "હું આ શું કરવા બેઠો છું? ક્યાં જાઉં છું? મારું વર્તન વ્યાજબી છે? ધર્મયુક્ત છે? આનું પરિણામ સારું આવશે?" વગેરે સંશયો ઉપર મન દોલારૂઢ થયું. આ પ્રશ્નોનું સમાધાન કાંઈક અપૂર્ણ, કાંઈક લૂલું લાગવા માંડ્યું. પોતાના વર્તનની ગંભીરતા ધાર્યા કરતાં પણ વધારે લાગી. રાત્રિનો અન્ધકાર ઉષ:કાળથી જેમ ધીમે ધીમે ઓગળી જાય, તેમ ગોવર્ધનરામને ઉન્માદનું ઘેન ક્રમેક્રમે ઊતરવા લાગ્યું અને ચિત્તમાં કંઈક શાન્તિ પ્રસરવા લાગી. આખી સ્થિતિનો ફરીથી વિચાર કર્યો, અને જેમ વધારે વિચાર થયો તેમ નાસી જવાનો સંકલ્પ વધારે ભૂલભરેલો દેખાયો. અન્તે, બીજી ગાડી આવે તે પહેલાં એમનાં પગલાં ઘર તરફ વળ્યાં. થોડી વારમાં ઘેર પહોંચી જાણે કશુ થયું નથી એમ કરી, રોજની ટેવ મુજબ મૂંગે મોંએ સૂઈ ગયા. આવી રીતે પોતે મોડા ઘણી વાર આવતા તેથી કોઈનું ધ્યાન ગયું નહિ. પિતા તથા અન્ય સબન્ધીઓ માટે જે પત્ર તૈયાર કરી રાખ્યા હતા તેનો નાશ કર્યો. કોઈને આ વાતની ખબર પડી નહિ. સરસ્વતીચન્દ્રનો ગૃહત્યાગ પોતાના આ પ્રયાસ ઉપરથી કેટલીક રીતે સૂઝ્યો હશે, એમ ધારવું વધારે પડતું નથી.

ગોવર્ધનરામની લેખનપ્રવૃત્તિનું આ લઘુ વિવેચન, એમની કવિતા સંબન્ધી બે શબ્દ ઉમેરી પૂરું કરીશું. કવિ તરીકે એમની ખ્યાતિ બહુ પ્રસરી નથી, અને જ્યાં સુધી પદ્યબન્ધને * ને તેથી પદાવલિને – કાવ્યાનુરૂપ સ્વરૂપને* કવિતાનું આવશ્યક લક્ષણ ગણવામાં આવશે, ત્યાં સુધી એ ખ્યાતિ કદાચિત્ બહુ પ્રસરશે પણ નહિ. આવું પરિણામ લાવવા જેવી, એમની કવિતાઓમાં સામાન્ય ન્યૂનતાઓ કઈ છે એ સમજવું મુશ્કેલ નથી. એમની કવિતામાં પ્રવાહ નથી, શબ્દોનું લાલિત્ય નથી, સંગીતની કોમળતા તથા મંજુલ મનોહરતા નથી. સુન્દર તથા રમણીય ગુણોની આવી ન્યૂનતા હોવાથી વાંચનારને તે હૃદયંગમ થતી નથી, ત્યારે વિચાર તથા તત્ત્વજ્ઞાનના અતિભારથી સમજવા માટે તે ઘણી કઠિન થઈ પડે છે. કેટલીક વાર એવા વિષયો તથા એવા વિચારો ગોવર્ધનરામ કવિતામાં ઉતારે છે કે સાધારણ કવિતા વાંચનારને તેમાં કશી ગતાગમ જ પડે નહિ.

નહિ કે ગોવર્ધનરામની બધી કવિતા આ દોષો પ્રકટ કરે છે. એમનાં કેટલાંક પ્રસિદ્ધ કાવ્યો ભાવની એવી રમણીય પરિણતિ સાથે છે કે તે રચનાઓ ગુજરાતી કવિતામાં સહેજે ઊંચું સ્થાન પામે છે. આ પ્રમાણે "સ્નેહમુદ્રા"માંનું 'સ્નેહનિદાન', 'કોયલ' ઉપરનું કાવ્ય, "સરસ્વતીચન્દ્ર"માંની લોકપ્રિય ગઝલો, 'શશી જતા પ્રિય રમ્ય વિભાવરી', 'કવિભોગ્ય કવિતા' વગેરે ટૂંકાં કાવ્યો, એવાં સુન્દર, હૃદયગામી તથા ચમત્કારક છે કે તે એકલાં જ કોઈ અસાધારણ કવિની પ્રસાદી ગણાવા પાત્ર છે.

પરંતુ આ કાવ્યો અપવાદરૂપ ગણીએ અને બીજાં કાવ્યો કલા તથા રમણીયતાના ઘણા અંશોથી રહિત માનીએ, તોપણ તે કાવ્યોમાં કલ્પના, વિચાર, ભાવ તથા ભાવના એવાં મૂલ્યવાન છે કે એ દૃષ્ટિએ પણ તે સાવ ઉવેખી તો ન શકાય કેટલાક રસિક તથા વિદ્વાન વાચનારાઓએ એમનાં આ કાવ્યોને વર્ડ્ઝવર્થ તથા શેલીનાં ગંભીર અર્થવાળા કાવ્યો સાથે સરખાવ્યાં છે. પરંતુ ભાષાની કઠિનતા તથા ઉપર ગણાવેલી ન્યૂનતાઓને લીધે એ કાવ્યો જનસમાજમાં પ્રિય થવા પામ્યાં નથી એમ કહીએ તો ખોટું નથી. તેથી "સ્નેહમુદ્રા"થી મોહ પામ્યા હોય એવા જનો વિરલ જ હોય છે, ત્યારે મોટે ભાગે એવા માણસો જોવામાં આવે છે કે જેઓ "સ્નેહમુદ્રા"નું નામ સાંભળી, "એ ચોપડી અમારે લાયકની નથી" એવું સૂચવી, કાંઈક માનથી, કાંઈક ખેદથી, માથું ધુણાવે છે. આવી રીતે ગોવર્ધનરામનાં સામાન્ય કાવ્યોની ખામીઓ એવી છે કે તે સામાન્ય મનુષ્યોને તથા કેટલાક વિદ્વાનોને પણ આકર્ષી શકે નહિ, ત્યારે તે કાવ્યોના સામાન્ય ગુણ એવા છે કે વિદ્વાન અથવા રસિક માણસોમાંથી પણ થોડાક સહૃદયોના જ તે પ્રીતિપાત્ર થઈ શકે.[૧૫]

પરંતુ ગોવર્ધનરામના કવિત્વની સાચી પિછાન કરવા એમના પદ્યલેખોમાં જ દૃષ્ટિ બાંધી રાખવી ઉચિત નથી. એમના મગજમાં

---

૧૫. મહાન અમેરિકન ગદ્યલેખક તથા વિચારક ઇમર્સનના લેખસંગ્રહની એક નવીન આવૃત્તિની પ્રસ્તાવના મિ. હર્ન નામના વિદ્વાને લખી છે. તેમાં ઇમર્સનના સર્વ ગુણદોષોનું સંક્ષિપ્ત, મર્મગામી તથા સ્પષ્ટ આલેખન કર્યું છે. ઇમર્સને કાવ્યો પણ લખ્યાં છે; અને એ કાવ્યોની તુલના મિ. હર્ને કરી છે તે ગોવર્ધનરામનાં કાવ્યોને પણ કેટલાક અંશમાં આશ્ચર્યકારક રીતે લાગુ

તત્ત્વજ્ઞાનની સાથે કવિત્વનાં પરમાણુઓનો સંબંધ પણ ઘણો ગંભીર હતો, અને એમના લગભગ બધા લેખો આ બન્નેની મિશ્ર અસર પ્રકટ કરે છે. તે પ્રમાણે એમની ગદ્યકૃતિઓમાં, વિશેષ કરીને "સરસ્વતીચન્દ્ર"-માં, પ્રાચીન કે અર્વાચીન કાળના ઊંચામાં ઊંચા કવિને શોભા આપે એવાં લક્ષણો સહેજે મળી આવે છે. મનુષ્યહૃદયના ઝીણામાં ઝીણા તથા ઊંડામાં ઊંડા વિચારો કળી જવાની તથા શબ્દ દ્વારા આબેહૂબ ચીતરવાની શક્તિ, વાંચનારનું બધું ભાન ભુલાવી દે એવો રસ જમાવવાની સમર્થતા, ભાવનાઓને – અતિ ઉચ્ચ ભાવનાઓને – વાચકના હૃદયમાં જગાડવાનું સામર્થ્ય, ભવ્ય રમણીય તથા અર્થગંભીર કલ્પનાની પ્રબળતા તથા સમૃદ્ધિ, સારા સારા લેખકોને પણ દંઢાવે એવા બારીક વિચારોને વ્યક્ત કરતું અનન્ય ભાષાપ્રભુત્વ, વિચારોનું નિઃસીમ બળ, ચમત્કાર, ઇત્યાદિ, માનનીય સાક્ષર શ્રી. ઉત્તમલાલ ત્રિવેદીએ કહ્યું છે તેમ, "કવિત્વની અમીરી સામગ્રી" રસજ્ઞ વાચકને એમના લેખોમાંથી ભરપૂર મળી આવે એમ છે.

જાહેર સભાઓમાં બોલવાની વક્તૃત્વકળાની કદર ગુજરાતમાં

---

પડી શકે એમ છે. ગોવર્ધનરામનાં કાવ્યો સંબંધી ઉપર જણાવેલા વિચારો વધારે સ્પષ્ટ થાય એ હેતુથી ઇમર્સનનાં કાવ્યોની આ તુલનાનો કેટલોક ભાગ નીચે ઉતાર્યો છે:

"As regards his poetry, it is not difficult to point out where it is inadequate. It does not flow. It lacks the lyrical *elan. It is heavy and burdened with thought often to the point of obscurity.* But admitting all this, it can at least be said that it contains sufficient *poetic sense and feeling* to equip a dozen minor poets of to-day. Some of his poems, indeed, possess a rare and spiritual charm ....... The vigorous and beautiful poem of 'May Day' would of itself entitle him to the name and rank of poet, and his music can, at times, sing to a very haunting tune. But it must be recognised that, *as a poet he seldom ceases to be the philosopher,* and the appeal of his verse as a whole is more to the thinker than to the lover of the poetic form."

એટલી થોડી છે કે, તે કળા હાલના જમાનામાં લોકમેળવાનું ઉપયોગી સાધન છે એમ સમજી, બુદ્ધિપૂર્વક તેને સંપાદિત કરવાના દાખલા આપણા પ્રાન્તમાં ક્વચિત જ નજરે પડે છે. તેમ છતાં પણ આ કથાના નાયક આ ક્વચિત્ નજરે પડતા વ્યુત્પન્ન વક્તાઓના વર્ગમાંના એક હતા. કુટુમ્બ, સાહિત્ય તથા ધંધાની મોટી મોટી તથા ગૂંચવણભરેલી ફરજોમાંથી પણ એક અસરકારક તથા લોકપ્રિય જાહેર વક્તા થવાનો એમણે અવકાશ મેળવ્યો હતો.

આ પ્રવૃત્તિનો આરંભ જાણવા જેવો છે. સન ૧૮૭૬માં એફ. ઈ.એ.ની પરીક્ષામાં પાસ થયા પછી, મનઃસુખરામ સાથે એમને જૂનાગઢ જવાનું થયું હતું તે સમયે કોઈ સારા વક્તાનું ભાષણ સાંભળવા મનઃસુખરામ તથા ગોવર્ધનરામ બન્ને ગયા. વ્યાખ્યાન એવું મનોહર લાગ્યું કે તે સાંભળીને ગોવર્ધનરામના ઉત્સાહી મનમાં એમ થયું કે "હું પણ આવું બોલી શકતો હોઉં તો કેવું સારું !" કાંઈક સંયોગથી, તે જ સમયે, એમના વડીલ મનઃસુખરામના વત્સલ હૃદયમાં પણ એવી ઊર્મિ આવી કે "આવું સરસ ગોરધન બોલે તો કેવું સરું !" પણ તરત બીજો વિચાર આવ્યો કે "એ ખરું, પણ બોલવા ઊઠ્યા પછી ફજેતી થાય ને ભાંગ્યુંતૂટ્યું બોલી લોકોની હસાહસ વચ્ચે બેસી જવું પડે, તે કરતાં તો એ ન બોલતો હોય તે જ સારું." સભામાંથી ઘેર આવ્યા પછી, પોતાની પદ્ધતિ મુજબ, ભાષણ સાંભળતે સાંભળતે પોતાને જે વિચાર આવ્યો હતો, તે ગોવર્ધનરામે મનઃસુખરામને જણાવ્યો. એટલે મનઃસુખરામે પોતાને આવેલા વિચાર એમને કહ્યા, અને બોલવામાં નિષ્ફળતા થાય તો તેનું વ્યાવહારિક પરિણામ કેવું અપ્રિય આવે તે કહ્યું. પરંતુ તે દિવસથી, સભાઓમાં બોલવાની શક્તિ ખીલવવાનો ગોવર્ધનરામનો વિચાર દૃઢ થતો ગયો. પછીથી ધીમે ધીમે બીજી દૃષ્ટિઓથી પણ આ કળાની ઉપયોગિતા પ્રતીત થવા લાગી. હાલના સમયમાં લોકોના હૃદયને જાગ્રત કરવાનું, જ્ઞાન પ્રસારવાનું અને સારા સસ્કારો રોપવાનું આ ઘણું અસરકારક સાધન છે એમ એમને લાગ્યું. વળી, એમની તીવ્ર વ્યાવહારિક બુદ્ધિ જમાનાની એક આવશ્યક વસ્તુરૂપે પણ એના તરફ જોવું ભૂલી નહિ. પાછળથી તે કહેતા કે "પશ્ચિમી વિદ્યાના આ સમયમાં, લોકોમાં જે કોઈ આગળ પડતો ભાગ લેતા હશે, તેઓને જુદી જુદી મંડળીઓમાં, જુદી જુદી સભાઓમાં, પ્રમુખ તરીકે અથવા બીજી કોઈ રીતે,

નિભાવવાની જરૂર પડશે તે સમયે જેઓમાં આ શક્તિ નહિ હોય તેઓ બહુ ઉપયોગી કામ નહિ કરી શકે, તેમ પોતાની પદવીને અનુરૂપ દેખાવ પણ નહિ કરી શકે તેથી કરીને, આ કાર્ય માટે પોતાની લાયકી સિદ્ધ કરી શકવાની વ્યવહારદષ્ટિથી તેમ જ પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે પાળી શકવાની ધર્મદષ્ટિથી—બન્ને દૃષ્ટિએ એટલું આવશ્યક છે, કે છેક સાધારણ જનસમુદાયના કરતાં કોઈ પણ દિશામાં આગળ વધેલા અથવા આગળ વધવા ઇચ્છતા મનુષ્યોએ, આ વાક્તૃત્વ-શક્તિ પ્રાપ્ત કરવી આ પ્રમાણે દેશના મોટા મોટા વક્તાઓ જેવા થવાનો લોભ મેં પાછળથી છોડી દીધો હતો, પરન્તુ, આવી જાહેર હિલચાલને પ્રસંગે મારે માથે જે કાંઈ કામ આવે તેથી મારે શરમાવું ન પડે અને તે કામ બનોબર બજાવી શકાય એટલા પૂરતું તો મારે અસરકારક બોલતાં શીખવું જ જોઈએ, એમ મેં નિશ્ચય કર્યો હતો" ઘણા મનુષ્યોની વચ્ચે ઊભા થઈ બોલવા જતાં જે ક્ષોભ અથવા ડર થાય છે, તેને કાઢી લેવો અને પોતાની વાત સ્પષ્ટ તથા સમજી શકાય એવા સારા રૂપમાં રજૂ કરતાં શીખવું, એ એમનો મુખ્ય ઉદ્દેશ હતો અને એ એમણે બહુ જ સારી રીતે પાર પાડ્યો

આ પ્રમાણે જૂનાગઢથી મુંબઈ આવ્યા પછી કૉલેજના મિત્રોની 'Honey Club' નામની એક સભા એમણે ઊભી કરી હતી, જે એમણે કૉલેજ છોડી એટલે ભાગી પડી બી એ થયા પછી 'ફ્રેન્ડલી સોસાયટી' નામની બીજી સભા ચલાવી, જેમાં કૃષ્ણલાલ બાપુજી તેલંગ સિવાય સર્વ ગ્રેજ્યુએટ હતા આ સભાના સૂત્રધાર પણ ગોવર્ધનરામ હતા અને મુંબઈથી એ ભાવનગર ગયા એટલે તે પણ પડી ભાગી મુંબઈ પાછા સ્થિર થયા તે સમયે 'ગુજરાતી સોશિયલ યુનિયન, 'ગ્રેજ્યુએટ એસોસિયેશન' 'પ્લીડર્સ એસોસિયેશન,' 'સ્ટુડન્ટ્સ સાયેન્ટિફિક ઍન્ડ લિટરરી ઍસોસિયેશન', તથા 'પ્રેસિડન્સિ ઍસોસિયેશન'—એ મંડળોના જુદે જુદે સમયે પોતે સભાસદ થયા હતા ધંધો છોડી દીધા પછી, નડિયાદમાં જાહેર પ્રસંગે એ પ્રમુખ થવા ઘણીખરી વાર એમને જ વિજ્ઞપ્તિ કરવામાં આવતી, અને આવી રીતે જાહેરમાં બોલવાના ઘણા પ્રસંગો એમને મળતા એ સિવાય જુદે જુદે સ્થળે પણ ખાસ ભાષણ આપવા માટે તે જતા, અથવા અન્ય નિમિત્તથી ગયા હોય તો અનુકૂળતા જોઈ ભાષણ આપતા આવી રીતે મુંબઈ તથા નડિયાદ

ઉપગત, અમદાવાદ, સુરત, વસો, સિદ્ધપુર, અહમદનગર વગેરે સ્થળોએ અંગ્રેજી તથા ગુજરાતીમા એમણે ભાષણો આપ્યા હતા. આ ભાષણોમાથી કેટલાક વધારે અગત્યના ભાષણો વાચીને અપાયાં હતા, કેટલાક તૈયાર કરેલા ટિપ્પણ ઉપરથી અપાયા હતા, ત્યારે બાકીના મૌખિક જ અપાયા હતા.

વક્તા તરીકે ગોવર્ધનરામની ભાષા તથા બોલવાની છટા કરતા વિચારોની ગભીરતા તથા હૃદયની શુદ્ધતા વધારે ધ્યાન ખેચતા હતા. નવી નવી દૃષ્ટિ ઉઘાડે તથા નવી નવી ભાવનાઓ જગાડે એવા વિચારો પોતાનો મુદ્દા બરોબર દર્શાવી શકે એવા દાખલાઓ તથા કથા વાર્તાઓ, સૌને આનન્દ આપે એવો મીઠો હાસ્યરસ, તથા આડબર વિનાની જરૂર પૂરતી વિદ્વત્તા – એ સર્વની ગેળવણી, એમણે આપેલા મૌખિક ભાષણોમા, ઘણી સારી રીતે થતી હતી વક્તા તરીકેનુ એમનુ એક મોટુ લક્ષણ દૃષ્ટિબિન્દુ વિશદ રૂપે સમજાવવાનુ હતુ આ કાર્ય અસાધારણ કુશળતાથી તે કરતા સાધારણ માણસને અઘરા તથા ઊંડાઈ લાગે એવા વિષયો બહુ સ્પષ્ટતાથી તથા સરળતાથી સમજાવવાની એમનામા ખાસ શક્તિ હતી ઉપર ગણાવેલા લક્ષણોની સાથે, અઘરી બાબતોની સરળ સમજણ આપવાની આ શક્તિ, વાણીનો અસ્ખલિત પ્રવાહ મનની તીવ્રતા તથા ગભીરતા એટના લક્ષણો મૂકીએ તો વક્તા તરીકેના ગોવર્ધનરામનુ ચિત્ર વધારે પૂર્ણ રીતે આપી શકાય જોકે ગુજરાતી ભાષણોમા કેટલાક અશુદ્ધ ચરોતરી ઉચ્ચાર એમના મુખમાથી પ્રમાદોપાત્ત સરી પડતા હતા પરતુ એમના બીજા કેટલાક સારા લક્ષણો ગુજરાતી બોલવામા વધારે સબળતાથી પ્રકટ થતા હતા. આ સર્વ લક્ષણો મળીને એવા પ્રભાવનુ સ્મૃતત્વ બનતુ હતુ જે પ્રાકૃત કે વિદ્વાન વૃદ્ધ કે યુવાન, કોઈ પણ સાભળનારમા આનન્દ, પ્રેરણા તથા આદરભાવ જન્મા વા વિના રહેતુ નહિ

## પ્રકરણ ૬

### પ્રકીર્ણ

પોતાની જ્ઞાતિ, પોતાનું વતન, સમસ્ત સ્ત્રીજાતિ, કેળવણી, સમાજ, રાજકીય વિષયો તથા પોતાનો દેશ – એ સર્વ પ્રતિ ગોવર્ધનરામનું જે વલણ તથા વર્તન હતું તે સંબન્ધી કેટલીક અગત્યની હકીકત જણાવી, એમની જીવનકલાના કેટલાક શેષ રંગ પૂરી, આ પ્રયાસની પૂર્ણાહુતિ કરીશું.

**જ્ઞાતિ:**

એક તો ગોવર્ધનરામનું કાર્યક્ષેત્ર એવું વિશાળ હતુ કે એમની જ્ઞાતિ સબન્ધી કાર્ય એ ક્ષેત્રના એક નાનકડા અતિમર્યાદિત વિભાગ રૂપ જ હતુ, અને બીજુ એ કે જનસેવા માટે ભગે સાહિત્ય દ્વારા જ કરવી અને બહુ જ આવશ્યક કે અનિવાર્ય ન હોય તો વ્યાવહારિક પ્રવૃત્તિ ન કરવી એવો એમણે નિયમ કર્યો હતો : કદાચિત્, આ બે કારણોથી પોતાની નાગરજ્ઞાતિની ખાસ સેવા ગોવર્ધનરામ કોઈ રીતે કરી શક્યા નહિ હોય અથવા તે તરફ એમનું બહુ લક્ષ ગયું નહિ હોય. જોકે, નાગરજ્ઞાતિમાં અત્યાર સુધી જે મોટામા મોટા માણસો થઈ ગયા છે તે સૌમાં ગોવર્ધનરામનું નામ હમેશાં અગ્રપદે રહેશે. એમની અમૂલ્ય દેશસેવાએ નાગરજ્ઞાતિની જ્વલન્ત કીર્તિને સવિશેષ તેજ અર્પ્યું છે. આમ,ગોવર્ધનરામ જ્ઞાતિસેવા પૂરતી ન કરી શક્યા હોય તોય તેમાં દોષ કાઢવા જેવું નથી, કારણ કે રાષ્ટ્રસેવા તથા રાષ્ટ્રના અમુક અતિમર્યાદિત વિભાગની સ્થાનિક સેવા, એ બન્ને એક જ માણસથી ઉત્તમ રીતે ભાગ્યે થઈ શકે છે. વળી, ગોવર્ધનરામે જ્ઞાતિહિત માટે મોટા પ્રયાસ નથી કર્યા, તોપણ કેટલીક નાની નાની સેવાઓ કરી છે, તે ભૂલી જવા યોગ્ય નથી.

પોતાની જ્ઞાતિ માટે એમને ઘણો સદ્‌ભાવ હતો પોતાની જ્ઞાતિના આગેવાન તથા પ્રખ્યાત એવા ઘણાખરા માણસો સાથે એમણે સારો સબન્ધ સાચવી રાખ્યો હતો પોતાની જ્ઞાતિના જુદા જુદા સ્થળના મડળ તથા સમેલનમા ઘણી વાર એ ભાગ લેતા નડિયાદમા જ 'શ્રીનડિયાદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજ' કરીને મડળ છે, તેને પોતાની નિવૃત્તિના સમયમા ઉત્તેજન તથા સૂચનાઓથી અતિઉપયોગી મદદ આપતા એ મડળ દ્વારા નડિયાદની વડનગરા નાગર બાલિકાઓ માટે ધર્મશિક્ષણનો એક વર્ગ એમણે ઊભો કર્યો હતો, અને બીજી ઘણી રીતે જ્ઞાતિનુ હિત કરવામા આ મડળના યુવકવર્ગને સબળ સાધન બનાવવાની એમની શુભ ઇચ્છા હતી તેમ, સાભળ્યુ છે તે સાચુ હોય તો, મુબઈમા, ત્રીસ કરતા પણ વધારે વર્ષ થયા, 'નાગર ક્લબ' એ નામથી ઘણુ ઉપયોગી કામ કરતી સસ્થા સ્થાપવામા એમનો સૌથી પહેલો હાથ હતો પરીક્ષાના દિવસોમા, હાથે રાધવાની મુશ્કેલી મટાડવા માટે બાઇલા બટાટા ઉપર જ એક બુદ્ધિમાન નાગર વિદ્યાર્થીને રહેતો જોઈ, બહારગામથી મુબઈમા આવતા નાગરોની દુર્દશાથી ખિન્ન થઈ, મનસુખરામ પાસે નાગર-ક્લબ જેવી કાઈક યોજનાની ગોવર્ધનરામે હિમાયત કરી મનસુખરામે તે સૂચના હૃદયપૂર્વક ઉપાડી લીધી, જેનુ પરિણામ, સૌ જાણે છે તેમ 'નાગરક્લબ'ની સ્થાપનામા આવ્યુ પરતુ પોતાના ઉચ્ચ લોકોપયોગી જીવનનો એમણે જે ઉજ્જ્વળ દાખલો બેસાડ્યો છે એ જ નાગરજ્ઞાતિની એમની ઊચામા ઊચી સેવા છે નાગરજ્ઞાતિ સૌથી ઉચ્ચ ગણાય છે તે ઉચ્ચતા જરા જરામા અભડાઈ જવામા અથવા સર્વ કોઈનાથી વટલાઈ જવામા સમાપ્ત થતી નથી પણ તેનો ખરો આધાર બુદ્ધિ તથા નીતિની શ્રેષ્ઠતા અને નિષ્કલક તથા કલ્યાણમય વિદ્યાવિનીત જીવન એ જ છે આ બધુ ગોવર્ધનરામના જીવનમાથી સમસ્ત નાગરજ્ઞાતિને સુઝાય છે

* પરતુ જેમ સયુક્ત કુટુબના વધુ પડતા બધન વ્યક્તિના વિકાસને બાધક છે એ ગોવર્ધનરામ જોઈ શક્યા હતા તેમ જ જ્ઞાતિના સકુચિત બધનો, જમણવારના, ને લગ્નાદિના ખોટા ખર્ચ વગેરે પણ જ્ઞાતિના ઉત્કર્ષમા અવરોધક છે તે એ જોઈ શક્યા હતા વડીનશાહી પણ, જ્ઞાતિઓની–સયુક્ત કુટુબોની–મોટી મર્યાદા છે એમ એમણે સ્પષ્ટ જોયુ હતુ, ને તેથી જ રૂઢિપૂજક વૃત્તિ વિશે સ્ક્રેપબુકના ત્રજા ભાગમા

પૃ ૨૦૧ પર શોપનહોરને ટાકતાં કહે છે "The tragical side of error lies in the practical, the comical is reserved for the theoretical"*

વતન :

પોતાનો નિવૃત્તિનિવાસ પોતાના વતન નડિયાદમા રાખીને, ગોવર્ધનરામે આગનુ જીવન પોતાની જન્મભૂમિની બહાર રહીને ગાળ્યુ હતુ તેનો ખગ સારી રીતે વાળી દીધો એમનો સમય ઘણે ભાગે એમના પોતાના કાર્યમા જતો, તે પોતે મળવા-કરવા બહુ જૂજ જતા તથા નડિયાદની સ્થાનિક પ્રવૃત્તિઓમા અગ્રભાગ લેતા નહિ એમ છતા, એમના આઠ વર્ષના નિવાસ દરમ્યાન નડિયાદ સબધી અમણે જે અગત્યનુ કાર્ય કર્યુ છે તેની તો ના પાડી શકાય એમ નથી. આ કાર્યની વીગતવાર નોધ આપવી એ અહી બની શકે એમ નથી પરતુ, નડિયાદની 'શ્રીગોહીલક્ષ્મી પુસ્તકશાળા'ના વ્યવસ્થાપકમડળના પહેલા પ્રમુખ તરીકે, નડિયાદના વકીલો તથા બીજા કેટલાક કેળવાયલા માણસોની એક 'ક્લબ'ના હિંમતવાન તથા દક્ષ પ્રમુખ તરીકે, નડિયાદની તે અરસાની ઘણીખરી સાર્વજનિક પ્રવૃત્તિઓના, પ્રયોજક નહિ, પણ ધીર નિયામક તરીકે, ઘણીખરી અગત્યની જાહેર સભાઓ તથા મેળાવડાઓના માનવન્ત તથા લોકપ્રિય અધિષ્ઠાતા તરીકે, અને ઉત્સાહી આગેવાનોના ઉત્તમ સલાહકાર તરીકે, ગોવર્ધનરામની હરેન, મિલનસાર તથા પ્રોત્સાહક મૂર્તિ નડિયાદી પ્રજાના જાહેર જિંદગી સાથે જોડાઈ ગઈ છે આ સર્વ કાર્ય તેવી મધુરતા તથા દક્ષતાથી કરતા, અને તેની સાથે સ્થાનિક પ્રવૃત્તિના પ્રવાહમા પણ વિશાળ રાષ્ટ્રીયત્વના તેમ જ ઉચ્ચ નીતિના અશો કેવી રીતે ઉમેરતા, તેના અગણિત ઉદાહરણો મળી આવે એમ છે. તે સર્વ જાણવા જેવા તથા બોધ આપે એવા છે પરતુ તેમાથી એક જ લાક્ષણિક દૃષ્ટાન્ત અહી આપીને સંતોષ માનીશુ.

ગોવર્ધનરામના અવસાનના અમુક વર્ષ પહેલા, નડિયાદના કેટલાક દેશાભિમાની મનુષ્યોએ, મહાન હિન્દભક્ત દાદાભાઈની જયન્તી ઉજવવાનો વિચાર કર્યો બધી ગોઠવણ કર્યા પછી, પ્રમુખસ્થાન લેવાની વિનતિ કરવા, કેટલાક આગેવાનો ગોવર્ધનરામની પાસે આવ્યા ગોવર્ધનરામે બધી હકીકત ધ્યાનથી સાભળ્યા પછી જવાબ

આપ્યો, "મારે આવવાનો વાંધો નથી. પણ તમે બધા એક સરત કરો તો હું આવું. જેવી આ વર્ષે દાદાભાઈની જયન્તી કરો છો તેવી દરેક વર્ષે પણ કરવા કબૂલ થતા હો તો હું આવું. કારણ કે એક વાર જયન્તી કરો ને બીજી વાર ન કરો, ત્યારે એક વર્ષે દાદાભાઈ સારા અને બીજે વર્ષે સારા નહિ એવું થાય, તેથી તેમાં હું કોઈ રીતે મદદ નહિ આપું. માટે થોડા માણસો હોય તો થોડા મળીને પણ દરેક વર્ષે આ જયન્તી ઊજવીશું એમ ઠરાવ કરો તો હું ખુશીથી ભાગ લઈશ." આ પ્રમાણે કબૂલાત લેવાઈ, અને ગોવર્ધનરામે પ્રમુખપદ સ્વીકાર્યું. આનું પરિણામ એ થયું કે આજથી છેલ્લાં બે-ત્રણ વર્ષોમાં હિન્દની ફેરવાયલી સ્થિતિને લીધે, આ જયન્તી જેવી નિર્દોષ ક્રિયાથી પણ સારા માણસોને દહેશત લાગતી હતી, ત્યારે તે સમયે પણ, ગોવર્ધનરામને આપેલા વચન અનુસાર, લાખી દેશસેવા કરનાર આ વૃદ્ધ પારસી વીરની જયન્તી નડિયાદમાં બંધ રહી નહિ.

ખાનગી જીવનમાં પણ આથી ઓછી ઉપયોગી સેવા નડિયાદના વતનીઓની એમણે કરી નથી. નડિયાદમાં રહેતા વિદ્વાનોને એમની સોબત ઊંચા પ્રકારનો આનંદ આપનાર હતી. જિજ્ઞાસુ તથા ઉત્સાહી યુવકોને એમનું ગૃહ તીર્થક્ષેત્ર જેવું હતું. એમની સલાહ લેવા સુખિયા-દુખિયા અનેક જન આવતા, અને તે સર્વને માટે ગોવર્ધનરામના ઘરના બારણા હમેશ ખુલ્લા જ રહેતા. આટલા બધા માણસો વારંવાર આવવાથી પોતાનો બહુ વખત જાય છે એમ એમને ઘણી વાર ખેદ થતો, પરંતુ ઈશ્વરે એવા જ પ્રકારની સેવા પોતા માટે ધારી હશે એમ કરી ઘણી વાર તે મન વાળતા.

**સ્ત્રીજગત :**

સ્ત્રીઓ પ્રતિ અપાર કોમળતા તથા દયાળુતા એ આ મહાત્માના હૃદયનું એક લક્ષણ હતું શરીર, બુદ્ધિ, નીતિ તથા ધર્મ – એ ચારે વિષયમાં સ્ત્રીઓ જેટલી ઉન્નતિ સાધી શકે તે સાધવા સામે આપણી હાલની સંસ્થાઓએ જે ભીંત ચણી દીધી છે, તે સ્ત્રીઓને માટે એક પ્રબળ અન્યાય છે, જ્યારે આપણને પુરુષોને તે મોટી હાનિ છે. આ અન્યાય જેટલે અંશે મટાડી શકાય તેટલે અંશે તો મટાડવો જ. પરંતુ જ્યાં તેમ

ન થઈ શકે એમ હોય ત્યા આ ક્રૂર અન્યાય ખમતા એ વર્ગ પ્રતિ રોષ, ક્રોધ કે તિરસ્કારની દૃષ્ટિથી જોવાને બદલે હમેશા ક્ષમા તથા કરુણાની દૃષ્ટિથી જોવુ એ જ આપણા પૌરુષને યોગ્ય છે આવુ તે માનતા તથા બીજાઓને વારવાર કહેતા પરતુ સ્ત્રીઓ પ્રતિના એમના ભાવ તથા વિચાર પ્રકટ કરવા, "સુન્દરીસુબોધ" પત્રે એમના જે શબ્દો પોતાના સૂત્રરૂપે સ્વીકાર્યા છે તે શબ્દો, અને "સરસ્વતીચન્દ્ર"ના આખા ગ્રન્થમાં એમણે સ્ત્રીઓનુ જે ઉચ્ચ સ્થાન વારવાર દર્શાવ્યુ છે તે જ શુ બસ નથી? "સરસ્વતીચદ્ર"ના બીજા ભાગ ઉપરાત સ્થળે સ્થળે ગોવર્ધનરામે "સરસ્વતીચદ્ર"મા આર્ય નારીને ઉચ્ચ અજલિ આપી છે

સ્ત્રી-સુધારાના ઘણા હિમાયતીઓ પોતાના ઉભરાઓ કાગળ ઉપર કે મેળાવડાઓમા જ કાઢીને પોતાને કૃતાર્થ માને છે ગોવર્ધનરામની એ રીતે જ નહોતી પોતાના બ્હેન તથા જ્યેષ્ઠ પુત્રી પાછળ એમણે કેવો શ્રમ લીધો હતો તથા બીજાઓ માટે પણ કેવા પ્રબળ પ્રયાસ કર્યા હતા તે આગળ દર્શાવ્યુ છે

## શિક્ષણ.

આપણા દેશ સાથેના અગ્રેજ લોકોના સમાગમને આપણી ઉન્નતિના પહેલા પગથિયા રૂપ ગણનાર ગોવર્ધનરામ, અગ્રેજી વિદ્યાનો આપણામા પ્રસાર થાય એ અતિ આવશ્યક માને તેમા નવાઈ નથી તેમ છતા હાલની શિક્ષણપદ્ધતિમા એમને કેટલીક ગભીર ખામીઓ જણાઈ હતી પરીક્ષાઓથી માણસની ખરી કસોટી થાય છે એમ તે માનતા નહિ, અને ગ્રેજ્યુએટ થયા એટલે ભવસાગર તર્યા એ વિચાર એમને તદ્દન અજ્ઞાનભર્યો તથા ભ્રમજનિત લાગતો. તે કહેતા કે ગ્રેજ્યુએટ થયા અથવા કોલેજનુ શિક્ષણ પૂરુ કર્યુ એનો કોઈ રીતે એવો અર્થ નથી થતો કે હવે વાચવાનુ તથા જાણવાનુ કશુ બાકી રહ્યુ નથી આ પદવી તો ગભીર વાચનલેખનનો આરભ કરવાની હવે યોગ્યતા આવી છે એટલુ જ દર્શાવે છે આ સર્વ વીસર જઈ આપણા હિન્દી ગ્રેજ્યુએટો જનસેવા કરવાનુ તદ્દન વિસારી દે છે તે માટે તે ઘણી વાર સખ્ત શબ્દોમા એ ખેદ પ્રગટ કરતા હિન્દની આજની સ્થિતિમા કેળવાયેલા વર્ગને માથે ઘણી જુમ્મેદારી છે એમ

તે માનતા. દેશની ઉન્નતિ સબન્ધી મુશ્કેલમા મુશ્કેલ કામ એમનું છે. આ કામ તથા આ જવાબદારી કેવા પ્રકારના છે તે "સરસ્વતીચન્દ્ર"ના ચોથા ભાગમા તથા પ્રસ્તાવનામા એમણે બતાવ્યું છે. આ ફરજ પૂરેપૂરી રીતે અદા કરવા તેઓ શક્તિમાન થાય એ ગોવર્ધનરામના હૃદયની એક પ્રિયમા પ્રિય તેટલી જ પ્રબળ ઇચ્છા હતી.

**સમાજ :**

સમાજની વ્યવસ્થા તથા સમાજના સુધારાની બાબતમાં ગોવર્ધનરામના વિચાર તથા વર્તન કોઈ શાન્ત, ધીર, દૂરદેશ, તથા સમાજના અગ તરીકેની પોતાની જવાબદારી પૂરેપૂરી સમજનાર વિચારકને શોભા આપે એવા હતા. એમના કેટલાક 'સુધરેલા' તથા 'સુધારાવાળા' મિત્રો એમને કોઈક વાર મહેણા મારતા કે "ગોવર્ધનભાઈ! તમારા વિચાર આટલા બધા વિશાળ તથા ઉન્નત છે, તે છતા જ્યા આચારની વાત આવે છે ત્યા તમે કેમ આવા સાકડા મનના, ક્ષુદ્ર રિવાજોને વળગી રહો છો?" ગોવર્ધનરામ હૈડે પેટે ખુલાસો કરતા કે "આચારની બાબતમા મારી જ્ઞાતિએ જે જે બન્ધનો કર્યાં છે તે તે પાળવા એ મને ફરજરૂપ જણાય છે. એ બન્ધનો હુ તોડું, પછી મારી ન્યાતવાળા મને પૂછે ત્યારે, ન્યાતબહાર ન જવાને માટે, મારે જૂઠ બોલવુ પડે. એવુ અસત્ય બોલવુ એ મારો કોઈ રીતે ધર્મ નથી. તેથી ન્યાતના જે બન્ધનો હોય તે પાળવા એ હુ આવશ્યક ગણુ છુ."

વિચારની સ્વતત્રતાની સાથે આચારની એમની આ પરાધીનતા કેટલાને નામર્દાઇભરી લાગતી, પરતુ ગોવર્ધનરામને આ અસબદ્ધતા ધર્મરૂપ જ જણાતી, અને તેની સામા ગમે તેવા કટાક્ષ થાય તોપણ તેને વળગી રહેવાનો એમનામા દૃઢતા હતી. આ સબન્ધી એમના જે મુખ્ય સિદ્ધાન્ત અમને જણાયા છે, તે સપૂર્ણતાથી નહિ પણ સક્ષેપથી નીચે મુજબ પ્રકટ કરી શકાય. જનસમાજમા જ્યારે આવા ગભીર તથા તદ્દન વિપરીત ફેરફાર કરવાના હોય ત્યારે તે કરતા પહેલા, જનસમાજની પ્રકૃતિ, હાલના રીતરિવાજોના ખરા રહસ્ય તથા આપણી લોકસસ્થાઓનો ખરો આધાર, એ સપૂર્ણ રીતે સમજવા જોઈએ; આ સર્વમા જે રોગિષ્ટ તથા વિનાશક અશો જણાય તેને બદલે

બીજા સારા તથા હિતકારક અંશો ખોળી કાઢવા જોઈએ; અને પછીથી, આખા બન્ધારણને અનુકૂળ થાય તેવી રીતે, પોતાની જવાબદારી સમજી, ડહાપણથી, આ ફેરફારનું કામ કરવું જોઈએ. આ માર્ગ લેવાને બદલે, સત્યાસત્યનો નિર્ણય કર્યા વિના, ટૂંકો તથા સહેલો માર્ગ લેવાની લાલચથી, એકદમ ઊથલપાથલ કરી લોકસંસ્થાને તોડી પાડવાનો પ્રયાસ આત્મઘાત સમાન છે. વળી અંગ્રેજીમાં કહેવાય છે કે "No autocrat like your true Radical." તેમ વ્યક્તિસ્વાતંત્ર્યના હિમાયતીઓ પોતે જ બીજાઓની સ્વતંત્રતાને કચરી નાખતાં ઘણી વાર વિચાર સરખોયે નથી કરતા. માટે અમુક કાર્ય પોતાને ગમે તેવું સારું તથા જરૂરનું દેખાતું હોય, પણ સમાજનો મોટો ભાગ દૃઢતાથી તેની વિરુદ્ધ હોય, તો તેને જોરજુલમથી વટલાવવાનો પ્રયત્ન કરવાને બદલે, પાર્લામેન્ટ જેવા મોટા મંડળમાં પણ જેમ બહુમતીને માન અપાય છે તેમ મોટા ભાગને નમતું આપવું એ ઇષ્ટ તથા ધર્મ્ય છે. અત્યારે અશક્ય જણાય છે તે કાળે કરીને સહેલાઈથી થઈ શકશે એમ શ્રદ્ધા રાખી, પોતાના મતથી ડગવું નહિ, તેમ બીજાઓ પાસે બલાત્કારથી પોતાનો મત કબૂલ કરાવવો નહિ.

આ પ્રમાણે 'સુધારાવાળા'માં જે અવિચાર, અવિનય તથા અધીરતા ઘણી વાર જણાય છે તે તરફ એ ઘણી નાખુશીથી જોતા. છતાં આ વર્ગના કેટલાક માણસોના મનની ખરી શુદ્ધતાની કદર કરવી તે ચૂકતા નહિ.[1] અલબત્ત, રૂઢિના અન્ધ ભક્ત કે ચુસ્ત પૂજક કહીએ એવા તે કોઈ રીતે નહોતા. એમનું સઘળું વર્તન પોતાની ન્યાતના રિવાજોની અનુસાર રચાતું, તોપણ રાજકીય બાબતમાં હાલ આપણે જેઓને 'મૉડરેટ' કહીએ છીએ, તેઓના જેવી એમની સ્થિતિ આ સામાજિક વિષયમાં હતી. નાગરોને – અને તેમાં પણ વડનગરા નાગરોને – ખાવાપીવા સબન્ધી જ્ઞાતિબન્ધન કેવાં સખ્ત છે તે સુવિદિત છે. નવા કાળના નવા સંયોગો વચ્ચે, નવા વિચારો વચ્ચે તથા નવાં સ્થળોમાં, આ બન્ધનો જાળવી રાખવાં તે કેટલું મુશ્કેલ છે એ જેઓએ આવા અવસરમાં શુદ્ધિ રાખવા અન્તઃકરણપૂર્વક પ્રયાસ કર્યો હોય છે તેઓ જ બરોબર જાણી શકે છે. તે છતાં આ બાબતમાં ગોવર્ધનરામનું વર્તન કદી શિથિલ થયું ન હતું.

---

૧. આ સબન્ધી વિસ્તૃત ચર્ચા માટે જુઓ "સરસ્વતીચન્દ્ર" ભા. ૪, પૃ. ૫૩૮-૯.

જ્ઞાતિનાં આ સર્વ બન્ધનોની વિરુદ્ધ ગમે તેટલું બોલવા જેવું લાગે, તોપણ એ બન્ધનોમાં રહીને સુધારા કરવાનો ઘણો અવકાશ છે એમ તે માનતા. આવી બાબતોમાં સિદ્ધાન્તોની નિર્ણયરહિત ચર્ચામાં ઊતરી પડવાને બદલે પોતાને ત્યા પ્રસંગ આવ્યે પોતાનાથી થાય તે કરી બતાવવું એ વધારે સારો માર્ગ એમને લાગતો. આના બે દાખલા આપીશું. એક એ કે પોતાનાં માતુશ્રી તથા પુત્રી લીલાવતી બન્નેના અવસાન પછી ગોવર્ધનરામે પોતાને ત્યાં રોવા-કૂટવાનું લગભગ તદ્દન બંધ રખાવ્યું હતું. અને તેને બદલે, જ્યારે બધી સ્ત્રીઓ આ કાર્ય માટે એકઠી થાય, ત્યારે કથા કહેવરાવવાની પદ્ધતિ એમણે રાખી હતી. બીજું એ કે બાળલગ્ન સામે ઘણા માણસો સખ્ત ધિક્કાર પ્રકટ કરે છે, પરંતુ પોતાનાં સંતાનોનો સમય આવે છે ત્યારે તે અટકાવવા પોતાની સત્તાનો સહેજ પણ અમલ કરતા નથી. ગોવર્ધનરામે આ બાબતમાં ઘણી દૃઢતા બતાવી છે. પોતે પોતાનાં માતાપિતાને આ વિષે આગળથી જ સ્પષ્ટ ચેતવણી આપી મૂકી હતી. સંબન્ધ કરવો કે નહિ તેનો નિશ્ચય તે પોતાની મેળે જ કરતા અને પોતાના દરેક સંતાનના વિવાહ સમયે વરકન્યા વચ્ચે ઓછામાં ઓછો નવદશ વર્ષનો તફાવત રહે એમ એમણે ગોઠવણ કરી હતી.

આવી રીતે ભાવનાના ઊંચામાં ઊંચા પ્રદેશમા ઊડતા છતાં, લોકાચારના પ્રદેશમાં શુદ્ધ નિષ્કલંક જીવન ગોવર્ધનરામે વ્યતીત કર્યું છે, અને તેની સાથે, સમાજમાં ભયંકર ઊથલપાથલ કરી નાખે એવા બંડખોર સુધારાને બદલે, ડહાપણથી, ધીમે ધીમે, એ લોકાચારની વિશેષ ઉન્નત ભાવના પોતાના જીવનમા વ્યક્ત કરવાને પ્રામાણિક પ્રવાસ કર્યો છે.

## રાજકારણ :

સન ૧૯૦૫ના અન્તમા ભરતભૂમિની રાષ્ટ્રીય પરિષદ્—'ધી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ'ની બેઠક કલકત્તામા થઈ, અને કુસંપ, અશાન્તિ તથા મારામારીના વિગ્રહને બને તેટલા દાબી દેવા માટે, હિન્દના આધુનિક ભક્તોના પરમ ગુરુ શ્રી. દાદાભાઈ નવરોજજી, મહા શ્રમ વેઠી, કોંગ્રેસના પ્રમુખ તરીકે, ઇંગ્લેંડથી ખાસ અહીં આવ્યા. તે સમયે આ જીવનકથાના નાયક મૃત્યુશય્યા ઉપર પોતાની છેલ્ટની

-ષ્ટાઓ ગણુતા હતા. કોંગ્રેસમાં હાલમાં જે મોટા ભેદ પડ્યા છે તે જોવાને ગોવર્ધનરામ જીવ્યા નથી, અને અત્યારના બારીક મામલા ઉપર એ મહાન ચિંતકના વિચારો જાણવાનો લાભ તો હમેશ મટે નષ્ટ થયો છે એ ઓછું ખેદજનક નથી. પરંતુ પોતાના જીવનના અન્ત સમયમાં એમણે કેવા અભિપ્રાયો વારંવાર પ્રકટ કર્યાં હતા, તેની થોડીઘણી નોંધ અહીં લઈશું.

હિન્દ અને બ્રિટનનો સમાગમ બન્નેને ઉત્કર્ષકારક જ થશે તથા અંગ્રેજી હકુમતથી આપણી પ્રજાના ઉદયનો જ મંગલારંભ થશે. એવી ગોવર્ધનરામના મનની દૃઢ શ્રદ્ધા હતી. અંગ્રેજ લોકોનો ઇતિહાસ તથા અંગ્રેજ લોકોનો સ્વભાવ બન્નેનું બારીક અવલોકન કરવાથી એ ઊંડી શ્રદ્ધાપૂર્વક માનતા હતા કે હિન્દને નાશમાંથી બચાવી શકનાર તથા સમૃદ્ધિનાં શિખરનું દર્શન કરાવી શકનાર કોઈ પણ માનુષી સત્તા હોય તો તે આ મહાપ્રજા જ છે. પરંતુ અંગ્રેજોના ગુણોથી અંજાઈ જઈ તેઓના દોષ તે સમજી શકતા ન હતા એમ ન હતું. પણ તે કહેતા કે કેટલીક મોટી ખામીઓ છતાં, તેઓમાં એવા એવા ઉચ્ચ ગુણો પ્રદર્શિત થાય છે કે હાલને સમયે પૃથ્વી ઉપરની બીજી કોઈ પ્રજામાં તે ગુણો દૃષ્ટિગોચર થતા નથી. એમનામાં ધર્મનો અંશ છે અને તેના ઉપર જ આપણા ઉદ્ધારની આશા અવલમ્બી રહી છે. ભારતવાસીઓને અંગ્રેજી વિદ્યા અપાવનાર મેકોલે માટે, તથા મહારાણી વિક્ટોરિયાનુ પ્રખ્યાત જાહેરનામું ઘડનાર, ઉદાર રાજનીતિના સ્તંભરૂપ બીજા મહાન અંગ્રેજ રાજપુરુષો માટે, એમને ખરી દૂરીનો પ્રેમમય આદરભાવ હતો. તે કહેતા "જ્યા સુધી ધર્મ ઉપર પ્રીતિવાળા મહાત્માઓ ઈંગ્લેંડમાં જન્મે છે ત્યાં સુધી એ મહાપ્રજાનો સૂર્ય તપતો છે." તે એમ કદી નહોતા માનતા કે ઉન્નતિ એની મેળે ચાલીને આપણી પાસે આવવાની છે. અંગ્રેજી પ્રજા દ્વારા જે મુક્તિની આપણે આશા રાખીએ તે મેળવવાની ખરી મહેનત તથા જવાબદારી આપણી જ હોવી જોઈએ.

ગોવર્ધનરામની વાતચીતમાંથી, એમનાં ભાષણોમાંથી તથા એમનાં લખાણમાંથી, રાજકીય વિષય પ્રતિ એમનું વલણ સંક્ષેપમાં આવા પ્રકારનું હતું એમ સમજાય છે. દાદાભાઈ નવરોજજી, બેનરજી, ફિરોજશાહ મહેતા, રાનડે વગેરે મહાન દેશભક્તો માટે એમને નિઃસીમ માન હતું. મુંબઈ ઇલાકાના ઘણાખરા અગ્રેસર સાથે એ સારા

સંબન્ધમાં પણ આવ્યા હતા. ભારતીય કોંગ્રેસ માટે એમને ઘણો ઉત્સાહ તથા ઊંચી આશા હતી. આ સંસ્થાની પ્રવૃત્તિ વિષે માહિતી મેળવવા એ તીવ્ર કાળજી રાખતા તથા પોતાનાથી શક્ય તેટલો તેમાં ભાગ લેવાનું ચૂકતા નહિ.

ગોવર્ધનરામે રાજકીય પ્રવૃત્તિઓમાં વિશેષ ભાગ નથી લીધો તેનું કારણ અમે આગળ જણાવ્યું છે અને તે એ જ છે કે એમનો કાર્યક્રમ જુદા પ્રકારનો હતો. રાજકીય સેવાના બે પ્રકાર છે : એક વ્યાવહારિક પ્રવૃત્તિનો અને બીજો વિચારની તથા લેખનની પ્રવૃત્તિનો. ગોવર્ધનરામે પ્રધાનપણે બીજાનો અંગીકાર કર્યો હતો, અને તેમાં પોતાનું લક્ષ રાજ્યના એક કે બે જ પ્રશ્નોમાં મર્યાદિત કરવાને બદલે, દેશની સમગ્ર રાજકીય સ્થિતિને તેનો વિષય બનાવ્યો હતો. નીતિ, ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન વગેરે બીજા વિષયોની પેઠે રાજકીય વિષયોમાં પણ, અમુક ઘટના સર્જવી અથવા અમુક સુધારો દાખલ કરવો એ એમનું લક્ષ્ય કદી નહોતું. પરંતુ આ સર્વ વિષયોમાં દેશના લોકો સામાન્ય રીતે પ્રગતિ પામે અને તેમનું સમગ્ર જીવન વધારે ઊંચા પ્રકારનું થાય એ એમનો પ્રધાન આશય હતો. એમના જીવનના કાર્યક્રમની નોંધમાં આ આશય સ્પષ્ટ પ્રકાશ પામે છે —

"The relations of the rulers and the ruled are a matter of anxious concern, and require thought from people *outside* the stage. The Press, the Congress and statesmen are working *over* the stage with passions, interests, &c. *I should like to study it quietly from outside the stage*; and my means, qualifications and methods of pressing my conclusions on those likely to hear from the stage require consideration. *This to* TRAIN *them only and not to produce particular events.*"

ભાવાર્થ : "રાજ્યકર્તા અને પ્રજા વચ્ચેનો સંબન્ધ કાળજીભરી ચિન્તાનો વિષય છે, અને રંગભૂમિની બહારના તટસ્થ મનુષ્યોના વિચારની અપેક્ષા રાખે છે. છાપાંવાળાઓ, કોંગ્રેસ તથા રાજકીય પુરુષો પોતપોતાની આશાઓ, રાગદ્વેષ ઇત્યાદિથી પ્રેરાઈ રંગભૂમિ ઉપર ઘૂમી રહ્યા છે. પરંતુ મારી ઇચ્છા રંગભૂમિની બહાર રહી

**દેશભક્તિ :**

રાષ્ટ્રસેવાના માર્ગ કંઈ રાજકીય ચીલામાં જ સમાઈ જતા નથી. દેશના અભ્યુદયને માટે રાજકીય જ્ઞાન, રાજકીય પ્રવૃત્તિ તથા રાજકીય સિદ્ધિ પરમ આવશ્યક છે એ ખરું; તેમ એક નાનકડા કાયદાથી, અરે કલમના એક જ શેરાથી, અસખ્ય મનુષ્યોના કલ્યાણ તથા ઉન્નતિના માર્ગ ખુલ્લા કરી શકાય છે એ પણ તેટલું જ નિર્વિવાદ છે. પણ તેની સાથે આ પણ એટલું જ ખરું અને એટલું જ નિર્વિવાદ છે કે રાજકીય જીવન એ પ્રજાના આ જીવનમાંનું ફક્ત એક અગ છે, અને તે એક અગ ઉપર જ કાંઈ આખા જીવનના શ્રેયનો આધાર નથી. વિદ્યા, કલા, ધર્મ, નીતિ, વેપાર, સાહિત્ય, વગેરે બીજા અનેક અંગો પ્રજાજીવનની રચનામાં પ્રવેશ કરે છે. તે અંગોની સમૃદ્ધિ વિના દેશોન્નતિ અશક્ય છે અને રાજકીય પ્રવૃત્તિ અપૂર્ણ છે. તેથી રાજકારણ ઉપરાત આ બીજાં અગોને ખીલવવાના પ્રયાસ પણ શુદ્ધ દેશસેવાની કોટિમા ગણાય તે સર્વ રીતે યોગ્ય છે. દાખલા તરીકે, જે મનુષ્ય દેશની વિદ્યા તથા વિદ્યાનાં સાધનો સુધારી-વધારી, શિક્ષિત-વર્ગની સખ્યામાં તથા ઉચ્ચતામા અસાધારણ વૃદ્ધિ કરે, જે મનુષ્ય વેપારકળાથી દેશની અન્તર્હિત ઉત્પાદનશક્તિ ખીલવી, અગણિત મનુષ્યોનો નિર્વાહ ચલાવે તથા દેશમા લક્ષ્મીનો વાસ વસાવે, અથવા તો, જે મનુષ્ય પોતાની પ્રજામા નવુ બળ પ્રેરીને તથા નવું ચેતન પ્રકટાવીને, આખું પ્રજાજીવન વિશેષ ઉચ્ચ તથા વિશેષ સુખમય બનાવે—તેવા કોઈ પણ મનુષ્યની સેવા રાજકીય ન હોય, અને તેણે કોંગ્રેસની કે ધારાસભાની રગભૂમિ કદી ભજાવી ન હોય, તોયે દેશના હિતની દૃષ્ટિયો, તે સેવા એટલી જ કે એથીયે વધુ ઉચ્ચ તથા અમૂલ્ય છે એ નિસશય છે

ગોવર્ધનરામની દેશભક્તિ તથા દેશસેવાનો વિચાર કરતી વેળાએ

---

and half English, freed from the control of Home Government, the natives included Congressmen. The Native Princes also allowed to form a House of the Principal Chiefs for Imperial State Concerns and to superintend the individual states in place of Political A[illegible] d S[illegible]rs."

શાન્તિથી એ સર્વનો અભ્યાસ કરવાની છે. આવા અભ્યાસથી જે જે નિર્ણયો હું બાંધું તે તે નિર્ણયો, રંગભૂમિ ઉપરના લોક સાંભળે તે રીતે એમના ચિત્તમાં ઠસાવવા સારુ મારાં સાધનો મારી યોગ્યતા તથા મારી પદ્ધતિ કેવાં હોવાં જોઈએ, તે સબન્ધી મારે વિચાર કરવો ઘટે. પરંતુ આ સર્વનો હેતુ તેમને કેળવવાનો જ છે – અને નહિ કે અમુક બનાવ ઉત્પન્ન કરવાનો."

આમ રાજકીય ચિન્તન ગોવર્ધનરામે કેવા ઊંચા પ્રકારનું કર્યું છે તે ગોવર્ધનરામની કૃતિઓના અભ્યાસીને સ્પષ્ટ છે. મુખ્ય કાર્ય અવલોકન અભ્યાસ તથા ચિન્તનનું રાખ્યા પછી આ મુખ્ય અર્થની સિદ્ધિ માટે પોતાને જરૂર જણાય એટલી પ્રવૃત્તિ તે પ્રેમથી સ્વીકારતા. કોંગ્રેસ સંબન્ધી એમનો ઉત્સાહ તથા પરિશ્રમ એમની સાથે કામ કરનારાઓને સુવિદિત છે. આપણી રાજકીય ચળવળના પરિણામ રૂપે આપણે કેવું ભવિષ્ય બાંધવા પ્રયાસ કરવો, એ પ્રશ્ન સંબન્ધી એમનું વલણ એમને આવેલા એક સ્વપ્નની નોંધ ઉપરથી કાંઈક સૂચિત થાય છે. તા. ૧લી ઑક્ટોબર સન ૧૯૦૪ની આ નોંધ છે :

"ગઈ રાત્રિનુ સ્વપ્ન : શહેનશાહે હિન્દુસ્તાનને એક નવું રાજકીય બંધારણ કરી આપ્યું. કારોબારીના સભાસદોનું એક નવું મંડળ નિમાયું. તેમા અર્ધા અંગ્રેજો હતા અને અર્ધા હિન્દી હતા. ઇંગ્લેંડની સરકારના અંકુશથી તે મુક્ત હતું. દેશીઓમાં કોંગ્રેસવાળા હતા. દેશી રાજાઓની પણ એક સભા બનાવવામા આવી. હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય રાજકર્તાઓ તેમા હતા. આ સભાનુ કામ શહેનશાહી બાબતો ઉપર વિચાર ચલાવવાનું તથા પોલિટિકલ એજન્ટ, રેસિડેન્ટ વગેરેને સ્થાને જુદાં જુદાં દેશી સરસ્થાનો ઉપર દેખરેખ રાખવાનુ હતું. આ યોજના સબન્ધી આપણા દેશને એક નવા યત્ર મારફત ખબર આપવામાં આવી હતી. હિન્દ અને બ્રિટન વચ્ચેના સમુદ્રો ઉપર સદેશા મોકલતા એક મોટા અવાજવાળા ટેલિફોન જેવું તે યત્ર હતું, અને મહાન મેઘગર્જનાની પેઠે બન્ને દેશોમા તેનો બુલદ અવાજ સંભળાતો." ૨

---

2 "The King-Emperor gave a new constitution to India, viz a Cabinet of Executive officers half Indian

દેશભક્તિ :

રાષ્ટ્રસેવાના માર્ગ કંઈ રાજકીય ચીલામાં જ સમાઈ જતા નથી દેશના અભ્યુદયને માટે રાજકીય જ્ઞાન, રાજકીય પ્રવૃત્તિ તથા રાજકીય સિદ્ધિ પરમ આવશ્યક છે એ ખરુ, તેમ એક નાનકડા કાયદાથી, અરે કલમના એક જ શેરાથી, અસખ્ય મનુષ્યોના કલ્યાણ તથા ઉન્નતિના માર્ગ ખુલા કરી શકાય છે એ પણ તેટલું જ નિર્વિવાદ છે પણ તેની સાથે આ પણ એટલુ જ ખરુ અને એટલુ જ નિર્વિવાદ છે કે રાજકીય જીવન એ પ્રજાના આ જીવનગાનુ ફક્ત એક અગ છે, અને તે એક અગ ઉપર જ કાઈ આખા જીવનના શ્રેયનો આધાર નથી વિદ્યા, કલા, ધર્મ, નીતિ, વેપાર, સાહિત્ય, વગેરે બીજા અનેક અગો પ્રજાજીવનની રચનામા પ્રવેશ કરે છે તે અંગોની સમૃદ્ધિ વિના દેશોન્નતિ અશક્ય છે અને રાજકીય પ્રવૃત્તિ અપૂર્ણ છે. તેથી રાજકારણ ઉપરાત આ બીજા અગોને ખીલવવાના પ્રયાસ પણ શુદ્ધ દેશસેવાની કોટિમા ગણાય તે સર્વ રીતે યોગ્ય છે. દાખના તરીકે, જે મનુષ્ય દેશની વિદ્યા તથા વિદ્યાના સાધનો સુધારી-વધારી, શિક્ષિત-વર્ગની સખ્યામા તથા ઉચ્ચતામા અસાધારણ વૃદ્ધિ કરે, જે મનુષ્ય વેપારકળાથી દેશની અન્તર્હિત ઉત્પાદનશક્તિ ખીલવી, અગણિત મનુષ્યોનો નિર્વાહ ચલાવે તથા દેશમા લક્ષ્મીનો વાસ વસાવે, અથવા તો, જે મનુષ્ય પોતાની પ્રજામા નવુ બળ પ્રેરીને તથા નવુ ચેતન પ્રકટાવીને, આખુ પ્રજાજીવન વિશેષ ઉન્ચ તથા વિશેષ સુખમય બનાવે—તેવા કોઈ પણ મનુષ્યની સેવા રાજકીય ન હોય, અને તેણે કોંગ્રેસની કે ધારાસભાની રગભૂમિ કદી ધ્રુજાવી ન હોય, તોયે દેશના હિતની દૃષ્ટિથી, તે સેવા એટલી જ કે એથીયે વધુ ઉચ્ચ તથા અમૂલ્ય છે એ નિસશય છે

ગોવર્ધનરામની દેશભક્તિ તથા દેશસેવાનો વિચાર કરતી વેળાએ

---

and half English, freed *from the control* of Home Government, the natives included Congressmen The Native Princes also allowed *to form* a House of the Principal Chiefs for Imperial State Concerns and to superintend the individual states *in place of* Political Agents and Superiors .."

શાન્તિથી એ સર્વનો અભ્યાસ કરવાની છે. આવા અભ્યાસથી જે જે નિર્ણયો હું બાંધું તે તે નિર્ણયો, રંગભૂમિ ઉપરના લોક સાંભળે તે રીતે એમના ચિત્તમાં ઠસાવવા સારુ મારાં સાધનો મારી યોગ્યતા તથા મારી પદ્ધતિ કેવાં હોવાં જોઈએ, તે સંબન્ધી મારે વિચાર કરવો ઘટે. પરંતુ આ સર્વનો હેતુ તેમને કેળવવાનો જ છે – અને નહિ કે અમુક બનાવ ઉત્પન્ન કરવાનો."

આમ રાજકીય ચિન્તન ગોવર્ધનરામે કેવા ઊંચા પ્રકારનું કર્યું છે તે ગોવર્ધનરામની કૃતિઓના અભ્યાસીને સ્પષ્ટ છે. મુખ્ય કાર્ય અવલોકન અભ્યાસ તથા ચિન્તનનું રાખ્યા પછી આ મુખ્ય અર્થની સિદ્ધિ માટે પોતાને જરૂર જણાય એટલી પ્રવૃત્તિ તે પ્રેમથી સ્વીકારતા. કોંગ્રેસ સંબન્ધી એમનો ઉત્સાહ તથા પરિશ્રમ એમની સાથે કામ કરનારાઓને સુવિદિત છે. આપણી રાજકીય ચળવળના પરિણામ રૂપે આપણે કેવું ભવિષ્ય બાંધવા પ્રયાસ કરવો, એ પ્રશ્ન સંબન્ધી એમનું વલણ એમને આવેલા એક સ્વપ્નની નોંધ ઉપરથી કાંઈક સૂચિત થાય છે. તા. ૧લી ઑક્ટોબર સન ૧૯૦૪ની આ નોંધ છે:

" ગઈ રાત્રિનું સ્વપ્ન : શહેનશાહે હિન્દુસ્તાનને એક નવું રાજકીય બંધારણ કરી આપ્યું. કારોબારીના સભાસદોનું એક નવું મંડળ નિમાયું. તેમાં અર્ધા અંગ્રેજો હતા અને અર્ધા હિન્દી હતા. ઇગ્લેંડની સરકારના અંકુશથી તે મુક્ત હતું. દેશીઓમાં કોંગ્રેસવાળા હતા. દેશી રાજાઓની પણ એક સભા બનાવવામાં આવી. હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય રાજકર્તાઓ તેમાં હતા. આ સભાનું કામ શહેનશાહી બાબતો ઉપર વિચાર ચલાવવાનું તથા પોલિટિકલ એજન્ટ, રેસિડેન્ટ વગેરેને સ્થાને જુદાં જુદાં દેશી સંસ્થાનો ઉપર દેખરેખ રાખવાનું હતું. આ યોજના સંબન્ધી આપણા દેશને એક નવા યન્ત્ર મારફત ખબર આપવામાં આવી હતી. હિન્દ અને બ્રિટન વચ્ચેના સમુદ્રો ઉપર સંદેશા મોકલતા એક મોટા અવાજવાળા ટેલિફોન જેવું તે યન્ત્ર હતું, અને મહાન મેઘગર્જનાની પેઠે બન્ને દેશોમાં તેની બુલંદ અવાજ સંભળાતો." ૨

---

2 " The King-Emperor gave a new constitution to India, viz- a Cabinet of Executive officers half Indian

## પ્રકરણ ૭

### ગોવર્ધનરામનું જીવનકાર્ય.

विगतमानमदा मुदिताशयाः शरदुदीतशशाङ्कसमत्विष ।
प्रकृतसंव्यवहारविहारिणस्त्विह सुखं विहरन्ति महाधियः ॥

અર્થ: "જેનાં માન તથા મદ જતાં રહ્યા છે, જેના આશયનું લોક મોદન કરે છે, શરદના પૂર્ણ ચન્દ્રના જેવી જેની મન કાન્તિ છે, અને પ્રકૃતિથી પ્રવાહપતિત થઈ આવેલા શુભ વ્યવહારમા જેઓ વિહાર કરે છે, એવા મહાબુદ્ધિવાળાઓ તો આ લોકમા સુખે વિહરે છે." १

સરસ્વતીચન્દ્રનો દીક્ષામન્ત્ર.

શ્રીયુત ગોવર્ધનરામનું આ જીવનવૃત્તાન્ત હવે પૂર્ણ થાય છે. તે સમયે, પૂર્ણાહુતિરૂપે, એ મહાત્માએ પોતાના જીવનમા કરેલા કાર્યનુ કાંઈક પણ સમગ્રદર્શન કરી લેવુ ઉચિત છે જેમ દેવની પૂજા, સ્નાન અર્ચન, આરતી, વગેરે કર્યાં પછી, વિસર્જન કરતાં પહેલા શુદ્ધ ચિત્તથી ધ્યાન ધરી આપણે મન્ત્રપુષ્પાજંલિ અર્પીએ છીએ, તેવી રીતે, આ મહાન પુરુષ સાથેનો આ સબન્ધ પૂરો કરતા પહેલા, અને આ જીવનકથા લખતી વેળાએ જે મપૂજ્ય વિભૂતિની મૂર્તિ અમારા મન ચક્ષુ સમીપ નિરન્તર ખડી રહી છે તે મહાત્માની પ્રેમાળ સાત્વિક મૂર્તિનુ અત્યારે વિસર્જન કરતા પહેલ, એકાગ્ર ચિત્ત

૧. આ ભાષાન્તર શ્રીયુત ગોવર્ધનરામનુ છે. જુઓ " સરસ્વતીચન્દ્ર" ભા. ૪. પૃ ૬. તથા ૩૯૫-૬, "મુદિતાશયા."નો જે અર્થ એમણે એથી કાઢયો છે તથા વિસ્તારથી સમજાવ્યો છે તે ખરેખર ઉચ્ચ પ્રકારની ભાવનાને પ્રગટ કરે છે, પણ તેની શુદ્ધિ સબન્ધી સદેહ થાય છે. ' જેનુ ચિત્ત પ્રસન્ન છે" એવો અર્થ વિશેષ સાચો તથા વિશેષ સ્વાભાવિક જણાય છે.

सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
सर्वः कामानवाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥

"સર્વ લોક દુખોને તરી જાઓ! સર્વ લોક કલ્યાણ જ ન્યાળી રહો! સર્વ મનુષ્ય ઈષ્ટ વાછના પ્રાપ્ત કરો! સર્વ મનુષ્ય સર્વ સ્થળે આનંદ પામો!" એ, ત્રીજા ભાગની પ્રસ્તાવનામા તે પોતે કહે છે તેમ, એમની અન્તિમ ઈચ્છા.

અથવા તો, ગોવર્ધનરામના સ્વદેશપ્રેમ સબંધી આ સર્વ વિવેચનની કાઈ પણ આવશ્યકતા છે? એમના લખાણમા તેમ જ એમના જીવનમા, સૂર્યની કાન્તિ પેઠે, એમની ઉદાત્ત દેશપ્રીતિ ઝગઝગી રહી છે, તે કોઈથી પણ છુપી રહે એમ નથી. જેણે ઘણી અલ્પ વયથી પોતાની જ્યોત એમના હૃદયમંદિરમા પ્રગટાવી હતી, જેણે, બીજાઓને મનઃસુખરૂપ જણાતા લગ્નને પણ અન્તરાયતુલ્ય લેખી, દ્વિતીય લગ્ન સમે એમની વૃત્તિ સતેજ કરી હતી; જેણે યુવાવસ્થામા જ ધન, કીર્તિ ને વૈભવની સર્વ ઇચ્છાના સન્યાસરૂપ અને કેવળ લોકોપકારની પ્રવૃત્તિથી પૂર્ણ એવા તપોમય જીવનની એમની પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી; જેણે શારીરિક વ્યાધિ, કૌટુમ્બિક મુશ્કેલી, દ્રવ્યની વિકટ તંગી અને લક્ષ્મી તથા કીર્તિની મોહકારી દૃષ્ટિ—વગેરે સર્વનો તાપ સહન કરીને પણ આ અસિધારા જેવા તીવ્ર જીવનવ્રતનુ પાલન કરાવ્યુ હતુ; જેણે અનેક રત્ન તથા સજ્જનોની વચ્ચે ચૂડામણિ સમાન વિરાજતો સરસ્વતીચન્દ્ર જેવો મહાગ્રંથ આપણી પ્રજાને અર્પિત કરાવ્યો; અને જેણે પોતાના એક કેન્દ્રરૂપે નિવૃત્તિનિવાસ જેવા મહાત્યાગનો સ્વીકાર કરાવ્યો; તે એમનો ધર્મ્ય દેશપ્રેમ એમના સર્વ જીવનમા સળંગ વ્યાપી રહી ગોવર્ધનરામને એક મોટા દેશભક્તરૂપે તથા એક મોટામા મોટા સ્વદેશહિતચિન્તકરૂપે જગતસમક્ષ જાહેર કરે છે.



સાધુ જીવનને અન્નપૂર્ણાના પ્રસાદની આવશ્યકતા છે. લક્ષ્મીના પ્રસાદ એ સાથે ભળે તો સરસ્વતીના આરાધનમા તે નડે, પણ એ જીવનને તેની આવશ્યકતા નથી.

("સાધુ જીવન", પૃ. ૪૫)

# પ્રકરણ ૭

## ગોવર્ધનરામનું જીવનકાર્ય

विगतमानमदा मुदितासया शरदुपोढशशाङ्कसमत्विष ।
प्रकृतसंव्यवहारविहारिणस्त्विह सुखं विहरन्ति महाधिय ॥

અર્થ "જેનાં માન તથા મદ જતા રહ્યા છે જેના આશયનું લોક મોદન કરે છે, શરદના પૂર્ણ ચન્દ્રના જેવી જેની મન કાન્તિ છે, અને પ્રકૃતિથી પ્રવાહપતિત થઈ આવેલા શુભ વ્યવહારમા જેઓ વિહાર કરે છે, એવા મહાબુદ્ધિવાળાઓ તો આ લોકમા સુખે વિહરે છે" ૧

સરસ્વતીચન્દ્રનો દીક્ષામન્ત્ર

શ્રીયુત ગોવર્ધનરામનું આ જીવનવૃત્તાન્ત હવે પૂર્ણ થાય છે. તે સમયે, પૂર્ણાહુતિરૂપે, એ મહાત્માએ પોતાના જીવનમા કરેલા કાર્યનુ કાંઈક પણ સમગ્રદર્શન કરી લેવુ ઉચિત છે જેમ દેવની પૂજા, સ્નાન અર્ચન, આરતી, વગેરે કર્યા પછી, વિસર્જન કરતા પહેલા શુદ્ધ ચિત્તથી ધ્યાન ધરી આપણે મંત્રપુષ્પાંજલિ અર્પીએ છીએ, તેવી રીતે, આ મહાન પુરુષ સાથેનો આ સબન્ધ પૂરો કરતા પહેલા, અને આ જીવનકથા લખતી વેળાએ જે સપૂજ્ય વિભૂતિની મૂર્તિ અમારા મન ચક્ષુ સમીપ નિરન્તર ખડી રહી છે તે મહાત્માની પ્રેમાળ સાત્ત્વિક મૂર્તિનુ અત્યારે વિસર્જન કરતા પહેલ, એકાગ્ર ચિત્ત

૧. આ ભાષાન્તર શ્રીયુત ગોવર્ધનરામનુ છે જુઓ "સરસ્વતીચંદ્ર" ભા. ૪. પૃ ૬ તથા ૩૯૫–૬, "મુદિતાશયા 'નો જે અર્થ એમણે ખેંચી કાઢ્યો છે તથા વિસ્તારથી સમજાવ્યો છે તે ખરેખર ઉચ્ચ પ્રકારની ભાવનાને પ્રકટ કરે છે પણ તેની શુદ્ધિ સબન્ધી સદેહ થાય છે ' જેનુ ચિત્ત પ્રસન્ન છે" એવો અર્થ વિશેષ સાચો તથા વિશેષ સ્વાભાવિક જણાય છે

ફરીથી એ મૂર્તિનું તાત્ત્વિક સ્વરૂપ સમજવા તથા હૃદયની અંદર ઉતારવા પ્રયાસ કરીશું તો તે એમની સેવાને ઉચિત મનઃપુષ્પાંજલિ થશે

આ કાર્ય કરતી વેળાએ જ એક મોટી મુશ્કેલી આપણી સામી ઊભી રહે છે તે એ છે કે ગોવર્ધનરામની પૂરેપૂરી તુલના કરી એમની સમગ્ર જીવનકૃતિનું પાકું સરવૈયું કાઢવું એ અત્યારે અશક્ય છે એ તો સ્વયંસ્પષ્ટ છે કે અમુક માણસની તદ્દન પાસે રહેનારા માણસો તેની જેટલી જોઈએ તેટલી સાચી તથા નિષ્પક્ષપાત તુલના ક્વચિત જ કરી શકે રાગદ્વેષ, પક્ષાપક્ષી, માનાપમાનની વૃત્તિ, અંગત તથા આકસ્મિક બાબતો, ઇત્યાદિથી તેમની તુલનાશક્તિ રંગાય છે, અને એ રંગનો પટ તેમના અભિપ્રાયને લાગ્યા વિના રહેતો જ નથી ઇતિહાસના પાના તરફ નજર ફેરવીશું તો આ વાતની તુરત જ ખાતરી થશે તેમાંથી એવા હજારો મનુષ્યોના દૃષ્ટાન્તો મળી આવશે જેમણે પોતાના સમયમાં પોતાના વ્યાજબી ભાગ કરતા ઘણી વધારે સ્તુતિ અથવા ઘણી વધારે નિન્દા ભોગવી હોય અલબત્ત સમકાલીન તુલના કાંઈ સર્વાંશે ખોટી કે ભૂલભરેલી હોતી નથી એટલું જ નહિ પણ ભવિષ્યની તુલના માટે તે ઘણી વાર અતિ ઉપયોગી સામગ્રી પૂરી પાડે છે પરન્તુ તે તુલના હમેશા શુદ્ધ કે સંપૂર્ણ હોઈ શકતી નથી, અને એ રીતિએ, અત્યાર સુધી જે આપણી વચ્ચે ને આપણામાંના એક હતા તે આપણાથી કેટલી ઊંચાઈએ ઊડ્યા તેનું બરોબર માપ કાઢવું, એ એમની બહુ પાસે રહ્યાથી એમની પ્રભાથી જેઓની આંખ અંજાઈ ગઈ છે તેઓથી બની શકે નહિ

પોતાના સમયમાં પોતાની સત્ય તુલના થવી કોઈ પણ મહાન પુરુષ માટે અશક્ય હોય તો ગોવર્ધનરામની બાબતમાં તો વિશેષે કરીને તેમ છે એમનું જીવનકાર્ય એવા પ્રકારનું છે કે તેની સિદ્ધિ થતાં તથા તે સિદ્ધિનાં સ્વરૂપ દૃષ્ટિગોચર થતાં વર્ષોનાં વર્ષો વીતી જશે એમનાં સ્વપ્નાં સાચાં પડતાં — જો એ સમૂળગાં સાચાં પડશે તો — જમાનાઓ તથા સૈકાઓ કદાચ વહી જશે જે તો મન્ત્રબીજો વાવવામાં આવ્યાં છે તેમાંથી કેવું વૃક્ષ થાય છે, તેનાં પર્ણો તેનાં પુષ્પો તેનાં ફળો તથા તેની છાયા પણ સુન્દર હિતકારક તથા ઉત્કર્ષક છે કે નહિ, તે તો પછીથી જ કહી શકાય હિન્દી પ્રજા સમક્ષ એક

વિચારક રૂપે ગોવર્ધનરામ ઊભા છે—સારું શું ને નરસું શું તેની તપાસ કરનાર તથા સાચા તરફ અંગુલિથી નિર્દેશ કરનાર તરીકે તે ઊભા છે. એમણે દર્શાવેલી દિશા દેશની ઉન્નતિ તથા કલ્યાણ સાધે છે કે નહિ, અને એમણે આદરેલા પ્રવાસ પ્રજાને જાગ્રત, નીરોગ તથા બળવાન કરે છે કે નહિ – એ તો ભવિષ્ય જ બતાવી આપશે. એ ભવિષ્યનું કાર્ય અત્યારે કરવા બેસવું એ ગોવર્ધનરામના જ શબ્દોમાં "મૂર્ખતાની અહંકૃતિ" છે.

ગોવર્ધનરામની આધુનિક તુલનામાં અનિશ્ચયના આટલા અંશે ઉમેરવા પડશે. પરંતુ તે ઉપરથી એમ જરાયે નથી સમજવાનું કે એમની મહત્તા સર્વાંશે અનિશ્ચયના પાયા ઉપર રચાઈ છે. ખરેખર, એમના જીવનમાં એવી બીજી બાબતો છે જે હાલ પણ આપણે ઘણી ચોકસાઈથી જાણી શકીએ, જે એમના જીવનકાર્યના ભાવિ ફળથી ઘણે દરજ્જે સ્વતંત્ર છે, અને જે એમની ભવિષ્યની સઘળી તુલનામાં નિવારી શકાય નહિ એવા મહત્ત્વની સામગ્રી છે. આ બાબતો તે, અતિ સંક્ષેપથી કહીએ તો ૧. એમની અસાધારણ સાહિત્ય-સેવા, ૨ એમની નિઃસ્વાર્થ તથા ધર્મબુદ્ધિથી પ્રેરિત દેશપ્રીતિ, અને ૩. એમનું શુદ્ધ, કર્તવ્યપરાયણ તથા તપોમય જીવન.

ગોવર્ધનરામના ગુણપૂજકો આશા રાખે છે તેમ, ગોવર્ધનરામના વિચારો, નિર્ણયો તથા ભાવનાઓ જો સત્ય ઠરે તો ઉપરની આ ત્રણે વસ્તુઓ ગોવર્ધનરામની પૂજ્યતાની તથા શ્રેષ્ઠતાની વિશેષ સમૃદ્ધિરૂપે મોજૂદ રહેશે. પરંતુ કદાચિત્ તેમ ન બને—ગોવર્ધનરામનું "મનોરાજ્ય" નિષ્ફળ નીવડે, દેશનું જે ભવિષ્ય એમણે જોયું છે તે અસત્ય ઠરે, અને એમણે સૂચવેલા માર્ગ દેશને કલ્યાણકારક ન દેખાય – કદાચિત્ આવું બને તોપણ ઉપરની ત્રણ વસ્તુઓ ભૂંસી નાખવાનો કોઈને અધિકાર રહેશે નહિ. આમ સ્વતંત્ર રીતેય આ ત્રણે બાબતો વિરલ મહત્તા તથા અનુપમ સાધુતાની સાધક છે.

૧. એમની અસાધારણ સાહિત્યસેવા: પોતાના લેખો દ્વારા ગોવર્ધનરામે ગુજરાતી ભાષાને તથા ગુજરાતી સાહિત્યને અતુલ કીર્તિ, અમૂલ્ય દૃષ્ટિ અને ઉચ્ચ સમૃદ્ધિ અર્પી છે. ગુજરાતના વિદ્વાન અને પ્રાકૃત બન્ને વાચનારાઓના હૃદય તથા મનને, રસ ઉત્પન્ન કરી, ઉચ્ચતર બનાવે, એવા વાચનના સાધનો એમણે પૂરા પાડ્યા છે. જુદા જુદા ભાવો તથા ભાવનાઓને ભાષામાં ઉતારવા માટે "સરસ્વતીચંદ્ર" દ્વારા

ગુજરાતી ભાષા પાસે એમણે જે કામ કરાવ્યું છે તેવું કામ કરાવવાની શક્તિ બીજા કોઈ ગુજરાતી લેખકમાં ભાગ્યે જોવામાં આવશે. એમની વાક્યરચના હમેશાં સંપૂર્ણ સમતોલ તથા સુવ્યવસ્થિત નથી હોતી, તથાપિ એમની ભાષામાં એવો સ્વાભાવિક પ્રવાહ, એવી અદ્‌ભુત અર્થવાહકતા તથા એવી સંપૂર્ણ હૃદયગામિતા નિવાસ કરી રહ્યાં છે કે એમની ભાષા સહેજે શિષ્ટ અને પ્રભાવક ગણાઈ છે, અને ગુજરાતી ભાષા સારી રીતે સમજવા તથા પ્રયોજવા ઈચ્છનારને એમના લેખોનો અભ્યાસ અનિવાર્ય ગણાવા લાગ્યો છે. કલ્પના તથા અલંકારની એવી રમણીય, ચમત્કારક સમૃદ્ધિ એમના સર્જનમાં પાને પાને વિરાજે છે, જેવી પશ્ચિમના મોટા મોટા લેખકોમાં પણ સાધારણ રીતે દૃષ્ટિગોચર થતી નથી; અને સંસ્કૃત સાહિત્ય—જ્યાં એ સમૃદ્ધિની ખરેખરી ખાણ છે—તેના અભ્યાસીના રસિક હૃદયમાંથી પણ ગોવર્ધનરામ ધન્યવાદ મેળવે છે. રસની જમાવટ અસાધારણ કુશળતાથી તથા સ્વાભાવિકતાથી એ કરે છે, અને કવિ શ્રી ભવભૂતિની પેઠે, કરુણરસ જમાવવામાં તે વિરલ પ્રભુત્વ પ્રકટ કરે છે. જુદા જુદા ભાવ તથા જુદા જુદા રસની સાથે, ઊંચા પ્રકારના ઉપદેશ તથા ભવ્ય ઉચ્ચાશયના રણકાર એમની સર્વ રચનામાં સ્થળે સ્થળે થાય છે. પાત્રરચના તથા પાત્રાલેખનના વિષયમાં તો એમની પ્રવીણતા કાંઈ અદ્‌ભુત જણાય છે. મનુષ્યના ભિન્ન ભિન્ન મનોભાવ તથા ભિન્ન ભિન્ન અભિલાષને ગૂંથીને, અસામાન્ય ગૌરવવાળી, અનુપમ વાસ્તવિકતાવાળી, અદ્વિતીય મૂર્તિઓ ગુજરાતી સાહિત્યમાં ગોવર્ધનરામે ખડી કરી છે. વિશેષમાં, કેટલાએક મનુષ્યો જેઓ મોટા તરીકે પંકાય છે તેઓની મોટાઈ સામાન્ય દીવાના જેવી હોય છે; તેઓ અંધારામાં જ તેજસ્વી દેખાય છે, પરંતુ તેમને સૂર્ય જેવા મોટા તેજોરાશિ સમીપ લઈ જતાં તે નિસ્તેજ તથા ફિક્કા પડી જાય છે; જ્યારે બીજા પ્રકારના મોટા માણસો રત્ન જેવા હોય છે, અને તેઓને સૂર્યની સમીપ અથવા તો સૂર્યના પ્રકાશમાં લઈ જતાં, તેઓનું તેજ ઘટવાને બદલે કાંઈ ઓર વૃદ્ધિ પામે છે એટલું જ નહિ પણ તે પોતે જ સૂર્ય સમાન કાન્તિ ધારણ કરે છે. તેવી રીતે, ગુજરાતની સાંકડી સીમાઓ વચ્ચે આપણી દૃષ્ટિ બાંધી રાખવાને બદલે, વિશેષ વિશાળ પ્રદેશોમાં આપણે તેને વિસ્તારીશું, અને આખા હિન્દના તથા સમસ્ત જગતના જૂન તથા વર્તમાનકાળના મહાન સાહિત્યવીરો સાથે "સરસ્વતીચંદ્ર"કારની સરખામણી કરીશું, તોપણ ગોવર્ધનરામ માટે જે વચનો ઉપર વાપરવામાં

આવ્યાં છે તેમાં મહત્ત્વનો ફેરફાર કરવા જેવું નહિ રહે અને તે વચનો મોટે ભાગે કાયમ રહેશે, એવો અમારો નમ્ર પણ દૃઢ અભિપ્રાય છે.

૨. એમની નિઃસ્વાર્થ તથા ધર્મબુદ્ધિથી પ્રેરિત દેશપ્રીતિ : રાષ્ટ્રીય પ્રશ્નો ઉપર વિચાર ચલાવવો અને રાષ્ટ્રીય જીવનનું નિરીક્ષણ કરી તેને ઉચ્ચતર બનાવવું એ એમનું ધર્મભાવથી ગ્રહણ કરેલું જીવનવ્રત હતું. ગોવર્ધનરામના જીવનમાં ખાસ ધ્યાનમાં લેવા જેવી એક વાત એ છે કે ઘણા મનુષ્યોની પેઠે, ભવિષ્યના આકસ્મિક વિચારો તથા બનાવોથી પોતાના જીવનને અભિભૂત થવા દેવાને બદલે, એમણે જીવનક્રમ પ્રથમથી નક્કી કરી તે મુજબ નિશ્ચયપૂર્વક આખું જીવન ગાળ્યું છે. પોતાની શક્તિઓ તથા પોતાના આયુષ્યને વ્યર્થ અને આંધળિયા પ્રયાસોમાં ગુમાવવા નહિ, પરંતુ તે શક્તિઓને લેખે લગાડી યાવદાયુ તેમની પાસે કાંઈક ખરેખર સારું અને સંગીન કાર્ય કરાવી લેવું એવી એમની જીવનપર્યન્તની આતુરતા હતી. એક પાસથી પોતાનું જીવન શ્રેયસ્કર કાર્ય દ્વારા સફળ કરવાની આ આતુરતા અને બીજી પાસથી લોકહિતની તથા દેશકલ્યાણની તીવ્ર વાસના—એ બન્નેએ મળીને દેશયજ્ઞમાં પોતાના સર્વસ્વનું સમર્પણ કરવાનું જીવનવ્રત એમની પાસે લેવરાવ્યું.

તે અનુસાર, પોતાની શક્તિ, સ્થિતિ આદિનો વિચાર કરી, *જનના પ્રશ્નોનું ચિન્તન કરવાનું, અને પ્રજાજીવનના જુદાં જુદાં અંગોનું બારીક નિરીક્ષણ કરી તેમાં બળ આરોગ્ય તથા ઉચ્ચતા ઉત્પન્ન કરવાનું,* એમનું મહાન જીવનકર્તવ્ય બન્યું—જેથી કરીને પોતાની પ્રજા બળમાં, સંપત્તિમાં, ચારિત્ર્યમાં, હાલના પલટાયેલા કાળ અનુસાર પોતાનું જીવન ટકાવી રાખવાની શક્તિમાં, તેમ જ બીજી આગળ વધેલી પ્રજાઓમાં ઉચ્ચ સ્થાન સંપાદિત કરવાની યોગ્યતામાં, ક્રમે ક્રમે પ્રગતિમાન થાય. જરા અલંકારની ભાષા વાપરીએ તો, રાષ્ટ્રીય રોગોની ચિકિત્સા કરનાર તથા ઔષધોપચાર બતાવનાર કોઈ મહાન તત્ત્વચિન્તક-વૈદ્યની પેઠે, નાનામોટા અનેક દર્દોથી પીડાતી ગરીબડી હિન્દદેવીની નાડીપરીક્ષા કરવાનું કાર્ય ગોવર્ધનરામે સ્વીકાર્યું.

* એટલે જ, ગોવર્ધનરામે એમની "સ્ક્રેપબુક"માં ઈ. સ. ૧૯૦૬માં ગ્રૅગન્જર માટે વાપરેલું વાક્ય સર્વાંશે એમને માટે પણ પ્રયોજી શકાય

એમ છે—"A heart that is great and a genius that is gigantic."*

આ "સ્ક્રૅપ-બુક"માં પોતાનું જીવનકાર્ય પોતાના જ શબ્દોમાં ગોવર્ધનરામે એવી સરસ રીતે આલેખ્યું છે કે, એમની જીવનકૃતિની તુલના કરતી વખતે તે લક્ષમાં લેવું યોગ્ય હોવાથી, જરા લાંબો હોવા છતાં, તે આખો પરિચ્છેદ અહીં ઉતારીશું :

"A study, from life and past records, of all sides of my countrymen, their women and children, their in-door & out door work, their physical and metaphysical constitutions, and circumstances, surroundings, &c., &c, is required to enable me to diagnosize (?), and treat their diseases and to train them to the path of competence, health, vigour, progress, and individual & national happiness, whatever the external vicissitudes, and whatever the futurity of their history and events. The ideal which governs me in the care and development of my wife and children will supply me with a sample for an incomparably vast but kindred ideal for the well being of my countrymen by *a training of their physical and mental and moral constitutions, so that they may be fitter to take care of themselves and to look after their concerns* than what they may be made by any events and results that a group of patriotic individuals may ever hope to bring about. *To qualify myself for the attainment of this ideal is the first object of my studies.* To attain the ideal and secure its practical end to my country, by study of books and of life, by thinking, discovering and inventing means and methods and materials, and by taking such action as may be necessary in practice for giving a practical shape and turn to the realisation of the ideal, is the next & last object of my studies and work, *as reader observer, thinker, writer & preacher, or, as a man of*

*action, if time, means and exigencies call me to taking the wheel on my own shoulders.* To create a new and living force among my countrymen by training them unto a higher life in this way is the mission of my life so long and so far as I may be able to live it. The rest must be left to the wisdom and virtues of the rulers and of the leaders of our educated classes — D. V. *of course.*

This is the sphere and these are the limits of my duty to my country. I propose to abstain from poking my nose in any other direction in connection with my country. *Glory, public applause, eminence, moneys, public leaderships, &c., &c., are things* I do not want at all."

(Scrap Book, P. II, Page 175–76)

ભાવાર્થ : "મારા દેશભાઈઓ, તેમની સ્ત્રીઓ તથા તેમનાં બાળકો, એ દરેકના જીવનની બધી બાજુઓ કેવી છે, તેઓ ઘરની અંદર તથા ઘરની બહાર શું કાર્ય કરે છે, તેમનાં શારીરિક તથા માનસિક બન્ધારણ કેવા પ્રકારનાં છે, તેમની પોતાની તથા તેમની આસપાસની સ્થિતિ કેવી છે, ઇત્યાદિ સર્વનો અભ્યાસ કરવાની જરૂર છે. આ અભ્યાસ તેમના વર્તમાન જીવનમાંથી તથા પ્રાચીન કાળના સાહિત્યમાંથી થઈ શકશે. આ અભ્યાસ કર્યા પછી જ હું તેમનાં દર્દ પરખી શકીશ. તે પછી જ તે દર્દની દવા કરી શકીશ. અને તે પછી જ, ગમે તેવી બહારની ઊથલપાથલ હોય તથા ગમે તેવું તેમના ઇતિહાસનું ભવિષ્ય હોય, તોપણ, દક્ષતા, આરોગ્ય, જુસ્સો, પ્રગતિ અને વ્યષ્ટિસમષ્ટિ ઉભયનું સુખ, એ સર્વ પ્રાપ્ત કરવાના માર્ગ ઉપર તેઓ ચડે; એવી કેળવણી હું તેમને આપી શકીશ. મારી સ્ત્રી તથા સંતતિની સભાળ લેવામાં તથા તેમનો વિકાસ કરવામાં જે ભાવના તથા જે ધોરણ મને કામ લાગે છે, તે જ ભાવના તથા તે જ ધોરણ આ કાર્યના એક આદર્શ તરીકે મને ચાલશે. જોકે ગૃહની ભાવના કરતાં દેશ સબન્ધી આ ભાવના એવી વિશાળ છે કે તે એની સરખામણી પણ થઈ શકે નહિ, તોપણ તે બન્નેનાં સ્વરૂપ તથા સાધ્ય સરખાં

પ્રકારના છે મારા દેશભાઈઓના કલ્યાણ સંબંધી એ ભાવના એવી છે કે, દેશહિતની દૃષ્ટિથી પ્રેરાયેલ અમુક વ્યક્તિઓ સાથે મળીને જે કોઈ બનાવો તથા પરિણામો પેદા કરવાની આશા રાખી શકે તે બનાવો તથા પરિણામો, મારા દેશબાન્ધવોને, પોતાની સંભાળ લેવા માટે અને પોતાના કામકાજ ઉપર બરાબર દેખરેખ રાખવા માટે, જેટલા લાયક બનાવી શકે, તે કરતાં પણ ઘણા વધારે લાયક તેઓ બને એવી રીતે, તેમના શારીરિક, માનસિક તથા નૈતિક બંધારણોને કેળવી સમર્થ બનાવવા મારી આ ભાવના સિદ્ધ કરવાની યોગ્યતા મારા પોતામાં કેળવવી, એ મારા અભ્યાસનો સૌથી પહેલો આશય છે પુસ્તકોનો તથા લોકોના જીવનનો અભ્યાસ કરીને, ઉપાયો, સાધનો તથા સામગ્રીઓ, વિચારી, ખોળી તથા નવી રચીને તેમ જ મારી આ ભાવનાની સિદ્ધિ માટે, જે જે વ્યાવહારિક પ્રવૃત્તિઓમાં મારે ઊતરવું પડે તેમાં ઊતરીને મારી એ ભાવના પૂર્ણ કરવી અને તેની વ્યાવહારિક સિદ્ધિ મારા દેશને સાધી આપવી – એ, વાચક, નિરીક્ષક વિચારક, લેખક તથા ઉપદેશક તરીકે, અથવા તો, વ્યાવહારિક પ્રવૃત્તિની જુમ્મેદારી મારે માથે લેવાની જરૂર પડે એવા અવકાશ, સાધન તથા બારીક પ્રસંગ ઉત્પન્ન થાય તો, એક વ્યાવહારિક કાર્યકર્તા તરીકે મારા સર્વ અભ્યાસનો તથા મારા સર્વ કાર્યોનો બીજો તથા છેલ્લો આશય છે આવી રીતે મારા દેશબંધુઓને કેળવી ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરાવી, તેમની અંદર એક નવીન તથા પ્રાણવંત ચેતન પ્રકટાવવું, એ મારા જીવનનું – પછી તે જીવન ગમે એવું લાંબુ કે ટૂંકું હોય તેનું – મહાકાર્ય છે આ સિવાયનું બાકીનું બધું, દેશના રાજકર્તાઓ અને શિક્ષિતવર્ગના નાયકો ઉપરની ડહાપણ તથા સદ્બુદ્ધિને સોંપી દેવું જોઈએ–અથવા, ઈશ્વરેચ્છાને તો ખરું જ

મારા દેશ તરફના મારા ધર્મનું આ ક્ષેત્ર છે અને આ જ મારા તે ધર્મની મર્યાદા છે મારા દેશ સંબંધી આ સિવાયની બીજી કોઈ પણ દિશામાં મારું મન નાથી હું દૂર નહીં કીર્તિ, નામના, પ્રશંસા, પ્રતિષ્ઠા, પૈસો, લોકોનું નેતૃત્વ વગેરે વગેરે એવી ચીજો છે જે મારે મુદ્દલ નથી જોઈતી.'

('સ્વેપત્ર' ૧ ૨ ૫ ૧૩૫ ૭)

આવી રીતે હિન્દના "ત્રિવેણી-સંગમ"ના એક અભ્યાસક તરીકે, ભૂત તથા વર્તમાન ઉપરથી દેશનું ભવિષ્ય બાંધનાર તરીકે, અને ઉપરના ફકરાઓમાં એમણે પોતે જણાવ્યું છે તેમ, આખી હિન્દી પ્રજાને ઉદય તથા સામર્થ્યના મંત્ર પ્રબોધનાર તરીકે, પોતાનું અખિલ જીવન વ્યતીત કરવાનો ગોવર્ધનરામે સદભિલાષ કર્યો. આ અભિલાષ કેટલે અંશે સિદ્ધ થયો, તેનાં પરિણામ કેટલાં કલ્યાણકારી આવ્યાં, અને પ્રજાના એક મહાન વિચારક તથા ભવિષ્યદ્રષ્ટા તરીકેનો એમનો દાવો કેટલે અંશે મંજૂર કરવો – એ સર્વ ભવિષ્યના હાથમાં છે. પરંતુ મૂર્ખ કે પામર હૃદયથી ઉન્નત અભિલાષ થતા નથી, ત્યાં એવા અભિલાષ પાછળ જીવનનું સમર્પણ તો ક્યાંથી જ સંભવે! સદભિલાષની સિદ્ધિ હો કે ન હો, પણ ઉચ્ચ અભિલાષને અર્થે જીવનનું સમર્પણ કરવું એ પણ મહત્તાનું એક અચૂક લક્ષણ છે. તેથી કરીને, ગોવર્ધનરામે આ પવિત્ર ઉદાત્ત અભિલાષ પોતાના જીવનકાર્ય તરીકે સ્વીકાર્યો અને તે પૂર્ણ કરવા એકનિષ્ઠાથી અનેક સ્વાર્થોનો પરિત્યાગ કર્યો, એટલી વાત પણ જેવીતેવી મહત્તાની દ્યોતક નથી.

૨. એમનું શુદ્ધ, કર્તવ્યપરાયણ તથા તપોમય જીવન : આધિ, વ્યાધિ તથા ઉપાધિ ત્રણેના સખ્ત તાપ ખમવા છતાં ગોવર્ધનરામનું જીવન એકંદરે ઉચ્ચ પ્રકારની નીતિથી યુક્ત, નિષ્કલંક વિશુદ્ધિથી અંકિત, પોતે માનેલાં કર્તવ્યોમાં પરાયણ, અને તે કર્તવ્યો પાળવા માટે અનેક જાતના સ્વાર્પણથી તપોમય બન્યું હતું.

આમ કહેવાનો આશય એવો નથી કે તે તદ્દન દોષરહિત હતું. પરંતુ એમના દોષો ઉન્નત ગિરિશૃંગને ચોટી ગએલા અનિવાર્ય, ઝાંખા ધુમ્મસના જેવા જણાય છે. આ દોષો હૃદયના નહિ પણ વિવેકબુદ્ધિના તથા તુલનાશક્તિના હતા. તો, ગોવર્ધનરામ માટે એમ કહેવું પણ વધારે પડતું નથી જ કે જેમ પ્રચંડમાં પ્રચંડ અગ્નિના તાપમાં પણ કાંચન બળવાને બદલે ઊલટું વિશેષ તેજથી પ્રકાશી રહે છે, તેમ ગોવર્ધનરામનું જીવન એવું શુદ્ધ તથા નીતિમય હતું કે તીવ્રમાં તીવ્ર પરીક્ષા તથા બારીકમાં બારીક તાવણીના અગ્નિનો તાપ પણ તે સહન કરી શકશે, અને તેમાંથી એમની વિશુદ્ધિની અને આનન્દ તથા ઉત્કર્ષની અમૂલ્ય સામગ્રી આપણને પ્રાપ્ત થશે.

મહાકવિ મિલ્ટનને સંબોધીને કવિ વર્ડ્ઝવર્થ લખે છે કે :

"Thy soul was a star and dwelt apart:
Thou hadst a voice whose sound was like the sea:
Pure as the naked heavens, majestic, free:
So didst thou travel on life's common way
In cheerful godliness, and yet thy heart
The lowliest duties on herself did lay."

ભાવાર્થ. "તારો આત્મા એક તારકરૂપ હતો અને (પૃથ્વીની સર્વ ચીજોથી) તે જુદો જ વસતો. તારો સ્વર સમુદ્રના અવાજ જેવો (ગંભીર) હતો—(વાદળાં વિનાના) ખુલ્લા આકાશના જેવો શુદ્ધ, ભવ્ય, સ્વતન્ત્ર, તેં જીવનના સામાન્ય પંથ ઉપર પ્રસન્ન ચિત્તથી ઈશ્વરસેવામાં તત્પર રહીને, પ્રયાણ કર્યું, અને તે છતાં, નાનામાં નાની ફરજોનો પણ તારા હૃદયે અંગીકાર કર્યો."

આ શબ્દો ગોવર્ધનરામને લગભગ સર્વાંશે લાગુ પડે એમ છે. પોતાનો દેશ, પોતાની માતૃભાષા તથા પોતાનું સાહિત્ય એ તરફના મોટા ધર્મો ઉપરાંત, પોતાનું શરીર, પોતાનું આખુ કુટુમ્બ, પોતાના સ્નેહીઓ તથા બીજા આસપાસના મનુષ્યો ઇત્યાદિ તરફના, પ્રમાણમાં નાના ધર્મો પણ એમણે ઘણી ચીવટથી, ઉદારબુદ્ધિથી તથા દઢતાથી પાળ્યા છે. આ સર્વ વિષયોમાં એમણે જે પોતાના ધર્મો માન્યા તે વાસ્તવિક રીતે એમના ધર્મ હતા કે નહિ એ સમ્બન્ધી સર્વ કોઈ એમની સાથે એકમત ન પણ થાય. પરન્તુ એ જુદી બાબત છે. બાકી, એટલુ નિર્વિવાદ છે કે દાન્ત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા એવી જે વ્યવહારની હીન કળા, તથા સ્વાર્થ સાધતી વેળાએ કર્તવ્યના અવાજને ગુંગળાવી-કચરી નાખવાની અધમ શક્તિ, જે ઘણા મોટા-કહેવાતા માણસો પ્રસંગે વાર નિર્લજ્જતાથી પ્રગટ કરે છે તે ગોવર્ધનરામનામાં કદી દેખાયાં નથી. અને તેને બદલે, પોતાનાં કર્તવ્ય ભિન્ન ભિન્ન પ્રસંગો, મનુષ્યો તથા દશાઓ સમ્બન્ધી શા છે તે ચોક્કસ કરવાની તીવ્ર ઉત્કંઠા અને તે પાળવાની દઢ ઇચ્છા-શક્તિ એમનામાં વારંવાર દૃષ્ટિગોચર થયાં છે.

આવી શુદ્ધતા તથા કર્તવ્યપરાયણતા ઉપરાંત ગોવર્ધનરામના જીવનમાં બીજો એક મહાન અંશ પ્રગટ થાય છે. તે અંશ એમની અખંડ તપોમયતા છે. "ધર્માર્થે દુ:ખના ઉપેક્ષા અને તિતિક્ષા એ તપ"

એમ લીલાવતીના જીવનનું તપ સમજાવતાં એમણે પોતે લખ્યું છે. ગોવર્ધનરામનું પોતાનું તપ લીલાવતીના તપ કરતાં પણ કેટલીક બાબતમાં વધારે કઠિન તથા વિશેષ ઉચ્ચ હતું. લીલાવતીએ કુટુમ્બ-યજ્ઞમાં પોતાનું સ્વાર્પણ કર્યું. ગોવર્ધનરામે કુટુમ્બ તથા દેશ ઉભયના યજ્ઞમાં પોતાના સર્વસ્વનું સમર્પણ કર્યું. આ આત્મસમર્પણ કેવા ઉચ્ચ આશયનું હતું અને તે કેટલી મુશ્કેલીઓ વચ્ચે કરવામાં આવ્યું હતું એ સર્વ આગળ દર્શાવ્યું છે. આ સાંસારિક તપની ભાવના અને એનાથી પ્રેરિત પ્રવૃત્તિમય સંન્યાસનું ઉદાહરણ, પૂર્વ ને પશ્ચિમ, નિવૃત્તિ ને પ્રવૃત્તિ, વિરતિ ને વ્યવહાર, નિઃસ્વાર્થ ને સ્વાર્થ, એ સર્વના સાત્ત્વિક અંશોના ઉત્તમ મિશ્રણ રૂપે ગોવર્ધનરામે જગતની સમક્ષ રજૂ કર્યું છે.

"नातपस्कस्यात्मध्यानेऽधिगमः कर्मशुद्धिर्वा।"

"તપ વિના નથી આત્મધ્યાનમાં પ્રાપ્તિ કે નથી કર્મથી વિશુદ્ધિ."
તેમ "Life is Service, Life is Sacrifice."
"જીવન એ સેવન છે, જીવન એ સ્વાર્પણ છે."

* * *

જે માણસ ખરેખર મહાન હોય છે તેમના જીવનને ગમે તે દષ્ટિથી નિહાળીએ તોપણ તેમાંથી કાંઈક બોધ આપે, કાંઈક આનન્દ પમાડે, કાંઈક ઉત્કર્ષ કરે એવું મળ્યા વિના રહેતું નથી.[૨] અનેક દષ્ટિબિન્દુથી તપાસવા છતાં તેની મહત્તા અવિચલ રહેતી જ જણાય છે. ક્ષણે ક્ષણે જે નવતા દર્શાવે તે ખરી રમણીયતા છે,[૩] તેમ જુદી જુદી દષ્ટિથી પણ જે ઉત્કૃષ્ટતા પ્રકટ કરે તે જ ખરી મહત્તા છે. આ શુદ્ધ મહત્તાનો પ્રકાર અંગ્રેજીમા જેને "પરસ્પેક્ટિવ"નું ચિત્ર કહે છે તેના પ્રકાર કરતાં તદ્દન વિપરીત છે આ ચિત્ર એક જ સ્થળેથી એક જ દષ્ટિ-

૨. સરખાવો કાર્લાઈલના વચનો. "One comfort is that great men taken up in any way are profitable company. We cannot look, however imperfectly, upon a great man without gaining something by it. On any terms whatsoever you will not grudge to wander in his neighbourhood for a while."—*Heroes and Hero-worship.*

૩. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः।-કવિ માઘ.

બિન્દુથી લેવાયનું હોય છે. તે જ સ્થળેથી ને તે જ દષ્ટિબિન્દુથી તે ગમે તેવું સુન્દર તથા યથાસ્થિત લાગે, પણ જ્યા દષ્ટિબિન્દુમાં ફેરફાર કર્યો કે તે ચિત્ર મૂળ વસ્તુને સત્ય રીતે પ્રકટ કરી શકતું નથી. આમ હોવાથી તેનું મૂલ્ય, તેની સત્યતા તથા તેની સુન્દરતા એક જ દષ્ટિબિન્દુ ઉપર આધાર રાખી રહેલાં છે, એક જ દષ્ટિબિન્દુનું નિરીક્ષણ તે સહન કરી શકે છે. પણ બીજાં દષ્ટિબિન્દુ લેતાં તે ચિત્ર સર્વ રીતે વ્યર્થ થઈ પડે છે. ખરી મહત્તાનું સ્વરૂપ આવું નથી હોતું. ઘણે ઘણે સ્થળેથી, ઘણી ઘણી દષ્ટિઓથી, ઘણા ઘણા મનુષ્યો અવલોકન કરે તે છતાં જેની ઉચ્ચતા, વિશુદ્ધતા તથા ઉજ્જવલતા એની એ રહે તે મહત્તા સાચી હોવી જ જોઈએ.

આવી સર્વતોમુખી, અથવા તો બહુમુખી શ્રેષ્ઠતાનું સરસ ઉદાહરણ શેક્સ્પીઅર છે. કવિ તરીકે, નાટયકાર તરીકે, માનસહૃદયના અભ્યાસક તથા આલેખક તરીકે, સેંકડો વર્ષો થયાં એ યુરોપમાં શ્રેષ્ઠપદ ભોગવે છે. તેમ છતાં તેના વિદ્વાન તથા રસિક વાચકો કાંઈ કાંઈ નવાં દષ્ટિબિન્દુથી એને નિહાળવા પ્રયાસ કરે છે અને તે તે દષ્ટિથી પણ તેની મહત્તા સ્થિર રહેલી નિહાળી સાનન્દાશ્ચર્યમાં લીન થાય છે. આ પ્રમાણે થોડા સમય થયાં, પાત્રાલેખન કરનાર તરીકે, શ્રેષ્ઠ નારી-ભાવના ખડી કરનાર તરીકે, નાટ્યકલાના ઉસ્તાદ તરીકે અને ઉચ્ચ પ્રકારની સંગીન નીતિના ઉપદેશક તરીકે – આમ તદ્દન વિવિધ ક્ષેત્રોમાં પણ શેક્સ્પીઅરની ઉત્કૃષ્ટતા સ્વીકારાય છે.

આવી કાંઈક દષ્ટિથી ગોવર્ધનરામ તરફ નજર કરીશું તો એમની મહત્તાની ઉચિત પિછાન થશે. આ પ્રમાણે કવિત્વની દષ્ટિથી એમના તરફ જોઈશું, તો એમની ઉચ્ચ રસગંગામાં આખું ગુજરાત પ્રસન્ન ને પરિપૂત થયેલું જણાય છે.[૪] તત્ત્વજ્ઞાનની દષ્ટિથી જોઈશું તો અર્વાચીન હિન્દના મહાન વિચારકો તથા તત્ત્વચિન્તકોની કોટિમાં ઉચ્ચ સ્થાને વિરાજતા આપણે એમને નિહાળીશું. વિદ્વત્તા તથા લેખન-શક્તિની દષ્ટિથી એમને તપાસીશું તો એ બન્ને વિષયમાં – ગુજરાતમાં – એમનું નામ પ્રથમ પંક્તિમાં બોલાતું સંભળીશું. પાત્રરચના તથા પાત્રા-

૪. "સ્નેહમુદ્રા" વગેરેમાંના એમના પદ્યમયી કાવ્યોને જ ઉદ્દેશી આ વાક્ય લખાયું નથી, પરંતુ, એમની સર્વાંગવ્યાપી કવિત્વશક્તિ વિશે આ વચન છે.

લેખનની દૃષ્ટિથી તો એમને ટપી જનારા હિન્દીઓમાં કે અંગ્રેજોમાં પણ બહુ થોડા હશે. કેવળ બુદ્ધિની બાબતમાં એમનું સ્થાન આટલું ઉચ્ચ છે, તો વ્યાવહારિક સિદ્ધિની દૃષ્ટિએ, પુરુષાર્થથી કુટુમ્બનો તથા કુટુમ્બની કીર્તિનો ઉદ્ધાર, ધંધામાં યશ તથા ધનની પ્રાપ્તિ, અને નામદાર શ્રીકચ્છનરેશ જેવા કદરદાન રાજ્યકર્તા તરફથી પોતાના રાજ્યની ધુરા ઉપાડવાની અનેક વારની આગ્રહયુક્ત માગણી, ઇત્યાદિથી એમની અસાધારણતા પ્રકટ થાય છે. માનસિક શક્તિઓ એમને આવું ઉત્કૃષ્ટ સ્થાન અર્પે છે, તો હૃદય તથા નીતિની દૃષ્ટિએ એમની બરોબરી વિરલ મહાત્માઓ જ કરી શકે એમ જણાય છે. કર્તવ્ય-પરાયણતા, હૃદયની શુદ્ધતા, સ્નેહશીલતા, શાન્તિ, સ્વાર્પણ, ખંત, ઇત્યાદિ એકેકા ગુણને તપાસી જોઈશું તોપણ ગોવર્ધનરામ તે તે ગુણના એક પ્રશંસાયોગ્ય ઉદાહરણ જેવા જણાશે. કેવળ કુટુમ્બસેવાના ચોકઠા-માંથી એમનું જીવન નિહાળીશું તોપણ એમનું પદ ઊંચું ને ઊંચું જ રહેશે. અને તેને બદલે, દેશસેવાનું દૂરબીન એમના જીવન ઉપર લગાવીશું, તોપણ એમની મહત્તા તથા ઉજ્જવળતા એક અણુ જેટલી પણ ઓછી થઈ નહિ દેખાય. આટલું જાણે ઓછું હોય તેમ, કેટલાક જૈનોએ એમનામાં શ્રેષ્ઠ જૈનનાં લક્ષણો જોયા છે અને કેટલાક વૈષ્ણવ ભક્તોએ ઉત્તમ વૈષ્ણવના કેટલાક અંશો એમના ચરિત્રમાં પ્રત્યક્ષ કર્યા છે. અને અલબત્ત, અર્વાચીન સમયના એક ઉત્તમ પ્રકારના હિન્દુના આચાર-વિચાર તો એમના તપોમય જીવનમા સૌથી વધારે પ્રકટ થયા જણાય છે. આ સર્વની પરાકાષ્ઠા એ છે કે ઉદાત્ત, વિશાળ તથા કલ્યાણકારી ભાવનાઓનો પુંજ ખડો કરનાર મહાન આત્માઓ, તેમ જ પોતાના દેહવિલય પછી પોતાની પાછળ લોકોપકારક કૃતિ મૂકી પોતાનું જીવન સફલ કરનાર મહાપુરુષો – ઉભયમાં ગોવર્ધનરામનુ નામ પોતાની સૌમ્ય પ્રભાથી વિરાજિત રહેશે[૫]

---

૫. કાંઈક આવા પ્રકારનો વિચાર સાક્ષરશ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ એક ઉત્તમ પરિચ્છેદમા પ્રકટ કર્યો છે તે લખે છે કે : " The life of Govardhanram was a life full of many varied and antithetical excellencies. It was the life of one who, besides being the most successful pleader of his time, at the bar of the High Court, was acclaimed by the unanimous vote of the Republic of Letters of the Province

* દુ ખ હોય તો એટલુ જ કે એરિસ્ટોટલનો અનુયાયી થિયેફ્રેસ્ટસ કહેતો હતો–human life, ended just when the insight into its problems was beginning. તેમ, શ્રીગોવર્ધનરામની જીવનદષ્ટિ પણ પૂર્ણ પકવતાને પામતી હતી ત્યા જ વિધિએ એમને ખેચી લીધા *

ખરે, આવા મહાત્માઓ જેઓ પોતાની સાધુતાથી, પોતાની લોકોપકારી કૃતિથી તેમ પોતાના અદ્‌ભુત સદ્‌ગુણસચયથી ભર્તૃહરિની ભાષામા, भजकरण भुव ।–ભુવનના અનકાર છે, તેઓને માટે આપણે ગર્વસહિત કહી શકીશુ કે "जयति तेऽधिक जन्मना जगत् ।– "હે મહાત્મન, તારા જન્મથી આ જગત પણ વધુ જયવત બને છે" આવા મહાનુભાવ પુરુષરત્ન માટે જ આપણે કહી શકીશુ કે

[1] '*No monument is needed for one who has made eternal memorial for himself in the hearts of all to whom* duty *is the dearest of possessions. "For giving his soul to the common cause he has won for himself a wreath which will not fade and a tomb the most honourable, not where his dust is decaying but where his glory lives in everlasting remembrance For of illustrious men all the earth is sepulchre and it is not the inscribed column in their own land which is the record of their virtues, but the unwritten memory of them in the hearts and minds of all mankind* '

અર્થાત્ 'ધર્મ એ જ જેઓનુ વહાલામાં વહાલુ દ્રવ્ય છે, તેમના હૃદયમા જેણે પોતાનુ ચિરજીવ સ્મારક રચ્યુ છે, તેને સ્મરણ–

of Gujarat as their first citizen, whom not only scholars and critics, poets and thinkers (of Gujarat), but sadhus, yogins and aspirants also honoured as one of the most esteemed members of their respective brotherhoods, and, whom, as if this was not sufficiently paradoxical, His Highness the Maharao Saheb of Cutch had invited to head his administration. "

"સમાલોચક ગોવર્ધન સ્મારક અંક પૃ ૫૫

[1] Carlyle's *Life in London.* vol 2. By J A Froude. P 506

સ્તમ્ભ કે એવાં બીજાં સ્મારકોની શી અપેક્ષા છે!" "કારણ કે, લોકહિતને અર્થે પોતાનું સર્વસ્વ સમર્પીને તેણે એની વિજયમાળ પ્રાપ્ત કરી છે જે કદી કરમાશે નહિ અને એવું સ્મારક જે સૌથી વધારે પૂજનને યોગ્ય છે – પણ તે જે સ્થળે એની માટી માટી સાથે ભળે છે તે સ્થળે નહિ, કિંતુ જ્યાં એની કીર્તિ ચિરંજીવ સ્મૃતિરૂપે કાયમ રહી છે ત્યાં. કારણ કે, યશસ્વી મહાત્માઓને માટે તો આખી પૃથ્વી સમાધિ-સ્થાન છે; અને આવા મહાત્માઓના દેશમાં ઊભો કરેલો, એમના ગુણનું ગાન ગાતો, જયાંકિત કીર્તિસ્તંભ એ જ એમની સત્કૃતિનું સ્મારક નથી, પણ સમગ્ર માનવજાતિના હૃદયમાં તથા ચિત્તમા એમની જે અબોલ-અલિખિત સ્મૃતિ કોતરાઈ રહેલી છે તે જ એમનું સાચું સ્મારક છે.''

ગિરગામ, ચૈત્ર સુદિ ૧,

મુંબઈ વિક્રમાર્ક સવત ૧૯૬૬.



"..જગત પોતાના શ્રેષ્ઠ પુરુષોના જીવનચરિત્ર વિશે અંધકારમાં છે–The world knows nothing of its greatest men. જ્યાં જીવનના સર્વ વાજિંત્ર શાંત થઈ જાય છે અને માત્ર અક્ષરનો અનહદ નાદ ઊઠે છે અને સુણાય છે, જ્યાં સંસારના સર્વ તાર તોડી નાખી સરસ્વતીની વીણા વાગી રહે છે અને દેહીના પિતાને પણ મોહમા નાખી દે છે, એ જીવનનુ ચરિત લખાતુ રહેતુ નથી. તેના અક્ષરમા તે જીવન અને તેનુ ચરિત સમાપ્ત થાય છે. એ અક્ષર કીર્તિને માટે નીકળતા નથી, કારણ કીર્તિનો લોભ હોય ત્યા અક્ષર લોકની વાસનાઓને પરતંત્ર રહે છે. એ અક્ષર આલેખનાર કવિ હોય તો તેના અક્ષરના ગાનની આસપાસ, મધુવનના મોહકની મોરલીના સ્વનથી સ્વત આકર્ષાયેલી ગોપીઓ પેઠે, જગત સ્વતઃ આકર્ષાય છે. એ સાક્ષર જ્ઞાની હોય તો તેનુ જ્ઞાન, સમુદ્રના અદૃષ્ટ બાષ્પ આકાશમા ઊડી મેઘ પેઠે દૃષ્ટિગોચર થઈ વૃષ્ટિરૂપે પૃથ્વી પર પડી તેનુ કલ્યાણ કરે છે તેમ, ઉચ્ચ પદને પામી ત્યાથી પામર જીવોના કલ્યાણ માટે અક્ષરરૂપે વૃષ્ટિ-પાત કરે છે.'

("સાક્ષરજીવન" પૃ ૪૭)

# ગોવર્ધનરામનું કુટુંબવૃક્ષ






નં. ૧ થી ૪ હયાત છે, બંને ધણીના પરિવાર હયાત છે.

# પરિશિષ્ટ ૧ લું

## ગો મા ત્રિ ની ખાનગી નોંધમાંથી*

ઈ. સ ૧૮૮૯[1]

" મારો જન્મ ૧૮૫૫ના ઓક્ટોબર, ૨૦, શનિવાર સંવત ૧૯૧૧ના આસો સુદ ૧૦, દશેરાને દિવસે નડિયાદમા થયો પિતા માધવરામ ધીરજરામ, માતા સૌ શિવકાશી હાલ મારા પિતાના સગોત્ર વર્ગમા તથા માની માના વશમા નીચે પ્રમાણે માણસો હયાત છે નામની બાજુમા (હાલની) ઉંમરનો આકડો છે

૧ માધવરામ ધીરજરામ મોહનરામ (૫૫), ૨. મન સુખરામ સૂર્યરામ શિવરામ મોહનરામ (૪૯), ૩ ગોવર્ધનરામ માધવરામ (હુ પોતે) (૩૩), ૪ નરહરિરામ માધવરામ (૨૧), ૫ તનસુખરામ મન સુખરામ (૨૨), ૬ રમણીયરામ ગોવર્ધનરામ (૨)

ભાર્યાઓ · ૧ શિવકાશી (મારા માતુશ્રી) (૫૩), ૧ લલિતા ગોવર્ધનરામ (૨૨), ૩ વિષ્ણુલક્ષ્મી નરહરિરામ (૧૫-૧૬) ૪. સદ્ગુણલક્ષ્મી (સીતા-મગુ) તનસુખરામ

---

* શ્રીગોવર્ધનરામે પોતાના પિતાના પુણ્યસ્મરણમા ઈ. ૧૯૦૦મા 'માધવરામ સ્મારિકા ' પ્રકટ કરી હતી તેમા નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણોની જ્ઞાતિની સઘળી વશાવળી તથા સત્ય વૃત્તાન્તવિસ્તાર છે બીજી આવૃત્તિમા ( ઈ ૧૮૨૬ની ) સ્વ ગોવર્ધનરામની ખાનગી નોધપોથીમાથી આપેલી વીગતો અહી સ્વ કાન્તિભાઈએ સપાદિત કરીને મૂકી છે. લેખક પોતે પણ પોતાના જીવનચરિત્રમા આ વીગતોનો ઉપયોગ, પુસ્તિકા નહિ મળવાથી કરી નહિ શકેલા તે જોતા આ હકીકતોનું મહત્ત્વ ઐતિહાસિક ને અસાધારણ છે ' સસ્કૃતિ 'મા, ( મે, જૂન,'૫૮ ) આ નોધપોથીની વીગતો યથાવત્ રૂપે સ્વ કાન્તિભાઈએ પ્રકટ કરી છે તેનુ જ આ પુનર્મુદ્રણ છે. મૂળ સાથે સરખાવી કેટલાક મુદ્રણદોષો સુધાર્યા છે. * (સ )

પુત્રીઓ : ૧. (માધવરામની :) શણગારલક્ષ્મી + (૩૧), સમર્થ-લક્ષ્મી + (૨૬), ૨. (ગોવર્ધનરામની :) લીલાવતી (૮), જસવંતી (જશુ) (૫), જયંતી (ા). + ૩. (મનઃસુખરામની) રવિલક્ષ્મી (૩૧). ૪. (તનસુખરામની) ઉમાંગલક્ષ્મી (૧)

+ આમને પાછો વિસ્તાર છે તે લખ્યો નથી.[૨]

માની માના વંશમાં—૧. મારા મામા બાળકૃષ્ણ ગુલાબરામ (૫૫) અને મામી રવિલક્ષ્મી (રવિકોર).

મારા મોટા મામા મયત મણિરામનું કુટુંબ બાપની માના વંશમાં મારાં ફોઈના દીકરા પંડ્યા મોતીભાઈ રઘુનાથજી (૩૮)

## પ્રપિતામહ—મોહનરામ નરભેરામ નંદરામ

એવું કહેવાય છે કે મોહનરામને એક દુકાન નડિયાદ હતી અને એક દુકાન સુરત હતી. બન્ને દુકાન એમની અને એમના સગા ભાઈ પ્રભુરામની સહિયારી હતી, અને પ્રભુરામ મોહનરામના નામથી ચાલતી હતી.

એમને ત્રણ પુત્ર અને એક પુત્રી : ૧ ધીરજરામ, ૨. શિવરામ અને ૩. વહાલાભાઈ (એ બીજી સ્ત્રીના પુત્ર), પુત્રી ગુલાબ (પ્રથમ સ્ત્રીની).

પ્રભુરામના પુત્ર બાળકૃષ્ણ : તેમનો વિવાહ ચીનુ સાથે થયેલો હતો. ચીનુ, તે અચાભાઈ વરજભાઈના[૩] સાસુ.

મોહનરામ પ્રભુરામની દુકાન ભાગી અને મોહનરામના પુત્રો મુંબઈ જઈ રહ્યા.

વહાલાભાઈ મુંબઈમાં ગુમાસ્તી કરતા હતા તે છોડી પેટલાદના હીરાશંકરના બાપ ગિરજાશંકર જોડે ભાગમાં મોતીનો વેપાર કરવા લાગ્યા. તેમાથી રૂ ૮૦,૦૦૦ની રોકડ લઈ નડિયાદ પાછા આવ્યા અને તે સર્વ જમીનમા દાટી પચીસેક વર્ષ પર ગુજરી ગયા. (એટલે સન ૧૮૬૫ના સુમારમા)

ખાવેપીવે તેઓ ખરચાળ હતા. પારકાની બાબતમાં અને પરમાર્થમા કંજૂસ હતા. પ્રથમ સ્ત્રીની કમળા પુત્રી હતી અને તેનાથી બે દૌહિત્ર છે. ૧. નર્મદાશંકર તથા ૨. જટાશંકર. (નર્મદાશંકર એ ચન્દ્રશંકર પંડ્યાના પિતા. ચન્દ્રશંકરના દાદા, કમળાના પતિ, મણિશંકર

હતા ) મરતી વખત પુણ્યની નાત કરવા પ્રસગે એક પાઈ દક્ષિણા આપવાની સૂચનાના ઉત્તરમા તેમણે કહ્યુ કે "નાતની રૂઢિ પ્રમાણે કોઠીઓ આપો, પાઈ ન આપશો, કારણ, મારે ભાણા છે" [૪]

શિવરામે મુબઈમા વેપાર કરવા માડ્યો તેમા ખોટ ગઈ એવુ કહેવાય છે તે પછી તેમણે કાશીવાસ કરી સન્યાસ લીધો, અને ગગામા જળશાયી થયા

શિવરામના પુત્ર સુ દરરામ, કાઈક ઇંગ્રેજી જાણતા હરી ગુમાસ્તી કરતા હતા પુત્ર મન સુખરામને[૪] ૭ માસના નિર્ધન અવસ્થામા મૂકી ગુજરી ગયા [૫]

તેર વર્ષની ઉમ્મરે, અથવા તે ગાળામા, ઘ બાર તથા વિવાહિત કન્યા છોડી શ્રીનાથજીના ગોસાઈ મહારાજ નડિયાદ આવ્યા હતા, તેમની જોડે, બાળકૃષ્ણ[૬] શ્રીનાથજી ગયા ત્યા પ્રથમ ભિક્ષા માગી પેટ ભરતા, પછીથી ગોસાઈના વિશ્વાસનુ પાત્ર થતા તેમના તરફથી પેટિયુ મળતુ તે રાધી ખાતા, અને વસ્ત્રાદિ સારુ બેત્રણ રૂપિયા પ્રતિમાસે મળતા, તેમાથી વધે તે પાછુ આપતા આખરે શ્રીનાથજીના ભડારી તથા અધિકારીનુ પદ તેમને મળ્યુ તે પ્રસગે પણ આથી વધારે લેતા ન હતા, અને શ્રદ્ધાથી ધર્મ માની કામ કરતા શ્રીનાથજીના ટીકાયત મ્હારાજને ઉદેપુરના રાણાએ સન ૧૮૭૬–૭૭મા કાઢી મૂક્યા, ત્યારે રાણાએ બાળકૃષ્ણને રહેવા કહ્યુ છતા લુણહરામી ન થવાની ઇચ્છાથી (એ) ગોસાઈજીની સાથે મુબઈ આવ્યા તે પછી ગિરિરાજમા જઈ રહ્યા પાછા સન ૧૮૮૮મા મુબઈ આવ્યા અને કુટુમ્બના માણસોને મળ્યા તે પ્રસગે જીવણલાલજી ગોસાઈજીના મદિર પાસે શ્રીનાથજીના ટીકાયતને ત્યા બાળકૃષ્ણ હતા અને તેમની પાતળ જમતા મુબઈમા એમને વાયણી લાગી, અને ગિરિરાજમા દેહ પાડવાની ઇચ્છાથી ત્યા ગયા અને મે મ સમા (સવત ૧૮૪૫, જેઠ સુદ બીજે) ત્યા ગુજરી ગયા એમનો સ્વભાવ તામસી હતો જ્ઞાની ન હતા માત્ર ભક્તિ જાણતા ગુજ ની વખત એશી વર્ષનુ વય હતુ શરીર દુબળુ પણ નીરોગ હતુ અન વજન પ્રમાણે માપી ખાતા સ્મ ણ શક્તિ સારી હતી વૈરાગ્ય છતા કુટુબ પર સનાતી ર હતી વૈષ્ણવતા દૃઢ હતી બુદ્ધિ સાધારણ પણ C સરી હતી. તામસ ન ચડ્યો હોય ત્યારે સારી અને ડાહી સમજણભરેલી વાત કરી શકતા[૧]

શિવરામના બીજા પુત્ર ગોવિંદજી હતા સદા નામના બાળવિધવા મૂકી ધીરજરામના મરણ પછી તેઓ ગુજરી ગયા. સદા ગુજરી ગયે એત્રણ વર્ષ થયા

## પિતામહ ધીરજરામ અને તેમનું કુટુંબ[7]

મોહનરામની દુકાન ભાગ્યા પછી ધીરજરામ મુબઈ ગયા : તે પ્રસગે રેલવે ન હતી પણ પગરસ્તે સુરત થઈને, અથવા ખંભાત થઈને, વહાણમા બેસી જવાતુ[8] ટપાલ દર જાસ્તી હતો અને નડિઆદથી મુબઈ કાગળ આવતા ઓછામા ઓછા ચાર આના બેસતા અને દસપદર દિવસ થતા ટપાલના ઝીણા ચીનાઈ કાગળ[9] લેઈ લખતા અને એક લખોટામા ઝીણી ઝીણી કાગળની કરકરચો પર જુદા જુદા ભગી દશપદર કાગળ બિડાતા[10]

ધીરજરામ પૈસો કેમ કમાયા, કેમ ખરચતા, કેમ સાચવતા, નાતજાતમા કેવી રીતે રહેતા, ક્યા ઘરમા રહેતા, કુટુબ અને ચાકરો સાથે કેમ વર્તતા, પરભાર્યા માણમ અને પરોણા સાથે કેમ વર્તતા, અને આખરે કેવી વ્યવસ્થા કરી ગયા તે વગેરે વાતો વૃદ્ધોને મોઢે સભળાયેલી છે નાતમા અને ગામમા, એટલે આખા નડિઆદમા, તેમની કીર્તિ આજ સુધી પ્રસિદ્ધ છે તેઓ યશસ્વી, દીર્ઘ દષ્ટિવાળા, અને ખબડદાર મરદ આદમીમા ખપતા ધારેલુ કામ પાર ઉતારવુ, કોઈની દરકાર કરવી નહિ, દરેક કામમા ધોરણો બાધી તે પ્રમાણે ચાલવું વગેરે તેમની પ્રકૃતિના બખાણ ગણાયા છે તે છતા પોતાના ધોરણ કોઈ સમજે નહિ તેમ ચાલવાનો (એમને) શોખ હતો

મોહનરામ એવા ભલા આદમી હતા કે દુકાનમાં ખાધ ગઈ છતા પૈસા મૂકવા માણસો આવે તેને દુકાનની સ્થિતિ કહી દેતા. પ્રભુરામ (સગા ભાઈ) અડુ વીંટ બનાવતા હાથે વેઢ પાચ આગળીએ પહેરતા અને ડોળથી દુકાનની સાખ ટકાવતા મોહનરામના જીવતા જ દુકાન ભાગી, અને બધા છોકરા મુબઈ ગયા ત્યારે સગાથીમા તેમની સાથે પારકે ઘેરથી માગી લીધેલા દોરીકસવી હતાં!

વહાલાભાઈ[11] (મોહનરામના ત્રીજા તથા બીજી સ્ત્રીના પુત્ર, અને ધીરજરામના નાના ભાઈ પેટલાદના મોતીના વેપારીને ત્યા નોકર રહ્યા હતા, અને છેવટે રૂ ૫૦૦)નુ વર્ષાસન લેતા, અને રૂપિયા તથા

દાગીના પુષ્કળ મૂકી ગુજરી ગયા હતા. ધીરજરામ એમનાથી રહેવામાં અને સ્વભાવમાં જુદા જ હતા. કોટમાં બારભાયાની અટકવાળા વેપારીઓ રહે છે, તેમના બાપદાદા મલબાર, સિંધ, વગેરે ઠેકાણેથી આવનાર વેપારીઓને રૂપિયા ધીરી, બીજી ખેપે સવાગણા રૂપિયા પાછા લેતા. તેમને ત્યાં ધીરજરામ ટૂંકે પગારે નોકર રહ્યા અને તેમનો વિશ્વાસ મેળવ્યો. તે દિવસથી તે આજથી પચીસ વરસ ઉપર, નાગર બ્રાહ્મણો ઉપર મુંબઈના વેપારીઓને વિશ્વાસ હતો, અને તેમને જ કોથળી[૧૨] સોંપતા. બારભાયાઓને ત્યાં ધીરજરામને પગાર ટૂંકો હતો. પણ તેઓને ધીરજરામ પર વિશ્વાસ હોવાથી પોતે જ ધીરજરામને પૈસા ધીરતા અને તેમની પાસે વેપાર કરાવતા. એમ પણ કહેવાય છે કે રૈયિઆઓને નફો થાય તેમાંથી કમિશન ધીરજરામને આપતા. એવું પણ કહેવાય છે કે ધીરજરામનાં શેઠ અથવા શેઠાણી એમને પોતાની પૂંજી સોંપી જાત્રા કરવા ગયાં તે પાછાં આવ્યાં નહિ અને એ પૂંજી ધીરજરામને પચી, પરંતુ પારકી પૂંજી લીધાના પસ્તાવાથી તેમણે તેમાનો મોટો ભાગ ધર્માદા કરી દીધો.

તે પ્રસંગે નડિયાદમા નાગરી નાત સાથે એમને દ્વેષ હતો; સહુ કૃપણ લોકો, તેમની વચ્ચે ધીરજરામે, નકાળજા જેવા થઈ, બેધડક હજારો રૂપિયા ધર્માદા કરવા માંડ્યા, તે જોઈ નાતના લોકે તેજોદ્વેષથી આ વાત જોડી કાઢી હોય તો તેમા પણ કાંઈ નવાઈ જેવું નથી. ધીરજરામને હાથે આટલી દ્રવ્યની ધર્માદા ખાતે રેલ ચાલે તે પણ કૃપણ સ્વભાવવાળાઓને સમજાય એવી વાત ન હતી, અને તેથી ધીરજરામની ઉદારતાનુ કારણ લોકોએ પોતાના સ્વભાવના ધોરણથી કલ્પેલુ હોય તો તે પણ સભવિત છે પૈસે પૈસે દ્રવ્ય એકઠું કરનાર નડિયાદવાસીઓને પદર દિવસ પ્રવાસ કરતા હાથ આવે એવા મુબઈવાસીઓને થયેલી આ કમાણીનો માર્ગ જાણવાનુ સાધન ન હતુ; અને ધીરજરામ જો પારકો પૈસો પચાવી પડ્યા હોય તો તેમના હૃદયની વાત કોઈ જાણી જાય, એ એમનો સ્વભાવ જોતાં કેવળ અસભવિત છે એટલુ જ નહિ, પણ આટલું તો નિર્વિવાદ છે કે ધીરજરામના શેઠ બારભાયાઓ હતા, બારભાયાઓ નિર્વંશ નથી થયા, તેમના વંશજો ધીરજરામની નોકરી હજી સુધી પ્રીતિથી સભારે છે, એનો મારા પિતાને પ્રત્યક્ષ થયેલો અનુભવ છે ધીરજરામની મૂળ મૂડી ટૂંકી હતી એ સ્પષ્ટ છે અને બારભાયાઓ તો દ્રવ્યવાન હતા, ધીરજરામને

એચાર હજાર રૂપિયા અથવા વધારે સોંપી પોતે જાત્રા કરવા જાય,– એ મોટા કુટુંબવાળા બારભાયાઓને કરવું પાલ્યું હોય એ કેવળ અસંભવિત છે, અને ધીરજરામને પૈસા પચવા દે એવા નિર્માલ્ય બારભાયાઓ ન હતા; આ વગેરે કારણથી એમ જ માનવું ઉચિત છે કે ધીરજરામની કમાઈ ખોટે માર્ગે થઈ એ કેવળ અસત્ય છે. જ્યારે એમના સદ્‌ગુણ જાણીએ છીએ ત્યારે આ વાત સિદ્ધાંત જેવી થાય છે.

નોકરીમાથી મૂડી થાય એવાં તેમને સાધન હતાં: એ નોકરી છોડી, આખરે તેમણે સ્વતંત્ર વેપાર કરવા માંડ્યો તે કેવી રીતે કર્યો તે હવે જાણવાનું છે.

[૧૬ ઓગસ્ટ, ૧૮૮૯]

એમનો મુખ્ય વેપાર ધીરધારનો હતો. મુંબઈમાં પરચૂરણ દુકાનોવાળાને થોડી થોડી રકમો ધીરતા, અને રોજ સાંજે તેમને વકરો થતાં તેમાંથી તે દિવસનું વ્યાજ રોજ સાંજે વસૂલ કરી લેતા. આથી વ્યાજનું વ્યાજ દરરોજ ઉપજાવી શકાતું. મોટી રકમો પણ ધીરતા, અને તેમાં પણ વ્યાજ વસૂલ કરવામાં ચોક્કસ રહેતા. જેને પૈસા આપે તેની શક્તિની પરીક્ષા હમેશ રાખતા. પાંચ હજારનો આસામી હોય તો બે હજારથી વધારે તેને ધીરતા નહિ. તેના ગુમાસ્તા સાથે દોસ્તી કરતા; તેને ઘેર વારંવાર જવાનું રાખતા. અને તો શિલક કેટલી છે તેની ખબર છાનીમાની રાખતા, અને પોતાને ધીરજ ન રહે એટલા ઓછી શિલક માલમ પડે તો તરત કોઈ નિમિત્તે પૈસો ઉપાડી લેતા, અને શરમ રાખતા નહિ. આ માર્ગ પકડવાથી તેમનું દ્રવ્ય ધીમે ધીમે ઘણુ વધતુ ગયું કોઈ દિવસ પૈસો ખલાયો નહિ, અને ગુજરતી વખતે ચાળીસેક હજાર રૂપિયાની રોકડ તથા દસપંદર હજારના દાગીના મૂકી ગયા[૧૩] મુંબઈમા ભૂલેશ્વર આગળ વચલા ભોઈવાડામાં, પારસનાથના અપાસરા સામે, ત્રીજું ઘર નં. ૪૯નુ તથા નડિયાદમાં એમને બે ઘર હતા. એક ઘર એમના પિતા તરફનું હતું તે ઝઘડિયા પાડામા પંડ્યા શેરીમા છે.[૧૪] એ ઘરમા એ પોતે પ્રથમ રહેતા હતા, અને એમના સસરા વિષ્ણુજીવાળા ઘરમા એ રહેવા ગયા પછી કેટલીક મુદતે શિ.મનઃસુખરામનાં કાકી સદાકાકીને તે ઘર આપ્યું. કારણ તેમના પતિ ગોવિંદજી તેમને નાની અવસ્થામાં વિધવા મૂકી ગુજરી ગયા. ગોવિંદજી પહેલાં ધીરજરામ ગયા, પણ ઉમિયાકોરે આ ઘર સદાકાકીને આપ્યું. સદ કાકીએ આ ઘર સ્વામિનારાયણને ધર્માદા કર્યું, અને

-આખરે રતનજી મૂળજી ત્રવાડીના કબજામાં ગયું. ડાહ્યા ધનેશ્વરવાળું ઘર જે પંડ્યા ઉદ્યમરામ ગુલાબરામના કબજામાં છે તેની જોડે આ ઘર છે.[૧૫]

અમે હાલ જે ઘરમાં રહીએ છીએ તેને ત્રણ બારણાં છે. એક શિ. મન સુખરામના ઘરની જોડે પડે છે, બીજું નટવરજી બાલાજીના ઘરની જોડે પડે છે, અને ત્રીજુ કાજી ચકલાવાળી પોળમાં પડે છે.[૧૬] નટવરજીવાળા બારણાની અંદર સામી બાજુએ લાકડાની જાળી કરાની છે ત્યા અસલ ભીંત હતી અને તે ખંડથી દેરમદિરમાં જવાનું બારણું છે. એટલે ઓરડો ધીરજરામના વિધવા બહેન ગુલાબફોઈને રહેવા આપ્યો હતો તે ગુજર્યા પછી ઓરડો મારા પિતાના કબજામાં આવ્યો અને ફોઈવાળા ઘરના નામથી ઓળખાય છે[૧૬] એ ઓરડાથી તે નાગરવાડામા જેટલો બીજો ભાગ પડે છે, તેમા ધીરજરામ રહેતા. આ ઘર અને ઓરડો અસલ વિષ્ણુજી પાસેથી આવેલાં અને બારણા પ્રથમ હાલની પછીત છે ત્યા હતાં અને તે જાના ગયા હતા તેનામા ફેરવ્યા એવું કહેવાય છે

[૧૮ સપ્ટેમ્બર, ૧૮૮૯]

ધીરજરામ પૈસો કેમ સાચવતા અને કેટલી કરકસર તથા ઉદારતા રાખતા તે જોઈએ

એમના વખતમાં એમની આસપાસનું સહુ મંડળ અતિશય કરકસરિયું હતું. વહાલાભાઈકાકા જાતે ખાવામાં શોખીન હતા, પણ કોઈની આગતાસ્વાગતા કરવી કે કોઈને ખવરાવવુ કે ધર્માદા કરવું સમજતા ન હતા સ્ સ મન સુખરામ સૂર્યરામ નાના ઉમરના હતા ત્યારે એમને વહાલાભાઈકાકાએ થોડાક ચીનાઈ કાગળો મુબઈથી આણી આપ્યા હતા અને તે ગણતરીમા લેખાતા

જમિયતરામ કાશીરામ ત્રીસ હજાર રૂપિયા મૂકી ગુજરી ગયા. તે અને બીજા નડિયાદ-પેટલાદના નાગરબ્રાહ્મણો મુબઈ રહેતા અને સારી કમાઈ મૂકી ગુજરી ગયા. તે સહુ લોક નાની નાની કોટડીઓમાં રહેતા એ કોટડીઓ (તે) વખતે તો સંડાસ પામે હતો, કારણ તેવી કોટડીઓના ભાડા મોઘા હતા દિવસમા સવારે રસોઈ કરી મૂકે, તેમાથી બે વાર ચલાવે, અને વાળુ અંધારા પહેલાં કરી લેતા કે રાતે દીવાનો ખપ ન પડે રસોઈ જમનારા વહેચી લેતા, અને ચાર જણ વચ્ચે પાંચ રોટલીના ભાગ થતા તો સવા સવા રોટલી લેતા કોઈના ઘરમા આવ્યો-ગયો પરોણો સમાય નહિ અને પાણી સરખું પીવા પામે નહિ.

કામણુ, નળ નહોતા અને ફૂવાનું પાણી વેચાતુ મંગાવે તેમાંથી કોઈને આપવું પરવડતુ નહિ. એક અંગરખું ઘણા વર્ષ પહેરાવવામાં આવતું, અને પહેરવામાં અને ત્યાં સુધી આવતું નહિ. ચાળીસ–પચાસ વર્ષ સુધી આવું એકેક અંગરખું પહેરાવવામાં આવતુ. થોડી પણ ચોખ્ખી કમાઈ, આવી જાતનું ખરચ, જાળવી જાળવી કરવામા આવતી ધીરધાર, સાખ અને આંટ સાચવવાનો મમત, અને એવાં એવાં કારણોથી આ જૂના સમયના માણસો મોટી પૂંજી મૂકી ગુજરી જતા, નાદારી સમજતા નહિ, થોડા ખરચમા પોતાને સુખી માનતા અને મજૂરીવાળા દિવસ ગાળી, તન્દુરસ્ત અને મજબૂત રહેતા ૧૭ તે પ્રસંગનો આવી રીતે વાતો પવન ધીન્જરામને પણ સ્વાભાવિક લાગ્યો હતો. પરંતુ સમાના પ્રમાણમાં એમની ઉદારતા વધારે હતી, વખણાતી, અને ધોરણવાળી હતી. પૈસો સાચવવો અને ખરચ કરવું ઉભયમાં તેમને તેમનાં સ્પષ્ટ ધોરણ હતા.

[૨૫ ઓકટોબર, ૧૯૯૬]

ધીન્જરામની કરકસર ધોરણવાળી હતી. જ્યાં ખરચ કરવાની જરૂર લાગે ત્યા ખરચ કરતા અટકતા નહિ. જ્યા જરૂર ન લાગે ત્યાં કીર્તિનો લોભ એમની પાસે ખરચ કરાવી શકતો નહિ અને વ્યાપારમા તેમ ખરચમા પોતાની ગુંજાશનો અને ભવિષ્યનો વિચાર દીર્ઘદૃષ્ટિથી કરતા, કોઈના કહેવાથી કાંઈ કરવું પડે એ વાતનો તિરસ્કાર રાખતા, અને એવી રીતે એમની પાસે કોઈ કાઢી ન લે તેની સાવચેતી રાખતા. ઘરકામમા, ઉદારતામા અને વેપારમા પોતાની પાસે કોઈ ખોટી આશા રાખતા ન શીખે અને સામુ માણસ આત્મપ્રયાસ ઉપર આધાર રાખતા શીખે તેવો પ્રયત્ન કરતા આ સર્વના ઉદાહરણની વાતો આજ સુધી કુટુંબમા ચાલતી છે.

મુંબઈમા એમને ત્યા ઊતરનારની ખાતર કરવાનુ એમને ધોરણ હતું આડોશીપાડોશી કે કોઈ એમને ત્યા આવે તો તે સહુને પીવાનું પાણી મળતું આસપાસના પાડોશી ઘરમા તેલકોપરેલ બાળતા નહિ પણ રાત્રે સૂતી વખતે બારણુ ઉઘાડી સઍ એટલા સારુ દીવો જોઈએ તે પોતાને ઘેરથી અથવા બીજેથી કાકડો કરી લાવે, તે ધીન્જરામને ઘેર તેલમા બોળી, સળગાવી લઈ જતા, તેને તેમ કરવાની છૂટ હતી. આવા લોકને દીવાસળી બચતી, અને તે ઉપરાત ઘેર જઈ કાકડો–કોડિયામાં નિચોવી તેલ કાઢી લેતા.

આખરે રતનજી મૂળજી ત્રવાડીના કબજામા ગયુ. ડાહ્યા ધનેશ્વરવાળું ઘર જે પડ્યા ઉદ્યમરામ ગુલાબરામના કબજામા છે તેની જોડે આ ઘર છે[15]

અમે હાલ જે ઘરમા રહીએ છીએ તેને ત્રણ બારણા છે એક શિ મન સુખરામના ઘરની જોડે પડે છે, બીજું નટવરજી બાવાજીના ઘરની જોડે પડે છે, અને ત્રીજુ કાજી ચકલાવાળી પોળમા પડે છે[16] નગરજીવાળા બારણાની અંદર સામી બાજુએ લાકડાની જાળી કરાવી છે ત્યા અસલ ભીત હતી અને તે પરથી દેવમંદિરમા જવાનુ બારણુ છે એટલો ઓરડો ધીરજરામના વિધવા બહેન ગુલાબકોરઈને રહેવા આપ્યો હતો તે ગુજર્યા પછી ઓરડો મારા પિતાના કબજામા આવ્યો અને ફોઈવાળા ઘરના નામથી એ ળખાય છે[16] એ ઓરડાથી તે નાગરવાડામા જેટલો બીજો ભાગ પડે છે, તેમા ધીરજરામ રહેતા આ ઘર અને ઓરડો અમન વિષ્ણુ પાસેથી આવેલા અને બારણા પ્રથમ હાલની પડીન છે ત્યા હતા અને તે જાત્રા ગયા હતા તેવામા ફેરવ્યા એવુ કહેવાય છે

[૧૪ સપ્ટેમ્બર, ૧૮૮૯]

ધીરજરામ પૈસો કેમ સાચવતા અને કેટલી કરકસર તથા ઉદારતા રાખતા તે જોઈએ

એમના વખતમા એમની આસપાસનુ સહુ મંડળ અતિશય કરકસરિયુ હતુ વહાલાભાઈકાકા જાતે ખાવામા શોખીન હતા, પણ કોઈની આગતાસ્વાગતા કરવી કે કોઈને ખરચાવવુ કે ધર્માદા કરવુ સમજતા ન હતા સુ મન સુખરામ સૂર્યરામ નાની ઉમરના હતા ત્યારે એમને વહાલાભાઈકાકાએ થોડાક ચીનાઈ કાગળો મુબઈથી આણી આપ્યા હતા અને તે ગણતરીમા લેખાતા

જમિયતરામ મયારામ ત્રીસ હજાર પિયા મૂકી ગુજરી ગયા તે અને બીજા નડિયાદ-પેટલાદના નાગરબ્રાહ્મણો મુબઈ રહેતા અને સારી કમાઈ મૂકી ગુજરી ગયા તે બહુ લોક નાની નાની કોટડીઓમા રહેતા એ કોટડીઓ (તે) વખતે તો સડાસ પાસે હતી, કારણ તેવી કોટડીઓના ભાડા ઓછા હતા દિવસમા સવારે રસોઈ કરી મૂકે તેમાથી બે વાર ચલાવે, અને વાળુ અંધારા પહેલા કરી લેતા કે રાત્રે દીવાનો ખપ ન પડે. રસોઈ જમનારા વહેચી લેતા, અને ચાર જણ વચ્ચે પાચ રોટલીના ભાગ થતા તો સવા સવા રોટલી લેતા કોઈના ઘરમા આ ચો-ગયો પરોણો સમાય નહિ અને પાણી સરખુ પીવા પામે નહિ.

કારણ, નળ નહોતા અને કૂવાનું પાણી વેચાતુ મંગાવે તેમાંથી કોઈને આપવું પરવડતું નહિ. એક અંગરખું ઘણાં વર્ષ પહોંચાડવામાં આવતું, અને પહેરવામાં બને ત્યાં સુધી આવતુ નહિ. ચાળીસ-પચાસ વર્ષ સુધી આવું એકેક અંગરખું પહોચાડવામાં આવતું. થોડી પણ ચોખ્ખી કમાઈ, આવી જાતનું ખરચ, જાળવી જાળવી કરવામાં આવતી ધીરધાર, સાખ અને આંટ સાચવવાનો મમત, અને એવાં એવાં કારણોથી આ જૂના સમયના માણસો મોટી પૂંજી મૂકી ગુજરી જતા, નાદારી સમજતા નહિ, થોડા ખરચમાં પોતાને સુખી માનતા અને મજૂરીવાળા દિવસ ગાળી, તન્દુરસ્ત અને મજ્બૂત રહેતા.૧૭ તે પ્રસંગનો આવી રીતે વાતો પવન ધીરજરામને પણ સ્વાભાવિક લાગ્યો હતો. પરંતુ સમાના પ્રમાણમાં એમની ઉદારતા વધારે હતી, વખણાતી, અને ધોરણવાળી હતી. પૈસો સાચવવો અને ખરચ કરવું ઉભયમાં તેમને તેમનાં સ્પષ્ટ ધોરણ હતાં.

[૨૫ ઓકટોબર, ૧૯૦૯]

ધીરજરામની કરકસર ધોરણવાળી હતી. જ્યાં ખરચ કરવાની જરૂર લાગે ત્યાં ખરચ કરતા અટકતા નહિ. જ્યાં જરૂર ન લાગે ત્યાં કીર્તિનો લોભ એમની પાસે ખરચ કરાવી શકતો નહિ અને વ્યાપારમા તેમ ખરચમા પોતાની ગુજાશનો અને ભવિષ્યનો વિચાર દીર્ઘદૃષ્ટિથી કરતા, કોઈના કહેવાથી કાઈ કરવું પડે એ વાતનો તિરસ્કાર રાખતા, અને એવી રીતે એમની પાસે કોઈ કાઢી ન લે તેની સાવચેતી રાખતા. ધર્મકામમા, ઉદારતામા અને વેપારમા પોતાની પાસે કોઈ ખોટી આશા રાખતા ન શીખે અને સામુ માણસ આત્મપ્રયાસ ઉપર આધાર રાખતા શીખે તેવો પ્રયત્ન કરતા આ સર્વના ઉદાહરણની વાતો આજ સુધી કુટુબમા ચાલતી છે.

મુંબઈમા એમને ત્યા ઊતરનારની ખાતર કરવાનુ એમને ધોરણ હતું. આડોશીપાડોશી કે કોઈ એમને ત્યા આવે તો તે સહુને પીવાનું પાણી મળતું આસપાસના પાડોશી ઘરમા તેલકોપરેલ બાળતા નહિ. પણ રાત્રે સૂતી વખતે બારણું ઉઘાડી સૂએ એટલા સારુ દીવો જોઈએ તે પોતાને ઘેરથી અથવા બીજેથી કાકડો કરી લાવે, તે ધીરજરામને ઘેર તેલમા બોળી, સળગાવી લઈ જતા, તેને તેમ કરવાની છૂટ હતી.- આવા લોકને દીવાસળી બચતી, અને તે ઉપરાંત ઘેર જઈ કાકડો- કોડિયામાં નિચોવી તેલ કાઢી લેતા

ધીરજરામને ઘેર પરદેશી–દેશી કોઈ આવ્યો–ગયો ઊતરે તેને ચાર દિવસ જમવાની છૂટ હતી. તે પછી જમે તેનું ખરચ મજરે લેવાતું. પોતે જમે તે તેને જમાડે ઘરમાં ઉતારો રાખવાની રજા ન મળતી.

ઘેર ચાકર રહેવા આવે તો તેના દેખતાં પોતે સાવરણી ફેરવવા મંડી જાય, અને એમના હાથમાંથી એ સાવરણી તેણે ઉપાડી તો તેને રાખે, ન ઉપાડી તો કહે કે "ભાઈ, મારો અને તારો જોગ નહિ ખાય." ચાકર નવરો બેસવા પામે તો કામ શોધી બતાવે. કાંઈ કામ ન જડે તો કહે કે "ઉપરથી ગોદડાં ઉતારી, નીચે લાવી, સાફ કર." તે સાફ કરી પરવારવા પામે એટલે ઉપર મોકલે ચાકર ઉઘરાણી કરવા જાય એટલે તેની પાછળ કોઈ કોઈ વાર છાનામાના જાય, અને તે ચાકર પાછો આવે એટલે તે જ ઠેકાણે જાતે ઉઘરાણી કરવા જાય, એટલે જણાઈ આવે કે ઉઘરાણી કરવામાં ચાકરે નરમાશ વાપરી કે સખ્ત થયો. સખ્ત થયો હોય તો જ ઉઘરાણી બરાબર ગણે.

પાંચ હજારની સાખવાળાને ઘેર રૂપિયા ધીરતા એમ જ વિચાર કરતા કે આટલું નુકસાન ખમીશું તો આપણને ભારે નહિ પડે. સામાની પાંચ હજારની સાખ છે, વાસ્તે એટલે સુધી ધીરવા, એ ધંધો પસંદ ન કરતા.

એમને શુકન–અપશુકન ઉપર શ્રદ્ધા ઘણી હતી. તેઓ એક પ્રસંગે ઘરમાંથી નીકળી મેનામાં બેસી બહાર જતા હતા. બા(ગં. શિવકાશી)નું વય તે પ્રસંગે આઠ–નવ વર્ષનું હતું. તે ઉઘાડે માથે, છૂટે ચોટલે, દેવતા લેઈ સામી આવતી મળી, અને ડોસાએ આંખની હરકતને લીધે ઓળખી નહિ. ડોસાએ એના ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવ્યો: અને, બીકમાં ને બીકમાં, પાસે લાકડાંનો ઢગ હતો તેમાં દેવતા નાંખી દઈ ત્યાં આગળ જીવી વહુનું ઘર હતું તેમાં બા પેસી ગઈ. ગુલાબફોઈને આ વાતની ખબર પડી અને તેણે ધીરજરામને ઠપકો દીધો. ધીરજ-રામે બાને તેડાવી ખોળામાં બેસાડી પૂછ્યું કે, "મેં તને ગાળો દીધી?" બાએ હા કહી. ડોસાએ ઊલટ–પાલટના સવાલ પૂછી ખાતરી કરી કે પોતે એને જ ગાળો દીધી હતી. પછી પૂછ્યું, "ત્યારે તને ખોટું લાગ્યું?" ઉત્તર. "હા." પ્રશ્ન: "તને કંઈ દાગીનો આપીએ તો તું ખુશ થાય?" ઉત્તર: "હા." ડોશી આ

પ્રસંગે માળા જપતાં હતાં તેની પાસે ડોસાએ સોનાનું વાંકડું માગ્યું. ડોશીને આપવાનું મન નહિ, તેથી આનાકાની ન કરતાં જવાબ ન દીધો અને માળા જપવા લાગ્યાં. ડોસા તેમની મનોવૃત્તિ સમજી ધમકાવી બોલ્યા : "એક આપે છે કે હાથે લેઈ બે વાંકડાં આપું ?" ડોશી ઊઠયાં, અને વાંકડું આપ્યું. ડોસાએ એ બાને હાથે પહેરાવ્યું અને ખુશ થઈ બોલ્યા : "બાપુ, આ વાંકડું તારી સાસુને આપીશ નહિ." ડોશીએ પાછળથી પ્રસગ આણી આ વાકડું લઈ લીધું.

જ્યારે મારા પિતાનું લગ્ન થયું ત્યારે દારૂખાનું ફોડવું તથા ખાસ વરઘોડો કાઢવો, નામ પ્રમાણે જરૂરનો છે, એવો લોકોએ આગ્રહ કર્યો. ડોસાએ હા કહી. વખત થયે લોકો એકઠા થયા, ડોસાએ તેમને પૂછ્યું : "હું કેટલું ખરચ કરું તો તમે રાજી થશો ?" લોકોએ કહ્યું : "બસો રૂપિયા." ડોસાએ કહ્યું, "લ્યો, આ બસો રૂપિયાની સાંકળી છોકરાની કોટમાં પહેરાવું છું. મારા પૈસા નગારાવાળામાં અને દારૂખાનાના દેવતામાં નહિ નાંખું." તેમણે વરઘોડો ન કાઢયો.

પૈસા વાપરવામાં જ સંભાળ રાખવાથી તેમનું કામ સંપૂર્ણ થતું ન હતું, પરંતુ પૈસાની ચોકી યથાર્થ કરવી પડતી. મુંબઈ એવામાં લુચ્ચા લોક, ચોર લોક અને ટોપીવાળાઓનું સ્થાન હતું. રાત્રે તેમ જ દિવસે, બહાર તેમ જ ઘરમાં, અને છળથી તેમ જ બળથી, લોકોને લૂંટવામાં આવતા, અને પોલીસ તરફથી લૂંટનાર લોકને આશ્રય મળતો. આ લૂંટનાર વર્ગમા પારસીઓ મુખ્ય હતા અને દરેક દુકાનદાર એ લોકથી બચવા એક પણ પારસીને ગુમાસ્તી રાખતો. કારણ, જ્યાં પારસી ગુમાસ્તો હોય ત્યા પારસી હરામખોર આવતા નહિ. આ વખતમાં ધીરજરામ તિજોરીમાં દ્રવ્ય રાખતા પોતે સાંજના છસાત વાગ્યે સૂઈ જતા, દશઅગિયાર વાગ્યે ઊઠી, તિજોરી પર તબૂરો લઈ બેસતા, અને "નારાયણ નારાયણ" એટલું જ આખી રાત ગાતા, તે છેક સવારે ચાર વાગ્યે સૂતા તે સૂતા હોય તેટલો વખત ઉભિયાકોર જાગતાં હોય.

પૈસો સાચવવા છતા યોગ્ય લાગે ત્યા વાપરતાં આચકો ખાતા ન હતા. બાળકૃષ્ણ પ્રભુરામને નાની ઉમ્મરમાં મુબઈ આવવું પડયું હતું અને ખાવાપીવા સારુ ધીરજરામ પાસે બે રૂપિયા માગ્યા; તેની સાફ ના પાડી અને કહ્યું કે આજ આપુ તો તું કાલે માગે, માટે હાલ મારા પર આધાર રાખ્યા વિના ચલાવ બાળકૃષ્ણને ખોટું લાગ્યું, છતા તે પ્રમાણે કરવા વિના છૂટકો ન રહ્યો. બે રૂપિયા તેઓ મેળવી શકયા ત્યારે ધીરજરામે તેમા ચાર પોતાના તરફથી આપ્યા.

મારાં નાનાં ફોઈ લીલાકોર પ્રથમ મનઃસુખરામ ગણપતરામને દેવાનાં હતાં ને વિવાહની તૈયારી સમુહૂર્ત એ જ્ણાને ત્યાં થઈ ગઈ હતી. ધીરજરામનાં વિધવા બ્હેન ગુલાબ પાસે ગણપતરામ ત્રણસો રૂપિયા માગતા હતા. ગુલાબફોઈ ગરીબ હતાં, ને રંકયોગ્ય લાલસાથી ગણપતરામનાં વહુ પાસે જઈ બોલ્યાં : "મારી ભત્રીજી તમારે ત્યાં આવે છે, તો આટલું ખત ફાડી ન નાંખો ?" તિરસ્કારભરેલો ઉત્તર મળતાં ફોઈ ઘેર આવ્યાં, છાનામાનાં રોયાં, કોઈને કાંઈ કહ્યું નહિ. પણ પોતાનું મોં ભાઈનાથી છાનું ન રખાયું. "બ્હેન, કેમ, તારું મોં આજ આવું છે?" ઉત્તર દેવાની ઇચ્છા ન છતાં ખરી વાત ફોઈએ આખરે કહી.

ધીરજરામે તેમને એકદમ ત્રણસો રૂપિયા આપી કહ્યું કે, "જા, બ્હેન, રૂપિયા ભરી આવ ને તે ખત લઈ આવ."

આણી પાસથી તે રૂપિયા ભરવા ગયાં, અને બીજી પાસથી, ધીરજરામે અનાથ, અન્ન-ઘરબાર વગરના તેમ માબાપ વગરના અને રંક પણ ચતુર છોકરા નવલરામને લીલાકોર, એકદમ જોશીને પૂછ્યા વગર ને કોઈનું સાંભળ્યા વગર, દઈ દીધાં, અને ગુલાબના રૂપિયા પ્હોંચ્યા ત્યારે ગણપતરામે સહુ વાત જાણી અને ઘરનાં બૈરાંનો તિરસ્કાર કર્યો. પણ થયું તે થયું. મારે (માટે ?) સરત ગખવાનું એટલું જ છે કે કરકસરિયા ધીરજરામે પોતાનું ધોરણ ધરાયું ત્યા ત્રણસો રૂપિયા આંચકો ખાધા વિના સત્વર ખરચી દીધા.

[ ૧૫ જુલાઈ, ૧૮૯૦ ]

ગોધરામાં લક્ષ્મણરાય દેસાઈ છે. તેમણે ધીરજરામને ડાકોરમા દીઠેલા. થોડા દિવસ ઉપર હું ગોધરે રાજપીપળાની તકરારમાં ગયો હતો, ત્યારે દેસાઈએ મને કહ્યું કે, "ધીરજરામે પોતાના ગજા ઉપરાંત ઘર્ઈ ધર્માદા ખરચ કરેલું, તેવી મને જાતમાહિતી છે." આ વાત નડિયાદ ગામમાં હજુ સુધી પ્રસિદ્ધ છે કે ધીરજરામ ત્રવાડીએ ઘણો પૈસો ધર્માદા કર્યો છે અને નડિયાદમાં અમદાવાદની ભાગોળે અને અમદાવાદના ચૌટે તે વાતનાં ઘણાં નિશાન છે.

એ ભાગોળે મોટી વાવ છે, તે એક વખત મહાખડેર હતું અને એના પથરા ઉપર જતાં કોઈની હિંમત ચાલતી નહીં, એવી રીતે ઊંડા અને ડગમગતા હતા, તેમા અનેક સાપનો વાસ હતો—

ડોસાએ તેનો જીર્ણોદ્ધાર કર્યો. મેનામાં બેસી જાતે મજૂરો પર દેખરેખ રાખવા જતા અને તે સ્થળે આખો દિવસ ગાળતા અને કામ પૂરું કર્યું ત્યારે જ ખ્યા વાવના સામી મોટી સરેહ છે. તેમાં જ્યારે અસલ આગગાડી ન હતી ત્યારે દેશદેશના વણઝારાઓ પડતા. એ સરેહ ધીરજરામની બંધાવેલી કહેવાય છે. એ ભાગોળ બહાર જે નારાયણ-સરોવરનું તળાવ છે તે પણ એમણે જ બંધાવેલું કહેવાય છે. નારાયણ-સરોવર અને વાવની વચલી વાડી મારા પિતાની માલિકીની હતી ૧૮ આ વાવ, તળાવ અને સરેહમાં ઘણાક પૈસા ખરચ્યા હશે. વાડીમાં બેઠક છે ત્યાં અસલ નારાયણ દેવના લાલજીને રથયાત્રાને દિવસે લાવવામાં આવતા.

દુકાન ભાંગતાં પહેલા, થોડા દિવસ પહેલાં, મારા પિતાએ એ વાડી પરથી હાથ ઉઠાવી ધર્માદા કરી છે, અને ત્યાં બાબર-બેચર બે બાઈઓ માળી છે. તેની પાસે માત્ર ફૂલનો અને સવારસાંજ શાકપાદડીના ફેગનો હક્ક રાખેલો છે. વાવ અને તળાવ સિવાય ડાકોરમાં અને જન(ગ્ના)તજાતમાં તેમ મુંબઈમાં કેટલેક ઠેકાણે ઘણું ખરચેલું કહેવાય છે. વાલકેશ્વરનો એક પગથાર ગવર્નરના બંગલા ભણીના દરવાજાનો તેમણે બંધાવેલો કહેવાય છે. સિવાય ગુપ્તદાન પણ કરતા.

[ ૮ ઑગસ્ટ, ૧૮૯૦ ]

બ્રહ્મભોજનમાં ડોસા પુણ્ય માનતા. નડિયાદમાં નાતો ચાલતી હોય ને કોઈ દિવસ ખાલી પડે તો ડોસા પાસે બેચાર નાગરબ્રાહ્મણો જાય અને કહે કે હાલ તો કોઈ કરે એમ નથી. ડોસા કહે કે રસોઈ વગેરે માથે લેનાર કોઈ નીકળી પડે એમ હોય તો ઠરાવીએ. માથે લેનાર મળે જ અને ડોસા રણછોડરાયને નામે નોતરા ફેરવે. નાત વખત નાતમાં ફરે, લોકો પાઈ દક્ષિણાની આશા રાખતા હોય ત્યારે રૂપિયો આપે, રૂપિયાની આશા રાખતા હોય ત્યારે માત્ર સોપારીકકડા જ વહેચે આવા પ્રસંગ વર્ષમાં અનેક આવતા.

આખરે મોહનરામના વખતનું એક હુકમનામું ડોસા પર બજાવવાનો વખત આવ્યો ને ડોસાને બેત્રણ દિવસ જેલમાં આવવું (રહેવું) પડ્યું. તે ઘણું કરીને કોઈ જાતનો આગ્રહ ચડવાથી ગયા હશે નાતવાળા કહે, પ્રાયશ્ચિત્ત કરો. ડોસો કહે: ધર્મ સાચવ્યો છે માટે નહિ કરું. બે પક્ષ હઠે ભરાયા ડોસાને નાતબહાર મૂકવા જેવું

કર્યું. પણ કોઈ નાત કરે નહિ. આખર પંડ્યા ગોકુળજી કાશીનાથ પાઠકજી ડોસાના વહેવાઈ, તેને ત્યાં કોઈનું લહાણું કરવાનું આવ્યું. તેમને એક પાસ નાત, ને એક પાસ વેવાઈ, એમ ધર્મસંકટ આવ્યું. ડોસા પંડ્યાને ઓટલે જઈ લહાણું લેવા બેઠા. પંડ્યાવાળાના મનમાં કે ઘરમાં આવી છાનું માનું લેઈ જાય તો બે પક્ષ સચવાય. ડોસો કહે છે છાનું નહિ લેઉં, પણ ઓટલે બેઠો છું ત્યાં મોકલો. આખરે પંડ્યાએ તેમની ઇચ્છા પ્રમાણે કર્યું. ડોસો લહાણાનું પાણીવાસણ લેઈ ઓટલે બેઠા, અને નાતના જે લોક લહાણું લેવા આવે-જાય તે પૂછે કે 'કેમ (ઓટલે) બેઠા છો?' તેને તેને મોં આગળ રાખેલું પાણીવાસણ બતાવી કહે કે 'આ લહાણું લેવા આવ્યો હતો તે લીધું.' આખરે હાટકેશ્વરના ભંડારાની નાત આવી ને ડોસાનું નોતરું ટાળ્યું. ડોસાએ સામે ચરુ નાખ્યો અને સામો પક્ષ બાંધ્યો. તેમના પક્ષમાં પંદર ઘર રહ્યાં તે પૈસાવાળાં રહ્યાં, ને સામા પક્ષમાં ચાળીસ ગયાં તે ગરીબ.

ડોસાએ પંદરમાં નાતો ઉપર નાતો કરવા માંડી, એટલે ચાળીસવાળા પચવ્યા અને આખરે સમાધાન થયું. તે દિવસથી નાતમાં ચાળીસ અને પંદર એ નામનાં તડ ગણાયાં,[૧૯] પણ નામ સિવાય બીજો વિરોધ ન રહ્યો કેવળ એક તડવાળાને ત્યાં નાત હોય ત્યારે સામા તડવાળાને પરોણા ગણી તેમને પહેલાં ઠામ આપે. પણ આ પછી ધીરજરામને નાતવાળા ઉપર તિરસ્કાર આવ્યાથી નાતો કરવી બંધ કરી, અને મોઢ, ઔદીચ્ય વગેરે બીજી જાતના બ્રાહ્મણોને જમાડવા માંડ્યા.

ડોસા તામસી હતા. તેમનો તામસ ધરમાં પણ જણાતો. કપાળે ચાંલ્લો ન કરે તો દીકરીઓને કપાળે ઊની કરેલી પાઈ ચાંપવા જતા. મારા પિતાને મારતા અને માધવબાણ કહેતા. તેમના જતાં પહેલાં મારે એક "કાળિયા" નામના કાકા હતા. ઉમિયાકોરનાં બહેન "બાળા," તેમને "કાળિયા"ને સોંપી ઉમિયાકોર મુંબઈ ગયાં. બાળામાશીને ઘેર અગાશીમાથી પડ્યા પછી ધનુર્વા થયાથી કાળિયા કાકા ગુજરી ગયા. તે સમાચાર સાંભળી ડોસાએ ઉમિયાકોરને ઘરમાંથી કાઢી મૂક્યાં; તે મુંબઈમાં ભોઈવાડાના ઘરની જોડે પરમાનન્દદાસનું ઘર હતું ત્યાં એક ડોશીના કાતરિયામાં ૭ મહિના ઉમિયાકોર રહ્યાં, ત્યાં સુધી ડોસાએ બોલાવ્યાં નહિ, ને ૭ મહિને ક્રોધ ઊતર્યો ને પાડોરમ્

ડોશીએ સમજાવ્યા, ત્યારે ઉમિયાકોરને બોલાવ્યાં. બીજી સહુ સંતતિ ત્યાર પછી થઈ.

પાછલી વયમાં ક્રોધ રહ્યો હોય ને પૂજામાં હોય તો છાનામાના બહાર નીકળી ટાઢા પાણીના ઘડેઘડા માથા પર રેડીને નહાય. કોઈ પૂછે કે કેમ નાહ્યા ? તો કહે કે ચંડાળે અભડાવ્યો હતો.

ડોસા મશ્કરી કરતા પણ ખરા. તેઓ પંડ્યા શેરીવાળા પોતાના ઘરમાં રહેતા, ત્યારે સામેની ખડકીમાં, નીમતવાળા ઘરમાં, બાપુ દેલા રહેતા. એ ઘર આજ હીરાશંકર મયાશંકર અને તેમના ભાઈ એ પાસે વેચાણ હકથી છે.[૨૦] બાપુ દેલા એ મારાં માતામહી ગોરી માના બાપ થાય. ગોરી માની માનું નામ ગવરી. બાપુ દેલા અમદાવાદમાં વકીલાત કરતા. ત્યાંની એક નાગર બ્રાહ્મણની સ્ત્રીને તેમણે રાખેલી હતી, અને નડિયાદમાં મેનામાં બેસી ફરતા. તેમના વૈભવથી ગવરી મા ઊલટી રીતે ચાલતાં. તે ઘેલાં હતાં અને ગામમાં છાણાં વીણતાં. બાપુ દેલા તેમને તે બાબત ખીજે તો ડોશી ખુશ થાય ને પાડોશી ધીરજરામની પાસે જઈ મલકાઈ કહી આવે કે "ધીરજરામ, આજ તો બાપુ દેલા મારી સાથે બોલ્યા. મને ખીજ્યા!" ધીરજરામ બાપુ દેલાને આ સમાચાર કહી શાબાશી આપે, એટલે ગવરીના ઘરમાં નવું નાટક જામે.

(૨૦ માર્ચ, ૧૮૯૧)

મરવાના થોડા દિવસ આગમચ ધીરજરામ મુંબઈની દુકાન ગોવિંદજીને સોંપી નડિયાદ આવ્યા. નડિયાદમાં ઉપર લખ્યા પ્રમાણે ધર્માદા કરવા માંડ્યું. પોતે વખતસર ચેત્યા હતા. નડિયાદનો વહીવટ મોટા ભાઈ કૃપાનાથજી ઈશ્વરજી પંડ્યા, તે ગોકુળજી કાશીનાથની પ્રસિદ્ધ દુકાનવાળા, તેમને સોંપ્યો. નાના જમાઈ નવલરામ અંબાદત્તને મુંબઈ લઈ ગયા હતા અને એમને ત્યાં ગુમાસ્તી રખાવ્યા હતા. તેમણે ગોવિંદજીના મરણ પછી દુકાન હાથમાં લીધી.

ધીરજરામને દમનો રોગ હતો. મરતી વખત સગાંવહાલાં મળ્યાં અને તેમને પૂછ્યું કે "તમારે કાંઈ કરવું-કહેવું છે?" ધીરજરામ કહે, "હા, મારી પૂંજીમાંથી અર્ધોઅર્ધ મેં હાથે ધર્માદા કર્યું છે અને બાકીનું તમારે કરી દેવું." બધાએ પૂછ્યું કે "આ છોકરાનો કંઈ વિચાર કર્યો?" ધીરજરામ કહે—"મને મારા બાપ કંઈ મૂકી ગયા નથી, પણ રણછોડરાયે મારી સંભાળ લીધી, તેમ એનું પણ

અશે. એ ફિકર હું શું કરવા કરું ?" સહુ કહે, "ના, છેક એમ તો ન થાય." ધીરજરામ કહે, "ત્યારે જાઓ, મારી ચાળીસ હજારની મૂંજી વધી છે તેમાંથી ત્રીસ હજાર ધર્માદા કરજો અને બાકીના દશ. છોકરાને વાસ્તે રાખજો. આટલું પણ તમે કરશો તો મોટી વાત છે. મારે હાથે સહુ ધર્માદા કરી દેતાં સુધી હું જીવ્યો નહિ, એ રણછોડરાયની ઇચ્છા."

આ ધર્માત્મા અને પૌરુષપ્રયાસી વીર ડોસો સંવત ૧૯૦૩માં ગુજરી ગયા. તેમની મરણ સમયની ઇચ્છા એમની એમ રહી. કોઈએ તેને પાળી નહિ. તેમનું શરીર પાતળું અને કંઈક શામળું હતું. આળાભાશી કહેતા કે એમનું મોં મારા મોને કંઈક મળતું હતું અને સંબગોળ હતું. ડોસો ગુજરી ગયા ત્યારે મારા પિતાની ઉમ્મર બારેક વર્ષની હતી.

ડોસો ગુજરી ગયા પછી ઘરની વ્યવસ્થા બગડી ગઈ, ખરચનો વહીવટ બૈરાના હાથમા ગયો; દેખરેખ જમાઈઓના હાથમા ગઈ, અને પૈસાનો ચળકાટ લોકમાં જણાયો પડ્યો, પણ લક્ષ્મી વસ્ત્રાલંકાર પહેરી ઘરને આગણે ઊભી હોય ત્યાં સુધી લોક એને ઘરની જાણે, પણ ખરું જોતા બહાર જવાની તૈયારી કરતી હોય એવું થયું.

## મુનિ મહારાજ અને પિતા માધવરામ

કાશીમા બુધેશ્વર નામનો નાગર બ્રાહ્મણનો છોકરો હતો તેની આની બાબત કાંઈક અપવાદ ન ખમાયાથી બુધેશ્વર અને તેનો ભાઈ ઘર છોડી નીકળી ગયા. નીકળ્યા પછી એકાદ-બે દિવસે બે ભાઈઓ વેરાગીને વેશે ઘરની ચર્ચા જોવા પાછા આવ્યા. તેમને બુધેશ્વરની ભાભીએ ઓળખી કાઢ્યા, અને એ પણ ધણીની પાછળ નીકળી આવી. કાશી છોડી ત્રણે જણાં ગુજરાત ભણી નીકળ્યાં. રસ્તામા બુધેશ્વરના ભાઈ-ભોજાઈ ગુજરી ગયા ને કેટલેક વર્ષે બુધેશ્વર નડિયાદ આવી હાટકેશ્વર મહાદેવમાં ઊતર્યો અને મુનિવ્રત પાળ્યું માટે મુનિ મહારાજ નામથી ઓળખાતા હતા.[૨૧]

તેઓ કુંવારા હતા અને અભણ હતા. પાઠનાં કે ગીતાનાં પાનાં કેટલીક વાર હાથમાં ઝાલી રાખતા, તે શિ. કાકા મનસુખરામે દીઠેલુ. મુનિ મહારાજ શરીરે ગોરા, દેખાવડા અને પ્રતાપી હતા.

મુનિના પ્રભાવની અને ચમત્કારોની કંઈ કંઈ વાતો લોકમાં ચાલી. ધીરજરામે મરતાં મરતાં કહેલું કે છોકરાંની સંભાળ ઈશ્વર કરશે; માટે ભોળાં ઉમિયાકોરે તેને મંદિર આપ્યું. નાગરવાડામાં ટીંબું છોડી પ્રભુશંકરના મહાદેવ ભણી જતાં લક્ષ્મીજીનું દહેરું મૂકી પોળ આવે છે, તે મૂકી આગળ જતા તરત જ તેજ હારમાં ઘર આવે છે. તેમા મુનિનું મંદિર કર્યું; પાછળથી તે વેચી નાખ્યું, અને ઝગડિયા પાડામા કૂવાની જોડે "મુનિ મહારાજના ડહેલા"ને નામે ઓળખાતું ઘર છે તે ડોશીએ રાખ્યું અને તેમા મુનિનું મંદિર કર્યું. આ ઘર અસલ કીરપાશંકર નામના નાગરબ્રાહ્મણનું હતું. આ બ્રાહ્મણ બિચારો સ્ત્રી મર્યે જાત્રા કરવા ગયો, ત્યાથી સ્ત્રી એવી પાછી આવી; ખરા કીરપાશંકરને ઠેકાણે કીરપાશંકર નામના ભાઈને ધણી કરી, વ્યવહાર તથા મંધારણ સંધા ભગાવી લાવી અને ઘરમાં રાખ્યો. પણ તેને છેટે બેસાડી નાત જમતી વખતે પતરાળું પીરસ્યું. તે ઉપાડી તે તેણે એ થૂંક્યો, તે ઉપરથી નાતવાળાએ એને પરખ્યો અને ખોટો કીરપાશંકર ગણી નાતમા ન લીધો. તે ધણીધણિયાણી રહી રહેતાં આ ઘરમા તેઓ ઘણાક વર્ષ રહ્યા અને તેમના મરણ પછી ઘર બિનવારસી ગણી સરકારે વેચ્યું અને ઉમિયાકોરે રાખ્યું.

ઘણા વર્ષ પછી એક સંન્યાસી આ પાસ આવ્યો. બાળા આશીના ઘરમા જમ્યો, જમતા જમતાં કીરપાશંકરની સ્ત્રી વગેરેની તપાસ કરી, આસુ પાડવા લાગ્યો અને જમવું પાતુ મૂકી, હાથ ધોઈ, ચાલતો થયો. કહે છે કે આ માણસ ખરો કીરપાશંકર હતો અને રંગે તથા ચહેરે તેના જેવો જ હતો.

આ ઘરમા મુનિ ઘણાક વર્ષ રહ્યા પ્રથમ તો એમણે મંદિરમાં બે મૂર્તિઓ સ્થાપી એક મોટી હતી અને એક નાની હતી. લોકમા એમ કહેતા કે અમારા ઘરમા એક જ ઠાકોરજી છે તે ઘડીકમા મોટું સ્વરૂપ ધરે છે અને ઘડીમા નાના થઈ જાય છે પાછળથી એ બે સ્વરૂપ હાલના ઘરમા આણ્યા તે એકનુ નામ દાઉદજી ને નાની મૂર્તિનું નામ ગોરધનનાથ પાડ્યુ.

એ ઠાકોરજીના નાનામોટા ઉત્સવ કરવામાં આવતા. ડોળ-ઓચ્છવ, જન્માષ્ટમી વગેરે દિવસોએ મોટી ધામધૂમ થતી, મંડળીઓ આવતી, કંકુમસાલજી થતુ. અન્નકૂટને દિવસે નાત જમતી. રથજાત્રાને

દિવસે ઠાકોરજીનો રથ નીકળતો, નારણસરોવર ઉપર ઘરની વાડી હતી તેમા જતો મુનિ રથમા બેસતા ને લેકો ખેચતા નારાયણ દેવવાળાના રથવાળાઓ સાથે રસ્તામા લડાઈ થઈ, ત્યાર પછી ઘરનો રથ બધ પડ્યો

આ વાડી ઘણાક વર્ષ ઘરની માલિકીની રહી, પણ તેમા એક છે ત્યા રથજાત્રાએ નારાયણદેવની પધરામણી થતી કાકાએ (માધવરામે) દુખાનના પાછલા વખતમા એ વાડી ધર્માદા કરી નાખી આ સિવાય કસારવાડે મઢીની ધર્મશાળા નામની ઇમારત કાકાએ ગણી હતી તેમા મુનિએ મોટી રકમ ખરચ્યા વિષ્ણુયાગ કર્યો ને તે વખત કાકાને પગે સોનાનો તોડો પહેરાવ્યો પણ એવો તોડો સરકાર શી ગમ વગર કોઈથી પહેરાય નહિ, માટે લોકમા ને નાતમા ભારે હોહા થઈ

આ સિવાય મુનિ બીજુ ખરચ પણ ઘણુ રાખતા ઘણા સિપાઈઓ, માળીઓ, ચાકરો વગેરે રાખ્યા હતા ૧૮૫૭મા હથિયાર સરકારને આપવા પડ્યા હતા, ત્યા સુધી સિપાઈઓ પાસે તલવારો, બદૂકો અને તીરકામઠાં હતા શોખીન સાગરીદાઓ અને રસિયા વૈષ્ણવો મુનિની આસપાસ ભરાયા રહેતા અને પ્રસાદી પામતા નાગર બ્રાહ્મણ તેમ સાહોદરા વગેરે નાતની સુદર પરણેલી તેમ રાંડેલી સ્ત્રીઓ મુનિ પાસે આવતી મુનિના કપડા કેસર ને દૂધથી ધોવાતા અને કસ્તૂરી જેવા પદાર્થો અને ઊચા અત્તર અગના શરીરે ચોળાતા ને વહેલી સ્ત્રીઓ દર્શનને બહાને આવી આ પ્રસાદી પામતી

મહારાજે મેના, નાલ્દાન રથ, ડમણિયુ, ઘોડા અને ઘોડેસવારો રાખ્યા હતા જાતે ગોરા આડબરવાળા, લબા, પહોળા અને દેખાવડા હતા એમના મદિરમા ભીતો પર કાચો જડેલા તે હજી ઘરમા છે પલગે રૂપાની છડીઓ અને ચામર વગેર વૈભવ પણ રાખ્યો હતો મહારાજને શરીરે રગબેરગી વાઘા, માથે ભગવુ પણ ઊચી જાતનુ મડીલ, શરીરે મખમલની બડીઓ અને અગરખાં, ઉપરણા, કેડે સોનાનો કંદોરો ને હાથે કડા વગેરે ઠાઠ હતો અન્ન ખાતા નહિ, પણ સૂરણ વગેરે ઊચી જાતનો ઘીથી ભરેલો ફરાળ, મસાલાદાર કરેલુ દૂધ, વગેરે આહાર રાખતા ધીરજરામના પૈસામાથી ઉમિયાકોર ડોશીનુ ભોળપણુ મુનિને આવા વૈભવ પૂરા પાડતુ હજારો રૂપિયા આમ ચાલ્યા ગયા

ડોશી ઘણાં જ ભોળાં હતાં. તેમણે મુનિને ઈશ્વર જાણ્યા; સમર્થ અને બુદ્ધિમાન ધીરજરામનું દ્રવ્ય આમ વપરાઈ ગયું. આમાં ડોશી અને મહારાજને હાથે ધીરજરામનાં પુત્ર-પુત્રીઓને કેળવણી મળી. અત્યંત શ્રદ્ધા, અત્યંત ભોળપણ, અત્યંત ઉદારતા અને મનની નિર્બળતા એ ગુણો – એ ગુણોમાંના દોષસહિત – માતૃવત્સલ બાળકોમાં ઊગી ન નીકળ્યા, ઉમિયાકોરના ગુણદોષની છાપ શુદ્ધ સ્વરૂપે તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખનાર નિર્દોષ બાળકો ઉપર કુમળી વયમાંથી પડી ગઈ અને એ બાળકોના સ્વભાવનો આત્મા બની. આ વિચિત્ર વિપર્યયનો ઇતિહાસ હૃદયવેધક સંસારવિપર્યયનો કારણભૂત થઈ પડ્યો. તે જોવાને પડદો ધીમે ધીમે મારા પિતાના જીવનની રંગભૂમિ ઉપર ઊઘડે છે.[૧૨]

## મારા પિતા માધવરામ

એમને હું કાકા કહું છું. એમની જન્મતિથિ સંવત ૧૮૯૦ની ધનતેરસે (એટલે ઈ. સ. ૧૮૩૪) એટલે ધીરજરામના મરણસમયે એમની ઉંમર વર્ષ બારની. ધીરજરામ સં. ૧૯૦૩માં ગુજરી ગયા. એમનું સંવત્સરી માગશર વદ ૩ને દિવસે છે.

પિતા પ્રથમ મુંબઈમાં ટાંકીની નિશાળમાં, નર્મદાશંકર કવિની જોડે, ભણતા. ઘેર આવતે એક દિવસ બરડા ઉપર બગી ફરી વળી અને અભ્યાસ છોડ્યો. નડિયાદમાં કાંઈ કેળવણી લીધી નહિ, તેવામાં મળે એવાં સાધન ન હતા. ગોકુળજી કાશીનાથની દુકાને નામુંઠામું સારી રીતે શીખ્યા, તેમ વૈષ્ણવ માર્ગને ઉપયોગી થાય એવું પૂજાપાત્રીયોગ્ય કર્મકાંડનું પઠન શીખ્યા, સામવેદની સંહિતા વગેરે શીખ્યા. બાકી મુનિની જોડે દેવસેવામાં વખત ગાળતા. મુનિ એમના ઉપર ઘણી પ્રીતિ રાખતા. શ્રીમંત કુટુંબ ને એકના એક પુત્રને વિપત્તિ અથવા વ્યવહારજાળના ગૂંચવાડાનું દર્શન પણ થવા દેવામાં આવતું ન હતું.

હાથે સોનાના કડાં રાખતા, મુનિ અને મુનિની મંડળીમાં હરવું-ફરવું ને લાડ અને માન આપવાં, લોકસમારંભ વચ્ચે ઠાકોરજીની પૂજાના ઠાઠમાં ભાગ લેવાની શોભા લેવી; ઘરમાં વૃદ્ધ, ભોળા અને વત્સલ માતા "ભાઈ" "ભાઈ" કરી રાખે, તેમની મરજી ઉઠાવવી, તેમના પગ ચાંપવા અને તેમના જમેલાં વાસણ હાથે સાજી મા ઉપર ભક્તિ બતાવવાનો અભિલાષ રાખવો; હરવુંફરવું, મોટાના સંતાન પેઠે

રહેવું અને હૃદયને ઉદાર અને ભક્તિવાળું અને ઉત્તમ કરવામાં મોટાઈ માનવી—આવા આવા જીવનવર્તનમાં ધીરજરામના મરણ પછી મારા જન્મ સુધી કાકાના સુખી દિવસ ગયા.

ધીરજરામ ગુજરી ગયા પછી ગોવિંદજી અને નવલરામ મુંબઈની દુકાન ચલાવતા. થોડે દિવસે ગોવિંદજી ગુજરી ગયા અને નવલરામના એકલા હાથમાં વહીવટ આવ્યો અને દુકાનમાં શરાફી તથા હૂંડીપત્ર તથા ધીરધારનો વ્યાપાર ચાલતો. આવામાં લીલાકોર ફોઈ ગુજરી ગયાં.

લીલાકોર ખબરદાર અને ચાર્વાક હતાં. ઉત્તમકોર ફોઈ મોટાં હતા, પણ સ્વભાવે રાંક હતાં અને મનની નરમાશ તથા બીજી ઘણી બાબતોમાં સ્વભાવે કાકાને મળતા હતા. એમને બે સંતાન: બહેન પ્રભુલક્ષ્મી અને ભાઈ મોતીભાઈ. રુઘનાથજી કુઆ શિવમાર્ગી. ઉમિયાકોર વૈષ્ણવ અને ઉત્તમકોર ફોઈ પણ વૈષ્ણવ હતાં. આથી એમને સાસરે સુખ ન હતુ. છોકરાં ઉમિયાકોર પાસે ઊછર્યાં, પણ ફોઈ સાસરે જાય તે ઠેકાણે મન ઊંચા રહેતા. અધૂરામાં પૂરું મુનિનાં માન ડોશીએ વધાર્યાં તે રુઘનાથજીને ગમ્યું નહિ અને મુનિને કાઢવા કુઆએ અને તેમના સાથીઓએ ઘણો પ્રયત્ન કર્યો. પણ એ પક્ષને ચાસ ભરાયો અને ડોશી આગળ કોઈનું ચાલ્યું નહિ. એ ફોઈને હું "જીમા" કહેતો.

[ ૧લી સપ્ટેમ્બર, ૧૮૯૦ ]

લીલાકોર નાની વયે પરંતુ યુવાવસ્થામાં મરણ પામ્યા. નવલરામનું બીજી વારનું લગ્ન મારા મામાની દીકરી શિવગૌરી સાથે થયું. આ લગ્ન પ્રસંગે ઉમિયાકોરે એમને પાઘડી બંધાવી અને દુકાનમાં ભાગ ભરી રાખ્યા હું અગિયાર વર્ષનો થયો ત્યાં સુધી (એટલે સન ૧૮૬૬ લગી) નવલરામ મુંબઈ રહ્યા અને દુકાનનો વહીવટ કર્યો; અને પછી મંદવાડને લીધે દશેક હજાર રૂપિયાના દાગીના છાના લઈ નડિયાદ ગયા. લેવાનું કારણ મરણનું ભય અને શિવગૌરીની ચિંતા. ઉઘાડું ન લેવાનું કારણ દુકાનની સ્થિતિ. નડિયાદમાં થોડે દિવસે મરણ પામ્યા. કોઈ નિમિત્તે શિવગૌરીને વાસ્તે રાખેલું સર્વ દ્રવ્ય તથા સામાન તેના પિતા, મારા મોટા મામા મણિરામ અને મામી હીરાકોર લઈ ગયાં. દીકરીને કાંઈ પાછું આપ્યું નહિ: તે ગાંડી થઈ ગઈ, ધર્મિષ્ઠ થઈ ને દુ:ખમાં દિવસ ગાળી, થોડાંક વર્ષ ઉપર ગુજરી ગઈ.

ઉત્તમકોર ફોઈની અવસ્થા સાસરે ઠીક ન હતી સાસરુ દ્રવ્યવાળુ, પણ વહુની સભાવના નહિ ફોઈ ફૂવડ પણ મોટા મનનાં હતા. એમને બે સતાન પ્રભુલક્ષ્મી અને મોતીભાઈ પ્રભુલક્ષ્મી નાની અવસ્થાના ઉન્મત્ત હતી અને બા એની બહુ ફરિયાદ કરે છે પણ સીમત પછી પુત્ર મૂકી સુવાવડમા પ્રભુલક્ષ્મી ગુજરી ગઈ તે ઉપર તેને અને બાને બહુ બનાવ થયો હતો તેના મરણ પછી ફોઈ મરણ પામ્યાં.

તે પછી મુનિ મહારાજ મરણ પામ્યા અને તેમને "આતુર સન્યાસી" કરી નડિયાદમા ખોડિયાર માતામા ભૂમિદાહ કરી તેની ઉપર તુલસીક્યારો કર્યો છે અને શિવલિગ સ્થાપ્યુ છે હુ તે કાળે પાચ વર્ષનો હોઈશ

ભાઈ મોતીભાઈને ફોઈએ મરણ વખત બાના હાથમા સોપ્યા. મોતીભાઈ બાની પાસે રહ્યા એમના પિતા રુઘનાથજી ફરી પરણ્યા અને પરણીપરતાઈ ગુજરી ગયા તેમણે ઘણી હરકતમા નાખેલી દુકાન, કરણ ચિત્તથી, કષ્ટથી અને કલેશથી, સારા માણસોની સલાહ મેળવી તેમની સગતમા રહી, નાની વયે મોતીભાઈએ ઠેકાણે આણી. તેમની ઓરમાન મા રુઘનાથજીના મરણ પછી કેટલેક માસે બે બાળક મૂકી ગુજરી ગયા બે બાળક પુત્રીઓ હતી નવલરામને રૂપિયા કામ ન આવ્યા, રુઘનાથજીને ફરી કરેલુ લગ્ન કામ ન આવ્યુ ચિ ભાઈ નરહરનુ જનોઈ થયુ, તેવામા રુઘનાથજી ગુજરી ગયા ર૩

નવલરામના હાથમા (ધીરજરામની) દુકાન ગયા પછી વેપારનુ ધોરણ બદલાયુ નવલરામ પહેલા દુકાન ગોવિંદજી શિવરામના હાથમા હતી નવલરામે હૂડીપત્રી, શરાફી વગેરે કામ ચલાવ્યા ગોવા, ભરૂચ, ધોલેરા વગેરે ઠેકાણેથી આડત લીધી સામાન મોકલે ને મોકલેનો સામાન વેચે, તે બે ઉપર હકસાઈ મળે શેરબજારના વખતમા કામ છેક વધાર્યુ. લાખ બે લાખ થયા હશે ગાડી રાખી શેરબજાર પડ્યુ તેની સાથે દુકાને ખોટ જબરી ખાધી પણ સાખ રહી શેરબજારના વખતમા અને તે પછી, ભોઈવાડાવાળુ બે માળિયુ ઘર તોડી પાચ માળ કર્યાં. આટરોડ આગળ રૂ ૮,૦૦૦ની વાડી લીધી ખાંડબજારમા ધારશી નામના ભાટિયા સાથે ભાગમા વખાર રાખી, એક બીજુ નાનુ ઘર ભાડુ ખાવા રાખ્યુ

न चलित हरितो हरिभक्तितो
विपदि सपदि वा गुणसाधुना।
जगदसारपदार्थकलितात् क्षणात्
चलितमेव च तेन मुमुक्षुणा ॥ १ ॥
स मम माधवराम इति श्रुत
स्मरणशेषपद समित पिता ।
हरिपदे गतदेहतया वसन्
वसति साधुतया हृदि मादृशाम् ॥ २ ॥
धर्मैकनिष्ठ सुखमाप साधु
गतिं सतां सत्पुरुषैककाम्याम् ।
स ज्ञातिबन्धुस्मरणीयतासु
विराजतामित्ययमस्त्ययत्न ॥ ३ ॥

ભાવાર્થ અસાર જગત દુષ્ટના કે કાનમનથી જ જે ચલિત થયા હતા, પણ હરિથી કે હરિભક્તિથી સુખદુ ખમા કદી યે સદ્ગુણી પુરુષ ચલિત થયા ન હતા, એવા "માધવરામ' નામથી વિખ્યાત મારા પિતા સ્મરણશેષ સ્થિતિને પામી, વિદેહ અવસ્થાથી હરિપદે વસતા છતા મારા જેવાના હૃદયમા એમની સાધુતાથી વસે છે એ એકનિષ્ઠ ધર્મિક પુરુષે સત્પુરુષોને યોગ્ય સ્થિતિ સુખથી પ્રાપ્ત કરી છે અને એ જ્ઞાતિબન્ધુઓના સ્મરણોમા વસતી રહે, એ જ આ પ્રયત્નનો ઉદ્દેશ છે

## : નોંધ :

૧ આ બધો ભાગ ગોવર્ધનરામ-નરહરિરામે ૧૯૨૬મા પ્રગટ કરેલ "માધવરામ-સ્મારિકા (બીજી આવૃત્તિ)માંથી લીધો છે મારી "શ્રીયુત ગોવર્ધનરામ, જીવનકથા ને તુલના" લખાઈ, તથા ૧૯૧૦મા પ્રગટ થઈ, તે વખતે આ ભાગ મારી પાસે કે મારા જોવામાં આવેલ નહિ ત્રીસ વર્ષ પહેલા છપાયેલી આ "સ્મારિકા" પણ અલભ્ય છે તે વખતેય સુભ્યલે નડિયાદના નાગરોમા જ વહેંચાયેલી

આમા જે નામો છે તે સર્વમાથી આજે કોઈ જીવતુ નથી

૨ + નિશાનીવાળા નામો ઉપરાત બીજા નામોનો ઘણુ પરિવાર વિસ્તાર છે તેમાના આજ કેટલાક જણ હયાત પણ છે

૩ અચાભાઈ વરજભાઈ એ નડિયાદના નાગરોમા એક આગળ પડતી વ્યક્તિ થઈ ગઈ ચદ્રશંકર નર્મદાશકર પડ્યાના એ સગા મામા થાય, અને એમના બે પુત્રો આજ હયાત છે એક બંસીભાઈ બિહારીનાથ નડિયાદમા પ્રતિષ્ઠિત વકીલ –સરકારની તરફથી ' પ્રોસીક્યુટર ' પણ છે બીજા પુષ્કરભાઈ, જેતનપુરની મોહનલાલ પડ્યાની અંગ્રેજી શાળાના અનુભવી આચાર્ય છે મારા બને બનેવીઓ છે

૪ " વ્હાનાભાઈની ખડકી " એ નાગરવાડાની એક જાણીતી જગ્યા છે વ્હાનાભાઈના જમાઈ મણિશકર ગિરજાશકર, ને દૌહિત્રો નર્મદાશકર તથા જટાશકર, ભાર પડે એવી વ્યક્તિઓ હતી મારે તો એ ત્રણેની સાથે વતનો–ઓછો–ને આખા કુટુબ સાથેન – સારો સમ્બન્ધ હતો ચ દ્રશકર( નર્મદાશકર )ની સાથે મારી મોટી બહેન વસન્તબાના લગ્નને લીધે

૫ સુરજરામને પાછળથી એમના પુત્ર મનસુખરામે સુરજરામ તરીકે સ્થાપિત કર્યા છે મનસુખરામના જીવનની આમા આવેલ એ પહેલી નોંધ છે! એમની માતાના કષ્ટનો તો પાર ન હતો, પણ મામા કિરપાદત્ત શ્રીમત હતા, ને એમણે ભાણાને ખૂબ સાચવ્યો ને ઉછેર્યો વળી પછી નડિયાદમા " ઉમેદકુમારી કથામન્દિર " રચાવીને મનસુખરામે આ માતાની સ્મૃતિ રાખી કિરપાદત્તના ભાણા મનસુખરામ આમ " ભાણાભાઈ " થયા, અને પછી ગોવર્ધનરામના કુટુમ્બીઓને " ભાણામામા ", ને કિરપાદત્તના દૌહિત્ર છગનલાલ હરિલાલ પડ્યાને " ભાણામામા " થયા મારા " મામા-કાકા " બન્ને થાય! ( એ તો મારી જ મુશ્કેલીની વાત થઈ, પણ એમા કાઈ મુસીબત ન હતી )

૬ " બાળકૃષ્ણ નુ ગોવર્ધનરામે આલેખેલ ચિત્ર તે સમયના વૈષ્ણવોનુ સરસ ચિત્ર રજૂ કરે છે ગોવર્ધનરામના મામા ' બાળકૃષ્ણ ' વળી બીજી જ વ્યક્તિ હતા જેમનુ એક ઘર ગોવર્ધનરામે પછી વેચાતુ લીધેલુ

આમા જે નામો છે તે સર્વમાથી આજે કોઈ જીવતુ નથી

૭ વાચનારને જરૂર થશે કે ગોવર્ધનરામે પોતાના દાદાનુ કેવુ સરસ તાદશ અને અનુપમ ચિત્ર આપણને આપ્યુ છે આવા લેખક ને આવા ચિત્રો ગુજરાતી સાહિત્યમા થોડા જ છે ધીરજરામ

ગયા ત્યારે એમના પુત્ર માધવરામ (ગોવર્ધનરામના પિતા) આશરે વર્ષની ઉમરના હતા એટલે ગોવર્ધનરામે પણ વાતો સાંભળી પચાવીને જ આ તયાર કર્યું છે તેમ જ એક સદીથીય જૂના એવા એ જમાનાની અને ખાસ કરીને મુંબઈ રહેનારા નાગર બ્રાહ્મણોની ઘણી હકીકતો આમા આવી જાય છે

૮ જે વખતે હિંદમા આગગાડી ન હતી, ને ટપાલ પણ કેવી તે આ વાચ્યે જ સમજાય છે, તે કાળનુ કાંઇક ચિત્ર આપવાનો યત્ન થયેલ છે ગોવર્ધનરામના આ લેખમા બીજી પણ ઘણી સરસ હકીકતો મળે છે

૯ ' ચીનાઈ કાગળ ને તેના ઉપયોગ મૂલ્ય વગેરેની આ વાતો હિંદ ત્યારે કેટલુ પછાત હતુ તે સ્પષ્ટ દર્શાવે છે હિન્દમા તો આવા – લખવાના કામના – કાગળો બનતા નહિ કદાચ ચોપડાઓમા જ વપરાતા જાડા મજબૂત કાગળો બનતા હશે પણ વિલાયતી કાગળો પણ આવતા નહિ કારણ કે વિલાયતના કાગળના કારખાનાઓ પણ આ કાળની પછી વિસ્તારથી કામ કરવા લાગ્યા ચીનાઈ કાગળો ને ચીનાઈ માટી – એ ચીનના ઉદ્યોગો તથા વેપારના સિદ્ધ સંકેતો હતા

૧૦ આજની ટપાલ જરૂર વહેલી આવે છે, પણ ચાર આનામા દશ કાગળોને મુકાબલે સસ્તી તો ન જ કહેવાય

૧૧ ' વ્હાલાભાઈની ખડકી એ નડિયાદના નાગરવાડામા અગત્યનુ સ્થાન છે આ વ્હાલાભાઈ તે ગોવર્ધનરામના પ્રપિતામહ મોહનરામના (બીજી વારની સ્ત્રીના) પુત્ર ધીરજરામના ઓરમાન ભાઈ, અને રળી આવી અહીં વસ્યા એમના બે દૌહિત્ર ને દૌહિત્રના પુત્રોમા અગ્ર ચન્દ્રશંકર (નર્મદાશંકર પંડયા) તથા બીજા ભાઈઓ છે ચન્દ્રશંકરના બે પુત્રો (એક મુબઈમા વેપારી ને બીજા ખડગપુરની Technologyની શાળામા પ્રાધ્યાપક) છે

૧૨ કીલી = કૂચી, તિજોરીની કે એવી પેટીની

૧૩ પૈસા કમાવા ઇચ્છનારને – અને કોણ તે નથી ઇચ્છતુ ? – ધીરજરામના જીવનમાથી ઘણા સૂચનો મળશે કદાચિત્ ' સલ્લો" (tips).

૧૪. નડિયાદના નાગરવાડામાં ઝગડિયો પાડો કેન્દ્રરૂપે છે. નડિયાદ રેલવે-સ્ટેશનેથી આવતાં, નાગરવાડાની કેટલીક પોળો તથા ખડકીઓ મૂકયા પછી ડાબે હાથે "પાટડી" આવે છે. આ લાંબા ઓટલાની પહોળાઈનો લગભગ અર્ધો ભાગ રસ્તો પહોળો કરવામા આજે કપાઈ ગયો છે. તેની સામે જમણા હાથ ઉપરનો ખાચો એ ઝગડિયો પાડો. તેના પોળમાથી પસાર થયા પછી બંને હાથો ઉપર બે જુદા જુદા ખાચા આવે છે: જમણા હાથ ઉપરનો ખાચો એ "પંડ્યા શેરી" અને ડાબા હાથ ઉપરના સીધા રસ્તામાં, સામે જ ગોવર્ધનરામનું ડહેલું, (જેનો આગળનો ભાગ હવે "ગોવર્ધન-સ્મૃતિમંદિર" તરીકે અનામત રહેલો છે) તેની આગળ પ્રખ્યાત કૂવો, તેની સામે લાબું ઊંચું ને વિસ્તારવાળું મકાન પ્રખ્યાત મન.સુખરામ સૂર્યરામનું, ને એ ડહેલાના જમણા હાથ ઉપરનું મકાન છગનલાલ હરિલાલ પંડ્યાનું.

૧૫ (ઘણું કરીને) આ જ ઘરમાં મારા પિતામહ(હરિલાલ)ના ભાઈ શ્રીવલ્લભ રહેતા હતા. ઇન્દુલાલ યાજ્ઞિકના પિતા કનૈયાલાલને એમણે દત્તક લીધા. પછીથી આ ઘર ઇન્દુલાલ, ને હાલ રમણલાલ યાજ્ઞિકના કબજામાં આવ્યું.

૧૬. નાગરવાડામાં બે જુદી જુદી શેરીઓમાં પડતાં, બે બારણાંઓવાળા દશબાર ઘર છે. પણ મારા જાણવા મુજબ ત્રણ બારણાંઓવાળું આ એક જ ઘર હતુ. તે માધવરામનું હતું ત્યારે મારું મોસાળ પણ હતું ને મારા બાળપણમા આ ત્રણ બારણાંઓમાંથી દોડાદોડી કરી અમે ખૂબ રમતા. હાલ આ ઘરનુ મન સુખરામભાઈની ખડકીમાં પડતુ બારણુ તેમ જ એ પાસનુ ઘર મન સુખરામના પૌત્ર ધર્મસુખરામના કબજામા છે.

૧૭. તે સમયે, નડિયાદ સિવાય બીજા શહેરમા અમદાવાદ-પેટલાદ-સુરત-વગેરેમા મૂળ રહેતા ઘણા ભાઈઓ મુંબઈ આવ્યા હશે. એમની પણ કાંઈ હકીકત પ્રકાશમા આવે તો!

૧૮. આ વાવ, આ સરેહ (સરાઈ) ને આ વાડી હજી જાણીતા છે: મારા બાળપણમાં તો હતા વાલકેશ્વરનો "એક પગથાર ગવર્નરના ભણીના દરવાજાનો" ધીરજરામે બાંધેલો તે હું જાણતો ન હતો. એ પગથાર ઉપર કેટલીક વાર ગયા છતાં.

૧૯ પદરચાળીસના નામ હજી છે, છતા તેને ભૂસવામા "નડિયાદ વડનગરા નાગર-મડળ" વગેરેએ અગ્ર ભાગ લીધો છે

૨૦ હીરાશકરના એક પુત્ર ધનશકર ત્રિપાઠી હવે મણિનગર-(અમદાવાદ)મા રહે છે રહસ્યકથાઓ વગેરેના લેખક તરીકે જાણીતા છે

૨૧ **મુનિ મહારાજ** મે સાભળેલી કે લખેલી વાતોના કરતાય સવિશેષ તેમ જ સરસ લખાયેલી આ વાતો ગોવર્ધનરામની જ કલમે પ્રકટ થાય છે મુનિ મહારાજને વિષે ઘણી સરસ માહિતી છે નડિયાદના નાગરવાડામા, ને જેમા પછીથી ગોવર્ધનરામ રહેતા ને જે હાલ "ગોવર્ધન સ્મૃતિ-મદિર' થયુ છે, તે જ ઘર વૈષ્ણવ "લીનાઓ'નુ એક કેન્દ્ર હતુ, તે કાઈ જેવીતેવી હકીકત નથી. તેમ જ ધીરજરામે આપની મહેનતથી મેળવેલ ને ખતથી સાચવેલ પૈસાનો ઘણો ભાગ આમા વપરાયો એનો ખ્યાલ ધીરજરામને કદી નહિ આવ્યો આખુ જીવન દરની મુનીમનોમા ગાળનાર ગોવર્ધનરામેર મુનિ મહારાજના ખરચો વિશે નગાપો નથી કર્યો એ પણ લાક્ષણિક છે

૨૨ **માધવરામના** બાળપણની જ હકીકત – મુખ્યત્વે છે માધવરામને માટે લખેલ સરસ સગ્રહ "નિવાપાજનિ' 'માધવરામ-સ્મારિકા"મા સૌથી આગળ મૂકેલી છે તેમા પણ ઘણાઓને રસ પડશે કરીને તે આ લેખમા સામેલ કરી છે બાકી માધવરામના વ્યક્તિત્વની કેટલીક નોંધો ને એમના ચરિત્રનુ નિરૂપણ ગોવર્ધનરામે પોતાની Scrap Books મા યોગ્ય સ્થળે આપેલ છે આ 'Scrap-Books' અગ્રેજીમા જ લખાયલી છે અને એનો છેલ્લો ભાગ ૧૯૫૮ના જાન્યુઆરીમા ત્રિપાઠી વિ.એ પ્રકટ કર્યો છે.

## ગોવર્ધનરામનું
## સાલવારી જીવન અને સમકાલીન જીવન

સન ૧૯૫૫ની દશેરા ઉપર નડિઆદે ગોવર્ધનરામની શતાબ્દી ઊજવી ત્યાના મંત્રી તરફથી સૂચન થયુ કે શતાબ્દી સ્મારક-ગ્રન્થમાં ગોવર્ધનરામનુ સાલવાર જીવન હોય તો ઠીક પડે આ સૂચન મને ગમ્યુ, સમકાલીન જીવન પણ એની સાથે થોડુંઘણું દર્શાવી કાંઈક વિશાળ ચિત્ર આપવાની મને ઇચ્છા થઈ. આ ઉપરથી તૈયાર થયેલ લેખની લગભગ પહેલી નકલનો ભાઈ મુનશીએ ઉપયોગ કર્યો. જરા સુધારાવધારા સાથેની બીજી નકલ "સંસ્કૃતિ"ના ૧૯૫૫ ઑક્ટોબરના અંકમા છપાઈ ગોવર્ધનરામ–શતાબ્દી–સ્મારક-ગ્રન્થને માટે ત્રીજી નકલ, વળી વધુ સુધારાવધારા સાથેની, મોકલી પણ તે પડી જ રહી! કારણ કે, વડોદરાના ચેતના પ્રેસમા 'સંસ્કૃતિ' તથા શતાબ્દી સ્મારક-ગ્રન્થ બન્ને છપાતા હોવાથી, મેં મોકલેલી બીજી નકલ જ બન્નેમા કામે લેવાઈ હતી! ત્રીજી નકલ, શતાબ્દી–સાહિત્યપરિષદ વગેરેની પછી, બહુ મોડી હુ પાછી મેળવી શક્યો!

પ્રકટ થયેલ લેખનો સારો સત્કાર થયો એ છતાં, તેમાં અધૂરાપણું ને ભૂલો ઘણા રહ્યા હતા તે પણ સ્પષ્ટ હતું. તેથી, કોઈ જાતની ઉતાવળ વગર, એક જુદો જ લેખ નાની પુસ્તિકારૂપે છપાવવો

જોઈએ એમ મને લાગ્યું. વળી શરૂમાં ઘણી સાલો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના "ગ્રન્થ અને ગ્રન્થકાર"ના ભાગોના આધાર ઉપરથી લીધેલી હતી, તેમાં ઘણી ભૂલો માલૂમ પડી; તેથી ચોથી નકલમાં ઘણા સુધારા ને વધારા કરવા પડ્યા. તે માટે ઘણા અભિનન્દન-ગ્રન્થો, સ્મારકગ્રન્થો, જયંતીગ્રન્થો, જીવનચરિતો વગેરે જોઈ ગયો. વળી શ્રી. લાભશંકર ભટ્ટ જેવા કેટલાક સ્નેહીઓએ પોતાના જ્ઞાન અને અનુભવ દ્વારા સાચી સાલો સ્વયમેવ પૂરી પાડી, કેટલાક પાસેના મિત્રોને પણ હું પૂછી શક્યો, ને છાપવાને માટે આ ચોથી નકલ ૧૯૫૬ના ફેબ્રુઆરી-માર્ચમાં તૈયાર થઈ.

લગભગ બધા ગુજરાતી છાપખાનાંઓ આ અરસામાં સરકારમાન્ય શિક્ષણની ચોપડીઓ છાપવામાં રોકાઈ ગયાં હતાં. ત્રિપાઠી લિ.ના સંચાલક શ્રી. પરમસુખભાઈને હસ્તપ્રત માર્ચમાં આપી, એમાં એમણે ગોંડળના શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસને મોકલી ત્યાં પણ અણધાર્યો વિલંબો થયા. હવે છેક ડિસેમ્બરમાં આ નાનકડી પોથી તૈયાર થવા આવી છે! શ્રી મનઃસુખરામ સૂર્યરામે પોતાના "અસ્તોદય"ને માટે કહ્યું હતું તેમ આ ખરું જોતાં "શોધિતવર્ધિત દ્વિતીય આવૃત્તિ છે."

૫૮૭, ખાર, મુંબઈ.
૨૭ નવેમ્બર, ૧૯૫૬.

કાન્તિલાલ છ. પંડયા

આ સાલવારી ૧૯૫૬માં છૂટી પુસ્તિકારૂપે છપાઈ હતી. ત્યાર પછી લેખકે તેમાં કેટલાક સુધારાવધારા નોંધી રાખ્યા હતા. આ કૃતિ 'શ્રીયુત ગોવર્ધનરામ'ની આ બીજી આવૃત્તિના પરિશિષ્ટરૂપે સમાવી લેવાનું ઇષ્ટ લાગ્યું છે. ગ્યળસ કોચને લીધે પૂર્વતિથિઓના સાલવારી આમાં સામેલ કરી નથી. તેમજ સમસામયિક ઘટનાઓ ટૂંકાવવી પડી છે.

ગોવર્ધનરામના જીવનની સાલવાર ઘટનાઓની નીચે એ જ સમય-ગાળામાં બનેલા અગત્યના બનાવો ડાબી બાજુથી થોડીક જગ્યા છોડીને નોંધ્યા છે.

—સંપાદક

—૧૮૫૫ જન્મ : ૨૦મી ઓક્ટોબર, વિજયાદશમી સંવત ૧૯૧૧, આસો —સુદ ૧૦ નડિયાદ, નાગરવાડામાં. પિતા શરાફ ને ભક્ત વૈષ્ણવ.

—દલપતરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી અને "બુદ્ધિપ્રકાશ"ના તંત્રી.

કરસનદાસ મૂળજીએ "સત્યપ્રકાશ" કાઢ્યું.

—૧૮૫૬ હિન્દની પહેલી રેલવે

"એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટ"મા ઝવેરીલાલ યાજ્ઞિક અંગ્રેજીના શિક્ષક. ભાંડારકર મરાઠીના.

મુંબઈમા લૉ કૉલેજ ઊઘડી, અમદાવાદ શહેરમાં કૉલેજ ઊઘડી.

કે. કાબરાજી નોકરી છોડી છાપામા પડ્યા, "પારસી-મિત્ર' શરૂ.

ફાર્બસની "રાસમાળા." પોતે વિલાયત પાછા આવ્યા.

નર્મદનું "નતન જીવન", નોકરી છોડી શારદા-સેવન શરૂ.

બંગાળમાં પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર; "વિધવાવિવાહ"નો કાયદો.

જન્મ : દોલતરામ કૃ. પંડ્યા. હરિલાલ હર્ષદ ધ્રુવ, બાળ ગંગાધર તિલક, ઑસ્કર વાઈલ્ડ, સિગમુંડ ફ્રોઈડ.

૧૮૫૭ દાદી ઉમિયાકુંવરનું મૃત્યુ એમની આજ્ઞાનુસાર શિવકાશીએ મુનિ મહારાજનું સ્થાન ઘરમા રહેવા દીધું. ગોવર્ધનરામની ઉપર જબરી અસર

મોટીબેન શણગારલક્ષ્મીનો જન્મ.

—"સત્તાવનનો બળવો", નર્મદના શબ્દોમાં "હિંદનું પહેલું સ્વાતંત્ર્યયુદ્ધ" તાત્યાટોપે નડિયાદમા એની ને નાનાસાહેબ પેશવાની ભાઉસાહેબ દેસાઈના કુટુંબ ઉપર અસર.

હિંદમા પહેલી ત્રણ યુનિવર્સિટીઓ થઈ – કલકત્તા, મુંબઈ, મદ્રાસ નડિયાદનું સંસ્કારમંડળ પાછીથી ખેડા ને અમદાવાદ ગયું. અમદાવાદમા અંબાલાલ સાકરલાલ, છોટાલાલ સેવકરામ, મોતીલાલ લાલભાઈ વગેરે મળ્યા.

અમદાવાદમાં મહીપતરામ નીલકંઠ હેડમાસ્તર ને "દીપોટી" થયા,–
પછી રાવબહાદુર.

રણછોડભાઈ ઉદયરામ અમદાવાદના લૉ ક્લાસમાં; "વિદ્યાભ્યાસક સભા"ના મંત્રી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ મંત્રી, "બુદ્ધિપ્રકાશ" ના તંત્રી.

જન્મ : ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ; કમળાશંકર પ્રા. ત્રિવેદી, છગનલાલ હ. મોદી, ડાહ્યાભાઈ દેરાસરી, શ્યામજી કૃષ્ણવર્મા.

૧૮૫૮ માણભટ્ટો, નડિયાદમાં ને ગુજરાતમાં. ગોવર્ધનરામ એમની કથાઓ સાંભળતા.

—રાણી વિક્ટોરિયાનો ઢંઢેરો · ઈસ્ટ ઇન્ડિયા કંપનીની વેપારી પેઢી પાસેથી રાણીએ હિંદનો વહીવટ લઈ લીધો.

ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનું યુદ્ધમાં મૃત્યુ.

ગુજરાતી હોપવાચનમાળા પ્રકટ.

નર્મદ "બુદ્ધિવર્ધક સભા"ના મંત્રી.

કલકત્તા યુનિવર્સિટીનો પહેલો પદવીધર બંકિમચંદ્ર ચેટરજી.

એટલેન્ટિક મહાસાગરમાં તારના દોરડાં (cables) નખાયા.

જન્મ : નથુરામ શર્મા, પં ફતેચંદ લાલન, બાળાશંકર ઉલ્લાસરામ, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, ધોંડુ કર્વે (પ્રો. કર્વે).

૧૮૫૯ ગોવર્ધનરામ મુંબઈની બુદ્ધિવર્ધક શાળામાં ભણ્યા. માતા શિવકાશીને પહેલી કવિતા મોકલી

—કાબરાજી "જામે જમશેદ"માં.

નર્મદ-દલપતરામની સ્પર્ધા, ખાસ કરીને કવિતાની, શરૂ થઈ

ડાર્વિનનું ક્રાંતિકારી પુસ્તક "The Origin of Species" પ્રકટ.

જન્મ : અનંતપ્રસાદ વૈષ્ણવ, કેશવ હર્ષદ ધ્રુવ, છગનલાલ હરિલાલ પંડ્યા, નરસિંહરાવ ભો. દીવેટિયા, મણિશંકર ગો. શાસ્ત્રી.

—૧૮૬૦ સમગ્ર હિન્દમાં આવકવેરો શરૂ.

દુર્ગારામ માસ્તર નિવૃત્ત.

નર્મદનું "દયારામ-કાવ્ય."

મુંબઈથી વલસાડ લગી ટ્રેન થઈ. (બી. બી. એન્ડ સી. આઈ.)

સામળદાસ ભાવનગર રાજ્યમાં અધિકારી.

મહીપતરામ શિક્ષણાર્થે વિલાયત ગયા.

મણિભાઈ જશભાઈ તલાટીની પરીક્ષા આપવા અમદાવાદ ગયા; ભોળાનાથ સારાભાઈએ રોકી લીધા. એમનું અંગ્રેજી ભણતર શરૂ. 'તત્ત્વશોધક સભા.'

વિહાર સરોવર તૈયાર.

જન્મ: જદુનાથ સરકાર; ચેખોફ.

૧૮૬૧ મનઃસુખરામ ૨૧ વર્ષની વયે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં ગયા. ભણવા માટે મુંબઈ આવ્યા. શિવકાશીએ ગોવર્ધનરામ એમને સોંપ્યા.

—મુંબઈની હાઈકોર્ટની સ્થાપના.

પ્રખ્યાત "મહારાજ લાઈબલ કેસ." કરસનદાસ મૂળજીની મહારાજ સાથે લડાઈ, હાઈકોર્ટમાં.

અમેરિકાની ગુલામગીરી રોકવા માટેની "સિવિલ વૉર" શરૂ; તેમાં મુંબઈની આબાદી: "Cottonopolis" કહેવાયું. મોટાં મકાનો કારખાનાંઓ વગેરે થયાં; નવા ધંધાઓ પણ.

મુંબઈથી ગુજરાતની ટ્રેનો શરૂ થઈ.

ભગવાનલાલ ઇન્દ્રજી શિલાલેખો વગેરે લઈ મુંબઈ આવ્યા. ડૉ. ભાઉદાજીનું ઉત્તેજન ને ભગવાનલાલનું પર્યટન.

મહીપતરામ નીલકંઠ વિલાયતથી પાછા અને અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ.

હોપ વાચનમાળા શરૂ થઈ.

જન્મ: જહાંગીર નસરવાનજી પટેલ ("ગુલફામ"), છોટાલાલ માસ્તર, રવીન્દ્રનાથ ટાગોર અને મોતીલાલ નેહરુ (ટાગોર ને મોતીલાલ એક જ દિવસે).

૧૮૬૨ ગોવર્ધનરામની નાની બહેન સમર્થલક્ષ્મીનો જન્મ.

—કવિ દલપતરામ સી. આઇ. ઈ. થયા. "કાવ્યદોહન" ભાગ ૧ શરૂ

કરસનદાસ મૂળજીનો ગુજરાતી-અંગ્રેજી શબ્દકોષ. "મહારાજ—લાઇબલ કેસ" ચાલુ

ફાર્બસ મુબઈ હાઈકોર્ટમા જજ.

કાબરાજી "રાસ્ત-ગોફતાર" અને "સ્ત્રીબોધ"માં (છેંનામાં ૪૦ વર્ષ)

ભાઉદાજીએ ભગવાનલાલ ઇન્દ્રજીને અજન્ટા મોકલ્યા.

ફ્રાન્સમા લુઈ પેશ્વરનુ બેકટીરિયા ઉપરનુ કામ

જન્મ. નથુરામ સુંદરજી કવિ, મોરિસ મેટરનિંક

૧૮૬૩

મન સુખરામ આખની પીડાને લીધે અભ્યાસ છોડીને માધવરામની પેઢીમા જોડાયા

કરસનદાસ મૂળજી, લાઇબલ કેસ જીતી, વિલાયત ગયા.

કાવ્યદોહન ભા ૨

નંદશંકર માસ્તર મટી રેવેન્યુમા, પછી જુનાં જુનાં દેશી રાજ્યોમા

નવલરામ સુરતમા હેડમાસ્તર

"ડાંડિયો" શરૂ સપ્ટેંબરમા

રણછોડભાઈ ઉદયરામને, અમદાવાદથી વિદાય થતાં, "વિદ્યાભ્યાસક સભા" માનપત્ર આપે છે

જન્મ કૃષ્ણરાવ ભો દીવેટિયા, ગોવિંદભાઈ હાથીભાઈ, ત્રિભુવન ક ગજ્જર, માનશંકર પીતામ્બરદાસ, લલ્લુભાઈ સામળદાસ, વિવેકાનંદ, વિશ્વનાથ પ્ર વૈદ્ય, (પછીથી) સયાજીરાવ ગાયકવાડ (થયા તેમનો).

—૧૮૬૪

ફાર્બસ મુંબઈની "એશિયાટિક સોસાયટી"ના ઉપપ્રમુખ. પછીથી મુંબઈ યુનિવર્સિટીના વાઈસ-ચેન્સેલર.

અમદાવાદમાં ટ્રેનિંગ કૉલેજ થતાં નવલરામે ત્યાં, "ગુજરાત શાળાપત્ર" કાઢ્યું.
અંબાલાલ સાકરલાલ દેસાઈ મેટ્રિક થયા.
મુંબઈ શહેરને પાણી મળ્યું. મુંબઈમાં "શેર-મૅનિયા."
ગંડુભટ્ટની પહેલી રસશાળા જામનગરમાં.
બંકિમનું "દુર્ગેશનન્દિની" પ્રકટ.

૧૮૬૫ ગોવર્ધનરામ નડિયાદ પાછા આવ્યા. ગુજરાતી અભ્યાસ-નડિયાદની સરકારી શાળામાં પૂરો કર્યો.
ગોવર્ધનરામનાં બીજી વારનાં પત્ની લલિતાગૌરીનો જન્મ.
—એબ્રાહમ લિંકનનું અવસાન.
ફાર્બસનું અવસાન. "ગુજરાત ફાર્બસ સભા" મુંબઈમાં સ્થપાઈ.
નર્મદનાં "નર્મગદ્ય", "અંગ્રેજી-ગુજરાતી કોષ," ગદ્યસંગ્રહ.
અંબાલાલ સાકરલાલ મુંબઈના "એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં."
સાથી તેલંગ, ગોકળદાસ ક. પારેખ.
લાલશંકર ઉમિયાશંકર મેટ્રિક થઈ શિક્ષક.
મુંબઈને "ગૅસ." મુંબઈની મ્યુનિસિપાલિટી થઈ.
રણછોડભાઈ ઉદયરામનું "બથ્રીહ."
વ્રજલાલ શાસ્ત્રીનો "ગુજરાતી ભાષાનો ઇતિહાસ."
ગ્રાન્ટરોડથી અંકલેશ્વર લગી ટ્રેન
જન્મ : ત્રિભુવન પ્રેમશંકર કવિ (ભરતકવિ).

૧૮૬૬ ગોવર્ધનરામે નડિયાદની સરકારી અંગ્રેજીશાળામાં અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો
—કરસનદાસ મૂળજીનો "ઇંગ્લન્ડનો પ્રવાસ" પ્રકટ.
નન્દશંકરનો "કરણઘેલો" સરકાર દ્વારા પ્રકટ.
મનઃસુખરામ જૂનાગઢ રાજ્યના સલાહકાર નિમાયા.
રણછોડભાઈનું "જયકુમારી વિજય" નાટક.
જન્મ : રૂપશંકર ઓઝા ("સંચિત"), ગોપાલકૃષ્ણ ગોખલે.

**૧૮૬૨** ગોવર્ધનરામની નાની બ્હેન સમર્થલક્ષ્મીનો જન્મ.

—કવિ દલપતરામ સી. આઈ. ઈ. થયા. "કાવ્યદોહન" ભાગ ૧ શરૂ.
કરસનદાસ મૂળજીનો ગુજરાતી–અંગ્રેજી શબ્દકોષ. "મહારાજ–લાઈબલ કેસ" ચાલુ
ફાર્બસ મુંબઈ હાઈકોર્ટમાં જજ.
કાબરાજી "રાસ્ત-ગોફતાર" અને "સ્ત્રીબોધ"માં (છેલ્લામાં ૪૦ વર્ષ).
ભાઉદાજીએ ભગવાનલાલ ઇંદ્રજીને અજન્ટા મોકલ્યા.
ફ્રાન્સમાં લુઈ પેશ્ચરનું બૅક્ટીરિયા ઉપરનું કામ
જન્મ: નથુરામ સુંદરજી કવિ; મોરિસ મેટરલિંક.

**૧૮૬૩**

મન.સુખરામ આંખની પીડાને લીધે અભ્યાસ છોડીને માધવરામની પેઢીમાં જોડાયા.
કરસનદાસ મૂળજી, લાઈબલ કેસ જીતી, વિલાયત ગયા.
કાવ્યદોહન ભા. ૨
નંદશંકર માસ્તર મટી, રેવેન્યુમાં; પછી જુદાં જુદાં દેશી રાજ્યોમાં.
નવલરામ સુરતમાં હેડમાસ્તર.
"ડાંડિયો" શરૂ સપ્ટેંબરમાં.
રણછોડભાઈ ઉદયરામને, અમદાવાદથી વિદાય થતાં, "વિદ્યાભ્યાસક સભા" માનપત્ર આપે છે.
જન્મ: કૃષ્ણરાવ ભો. દીવેટિયા, ગોવિંદભાઈ હાથીભાઈ, ત્રિભુવન ક. ગજ્જર, માનશંકર પીતામ્બરદાસ, લલ્લુભાઈ સામળદાસ, વિવેકાનંદ, વિશ્વનાથ પ્ર. વૈદ્ય, (પછીથી) સયાજીરાવ ગાયકવાડ (થયા તેમનો).

**—૧૮૬૪**

ફાર્બસ મુંબઈની "એશિયાટિક સોસાયટી"ના ઉપપ્રમુખ. પછીથી મુંબઈ યુનિવર્સિટીના વાઈસ-ચેન્સેલર.

અમદાવાદમાં ટ્રેનિંગ કૉલેજ થતાં નવલરામે ત્યાં, "ગુજરાત શાળાપત્ર" કર્યું.
અંબાલાલ સાકરલાલ દેસાઈ મેટ્રિક થયા.
મુંબઈ શહેરને પાણી મળ્યું. મુંબઈમાં "શેર-મેનિયા."
ઔદ્યોગિકની પહેલી રસશાળા જામનગરમાં.
બંકિમનું "દુર્ગેશનન્દિની" પ્રકટ.

૧૮૬૫ ગોવર્ધનરામ નડિયાદ પાછા આવ્યા. ગુજરાતી અભ્યાસ નડિયાદની સરકારી શાળામાં પૂરો કર્યો
ગોવર્ધનરામનાં બીજી વારના પત્ની લલિતાગૌરીનો જન્મ.
—એબ્રાહમ લિંકનનું અવસાન.
ફાર્બસનું અવસાન. "ગુજરાત ફાર્બસ સભા" મુંબઈમાં સ્થપાઈ.
નર્મદના "નર્મગદ્ય", "અંગ્રેજી-ગુજરાતી કોશ," ગદ્યસંગ્રહ.
અંબાલાલ સાકરલાલ મુંબઈના "એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં."
સાથી તેલંગ, ગોકળદાસ ક. પારેખ.
લાલશંકર ઉમિયાશંકર મેટ્રિક થઈ શિક્ષક.
મુંબઈને "ગૅસ." મુંબઈની મ્યુનિસિપાલિટી થઈ.
રણછોડભાઈ ઉદયરામનું "બથોલિ."
વ્રજલાલ શાસ્ત્રીનો "ગુજરાતી ભાષાનો ઇતિહાસ."
ગ્રેન્ટરોડથી અંકલેશ્વર લગી ટ્રેન.
જન્મ : ત્રિભુવન પ્રેમશંકર કવિ (ભરતકવિ).

૧૮૬૬ ગોવર્ધનરામે નડિયાદની સરકારી અંગ્રેજીશાળામાં અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો.

—કરસનદાસ મૂળજીનો "ઇગ્લન્ડનો પ્રવાસ" પ્રકટ.
નન્દશંકરનો "કરણઘેલો" સરકાર દ્વારા પ્રકટ.
મન.સુખરામ જૂનાગઢ રાજ્યના સલાહકાર નિમાયા.
રણછોડભાઈનું "જયકુમારી વિજય" નાટક.
જન્મ : રૂપશં... "

૧૮૬૭ નાના ભાઈ નરહરિરામનો જન્મ.

—કરસનદાસ મૂળજી ફરીથી ઇંગ્લન્ડ ગયા; પછી રાજકોટ દરબારમાં નોકરી.

દલપતરામનું "ફારબસવિલાસ"

નવલરામ, નન્દશંકરવાળી જગ્યા ઉપર સુરત ટ્રે. કૉ. માં. એમનું નાટક "ભટનું ભોપાળું" (મૂળ મોલિયરના ફ્રેંચ નાટક પરથી)

ઝવેરીલાલ યાજ્ઞિકનું "શાકુન્તલ"

મનઃસુખરામ ને ગોકુળજી ઝાલાનો મેળાપ.

અંબાલાલ સાકરલાલ બી.એ.

જન્મ : જેકિસનદાસ કણીઆ, ડાહ્યાભાઈ ધોળશાજી, તનસુખરામ મનઃસુખરામ, મણિશંકર રત્નજી ભટ્ટ, કવિ મૂળશંકર મૂલાણી, હીરાલાલ શ્રોફ; પંડિત સાતવલેકર.
રણછોડભાઈનું "લલિતા–દુઃખદર્શક"

૧૮૬૮ ગોવર્ધનરામનું પહેલું લગ્ન, હરિલક્ષ્મીની સાથે. મુંબઈની એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં દાખલ થયા.

—ભગવાનલાલ ઇન્દ્રજીનું ઉત્તરમાં ને પૂર્વમાં પર્યટન, હવે સરકારી અમલદાર (રૂ. ૨૦૦ થી).

મણિભાઈ જશભાઈ સરકારી પરીક્ષામાં પાસ, વડોદરાના અંગ્રેજ રેસિડેન્ટ(એજન્ટ)ના મદદનીશ થયા.

રણછોડભાઈ ઉદયરામનું "વિક્રમોર્વશી" નાટક.

જન્મ : કૃષ્ણલાલ મો. ઝવેરી, મનુભાઈ નન્દશંકર, રમણભાઈ નીલકંઠ, શ્રીમદ્ રાજચન્દ્ર.

—૧૮૬૯

મનઃસુખરામ જૂનાગઢ રાજ્યના મુંબઈના એજન્ટ.

નવલરામનું "વીરમતી" નાટક.

-ટૉલ્સ્ટૉયનું "વૉર ઍન્ડ પીસ" પૂરું.

અંબાલાલ સાકરલાલ એમ.એ. (પહેલો વર્ગ) ને એલએલ.બી.

વિક્ટોરિયા રાણીના પુત્ર ડ્યૂક ઑવ એડિનબરો હિન્દ આવ્યા.

જન્મ : આનન્દશંકર ધ્રુવ, કીલાભાઈ ઘનશ્યામ, બળવંતરાય ક. ઠાકોર, મણિલાલ છ. ભટ્ટ, મોહનદાસ ક. ગાંધી

—૧૮૭૦

પર્સિવલે હરિદાસ દેસાઈને ભાવનગર કારભારમાં તેડ્યા.

નવલરામ અમદાવાદ ટ્રે. કૉ.ના વાઇસ-પ્રિન્સિપાલ, મહીપતરામ પ્રિન્સિપાલ.

રણછોડભાઈ ઉદયરામનાં "રાસમાળા" ભા. ૧ ને "માલવિકાગ્નિમિત્ર."

અંબાલાલ સાકરલાલ ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ.

કોહિનૂર મિલ્સ વગેરે મુંબઈમાં.

જન્મ : અમૃતલાલ પઢિયાર, ચિત્તરંજન દાસ, નરભેશંકર પ્રાણશંકર દવે ("કાઠિયાવાડી"), કવિ બોટાદકર, મગનલાલ ખખ્ખર.

૧૮૭૧ ગોવર્ધનરામે છઠ્ઠા ધોરણમાંથી જ મેટ્રિકની પરીક્ષા આપી ને પાસ થયા. મેટ્રિકની પરીક્ષામાં ભાંડારકરનો પ્રસંગ. પહેલો સંસ્કૃત શ્લોક બનાવ્યો.

મનઃસુખરામની ઇચ્છા સિવિલ સર્વિસમાં ગોવર્ધનરામને મોકલવાની. ગોવર્ધનરામે ના પાડી.

—એક પુનર્લગ્ન-કરસનદાસ મૂળજીનું છેલ્લું સેવાકૃત્ય. પછી અવસાન. (૨૮-૮-૭૧)

અમદાવાદમાં "પ્રાર્થના-સમાજ."

લાલશંકર અમદાવાદમાં "સ્મૉલ કૉઝ કૉર્ટ" માં કારકુન.

૧૮૭૧-૭૪ લગી ભગવાનલાલ ઇન્દ્રજીનું હિન્દમાં સર્વત્ર પર્યટન, નેપાલ પણ ગયા.

જન્મ : અવનીન્દ્રનાથ ટાગોર, નર્મદાશંકર દે. મહેતા.

૧૮૭૨ ગોવર્ધનરામ ભાયખળેની એલ્ફિન્સ્ટન કૉલેજમા ગયા ત્યા વેસ્ટ સ્કોલરશિપ મેળવી. પ્રયોગને ખાતર થોડોક વખત વિદ્યાર્થીગૃહમાં રહ્યા. ગોવર્ધનરામની બાપિરામ ભો. સાથે મૈત્રી.

ભોળાનાથ સારાભાઈની "ઈશ્વરપ્રાર્થનામાળા" પ્રકટ.

જન્મ : ઉત્તમલાલ કે ત્રિવેદી

૧૮૭૩ એફ઼ ઈ. એ. માં પાસ.

મન સુખરામ સાથે જૂનાગઢ જઈ આવ્યા · ત્યાં જાહેરમા બોલવાનું શીખવા માંડ્યુ. મિત્રોની "હનિ-કલબ". એમા સમર્થ, ખાપર્ડે, માવલંકર (લોકસભાના અધ્યક્ષ શ્રી ગણેશ માવલંકરના કાકા) વગેરે ગોવર્ધનરામનાં અંગ્રેજી ભાષણો "Is there any Creator of this Universe?" અને "The state of Hindu Society in Bombay Presidency."

—"નર્મકોષ" પ્રકટ.

ગણપતરામ સુરતના હેડમાસ્તર.

હરિ હર્ષદ ધ્રુવ મેટ્રિક થયા.

માઈકલ મધુસૂદનનું અવસાન.

કોલાબાથી ચર્ચગેટ રેલવે થઈ.

જન્મ : કનૈયાલાલ યાજ્ઞિક (દદુલાલના પિતા), મોતીભાઈ અમીન, સ્વામી રામતીર્થ.

૧૮૭૪ ગોવર્ધનરામને કૉલેજની ફ્રેર સ્કૉલરશિપ વિપત્તિઓનાં દર્શન. ગૃહક્લેશ. ગોવર્ધનરામનો ગૃહત્યાગ, ચોપાટીથી ભાયખળા. ત્યાથી ક્યાં? ભાયખળે ટ્રેન ચૂકી જતાં, ફરી વિચાર કરવાનો લાગ મળ્યો ને ઘેર જ પાછા ફર્યો!

દીવાળી પર પ્રથમ પત્ની હરિલક્ષ્મીનું મરણ. હરિલક્ષ્મી પાછળ નિવાપાંજલિ. પુત્રી રાધા પણ ત્રણેક માસમાં ગઈ.

માધવરામની પેઢી ભાગી ભૂલેશ્વરનો માળો વેચી કાઢ્યો, છતાં માતાપિતાને વધુ આશ્વાસનની જરૂર પોતે દેવુ વાળી આપશે એવા વચનથી નડિયાદ મોકલ્યા. પોતે મનઃસુખરામને ત્યાં રહ્યા.

બી.એ.ની પરીક્ષામાં પહેલો પેપર બગડ્યો ધારી બીજો ન આપ્યો; તેથી બી એ.માં નપાસ.

—ડૉ. ભાઉનું અવસાન.

મહીપતરામની "ઇંગ્લન્ડની મુસાફરી" પ્રકટ

મુબઈમાં માધવબાગ સ્થપાયો.

જન્મ : કૌશિકરામ વિ મહેતા, ભિક્ષુ અખંડાનન્દ, ઠાકોર સુરસિંહ ગોહિલ (કલાપી).

૧૮૭૫ પહેલા પેપરમા બહુ સારા માર્ક, છતા ભૂલથી બીજો નહોતો આપ્યો. ગુરુઓની મૂઝવણ

હરિલક્ષ્મીની પાછળ "हृदयरुदितशतक" શરૂ કર્યું, વાર્તા "विचिकुठित" લખી, તે માટે સુન્દરજી જીવાજી ઇનામ મળ્યુ

ગોવર્ધનરામ બી એ પાસ, બીજા વર્ગમા. ઐચ્છિક વિષયો—અર્થશાસ્ત્ર, અગ્રેજી ને હિન્દી ઇતિહાસ, તર્કશાસ્ત્ર અને નૈતિક તત્ત્વચિન્તન.

Scope of University Education – 'વિદ્યાપીઠના શિક્ષણનું ક્ષેત્ર'–ઉપર નિબન્ધ

જીવનના મુખ્ય ત્રણ સકલ્પો કર્યા ·

(૧) એલએલ બી. થવું.

(૨) મુબઈમાં વકીલાતનો સ્વત ત્ર ધધો કરવો.

(૩) લગભગ ચાળીસમે વર્ષે નિવૃત્ત થઈ શેષ જીવન સાહિત્ય દ્વારા જનસેવામા જ વિતાવવુ

—નારાયણ હેમચન્દ્રનું "હું પોતે" પ્રકટ.

"આર્યસમાજ" મુંબઈમાં અને "થિયોસૉફિકલ સોસાયટી" મદ્રાસમાં સ્થપાયાં.

અંબાલાલ સાકરલાલ વડોદરામાં ન્યાયાધીશ.

ભીમરાવનું "દેવળદેવી" નાટક પ્રકટ અને "પૃથુરાજ રાસા"નું કાવ્ય લખાયું, (પણ તે છેક ૧૮૯૭માં પ્રકટ થયું.)

શ્યામજી કૃષ્ણવર્માના પ્રોફેસર મોનિયર વિલિયમની તથા દયાનન્દ સરસ્વતીની સાથે મેળાપો.

એડવર્ડ, પ્રિન્સ ઑવ વેલ્સ, મુંબઈમાં.

જન્મ : ભોગીન્દ્રરાવ દીવેટિયા (સારજંટરાવ), (સરદાર) વલ્લભભાઈ પટેલ.

૧૮૭૬ બીજું લગ્ન લલિતાગૌરીની સાથે.

ગ્રેજ્યૂએટ થયા પછી "ફ્રેન્ડ્ઝી સોસાયટી" કાઢી; ગોવર્ધનરામ ભાવનગર ગયા ત્યાં લગી એ ચાલી.

કરસનદાસ મૂળજી ઇનામી નિબંધ : "હિન્દવાસીઓની શૈક્ષણિક પ્રગતિ ઉપર બાળલગ્નોના રિવાજની અસર" ("The effects of the Custom of Early Marraiges on the Educational Progress of the Natives of India") પહેલું ઇનામ રૂ ૧૫૦નું ગોવર્ધનરામે મેળવ્યું.

એમ એ માટે તૈયારી : પહેલી એલએલ.બી. પસાર કરી.

નાણાની ભીડ; ધાર્મિક મન્થન; પૂજા, માળા, વગેરે સૌ ગયું. "ભગજનો તાર".

કચ્છના દીવાન મણિભાઈ જશભાઈની રૂ. ૪૦૦ના પગારની નોકરી આપવાની ઇચ્છા. નોકરી ન કરવાના સંકલ્પાનુસાર ગોવર્ધનરામે તે પાછી વાળી.

નડિયાદમાં વ્યાખ્યાનમાળા : ડાહ્યાભાઈ જાગીરદારના પ્રમુખપદે ગોવર્ધનરામનું ભાષણ.

મનસુખરામે અભ્યાસ છોડ્યો હતો, પણ ગોવર્ધનરામની સાથે વાંચી એ મેટ્રિક પાસ થયા.

—દુર્ગારામ મંછારામ મહેતાજીનું અવસાન.
હરિદાસ દેસાઈ કારભારી (૭૬-૮૨ લગી) વઢવાણ, વાંકાનેર, ધ્રાંગ્ર-
નવલરામ રાજકોટ "મેલ ટ્રેનિંગ કૉલેજ"માં ગયા.
બાળ ગંગાધર ટિળક બી.એ. (ફર્સ્ટ ક્લાસ, ગણિત લઈને).
હરિ હર્ષદ ધ્રુવ અને જીવણજી જમશેદજી મોદી બી.એ. થયા.
નરસિંહરાવ દીવેટિયા, કમળાશંકર ત્રિવેદી, મણિલાલ નભુભાઈ, છગનલાલ પંડ્યા, કેશવ હર્ષદ ધ્રુવ મેટ્રિક થયા. મણિલાલ આખી પરીક્ષામાં બીજે નંબરે આવ્યા.
શ્રીમદ્ રાજચંદ્રે કવિતા લખવા માંડી.
ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ મુંબઈ આવ્યા.
જન્મ: વિદ્યાગૌરી, મગનભાઈ ચતુરભાઈ પટેલ, ધર્માનન્દ કોસામ્બી (ગોવા)

૧૮૭૭ "સ્નેહમુદ્રા" લખવાની શરૂઆત.
"શિવાજીની માત જીજી" ("Jiji the Mother of Shivaji" અંગ્રેજી કાવ્ય).
"નાના ફડનવિસનું ચરિત્ર." ("The Character of Nana fadnavis." અંગ્રેજી નિબન્ધ).
"ગુજરાત-મહારાષ્ટ્રના ઇતિહાસની સરખામણી." ("Comparison of Gujarat & Maharashtra Histories." અંગ્રેજી નિબન્ધ.)
"આપણા ધાર્મિક સુધારાઓ". ("Our Religious Reforms." અંગ્રેજી નિબન્ધ.)
"બાળલગ્નો. ("Early Marriages" અંગ્રેજીમાં ભાષણ)
"મારો ધર્મ." ("My Religion" અંગ્રેજીમાં ભાષણ)
"સ્ત્રી-પુરુષનો સમ્બન્ધ" ("Relation of the Sexes." અંગ્રેજીમાં).
"હિન્દમાં વિજ્ઞાનપ્રસારના ફાયદાઓ અને સાધનો." ("Advantages and Means of Diffusing the Knowledge of Natural Science in India." અંગ્રેજી, અપૂર્ણ.)

સૌથી વધુ મૌલિક લેખ-અંગ્રેજી નિબન્ધ : "પ્રવૃત્તિમય સંન્યાસ —મારા અર્થ મુજબ." ("Practical Asceticism-in my sense of the word.") ફ્રેન્ડલી ગેસાયટી આગળ ૧લી જુલાઈએ નિબન્ધ વાંચ્યો ને ચર્ચાયો. જીવનની મૌલિક ને લાક્ષણિક સમજ તથા ભાવના.

—મનઃસુખરામ કચ્છ રાજ્યના પણ એજન્ટ.

દિલ્હીનો દરબાર : રાણી વિક્ટોરિયા હિન્દનાં મહારાણી થયાં. ૧લી જાન્યુઆરીએ લૉર્ડ લિટન દ્વારા ઢંઢેરો; કયસરે હિન્દનો દરબાર.

ભગવાનલાલ ઇન્દ્રજી રૉયલ એશિયાટિક સોસાયટીના સમ્માન્ય સભ્ય.

એલ્ફિન્સ્ટન કૉલેજમાં છગનલાલ પંડ્યા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નરસિંહરાવ ભો. દીવેટિયા, છગનલાલ ઠાકોરદાસ મોદી, શ્રીધર ભાંડારકર, કરમઅલી નાનજીઆણી–સહાધ્યાયીઓ; એમાં છગનલાલ પંડ્યા અને મણિલાલ નભુભાઈ, સ્કૉલરો.

ગુજરાતી નાટકમંડળીએ રણછોડભાઈનું "લલિતાદુ.ખદર્શક નાટક" ભજવ્યું.

જન્મ : જન્મશંકર બુચ (લલિત), નન્દનાથ કે. દીક્ષિત, નાનાલાલ દલપતરામ કવિ, હિંમતલાલ ગણેશજી અંજારિયા (નાનાભાઈ), હાજી મહમ્મદ અલારખિયા શિવજી, અમૃત કેશવ નાયક.

૧૮૭૮ બે સોબતીઓનાં એકાએક અવસાન :

૧. હરિરામ ઉ. ભટ્ટ, મુંબઈ યુનિવર્સિટીનો તેજસ્વી વિદ્યાર્થી. ગોવર્ધનરામે ઇન્કારેલી ભૂજની જગ્યા ઉપર હેડમાસ્તર તરીકે ગયેલો. ૨. રામચન્દ્ર વિષ્ણુ ગોખલે. બન્ને ગોવર્ધનરામના ખૂબ જૂના જાની દોસ્તો. બન્નેને અંગ્રેજી નિવાપાંજલિઓ લખવા માંડી, પણ પૂરી ન કરી શકાઈ.

ગોવર્ધનરામ વધુ માંદા, આંખો પણ બગડી.

—હથિયારબંધી તથા દેશી છાપાંનો કાયદો હિન્દમાં આવ્યો.

મહીપતરામનું "કરસનદાસ-ચરિત્ર."

ભાવનગરની ગાદી ઉપર તખ્તસિંહજી બેઠા

મણિભાઈ ન. ની મંડળી એફ. ઈ. એ. પાસ.

રણછોડભાઈનાં નાટકો ભજવાયાં. "મદાલસા અને ઋતુધ્વજ" પ્રકટ. "શેક્સપીઅર કથાસમાજ" (Lamb's Tales) પણ.

વાઘજી આશારામ ઓઝાનું "સીતાસ્વયંવર" નાટક બહાર પડ્યું.

એડિસનનો વીજળીનો પહેલો દીવો તથા "ડાઈનેમો" યંત્ર.

મુંબઈમાં સેન્ટ ઝેવિયરની સ્કૂલ.

મુંબઈ યુનિવર્સિટીનું મકાન તથા રાજાબાઈ ટાવર બંધાયાં. એલ્ફીન્સ્ટનનું મકાન શરૂ.

જન્મ : ભુલાભાઈ દેસાઈ, વાડીલાલ મો શાહ.

૧૮૭૯ ભાવનગરના દીવાન સામળદાસે ખાનગી સેક્રેટરી તરીકે ગોવર્ધનરામને ભાવનગર બોલાવ્યા. તત્કાળપૂરતી નોકરી લેવી પડી. કુટુંબ ભાવનગર ઘણી મુશ્કેલીઓ, અસાધારણ કરકસર; માંદગીને લીધે ગોવર્ધનરામ બીજી એલએલ.બી.માં બેસી ન શક્યા.

—ભાવનગર રાજ્યના મોટા વિધાયક ગગા ઓઝા ('૭૯ જાન્યુઆરીમાં) નિવૃત્ત. ને પછી તરત જ સંન્યાસી થયા. એમને પદે સામળદાસ પરમાનંદદાસ આવ્યા.

"બુદ્ધિપ્રકાશ"ના તંત્રી કવિ દલપતરામ નિવૃત્ત, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી.

'ગોરખી સુબોધ નાટકમંડળી' વાઘજીભાઈએ રચી

નિવેક એલએલ.બી

મણિલાલ નભુભાઈ બી.એ યુનિવર્સિટીમાં બીજે નંબરે (બીજો વર્ગ હતા) હતા, ને જેમ્સ ટેલર ઇનામ લઈ આવ્યા.

શ્યામજી કૃષ્ણવર્મા ઑક્સફર્ડ ભણવાને ગયા

ત્રિભુવન ક ગજ્જર અને લલ્લુભાઈ સામળદાસ મેટ્રિકમાં પાસ.

જન્મ • પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, પુરુષોત્તમ વિશ્રામ માવજી, ફૂલચંદ ઝ શાહ (કવિચિત્રકાર), સરોજિની ચટ્ટોપાધ્યાય (પાછળથી નાયડુ), હરિપ્રસાદ દેસાઈ (પછીથી દાક્તર) અને આઇન્સ્ટાઇન.

૧૮૮૦ ગોવર્ધનરામની તબિયત ખરાબ પરાણે પરીક્ષામાં બેઠા; પાસ ન થયા.

' —કોવાણુના જન્તુઓ કેન્ચ પેશ્ચરે, ને ટાઇફૉઇડ તાવના જન્તુએ ઍબર્ટે શોધી કાઢ્યા
નન્દશંકર મહેતા કચ્છના દીવાન થયા
મણિલાલ નભુભાઈનુ "માલતીમાધવ" (ભાષાંતર) પ્રક૦
હરિ હર્ષદ ધ્રુવ એલએલ બી થયા
છગનલાલ પંડ્યા બી એ થયા જેમ્સ ટેલર ઇનામ તથા કૉબ્ડન ચન્દ્રક મેળવ્યા લલ્લુભાઈ સામળદાસ મુંબઈ કૉલેજમાં દાખલ
નરસિંહરાવ દીવેટિયા બી એ, ભાઉ દાજી ઇનામ
જાન્યુ ૧લીએ તિલક અને વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે પૂનામાં "ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ" સ્થાપી, તેમાં તિલક શિક્ષક તરીકે ગયા
"ગુજરાતી" પત્ર શરૂ થયુ
હિન્દમા ફૅરોગ્રાફી આવી
જન્મ અંબાલાલ બુ જાની, મણિલાલ ઇચ્છારામ દેસાઈ, મૂળજી' દુર્લભજી વેદ, સુખલાલજી (પંડિત)

**૧૮૮૧** ગોવર્ધનરામ બીમાર, ફરીથી નપાસ સન્મિત્રના કડવા વચનોથી કવિતા સ્ફુરી, "સંસારપ્રતિબિંબ" કાવ્ય શરૂ કર્યું પહેલી પુત્રી લીલાવતીનો જન્મ

—મણિલાલ નભુભાઈ ફેલો શિક્ષક દીપોની, મુંબઈ 'બુદ્ધિવર્ધક" સભાના મંત્રી "કાન્તા" નાટક
હરિ હર્ષદ ધ્રુવ, શિક્ષક
છગનલાલ પંડ્યા ફેલો, પછી શિક્ષક
લલ્લુભાઈ સામળદાસ અભ્યાસ છોડી ભાવનગર રાજ્યમાં અમલદાર.
ભાવનગરમાં કૃષ્ણલાલ મો ઝવેરી, મનુભાઈ નન્દશંકર મૅટ્રિક પાસ.
જન્મ અરદેશર ખબરદાર (કવિ), ગટુલાલ ધ્રુવ, જયેન્દ્રરાય દૂરકાળ, જયસુખલાલ જોશીપુરા, નૃસિંહપ્રસાદ કા ભટ્ટ (નાનાભાઈ)

**૧૮૮૨** માંદગી, ફરી નપાસ
શિક્ષણ-કમિશનની પાસે જુબાની

મન.સુખરામના પુસ્તક "સુરત ગોકુળજી ઝાલાનું જીવન"ની સમાલોચના "રાસ્તગોફતાર" માં પ્રકટ.

—ગાંધીજી-કસ્તૂરબા લગ્ન.

ભગવાનલાલ ઇંદ્રજી મુંબઈ યુનિવર્સિટીના ફેલો.

મણિલાલ નભુભાઈનું "ઉત્તરરામચરિત નાટક"નું ભાષાન્તર. ત્રિભુવન ક. ગજ્જર બી.એસસી. (પહેલો વર્ગ), કેશવ હર્ષદ ધ્રુવ ને ચીમનલાલ સેતલવાડ બી એ, ગજ્જર, ફેલો.

તિલકની પહેલી કેદ, ચાર માસની.–"કેસરી"પત્રના કેસને પરિણામે.

કલાપી રાજકોટની રાજકુમાર કૉલેજમાં જોડાયા.

જન્મ : ચંદુલાલ દેસાઈ (વસન્તવિનોદી), દુર્ગાશંકર શાસ્ત્રી, રણજિતરામ વાવાભાઈ મહેતા, શારદાબહેન, હીરાલાલ ત્રિ. પારેખ.

સુરતમાં તાપીની મોટી રેલ.

૧૮૮૩ ગોવર્ધનરામ બીજી એલએલ બી માં પાસ

ભાવનગર ને જૂનાગઢની સારા પગારની નોકરીઓની ના. ભાવનગરને રામરામ કરવાની તૈયારી.

નડિયાદના નાગરોનું વસ્તીપત્રક શરૂ કર્યું. પિતા માધવરામને અર્પણ કરીને બંને ભાઈઓએ ૧૯૦૦માં છપાવ્યું.

—સ્વામી દયાનન્દ સરસ્વતીનું મૃત્યુ.

ભગવાનલાલ ઇંદ્રજી હેગના રૉયલ ઇન્સ્ટિટ્યૂટના "ફોરેન" (વિદેશી) સભ્ય ચૂંટાયા.

નાનાભાઈ હરિદાસ હિન્દી હાઈ કૉર્ટના પહેલા સ્થાયી જજ નિમાયા,

હરિદાસ દેસાઈ જૂનાગઢના દીવાન.

"ગુજરાતી પ્રેસ" મુંબઈમાં શરૂ થયું.

છગનલાલ પંડ્યા સરકારી અંગ્રેજી હાઇસ્કૂલમાં શિક્ષક, જુદે જુદે સ્થળે.

કેશવ હર્ષદ ધ્રુવ અમદાવાદમાં સરકારી અંગ્રેજી સ્કૂલમાં શિક્ષક.

શ્યામજી કૃષ્ણવર્મા ઑક્સફર્ડના પહેલા હિન્દી ગ્રેજ્યુએટ : હિન્દ આવી પાછા ઑક્સફર્ડ ગયા.

મલબારીનો સુધારાવાદ ને ચળવળ.

રમણભાઈ નીલકંઠ ને બળવંતરાય ઠાકોર મેટ્રિક.

ટેલિફોન, મુંબઈ-કલકત્તા-મદ્રાસમાં.

પહેલી વીજળીની ટ્રેન આયર્લૅન્ડમાં.

જન્મ : ખલિલ જિબ્રાન (બૈરૂટમાં.) જગન્નાથ ત્રિપાઠી (સાગર), મોહનલાલ પાર્વતીશંકર દવે, વિનાયક નન્દશંકર મહેતા (પછીથી આઇ. સી. એસ.).

સંત કેદારનાથજી, વીર સાવરકર. પૂનામાં "ડેક્કન એજ્યુકેશન સોસાયટી" સ્થપાઈ.

૧૮૮૪ બીજી પુત્રી જશવન્તીનો જન્મ સારી નોકરી ન સ્વીકારી. ખીસામાં પચાસ રૂપિયા લઈ સ્વતંત્ર વકીલાત કરવા ગોવર્ધનરામ મુંબઈ આવ્યા. ૨૩મી જૂને વકીલાત શરૂ. પહેલો કેસ

—ન્યાયમૂર્તિ સાર્જન્ટની પાસે—કસોટી થઈ. ગોવર્ધનરામે એમનાં અભિનંદન મેળવ્યાં. ઑગસ્ટ લગી બીમાર.

કર્નલ ટૉડના "રાજસ્થાન"નું ગુજરાતી ભાષાન્તર ગોવર્ધનરામને સોંપ્યું શરૂ કર્યું, પણ પછી છોડી દીધું.

અમદાવાદમાં અંગ્રેજીમાં ભાષણ : "ફોજદારી કાયદાઓની ફિલસૂફી અને શાસ્ત્ર." ("Philosophy and Science of substantive Criminal Law.")

નવલરામનો અર્ધો કલાકનો મેળાપ-એમનું જીવનચરિત ને "નવલગ્રન્થાવલિ" તૈયાર થયાં-સન ૧૮૯૧માં. "વેદ અને વેદાન્ત" પ્રકટ.

—દીવાન સામળદાસનું અવસાન; વિઠ્ઠલભાઈ દીવાન.

છગનલાલ હ. પંડ્યાનું "કાદમ્બરી"નું ગુજરાતી ભાષાન્તર.

રણછોડભાઈ ઉદયરામ કચ્છમાં હજૂર એસિસ્ટંટને પેશકાર થઈને ગયા.

ભગવાનલાલ ઇન્દ્રજી લન્ડન યુનિવર્સિટીના ડી.લિટ. ડૉક્ટર થયા.

હરિ હર્ષદ ધ્રુવ સુરતમાં વકીલ ને લેખક.

નરસિંહરાવ ભો. દીવેટિયા ખેડામાં સ્ટેટ્યૂટરી સિવિલ સર્વિસમાં આસિસ્ટંટ કલેક્ટર નિમાયા.

મોરબી નાટકમંડળીએ "ચાંપરાજ હાડો", "રાજસિંહ", "સતી રાણકદેવી", "જગદેવ પરમાર" વગેરે પ્રસિદ્ધ નાટકો પ્રકટ કર્યાં (૧૮૭૮થી '૮૪ લગીમાં).

ગોખલે, કર્વે બી.એ. પાસ થયા.

મણિશંકર ર. ભટ્ટ (કાન્ત) મેટ્રિક થયા (રાજકોટથી). રાજકોટમાં છગનલાલ પંડ્યા શિક્ષક; સાથીઓ પ્રભાશંકર પટ્ટણી, ગાંધીજી (એક વર્ષ પાછળ), બ. ક. ઠાકોર.

જન્મ : એરચ તારાપોરવાળા, કરીમ મહમદ માસ્તર, ચન્દ્રશંકર ન. પંડ્યા, છોટાલાલ પુરાણી, જયસુખલાલ મહેતા, જેઠાલાલ સ્વામીનારાયણ (પછીથી ગણિતશાસ્ત્રી), મનસુખલાલ આ. માસ્તર, ઠક્કુર નારાયણ વિસનજી, વિજયલાલ ક. ધ્રુવ, રવિશંકર મહારાજ, બાબુ રાજેન્દ્રપ્રસાદ.

**૧૮૮૫** જીવનના આધારરૂપ પોતાના ત્રણ સંકલ્પો ઉપર જીવનનો ક્રમ ઘડ્યો, નિવૃત્તિ સહિતનો.

"સરસ્વતીચન્દ્ર" શરૂ; ૧૮ સપ્ટેમ્બર.

વડોદરાના દીવાન કાજી શાહબુદ્દીને વિદ્યાધિકારીના પદ ઉપર રૂ. ૫૦૦) ને પગારે ગોવર્ધનરામને બોલાવ્યા, પણ ના.

"હિન્દુ યુનિયન ક્લબ" આગળ "સંસારસુધારા" પર ગોવર્ધનરામનું ભાષણ; તેલંગ પ્રમુખ.

"Scrap-books" (એક જાતની ડાયરી) અંગ્રેજીમાં શરૂ કરી.

—હિન્દની "નૅશનલ કૉંગ્રેસ" (૧૮૮૪)મા સ્થપાઈ, તેની મુંબઈમાં પહેલી બેઠક. પૂનાની "ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ"માંથી "ફર્ગ્યૂસન કૉલેજ" થઈ, તેમાં તિલક ગણિત-સંસ્કૃતના પ્રોફેસર. દલપતરામ તથા મહીપતરામ સી. આઈ. ઈ. થયા, દલપતરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી થયા, દલપતરામ મ્યુનિસિપલ કમિશ્નર થયા; મહીપતરામે "અનાથાશ્રમ" અમદાવાદમાં ખોલ્યો.

મણિલાલ નભુભાઈ ભાવનગરની સામળદાસ કૉલેજમાં સંસ્કૃતના પ્રૉફેસર. "પ્રિયંવદા" માસિક કાઢ્યું, પાછળથી "સુદર્શન" થયું. "રાજયોગ", "નારીપ્રતિષ્ઠા" પ્રકટ કર્યાં.

સામળદાસ કૉલેજના પહેલા વિદ્યાર્થીઓમાં કૃષ્ણલાલ ઝવેરી, હરિહરશંકર દવે (જ્યોતીન્દ્ર દવેના પિતા), ચન્દ્રવિદ્યાનન્દ પંડ્યા, વગેરે.

છગનલાલ હ. પંડ્યા "રીપોર્ટ" (શિક્ષણના), મુંબઈમાં.

શ્યામજી કૃષ્ણવર્મા બૅરિસ્ટર થઈ બર્લિનની "Oriental Congress" માં થઈ ને હિન્દ આવ્યા; રતલામના દીવાન થયા.

રમણભાઈ ને મણિશંકર ભટ્ટ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા.

ગિબે આકાશના તારાઓની યાદીનું દફતર તૈયાર કર્યું.

જન્મ: કલ્યાણરાય ન. જોશી, ગિજુભાઈ.

૧૮૮૬ ગોવર્ધનરામની વકીલાત જામી. પુત્ર રમણીયરામનો જન્મ, ૨૯મી સપ્ટેમ્બરે.

—કવિ નર્મદ, ભોળાનાથ સારાભાઈ ને રામકૃષ્ણ પરમહંસ વિદેહ થયા.

નર્મદનો "ધર્મવિચાર" પુસ્તકરૂપે પ્રકટ.

ઇચ્છારામ દેસાઈનું "બૃહત્ કાવ્યદોહન" ભા. ૧

છગનલાલ પંડ્યા જૂનાગઢ દીવાન ઑફિસના મૅનેજર તરીકે.

બંકિમનું "કૃષ્ણચરિત્ર"

કે. કાબરાજીને ઈરાનના શાહ તરફથી ચાંદ મળ્યો ("સ્ત્રીબોધ" માટે).

મહારાજા સયાજીરાવે વડોદરામા (કદાચ) પહેલી હિન્દી સંગીતશાળા ખોલી; મૌલાબક્ષના હાથ નીચે.

જન્મ: કાકા કાલેલકર, કાન્તિલાલ છ. પંડ્યા, ભોગીલાલ પટવા, હરસિદ્ધભાઈ દીવેટિયા.

૧૮૮૭ એપ્રિલમાં "સરસ્વતીચન્દ્ર" ભા. ૧ પ્રકટ. ગુજરાતમાં પ્રબળ અસર.

"રસસુન્દરી અને તત્ત્વાનન્દ સ્વામી" કાવ્ય (૧૭ વર્ષ પછી ૧૯૦૫માં "વસન્ત" માં પ્રકટ થયું.)

—વિક્ટોરિયા રાણીના અભિષેકનો સુવર્ણમહોત્સવ.

મણિલાલનું "પ્રેમજીવન."

બાળાશંકર ઉલ્લાસરામનાં "ભારતીભૂષણ", "ક્લાન્ત કવિ", "મૃચ્છકટિક નાટક", "હરિપ્રેમપંચદશી" પ્રકટ.

નરસિંહરાવની "કુસુમમાળા."

કેશવ હ. ધ્રુવ ભૂજમાં હેડમાસ્તર.

રમણભાઈ "જ્ઞાનસુધા" ના તંત્રી.

કાશીરામ સે. દવે, મનુભાઈ નન્દશંકર, રમણભાઈ નીલકંઠ બી એ. થયા.

બ. ક. ઠાકોર ઇન્ટર પાસ.

ગાંધીજી, ઉત્તમલાલ ત્રિવેદી મેટ્રિકમાં પાસ.

વિદ્યાગૌરી ટ્રેનિંગ કૉલેજમાં ભણતાં.

જન્મ : કનૈયાલાલ મુનશી, ચુનીલાલ વ. શાહ, જીવરાજ મહેતા, રામનારાયણ વિ. પાઠક; અંગ્રેજ કવિ રૂપર્ટ બ્રુક.

૧૮૮૮ બે અંગ્રેજીમાં ભાષણો. (૧) "Betrothal among the Vadnagara Nagar Brahmins of Nadiad" (૨) "Shall we Live after death?" ૧. "નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણોમાં વિવાહ-વિધિ", ૨. "મૃત્યુ પછી આપણે જીવતા હોઈશું?" વકીલાત ને સાહિત્યસેવા બંનેમાં પ્રગતિ. "સરસ્વતીચન્દ્ર" ભા. ૨ શરૂ. ત્રીજી પુત્રી જયન્તીનો જન્મ.

—નવલરામ અને ભગવાનલાલ ઇન્દ્રજીનાં મૃત્યુ.

કેશવ હ. ધ્રુવ અમદાવાદમાં સંસ્કૃતના શિક્ષક.

છગનરામ દેસાઈનાં "ગંગા, એક ગુર્જર વાર્તા" અને "સિવાજીની લૂંટ" પ્રકટ.

વલ્લભજી આચાર્ય રાજકોટના "વિક્ટોરિયા જ્યુબિલી મ્યુઝીઅમ"-ના "ક્યુરેટર."

કૃષ્ણરાવ દીવેટિયાનું "ભોળાનાથનું જીવનચરિત્ર."

: આનન્દશંકર ને મણિશંકર ભટ્ટ ("કાન્ત") બી.એ. થયા. મણિશંકર પ્રશ્નોરા નાગરમા પહેલા ગ્રેજ્યૂએટ.

કૃષ્ણલાલ ઝવેરી ભાવનગરની ઇન્ટર-બી.એ.માં ભેગા પાસ: ફર્સ્ટ ક્લાસ; ચાંદ વગેરે મેળવ્યાં.

બ. ક. ઠાકોર જાણી જોઈ ને એલ્ફિન્સ્ટનમાંથી બી.એ.માં નપાસ, પૂના ભણવા માટે.

મોહનદાસ ગાંધી બૅરિસ્ટર થવા વિલાયત ઊપડ્યા. (સપ્ટે. ૪)

જન્મ : ગણેશ વા. માવલંકર, ત્રિભુવન ગૌ. વ્યાસ, નૃસિંહદાસ વિભાકર, પોપટલાલ ગો. શાહ, યૂજીન ઓનીલ, બાળાસાહેબ ખેર.

૧૮૮૯ "સ્નેહમુદ્રા" પ્રકટ.

વકીલોની પરીક્ષામાં ગોવર્ધનરામ પરીક્ષક થયા. કચ્છ-મોરબીના ફ્રુલ્સ્ટન કમિશનમા ગોવર્ધનરામ કચ્છ તરફથી ગયા.

નરહરિરામની ઇચ્છા પુસ્તક પ્રકટ કરવાની તથા વેચવાની જોઈ, "એન. એમ. કંપની" કઢાવી. પછી તે જ કંપની "એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની" ને નામે પ્રતિષ્ઠા પામી. (હવે તે "એન. એમ. ત્રિપાઠી, પ્રાઈવેટ, લિમિટેડ" ને નામે છે.)

—મનઃસુખરામ ત્રિપાઠીને ઈડર રાજ્યની પણ એજન્સી મળી.

રણછોડભાઈનાં 'રત્નાવલી નાટિકા" અને "હિતોપદેશ". ઝવેરીલાલનું "ગગા ઓઝા" અંગ્રેજીમાં પ્રકટ.

હરિ હ. ધ્રુવ સ્ટોકહોમની "ઓરિયેન્ટલ કૉંગ્રેસ"માં ગયા. ત્યાં ઘણુ સન્માન થયુ. લંડનની ડૉક્ટરની પદવી મેળવી, "ડી. લિટ્" થયા.

મણિલાલનું "કાન્તા" નાટક 'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'— (આ જ વર્ષમાં સ્થપાયલી)એ ભજવ્યું. મણિભાઈએ "Monism" (અદ્વૈતવાદ) પર અંગ્રેજીમાં લેખ પ્રકટ કર્યો.

દોલતરામ પંડ્યાની "કુમુમાવલી" નવલકથા પ્રકટ.

કેશવ હ. ધ્રુવનું "મુદ્રારાક્ષસ" નાટકનું ભાષાન્તર પ્રકટ.

ઈચ્છારામ દેસાઈનાં " ચંદ્રકાન્ત ", " અરેબિયન નાઈટ્સ " અને " ટિપુ સુલતાન."

રમણભાઈ નીલકંઠને વિદ્યાગૌરીનાં લગ્ન રમણભાઈએ એલએલ. બી. થઈ અમદાવાદની કોર્ટમાં નોકરી લીધી.

બ. ક. ઠાકોર પૂનામા પ્રોફેસર સેલ્બી પાસે રહી, બી.એ. થયા. (ઊંચા સેકંડ કલાસમા પાસ). અંગ્રેજીમાં પહેલા આવ્યા એટલે એલિસ સ્કૉલરશિપ મળી.

રમેશચન્દ્ર દત્તનું "Civilization" (સંસ્કૃતિ) ઉપરનું પુસ્તક.

—અમેરિકામાં એડિસને પહેલું ચલચ્ચિત્ર બનાવ્યું.

જન્મ : દિનકરરાવ દેસાઈ, પંડિત જવાહરલાલ નેહરુ.

૧૮૯૦ લલિતાગૌરીની લાંબી માંદગી. સાજાં થયાં. એના ખર્ચ ઉપરાંત માધવરામની મંડળીની ઉત્તર હિન્દમાં બહુ ખર્ચાળ યાત્રા. મૅટ્રિકમાં ગુજરાતીના પરીક્ષક.

રાજપીપળાના કેસમાં સારી આવક.

મણિભાઈના "Monism or Advaitism"ની સમાલોચના કરી.

—ગાંધીજી લંડનની મેટ્રિક્યુલેશનમા પાસ.

દાદાભાઈ નવરોજજીએ "India" નામની પત્રિકા લંડનમાં શરૂ કરી.

ભીમરાવ ભોળાનાથ દીવેટિયાનું અવસાન.

નંદશંકર મહેતા નિવૃત્ત થયા.

મણિભાઈ જશભાઈ વડોદરાના દીવાન ( ૧૮૯૫ સુધી ).

મણિભાઈ નભુભાઈએ "પ્રિયંવદા"માંથી "સુદર્શન" કર્યું. ('૯૮ સુધી તે ચાલ્યું.)

ઈચ્છારામ દેસાઈ "સવિતા-સુન્દરી" પ્રકટ કરે છે.

ત્રિભુવન ગજ્જર પ્રોફેસર થઈ કરાચી ગયા, ત્યાંથી વડોદરા આવ્યા તથા "કળાભવન"ને ખીલવ્યું.

મણિશંકર ભટ્ટ મુંબઈમા કાયદો ભણવા આવ્યા " ચક્રવાકમિથુ
પ્રમ્ર વડોદરા કળાભવનમા વાઈસ-પ્રિન્સિપાલ, ટ્રેનિંગ કૉલેજ
હેડમાસ્તર (રૂ ૧૦૦થી શરૂ) ગજ્જર-મડળ

કૃષ્ણલાલ ઝવેરી ફારસી લઈ એમ એ મા બેઠા પારસી પરીક્ષ
ખોટા અભિપ્રાયને લીધે નપાસ એલ્ફિન્સ્ટન કૉલેજમા એમ.
ને એલએલ બી.નો અભ્યાસ

બ ક ઠાકોર મુંબઈ આવ્યા આઈ સી એસ. માટે તૈયારી કર
શ્રીમદ્ રાજચન્દ્રે ઝવેરાતનો ધધો માડ્યો
તિલકે ફર્ગ્યુસન કૉલેજ તથા "ડેક્કન એજ્યૂકેશન સોસાયટી
છોડ્યા "કેસરી' મરાઠા" લીધા
અમદાવાદમા પાણીના નળ રણછોડભાઈને લીધે.

જન્મ કિશોરલાલ મશરૂવાળા, ધનસુખલાલ મહેતા, પડિ
બેચરદાસ દોશી રામનાલ મોદી

૧૮૯૨ "સરસ્વતીચન્દ્ર" ભા ૨ પૂરો ઑક્ટોબરમા મુબઈ
યુનિવર્સિટીના ફેલો થયા પહેલા મુબઈમા નવલરામ મળવા
આવેલ એ અર્ધી કલાકની મુલાકાત પરથી એમનુ "શ્રાદ્ધ"
"નવલગ્રથાવલિ રૂપે કર્યું એમા નવલરામનુ જીવન તથા લેખો
રામાયણનો અભ્યાસ

"સમતિવય"ના કાયદાના મનનારીના મિત્રથી મનમા તથા દેશમા
ઉકળાટ 'Age of Consent Bill" વિષે "સ્ક્રૅપબુક"મા નોધ.
એક અગ્રેજી ભાષણ ' Some Questions of Religious
Philosophy ' ધાર્મિક ફિલસૂફીના કેટલાક પ્રશ્નો"

ગોકુળદાસ તેજપાળ સ્કૂલમા "નર્મદ" ઉપર વ્યાખ્યાન. "હાજર
હરજીવન શુક્લ (પ્રિન્સિપાલ) મણિલાલ, બ ક ઠાકોર, કેશવલાલ
ધ્રુવ સદાશિવ દીક્ષિત' વગેરે (બ ક ઠાકોરની નોધ)

રૂ ૧૨૦૦ની નોકરી આપવાની વાત તે પણ અસ્વીકાર્ય.

—ગાધીજી લડનથી હિન્દ પાછા બેરિસ્ટર થઈને
મહીપતરામનુ અવસાન
દલપતરામે 'સ્વામિનારાયણનુ જીવનચરિત્ર" શરૂ કર્યું '૯૫—
મા પૂરૂ

લાલશંકર અમદાવાદમાં સબજજ.

રણછોડભાઈનું "નળદમયંતી" નાટક મુ. ગુ. ના. મંડળીએ ભજવ્યું.

અમૃતલાલ પઢિયારનું પહેલું પુસ્તક "આર્યવિધવા" પ્રકટ.

ઇચ્છારામ દેસાઈનું "કથાસરિત્સાગર" પ્રકટ.

કૃષ્ણલાલ ઝવેરી એમ.એ. થયા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં ફારસીના અધ્યાપક થયા.

આનન્દશંકર ધ્રુવ એમ.એ. થયા.

બ. ક. ઠાકોર ડેક્કન કૉલેજ, પૂનામાં: એમ. એ.ની તૈયારી.

ઉત્તમલાલ ત્રિવેદી ગુજરાત કૉલેજમાંથી બી.એ થયા.

વિદ્યાબ્હેન મૅટ્રિક થયાં.

"કલાપી" રાજકોટની રાજકુમાર કૉલેજ છોડી કાશ્મીર-પ્રવાસે ગયા.

ભુલાભાઈ દેસાઈ, અરદેશર ખબરદાર (ભરડા સ્કૂલમાં) મુંબઈ આવ્યા, અભ્યાસને માટે.

તાનસા સરોવર બન્યું.

જન્મ . કેશવલાલ હિં. કામદાર, જુગતરામ દવે, નરહરિ પરીખ, વૈકુંઠ લલ્લુભાઈ મહેતા (બટુકભાઈ).

૧૮૯૨ "સરસ્વતીચન્દ્ર" ભા. ૨, ૯ જૂને, પ્રકટ. ગુજરાતના કવિઓનો વ્યવસ્થિત અભ્યાસ.

ઉપનિષદો, યોગવાસિષ્ઠ, ભક્તિમાર્ગ વગેરેનો અભ્યાસ.

"ન્યૂ ઓરિયેન્ટલ બેંક" ભાગી, ગોવર્ધનરામને રૂ. ૨૭૦૦નું નુકસાન "જીવ, મૃત્યુ અને મૃત્યુ પછી" કાવ્ય લખ્યું.

પ્રિય લીલાવતી ને જશવન્તીનાં લગ્ન તથા રમણીયરામનું જનોઈ એ વિષે 'સ્ક્રેપબુક'માં ઉલ્લેખ.

—વ્રજલાલ શાસ્ત્રી ને ગગા ઓઝાનું અવસાન.

દાદાભાઈ નવરોજજી અંગ્રેજી પાર્લામેન્ટના પહેલા હિન્દી સભ્ય (M P.) ચૂંટાયા.

શ્યામજી કૃષ્ણવર્મા જૂનાગઢના દીવાન: પછી ઉદેપુરના દીવાન.

રણછોડભાઈ ઉદયરામે "રાસમાળા" ભા. ૨ પ્રકટ કર્યો.

કેશવ હ. ધ્રુવનું "ગીતગોવિંદ" પ્રકટ.
ઇચ્છારામ દેસાઈએ પહેલું હિંદુ પંચાંગ કાઢ્યું.
રમણભાઈનું "ભદ્રંભદ્ર" પ્રકટ.
બ. ક. ઠાકોર પૂનાની ડેક્કન કૉલેજમાં દક્ષિણા ફેલો.
કૃષ્ણલાલ ઝવેરી એલએલ.બી. થયા.
અમદાવાદમાં સાત જ સભ્યોનું "બંધુસમાજ" સ્થપાયું.
વાઘજી આશારામ ઓઝાએ મોરબી નાટક કંપનીના "ચન્દ્રહાસ", "ત્રિવિક્રમ" અને "વિબુધ–વિજય" નાટકો બહાર પાડ્યાં.
જન્મ : ઇંદુલાલ યાજ્ઞિક, ગૌરીશંકર જોશી (ધૂમકેતુ), ચાંપશી ઉદ્દેશી, નાનાલાલ ચ. મહેતા (પછી આઈ. સી. એસ.) ફિરોઝ કાવસ દાવર, મહાદેવભાઈ દેસાઈ, રમણલાલ વ. દેસાઈ, રવિશંકર રાવળ, સત્તારખાં પઠાણ (ભક્ત સત્તારશાહ).

૧૮૯૩ "સરસ્વતીચન્દ્ર"નો ત્રીજો ભાગ શરૂ. ધર્મોનો વ્યવસ્થિત અભ્યાસ. "યુરોપ–એશિયાની મહાપ્રજાઓનાં લાક્ષણિક દૃષ્ટાન્ત."
હિંદુ યુનિયન ક્લબમાં ગુજરાતીમાં ભાષણ.
"સંસાર–પ્રતિબિમ્બ" કાવ્ય પૂરું કર્યું.
પોતે માંદા, સંધિવા, ક્ષય, આંખે પીડા, વગેરે.

—એની બેસંટ પહેલી વાર હિંદમાં. ગાંધીજી પહેલી વાર આફ્રિકા. (એપ્રિલમાં) ઊપડ્યા.
જસ્ટિસ તેલંગ અને દાક્તર વિઠ્ઠલ વિષ્ણુ ગોખલેનું અવસાન.
મહીપતરામનું "દુર્ગારામ–ચરિત્ર" પ્રકટ.
હરિ હ. ધ્રુવે મુંબઈ યુનિવર્સિટીનાં "વિલ્સન ફાઈલોલોજિકલ" વ્યાખ્યાનોનું મંગળાચરણ કર્યું. (?)
મણિલાલ નભુભાઈનો "બાળ–વિલાસ" પ્રકટ.
ખાળાશંકર ઉલ્લાસરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એસિસ્ટંટ મંત્રી. "કૃષ્ણમહોદય" નામનું પોતાનું પત્ર કાઢ્યું.
ઇચ્છારામ દેસાઈનું "વાલ્મીકિ રામાયણ" પ્રકટ.
કેશવ હ. ધ્રુવનું "ગીતગોવિન્દ"નું ગુજરાતી ભાષાન્તર પ્રકટ.
કૃષ્ણલાલ ઝવેરી ગુજરાતી–ફારસીના પરીક્ષક.

કાન્તનું "દેવયાની" પ્રકટ.

બ. ક. ઠાકોર વિદ્યાર્થી-ગૃહના સુપરિન્ટેન્ડેન્ટ. ઐતિહાસિક નિબન્ધ માટે મુંબઈ યુનિવર્સિટીનું માણેકજી લીમજીનું સોનાનું પદક-ઐતિહાસિક સંશોધન માટે મળ્યું.

ભુલાભાઈ દેસાઈ (૧૫ વર્ષની વયે) ને નાનાલાલ કવિ, મેટ્રિક થયા.
મુંબઈમાં મોટું હિંદુ-મુસ્લિમ હુલ્લડ. ગણપતિ-ઉત્સવ.
ચર્ચગેટ ઉપર બી બી. એન્ડ સી.આઈ. રેલવેનું મકાન શરૂ.
શિકાગોની પહેલી ધર્મ-પરિષદ. સ્વામી વિવેકાનન્દ ઝળક્યા.
જન્મ : રતિપતિરામ ઉ. પંડ્યા.

૧૮૯૪ નાની બ્હેન સમર્થલક્ષ્મીનું ૯મી મેએ અકસ્માત્ મૃત્યુ. ગોવર્ધનરામના તથા કુટુંબના જીવનમાં એક મોટી આફત. કુમસથી ભાવભરી નિવાપાંજલિ લખી, ને "સરસ્વતીચન્દ્ર"ના ત્રીજા ભાગમાં મૂકી.

પિતાનું દેવું પૂરેપૂરું વાળી દીધું; અસાધારણ પિતૃભક્તિથી, શ્રદ્ધાથી અને પ્રામાણિકતાથી.

"The Classical Poets of Gujarat and their influence on Society and Morals." "ગુજરાતના શિષ્ટ કવિઓ : સમાજ તથા નીતિ ઉપર એમની અસર," અસાધારણ દર્શન કરાવતું અંગ્રેજી વ્યાખ્યાન પ્રકટ.

ગુજરાતી ભાષણ ને લેખ "કર્મ, ધર્મ ને જ્ઞાન : તત્સંબન્ધી દેશકાળનો વિવેક."

કચ્છ-મોરબીનું કેનેડી કમિશન ફરીથી બેઠું; કચ્છ તરફથી પોતે.

—"નાતાલ ઇંડિયન કોંગ્રેસ"નો જન્મ. તા. ૨૨, ૧૮૯૪
શંકર પાંડુરંગ ને બંકિમચન્દ્ર ચેટરજીનું અવસાન.
હરિદાસ દેસાઈ બીજી વાર જૂનાગઢના દીવાન.
મણિલાલ નભુભાઈની "ગીતા"
કેશવ હ. ધ્રુવનું "અમરુશતક" ભાષાન્તર; પોતે પાછા કચ્છ ગયા.
આનન્દશંકર ધ્રુવ ગુજરાત કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક.

રમણભાઈ નીલકંઠ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી.

કૃષ્ણલાલ ઝવેરીએ મુંબઈમા વકીલાત શરૂ કરી.

બ. ક. ઠાકોર મુંબઈમાં છાપાઓમાં અંગ્રેજી લેખ લખતા રહ્યા.

મણિલાલ છબારામ ભટ્ટની "ગુજરાતની જૂની વાતો" પ્રકટ.

નર્મદાશંકર દેવશંકર મહેતા બી.એ.એ સંસ્કૃતનું ભાઉ દાજીનું ઇનામ લીધું.

ગેઈટી નાટકશાળા(મુંબઈ)માં "લલિતા–દુઃખદર્શક" નાટક ભજવાયું.

જન્મ : અંબાલાલ પુરાણી, જયકૃષ્ણ વર્મા (પછીથી "ગુણસુન્દરી" કાઢનાર ને તેના તંત્રી,) પ્રાણલાલ દેવકરણ નાનજી, દેશળજી પરમાર, રતિલાલ મો. ત્રિવેદી અને રામભાઈ બક્ષી.

૧૮૯૫ નિવૃત્તિની વિચારણા ને ચર્ચા.

—હરિદાસ દેસાઈનું અવસાન. ટૉમસ હેન્રી હક્સલીનુ મરણ.

હરિદાસના નાના ભાઈ બેચરદાસ દેસાઈ(માનસાહેબ) જૂનાગઢના દીવાન

મણિભાઈ જશભાઈ કચ્છના દીવાન.

મણિલાલ નભુભાઈનુ "Imitation of S'ankara."

બ. ક. ઠાકોર કરાચીમા પ્રોફેસર.

વડોદરામા તેજસ્વી મંડળી. કળાભવનના આચાર્ય ગજ્જર, મણિલાલ નભુભાઈ, મણિશંકર ભટ્ટ વગેરે. "સયાજી જ્ઞાનમંજૂષા" શરૂ. તે માટે પ્રોફેસર ગજ્જરની વિજ્ઞાનવિષયક સામગ્રી. "શિક્ષણનો ઇતિહાસ" કાન્તે લખ્યો મણિલાલ ને મણિશંકરનો પહેલો મેળાપ

"બન્ધુસમાજ"ના ભોગીન્દ્રરાવ દીવેટિયા મેટ્રિક પાસ.

નડિયાદની "વડનાગરા નાગર બ્રાહ્મણ સમાજ" સ્થપાઈ.

જન્મ: પૃથુ હ. શુક્લ ("ફૂલપાદડી" ના લેખક), રત્નમણિરાવ ભીમરાવ જોટે, રમણલાલ યાજ્ઞિક, વ્યોમેશચન્દ્ર પાઠકજી, હરિહર પ્રાણશંકર ભટ્ટ, વિનોબા ભાવે.

૧૮૯૬ "સરસ્વતીચન્દ્ર" ભા. ૩ પૂરો (૧૭ ઑક્ટોબર). ચોથો ૨૩, ૨૦ ડિસેમ્બર.

ત્રીજા ભાગની છપામણીમાં વિલમ્બો, રાજકીય અશાન્તિથી છાપખાનાંઓને સખ્ત ડર.

મુંબઈમાં પ્લેગને લીધે વસાઈ રહીને રોજ આવજા કરવી પડતી.

"સમાલોચક" ત્રિપાઠી કંપની કાઢવાની હતી, તે માટે થોડા લેખો તૈયાર રાખ્યા: "કવિતા, કાવ્ય ને કવિ એ વિષે મિતાક્ષર" અને "ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક". શ્રી નરસિંહરાવ સાથે ચર્ચા, ત્રણ લેખો લગી ૧૮૯૭-૯૮ સુધી ચાલી.

થિયૉસૉફિકલ સોસાયટી આગળ અંગ્રેજી વ્યાખ્યાન "વેદની પ્રાચીન કથાઓ ઉપર કાંઈક પ્રકાશ" (Sidelights on Vedic mythology).

—હરિ હર્ષદ ધ્રુવ, કેશવલાલ ભટ્ટ, વાઘજી આશારામ અને મૌલાબક્ષનાં મરણ. (મૌલાબક્ષના પુત્ર ખાંસાહેબ દાદુમિયા એમની જગ્યાએ આવ્યા).

બાળાશંકર ઉલ્લાસરામ "બુદ્ધિપ્રકાશ"ના તંત્રી. બીજું નવું માસિક "ઇતિહાસમાળા" પોતાનું જ કાઢ્યું.

કેશવ હર્ષદ ધ્રુવનું "ગીતગોવિન્દ" મૂળ લયાનુસારી.

નરસિંહરાવની "હૃદયવીણા" પ્રકટ.

આનન્દશંકર એલએલ બી. થયા. (પછી કદી વકીલાત કરી નહિ.)

પ્રો. ગજ્જર વિલ્સન કૉલેજમાં રસાયનના પ્રાધ્યાપક: પછીથી મુંબઈ જ રહ્યા. વર્ષની છેવટમાં બીજી દવાઓની ભેગી પોતાની વિખ્યાત "આયોડિન ટરક્લોરાઈડ" શોધી કાઢી.

શ્રી રાજચન્દ્રે ઝવેરાતનો ધંધો છોડ્યો.

પ્રોફેસર મનુભાઈ નન્દશંકર રજા ઉપર, એમની જગ્યાએ કરાચીથી પ્રો. બ. ક. ઠાકોર; વડોદરા કૉલેજના કામચલાઉ પ્રિન્સિપાલ પણ થયા. એમને ત્યાં સારી સોબત મળી—અંબાલાલ સાકરલાલ, કાન્ત વગેરે ગજ્જર-મંડળ. છેવટે અજમેરની સરકારી કૉલેજમાં નિમાઈ અજમેર ગયા.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી જૂનમા હિન્દ પાછા ફર્યા તિલક તથા ગોખલેને મળ્યા બન્નેની સલાહ પ્રમાણે આફ્રિકાની લડત સબન્ધી પૂનામાં, ડૉ ભાંડારકરના પ્રમુખપણા નીચે, જાહેર સભા ભરી

ઉત્તમલાલ ત્રિવેદીએ રાજકોટમા વકીલાત શરૂ કરી સારી જામી

કનાપીએ "હૃદયત્રિપુટી"મા આલેખેલા બનાવો બન્યા

બોટાદકરની કવિતા "ચન્દ્ર" માસિકમા પ્રકટ

પંડિત સુખલાલજી સઘવીની આખો શીતળાથી ગઈ

અ ખબરદાર "સો દોહરાની હરીફાઈ" સ્કૂલમા ભણતે ભણતે જીત્યા

ત્રિપાઠી કપનીએ ત્રૈમાસિક "સમાલોચક" શરૂ કર્યુ

ડિસેમ્બરમા મુબઈમા સખ્ત પ્લેગ નાસભાગ

જન્મ મોરારજી દેસાઈ

૧૮૯૭ પિતા માધવરામનુ ૮મી જુલાઈએ મૃત્યુ સુદર સરકૃત નિવાપાજનિ લખી પછીથી "માધવરામ-સ્મારિકા"મા તે પ્રકટ

આપણા આ કાળના આદિ-નાટકો" ('સમાલોચક')

કલાપીના મેળાપો જાતે જ ગોવર્ધનરામને ઘેર મળવા આવ્યા

કૃષ્ણલાલ ઝવેરી વકીલાતમાં સહાયક તરીકે કામ કરવા લાગ્યા.

ગોવર્ધનરામ ધધો સકેલવા લાગ્યા

મન સુખરામની "રત્ન' મેળવવા યત્ન

—ગટુલાલજી ઝવેરીલાલ ઉયાજ્ઞિક * ભાવનગર મહારાજા તખ્તસિહજી અને શ્રી નૃસિંહાચાર્યજીના અવસાન

ભાવનગરની ગાદીએ ભાવસિહજી આવ્યા

મણિલાલ નભુભાઈનુ "ગુલાબસિહ"પ્રકટ, (અગ્રેજી "ઝેનોની" પરથી મુક્ત અનુવાદ કથા) "નૃસિહાવતાર" મરણ પછી ભજવાયુ

શ્યામજી કૃષ્ણવર્મા વિલાયત ગયા, પાછા ન આવ્યા

રમણભાઈ નીલકંઠે અમદાવાદમા વકીલાત માડી

---

* 'ઝવેરીલાલ યાજ્ઞિક મુબાઈ યુનિવર્સિટીના ફેલો, મુબઇના શેરિફ મુબઈની ધારાસભાના સભ્ય અને રેવેન્યુના એક એક્કા (Expert)" હતા. ઉપરાત સાહિત્યસેવક પણ હતા

ગાંધીજી ને શ્રીમદ્ રાજચંદ્રની પહેલી મુલાકાત. ગાંધીજી ફરીથી આફ્રિકા ગયા : દરબનમાં એમની ઉપર ગોરાઓનો હુમલો.

મણિશંકર ભટ્ટે "લિંકન"નું પુસ્તક લખ્યું, સ્વીડનબોર્ગનો અભ્યાસ શરૂ કર્યો.

નર્મદાશંકર દે. મહેતાએ એમ. એ.માં "સુજ્ઞ ગોકુળજી ઝાલાનું વેદાન્તનું ઇનામ" મેળવ્યું.

- ભુલાભાઈ દેસાઈ પહેલા વર્ગમા બી. એ. થયા. કૉલેજમાં ફેલો પણ.

શારદાબહેન ને ગટુભાઈ મેટ્રિક પાસ.

અરદેશર ખબરદારે મરજીને લીધે મુંબઈ છોડ્યું, નિશાળનું ભણતર પણ.

મુંબઈમાં પ્લેગ. શિવાજીમહોત્સવ. બે અંગ્રેજી અમલદારોનાં ખૂન. નાતુ બંધુઓ વગર તપાસે કેદમા. તિલકને તપાસ પછી કેદ (બીજી વારની).

ગોદરેજનું પહેલું કારખાનું, તાળાંઓ બનાવવાનું.

જન્મ : જ્યોત્સનાબ્હેન શુક્લ, ઝવેરચંદ મેઘાણી, વિજયરાય વૈદ્ય, હંસાબહેન મહેતા.

૧૮૯૮ "સરસ્વતીચન્દ્ર" ભા. ૩ પ્રકટ.

કચ્છ રાજ્યની (રૂા. ૧૫૦૦ના પગારની) દીવાનગીરીની ના પાડી.

ગોવર્ધનરામે બધું કામ સંકેલી લલિતાપંચમીએ આસો સુદ પાંચમે (ઑક્ટોબરની ૧૯મીએ) નિવૃત્તિ લીધી, મુબઈ છોડ્યું, નડિયાદ ગયા.

મેટ્રિકના પરીક્ષક.

ડિસેમ્બરમા કલાપી(લાઠીરાજ)ના આમંત્રણથી સલાહ આપવા લાઠી ગયા. પછી જૂનાગઢ પણ.

શ્રીનાથજીનું મંદિર સ્થાપ્યું. (સ્ક્રેપબુક)

—તિલક જેલમાંથી છૂટયા.

ઝંડુભટ્ટ, કવિ દલપતરામ, બાળાશંકર ઉલ્લાસરામ, મણિલાલ નભુભાઈ ગયા.

અંબાલાલ સાકરલાલ વડોદરેથી નિવૃત્ત.
લાલશંકર અમદાવાદની "સ્મૉલ કૉઝ કૉર્ટ"ના જજ થયા.
પ્રોફેસર ગજ્જરે મુંબઈમાં "ટેકનો-કેમિકલ લેબોરેટરી" કાઢી. વિક્ટોરિયા રાણીના આરસના પૂતળાને ડામરના ડાઘ કોઈએ લગાડ્યા; કોઈથી પણ ન નીકળ્યા; પ્રોફેસર ગજ્જરે કાઢ્યા. પીળાં મોતી ધોઈ નવાં જેવાં બનાવવાનું શરૂ કર્યું.
મણિશંકર ર. ભટ્ટ ભાવનગર આવ્યા. પહેલાં પ્રિન્સિપાલ ઊનવાળાના સહાયક, પછી શિક્ષણના ખાતામાં.
ભુલાભાઈ દેસાઈ ઇતિહાસમાં એમ. એ. થઈ ગુજરાત કૉલેજમાં પ્રોફેસર થયા.
નાનાલાલ દલપતરામ કવિનું "વસન્તોત્સવ" પ્રકટ.
શારદાબહેન–સુમન્તભાઈનાં લગ્ન; પછી તરત સુમન્તભાઈ વિલાયત, ડૉક્ટરી અભ્યાસ માટે.
કલાપી–શોભનાનાં લગ્ન.
જન્મ: સરોજિની નીલકંઠ, વિશ્વનાથ ભટ્ટ.

૧૮૯૯ ત્રીજી ને સૌથી નાની પુત્રી જયંતીને પરણાવી.
પછી બહુ માંદા પડ્યા; સદ્‌ભાગ્યે બચ્યા દાક્તરમિત્ર શિવનાથની દવાથી.
"સમાલોચક"માં "સાક્ષરજીવન" શરૂ કર્યું.
અમદાવાદમાં ભાષણ "ગુજરાતી કવિતાનુ ભવિષ્ય."
ભારતીય ધર્મોમા સંસાર–વ્યવહારનું પાસું" (Secular side in Indian Religion) અંગ્રેજી વ્યાખ્યાન
"અરુણોદય"ના અંકોમા "સંસાર–પ્રતિબિંબ" કાવ્ય પ્રકટ– શરૂ–૧૮૮૧માં પૂરું–૧૮૯૩માં પ્રકટ–૧૮૯૯માં.
મુંબઈ યુનિવર્સિટીએ એમ.એ.ની પરીક્ષામાં એક વિષય તરીકે દેશી ભાષાઓ મંજૂર કરી. ગુજરાતીના અભ્યાસક્રમના બોર્ડમાં ગોવર્ધનરામ પણ હતા. "સરસ્વતીચન્દ્ર"ને એમ.એ.માં મૂકવાની દરખાસ્ત સામે ગોવર્ધનરામે સિદ્ધાન્ત રજૂ કર્યો – "જીવતા લેખકનું કાંઈ પણ પરીક્ષાના અભ્યાસક્રમમાં ન રાખવું." એ સિદ્ધાન્ત સ્વીકારાયો.

